## અનુક્રમણિકા

[illegible]

# ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૬૭, સને ૧૯૨૮

## અનુક્રમણિકા

## ૨. ઇતિહાસ-ભૂગોળ



## ૩. વિજ્ઞાન

## ૪. ગણિત



## ૫. સાહિત્ય



## ૬. ચિત્ર



## ૭. સામાન્ય



## સરકારી જાહેરખબર

---

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૭ ]     જાન્યુઆરિ, સને ૧૯૨૮     [ અંક ૧

## ભૂગોળ શિક્ષણ શી રીતે રસિક થઈ શકે ?

ઘણા શિક્ષકોને ભૂગોળ શિક્ષણ કંટાળા ભરેલું લાગે છે. તેનું મુખ્ય કારણ તે વિષયના મુખ્ય ઉદ્દેશનું તેમનું અજ્ઞાન છે એટલુંજ નહિ, પણ તે શીખવવાની શૈલીની માહિતી પણ તેમને હોતી નથી. હાલમા ભૂગોળ એટલે મનુષ્યના રહેઠાણ તરીકે પૃથ્વીનુ વર્ણન એમ તેનો અર્થ થાય છે. મનુષ્યને જેટલી બાબતો ઉપયોગી હોય છે તેટલી હકીકત ભૂગોળના વિષયમા આવે છે. આ દૃષ્ટિથી ભૂગોળના શિક્ષણમા ગહત્વનો ફેરફાર થાયછે નાના ગામના નામ, પર્વત, નદી, સરોવર, ભૂશિર વગેરેની નામાવલિ, પર્વતની ઉંચાઈ તથા નદીની લંબાઈ, અને વસ્તીના આંકડા વગેરે ઝીણી બાબતો નિરુપયોગી હોવાથી વિદ્યાર્થીને શીખવવાની જરૂર રહેતી નથી જે ભૂતળ રચનાથી તથા પ્રાકૃતિક ફેરફારથી મનુષ્યના જીવન ઉપર અમર થતી હોય નહિ તે શીખવવાથી તેમને તેમા રસ પડતો નથી ફક્ત નામો ગોખાવવા એ બાળકના માનસિક વિકાસને હાનિકારક છે, કારણ કે કોઈ પણ અસંબદ્ધ બાબત આપણે યાદ રાખી શકતા નથી. આપણા વિચાર એક બીજા સાથે એવા સુસંબદ્ધ હોય છે કે જો અમુક બાબત આપણને યાદ આવે છે તો તેની સાથે જોડાએલી બીજી હકીકત આપોઆપ યાદ આવી શકે છે. જે મનુષ્યનું જ્ઞાન સુસંબદ્ધ અને સુવ્યવસ્થિત હોય છે તેને વિશેષ ફાયદો થાય છે.

માનુષ ભૂગોળની દૃષ્ટિથી એક બાબત એ ફલિત થાય છે કે નકામી સબંધ રહિત બાબત, શિક્ષકે શીખવવી નહિ. પણ જે ગામ કે શહેર કે ભૌગોલિક બાબત સબંધી કંઈ જાણવાનું હોય તેનુંજ વર્ણન કરી તે શીખવવી જોઈએ. તાલુકા કે જિલ્લાના ગામો ક્રમવાર ગોખાવવાની જરૂર રહેતી નથી, પણ જે ગામ સંબંધી ઐતિહાસિક, કે ઔદ્યોગિક બીજી કંઈક જાણવાની હકીકત મળી આવે તેનો તેની સાથે સંબંધ જોડી શીખવવાથી વિદ્યાર્થીને તેમા રસ પડે છે જે બાબત વિદ્યાર્થીને હાલમા તેમજ ભવિષ્યમા ઉપયોગી નીવડવાની નથી તે યાદ રાખવાથી તેને શો લાભ છે ?

આરંભમા વિદ્યાર્થીને વર્ગ બહાર ખેતર, મેદાન વગેરે ઠેકાણે ફરવા લઈ જઈ તેની આસપાસની સ્થિતિનું તેને પ્રત્યક્ષ જ્ઞાન આપવુ જોઈએ. સમનુ જમીનતળ, ઊંચી તથા નીચી જમીન, સપાટ પ્રદેશ, વનસ્પતિ તથા પ્રાણી, પ્રાકૃતિક ફેરફાર જેવા કે સૂર્યની ગતિ, ચંદ્રની કળા, પવનની દિશા, ઠંડી, ગરમી, વાદળા, વરસાદ, ધુમસ, ઋતુઓના ફેરફાર વગેરેની માહિતી, વિદ્યાર્થીને તેનું અવલોકન કરાવી આપવાની જરૂર છે. ભૂગોળની સંજ્ઞાઓ જેવી કે બેટ, સરોવર, નદી, દ્વીપકલ્પ, ભૂશિર વગેરેનો ખ્યાલ જમીનના ઉપર થએલા જુદા જુદા આકાર બનાવી પ્રત્યક્ષ જ્ઞાનથી આપવો જોઈએ. આવા આકારો નાના હોય છે પણ તે ઉપરથી તે કલ્પનાદ્વારા તેમનું મોટું પ્રમાણ કલ્પી શકે છે. આવી રીતે પદાર્થપાઠ અને સૃષ્ટિજ્ઞાનનો સંબધ ભૂગોળ સાથે જોડવાથી તે વિષય રસિક થઈ શકે છે.

જે પ્રદેશ યા કુદરતી રચનાનું અવલોકન શિક્ષકે બાળક પાસે કરાવ્યું હોય તેનો માટીનો નમુનો તેમની પાસે શિક્ષકની મદદથી તૈયાર કરાવવો જોઈએ, અને પછી તેજ મૂળ વસ્તુ સાથે તેની સરખામણી કરાવવી. છેવટે શિક્ષકે નમુના ઉપરથી તેનો આકાર કા. પા. પર કેવી રીતે કાઢી શકાય તે બતાવવુ. દા. બાળકોએ પ્રથમ નદીનું નિરીક્ષણ કર્યું છે. હવે એ નદીનો નમુનો તેમણે તૈયાર કરવો જોઈએ, અને પછીથી તે નદીને આપણે કા. પા. પર કેવી રીતે કાઢી શકીશું તે બતાવવું જોઈએ. આવી રીતે ધીમે ધીમે પ્રત્યક્ષ જ્ઞાનના અભાવે આપણને ભૂગોળની બાબતો ફક્ત આકારદ્વારા બતાવવાની જરૂર પડે છે એ મુદ્દા વિદ્યાર્થી આગળ સ્પષ્ટ કરવાની જરૂર છે; કારણ કે જ્યારે જ્યારે તેને ભૂગોળનું જ્ઞાન પ્રાપ્ત કરવાનુ હોય છે ત્યારે ત્યારે તેને નકશામાં જે ચિહ્નો (આકાર) મૂકયા છે તેની મદદથી તે હકીકત કલ્પવાની જરૂર પડે છે. ભૂગોળના વિષયમા ડગલે ડગલે કલ્પનાશક્તિનો

ઉપયોગ કરવો પડે છે, તેથી જો તેનું પ્રત્યક્ષ જ્ઞાન વિપુલ અને સચોટ હોય છે તો તે કલ્પનાદ્વારા તેનો આબેહૂબ સ્પષ્ટ ખ્યાલ ઉપજાવી શકે છે. 'નદી'ના શબ્દ વર્ણન કરતા તેના આકારથી વધારે સમજણ પડે છે અને તેના કરતાં તેના નમુનાથી અને પ્રત્યક્ષ જ્ઞાનથી તેનુ જ્ઞાન સુસ્પષ્ટ થાય છે. આ કારણને લીધે બાળકનું આરંભનું ભૂગોળનું જ્ઞાન પ્રત્યક્ષ અવલોકનદ્વારા થવુ જોઈએ કે તેની મદદથી આગળ ઉપર તે કલ્પનાની મદદથી દૂરના પ્રદેશની હકીકત સમજી શકે.

ઘણી વખત બાળકને તેની આસપાસની સ્થિતિનું બરાબર અવલોકન કરાવ્યું હોતુ નથી, તેમજ નકશો શુ છે, તે કેવી રીતે થાય છે, તથા તેની કેમ જરૂર પડે છે—આ બાબત સમજાવ્યા સિવાય એકદમ નકશાનો ઉપયોગ કરવામા આવે છે. વિદ્યાર્થી કુદરતી રચના નિહાળતી વખતે જમીન ઊંચી નીચી તથા તેના જુદા જુદા આકારને જુએ છે; પણ તેવું કંઈ નકશામા તેને માલમ પડતુ હોતુ નથી તેથી તે ગભરાય છે, કારણ કે નકશામા જે ચિહ્નો બતાવવામા આવ્યા હોય છે તે શા માટે ત્યા મૂકવામા આવ્યા છે તેની સમજણ પ્રથમ તેને આપી હોતી નથી. જેવી રીતે બેટ, દ્વીપકલ્પ વગેરે ભૂગોળની સંજ્ઞાઓ શીખવતી વખતે તેનું અવલોકન કર્યા પછી તેનો નમુનો કરી તેનો કેવો આકાર કાઢી શકાય તે બતાવવાની જરૂર છે, તેવીજ રીતે વિદ્યાર્થીની આસપાસની સ્થિતિનો નકશો સમજાવવા માટે પ્રથમ આપણે વર્ગના નકશાથી શરૂ કરીએ છીએ; પણ તેવો આરંભ કરતાં પહેલા તે સંબંધી કેટલાક પ્રાથમિક પાઠ આપવાની જરૂર છે, કે જેથી નકશાનો અર્થ તેઓ બરાબર સમજી શકે. નકશાનો અર્થ સમજાવવા માટે પ્રથમ આકાર, સ્થિતિ, ઉંચાઈ, તથા વસ્તુના કદની સમજણ આપવાની ખાસ જરૂર છે કારણ કે આ બાબત ઉપર નકશાનો આધાર હોય છે.

૧ આકાર—શિક્ષકે હાથમા લખોટી લઈ પૂછવું કે આ શું છે? છોકરાઓ કહેશે કે તે 'લખોટી' છે. પછી પ્રશ્ન કરવો કે તેને આપણુ કા. પા. મા કેવી રીતે બતાવીશું. વિદ્યાર્થી જવાબ ન આપે તો '.' આવુ ટપકું મૂકી તે બાબત સ્પષ્ટ કરવી. પછી પેન્સીલ, ત્રિકોણ, ચોપડી, મેજ બતાવી તે કેવી રીતે પાટીઆમા કાઢી શકાય તે શીખવવુ; તેને માટે — □ △ ⊓ આવા આકાર કાઢી તે વસ્તુદર્શક ચિહ્ન છે એમ સમજાવવું. ચોપડી વગેરે વસ્તુઓ અને તેના ચિત્ર તથા સંજ્ઞાઓ વચ્ચે કેવો ફેર પડે છે, તે બાબત તેના મન ઉપર

દેખાવવાની જરૂર છે, કારણ કે ત્યાર પછી નકશામાં મૂકેલાં ચિહ્નો (આકારો) શું છે તે તેઓ સમજી શકશે.

ચ. સ્થિતિ—હવે શિક્ષકે વસ્તુઓની જુદી જુદી સ્થિતિ કેવી થાય છે તે શીખવવું. 'મેજ' ઉપર ચોપડી મૂકી પૂછવું કે તે કયાં છે? પછી તે નીચે મૂકી પૂછવું કે તે કયાં છે? આ પ્રમાણે 'ઉપર' અને 'નીચે'નો ખ્યાલ સ્પષ્ટ કરવો. તેવીજ રીતે આ ભીંત કયાં છે? એ પ્રશ્ન પૂછી 'પાછળ' એ શબ્દ કઢાવવો અને તેવી રીતેજ 'આગળ'ની સમજણ પાડવી. આવી રીતે. 'આગળ', 'પાછળ' 'જમણું'; 'ડાબુ' 'ઉપર' 'નીચે' જેવી સ્થિતિનો ખ્યાલ સ્પષ્ટ કરવો.

છ. દિશા—સૂર્ય કઈ બાજુએ ઉગે છે? એમ પ્રશ્ન પૂછીને તે બાજુ ઊગમણી કહેવાય છે એમ બાળક પાસે કઢાવવું. સૂર્ય આકાશમાં ચઢતાં ચઢતા કયા સંતાઈ જાય છે? જે બાજુએ તે આથમે છે તે કેવી કહેવાય? આવી રીતે 'ઊગમણી' યા 'પૂર્વ' તથા 'આથમણી' યા 'પશ્ચિમ' દિશા સમજાવ્યા પછી ડાબી અને જમણી બાજુના જ્ઞાનનો ઉપયોગ કરી તેને 'ઉત્તર' તથા 'દક્ષિણ'નો ખ્યાલ આપવો. સૂર્યની ગતિનું અવલોકન કરાવી તેમજ હોકાયંત્રનો ઉપયોગ તથા પવનની દિશા કઢાવી વિદ્યાર્થીનું દિશાનું જ્ઞાન ચોક્કસ કરવુ.

જ. અંતર—અંતરના ખ્યાલ માટે વર્ગની લંબાઈ, પહોળાઈ ઊંચાઈ. વગેરે ફુટપટ્ટીથી બાળક પાસે મપાવી તેનું અંતર તેમની પાસે કઢાવવું. તે ઉપરથી શાળાની આસપાસની સ્થિતિનું અંતર વિદ્યાર્થીઓ કહી શકશે. તેમની તે અટકળ બરાબર છે કે કેમ તેની ખાતરી માટે તેમની પાસે તે અંતર મપાવવું. તેવીજ રીતે બીજી વસ્તુઓનાં અંતરની અટકળ કરવાની તેમને ટેવ પાડવી. શાળાની પાસેના કોઇપણ ઝાડની ઊંચાઈ માપીને તેના પર કાપો કરી રાખવો કે જ્યારે અમુક મકાન કે જગાની કેટલી ઊંચાઈ છે તે કાઢતી વખતે તેનાથી તે કેટલા ઘણી છે તે કહી શકાય. આ પ્રમાણે માપનો ખ્યાલ વિદ્યાર્થીને આપી શકાય.

એક વસ્તુને બીજી સાથે સરખાવીને તે તેનાથી કેટલા ગણી મોટી કે નાની છે એવા મનોયત્ન કરાવીને વસ્તુના પરિમાણનો ખ્યાલ આપી શકશે.

આવી રીતે નકશામાં આવતી બાબતો પ્રથમ સમજાવ્યા પછી નકશો શું છે તે શીખવવું જોઈએ. વર્ગનો નકશો કાઢતી વખતે એક મુરકેશી ઉભી

થશે. જો વર્ગની લંબાઈ ૩૬ ફુટ હોય તો તેવડી લીટી કંઈ કા. પા. પર કાઢી શકાય નહિ, તેથી હવે શું કરવું એ પ્રશ્ન વિદ્યાર્થીના મન આગળ ખડો થશે. આ પ્રસંગે 'પ્રમાણુ' (સ્કેલ) શું છે તે શિક્ષકે સમજાવવું જોઈએ. જો એક ફુટને માટે આપણે ૧' લીટી દોરીએ તો કેટલી લાંબી લીટી આપણે દોરવી પડશે? વિદ્યાર્થીઓ જવાબ આપશે કે ૩૬', જો ૨ ફુટને માટે ૧' લઇએ તો હવે કેટલી લાંબી લીટી દોરવી પડશે? જવાબ ૧૮'. જો ૪ ફુટને બદલે ૧' લઇએ તો કેટલા ઇંચ લીટી દોરવી પડશે. જવાબ ૯'. આવી રીતે જુદા જુદા પ્રમાણુ લઈ હવે આપણે કેટલી લાંબી લીટી દોરવી પડશે એમ વિદ્યાર્થીઓ કહી શકશે.

આ પ્રમાણે 'પ્રમાણુ' સમજાવ્યા પછી શિક્ષકે વર્ગનો તેમજ નિશાળનો નકશો વિદ્યાર્થી પાસે કઢાવવો અને તેમાં આવતાં વસ્તુદર્શક ચિહ્નોની સમજણુ પાડવી. તેવીજરીતે નિશાળમાંથી ગામમાં જવાના માર્ગ પણુ નકશામાં બતાવવા. આવી રીતે શાળાની આસપાસની સ્થિતિનું અવલોકન કર્યા પછી તેમજ તેનો નકશો કાઢ્યાપછી શિક્ષકે વિદ્યાર્થીના ગામની ભૂગોળ શીખવવી. ગામની ભૂગોળ સારી રીતે શીખવાની ખાસ જરૂર છે; કારણુ કે વિદ્યાર્થીના તેવા જ્ઞાન ઉપર આખેના પ્રદેશની ભૂગોળ સમજવાનો આધાર છે. કોઈ પણુ દેશની ભૂગોળ શીખતી વખતે તેની કુદરતી રચના, આબોહવા, ખેતીની પેદાશ, તથા ઉદ્યોગો વગેરે જે અપરિચિત બાબત તેની સમજવાની હોય છે તે વિદ્યાર્થીને જે પ્રત્યક્ષ જ્ઞાનનો અનુભવ ગામની ભૂગોળમાં થયો હોય છે તેની મદદથી તે કલ્પી શકે છે. આ કારણુને લીધે શિક્ષકે બાળકને ગામમાં ફરવા લઈ જઈને તેની શેરીઓ, રસ્તા, ઉંચા મકાન, તથા જાણુવા લાયક સ્થળ, ત્યાંની ખેતીની પેદાશ, તથા ઉદ્યોગો, પોસ્ટઑફિસ, ચોરો, શાળા, તેમજ ત્યાંના કારીગર, તથા બહારથી જતો આવતો માલ, આવી સર્વ બાબતનું પાકું જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાનથી આપવું જોઈએ, કારણુ કે તેવા અનુભવ ઉપરથી વિદ્યાર્થીને અપરિચિત પ્રદેશની ભૂગોળની ભિન્ન ભિન્ન હકીકતો સમજવાની હોય છે.

## કોઈપણુ દેશની ભૂગોળ શીખવવાનો ક્રમ

(૧) સ્થળનું નામ અને તે ઉપરથી મળતી કંઈક ઐતિહાસિક હકીકત. દા. મહેમદાવાદની ભૂગોળ શીખવવાની હોય તો પ્રથમ તે ગામનું નામ શા ઉપ- રથી પડ્યું છે વગેરે થોડી ઐતિહાસિક બાબત વિદ્યાર્થીને કહેવાની જરૂર છે.

(૨) તેની હદ અને તેના વિસ્તારનો ખ્યાલ.

(૩) કુદરતી રચના, જમીનની ઉંચાઈ, નીચાઈ, સપાટ પ્રદેશ, નદી, સરોવર, ખીણ, રણ, કિનારો, પર્વતો, જમીનનું તળ, જંગલો વગેરે.

(૪) કુદરતી રચના ઉપર આબોહવાનો આધાર છે એટલે તે ઉપરથી ત્યાંની હવા ઠંડી, સુકી, કે ભેજવાળી છે તથા ત્યાં વરસાદ કેટલો પડે છે તે બાબત શીખવવી.

(૫) વનસ્પતિ. આબોહવા અને જમીન તળ ઉપર તેનો આધાર રહેલો છે.

અ ખેતીની પેદાશ. (બ) જંગલની પેદાશ.

(૬) પ્રાણી. અ પાળેલાં અને જંગલી

(૭) ઉદ્યોગો, વેપાર—એટલે-ત્યાં થતી આયાત તથા નિકાસ.

(૮) વેપારના માર્ગ, દરિયાઈ માર્ગ, રેલવે, સડકો, તથા નદીના વહેણુ અને હવાઈ માર્ગ.

(૯) લોકો, તેમની ખાસીયત, તેમની જાત, ધર્મ વગેરે હકીકત.

(૧૦) રાજ્યવ્યવસ્થા. અમલદારની માહિતી અને તેમનાં કર્તવ્ય.

(૧૧) મુખ્ય શહેર. અ પ્રાચીન. બ અર્વાચીન અથવા ઐતિહાસિક, તથા ઔદ્યોગિક, શહેર. વેપારનાં તથા યાત્રાનાં સ્થળ અને લશ્કરી થાણાં, આવી રીતે શહેરો શીખવતી વખતે પણ શિક્ષકે અમુક શહેર ત્યાં કેમ વસ્યું, વગેરે કારણો શોધી કાઢવાં જોઈએ અને તે બાળકોને બરાબર સમજાવવાં જોઈએ.

ભૂગોળ શિક્ષણ માટે નીચે આપેલી સૂચના ઉપર શિક્ષકવર્ગનું ધ્યાન ખેંચવામાં આવે છે.

(૧) આ વિષયનું શિક્ષણ આરંભમાં વર્ગ બહાર પર્યટન કરાવી કુદરતી રચનાના અવલોકનદ્વારા આપવું.

(૨) ભૂગોળની સંજ્ઞાઓ તેમજ પ્રાકૃતિક ફેરફારની સમજ પ્રત્યક્ષ જ્ઞાનથી આપવી.

(૩) વિદ્યાર્થીના રહેઠાણની તેમજ તેની આસપાસની ભૂગોળ પાકી કરાવવી.

(૪) પૃથ્વીનો ગોળો, નમુના, ચિત્રો, આકૃતિ તેમજ જાદૂઈ ફાનસ અને સ્ટીરીઓસ્કોપ તથા બને ત્યાં સીનેમાદ્વારા ભૌગોલિક બાબતનું પ્રત્યક્ષ જ્ઞાન આપવું.

(૫) પૃથ્વીનો સમગ્ર ખ્યાલ આપી વિદ્યાર્થીના રહેઠાણની જગાનું તેમાં શું સ્થાન છે તેનો ખ્યાલ તેને આપવો.

(૬) ઇતિહાસ જોડે ભૂગોળનો સંબંધ જોડવો જોઈએ. "ઇતિહાસ એ દેશનો આત્મા છે અને ભૂગોળ એ તેનું શરીર છે" એટલે કુદરતી રચના, આબોહવા અને સૃષ્ટિસૌંદર્ય પ્રમાણે પ્રજાનો સ્વભાવ અને તે ઉપરથી તેના ઇતિહાસનું સ્વરૂપ ઘડાય છે. જ્યારે આવી રીતે ભૂગોળની સાથે ઇતિહાસનો ગાઢ સંબંધ છે ત્યારે ભૂગોળના સ્થળ વગેરે બાબત શીખવતી વખતે તેને લગતી ઐતિહાસિક હકીકત વિદ્યાર્થીને કહેવી જોઈએ; તેને લીધે તેને લગતા વિચાર સુસંબદ્ધ થવાથી તે જલદીથી યાદ રહી શકે છે.

(૭) આ વિષયનું નિરૂપણ હાલમાં કાર્યકારણની ભાવનાથી વધારે થાય છે. દા. પંજાબમાં ઘઉં કેમ વધારે થાય છે? સંયુક્ત અને બંગાળામાં કેમ વસ્તી બહુ ગાઢી છે? 'આ' મ્હૈસુર અને આસામમાં કેમ થાય છે? આસામમાં વરસાદ કેમ વધારે પડે છે 'અને તિબેટમાં નહિ જેવો પડે છે? આવી રીતે અનેક બાબતનો ખુલાસો જો કાર્ય કારણથી કરવામાં આવે તો વિદ્યાર્થીઓ તે ઝટ સમજી શકે છે અને તેથી તે રહેલાઈથી યાદ રાખી શકે છે.

(૮) શિક્ષકે મુસાફરીનાં પુસ્તકો તેમજ છાપાંઓ વાંચી જ્ઞાનમાં વધારો કરવો, અને તે ઉપરથી જે કંઈ નવા જુની જાણવાની હોય તે વિદ્યાર્થીને કહેવી જોઈએ. ધરતીકંપ, વાવાઝોડાં, રેલ વગેરે બનાવો જે થયા હોય અને તેની શું અસર ઉપજી હોય તે તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવાથી આ વિષય રસિક થાય છે. ખંતીલો શિક્ષક છાપામાંથી તેમજ માસિકમાંથી ઘણાં ઉપયોગી ચિત્ર એકઠાં કરી રાકશે અને તે વડે ઘણી અસ્પષ્ટ બાબત સ્પષ્ટ કરી શકશે.

(૯) શિક્ષકે કાં. પા. પરના નકશાના ખોખાંમાં વેપારના માર્ગ, રાજકીય વિભાગ, કુદરતી રચના, આબોહવા, ખનીજ, ખેતીની પેદાશ વગેરેના જુદા જુદા નકશામાં તેને લગતી હકીકત શિક્ષકે પ્રથમ પૂરવી અને પછી વિદ્યાર્થીને તે પ્રમાણે તેના નકશામાં પૂરવા કહેવું. ભૂગોળની હકીકત ફક્ત સાંભળવા કરતાં આ પ્રમાણે આંખ અને હાથનો ઉપયોગ કરવાથી તેની છાપ સચોટ અને દૃઢ થાય છે. નકશાના ખોખાનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરવાથી તે બાબત સારી રીતે યાદ રહે છે. એ શિક્ષકે લક્ષમાં રાખવું જોઈએ.

(૧૦) ઘણી વખત મુસાફરીના રૂપમાં ભૂગોળનો પાઠ લેવા જે સ્થળેથી મુસાફરી કરવાની હોય તે નકશામા શોધાવી, આગળ જ્યાં જ્યાં જવાનું હોય તે સ્થળો પણ શોધાવી તેને લગની હકીકત કહેવાથી બાળકોને તેમાં રસ પડે છે. વિદ્યાર્થીઓ પણ તે સંબંધી સારા જવાબ આપે છે. દા. અમદાવાદથી ભરુચ આપણે જવું છે તો પ્રથમ અમદાવાદની હકીકત કઢાવી, આપણે તે પછીનુ સ્થળ શોધાવવું. વિદ્યાર્થી કહેશે કે 'મહેમદાવાદ' આવે છે. હવે તે નામ શા ઉપરથી પડયું, ત્યા શું શું જોવા લાયક છે, તથા ત્યાં કઈ નદી આવી છે વગેરે પ્રશ્નદ્વારા હકીકત કઢાવી આપણે કહેવું કે ચાલો હવે આપણે આગળ જઈએ. આવી રીતે નડિઆદ, વડોદરા, ભરુચ શહેરની જાણવા લાયક હકીકત કહેતા જવું અને નકશામાં તે સ્થળો પૂરતા જવું. આવી રીતનું શિક્ષણ વધારે ફળદાયી નીવડે છે.

(૧૧) પ્રાકૃતિક ભૂગોળ સાથે ઔદ્યોગિક ભૂગોળનો સંબંધ જોડવો, કારણ કે કોઈ પણ દેશના ખનીજ તથા તેના વહેવારના માર્ગ ઉપર તેના ઉદ્યોગ અને તેની આબાદીનો આધાર રહે છે. જ્યા કોલસા તથા લોઢું પાસે પાસે નીકળે છે ત્યા થોડા વખતમા મોટા શહેરો આબાદ થયા છે તે સમજી શકાશે. ઓસ્ટ્રેલિઆમાં સોનું નીકળવાથી ત્યાં જલદીથી વસ્તી વધી પડી છે એ જાણીતી બાબત છે. દક્ષિણ આફ્રિકાના શહેરની જાહોજલાલી પણ તેવાજ કારણને લીધે છે. યુનાઈટેડ સ્ટેટ્સમાં સારી ખેતી અને ખનીજને લીધે તેની દોલતમાં ઘણો વધારો થયો છે, એટલે ત્યાં નવાં નવાં શહેરો વસતાં જાય છે.

(૧૨) ખનીજ, ખેતીની પેદાશ તથા કારખાનામાં તૈયાર થએલા માલનું જ્ઞાન બનતા સુધી વસ્તુદ્વારા આપવું જોઈએ.

(૧૩) ઝીણી ઝીણી બાબત મૂકી દેવી, નામાવલિ ગોખાવવી નહિ, પણ જે શહેર કે સ્થળની હકીકત શિક્ષકે કહી હોય તેનું સંબંધપૂર્વક વર્ણન વિદ્યાર્થી પાસે પ્રસંગોપાત કરાવવું, કારણ કે તેથી તે બાબત તેને સારી રીતે યાદ રહે છે અને તેની ભાષાશક્તિ પણ સુધરે છે.

(૧૪) તાલુકાની ભૂગોળ શીખવતી વખતે તેમાં આપેલાં ચિહ્નની સમજણ શિક્ષકે પ્રથમ આપવી જોઈએ; તેમજ અમુક ગામ કેટલે અંતરે છે તે વિદ્યાર્થી પાસે ફુટપટીથી મપાવીને શોધી કઢાવવું. સપાટીદર્શક, હવાનું દબાણ બતાવનારા તથા ઠંડી, ગરમી અને વરસાદનું માપ બતાવનારા નકશાનો અર્થ ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ સમજતા હોવા જોઈએ.

(૧૫) પૃથ્વીની ભૂગોળ શીખવતી વખતે આબોહવાને અનુસરીને તેના જે જુદા જુદા પ્રદેશો પાડવામાં આવ્યા હોય છે તે ક્રમ લેવાથી કાર્યકારણનો સંબંધ વધારે સારી રીતે સમજાવી શકાય છે. દા. જો મોન્સુનના બધા દેશો એક પછી એક શીખવવામાં આવે તો તેમાં થતી ખેતીની પેદાશ, ઉદ્યોગો, મનુષ્યસ્વભાવ વગેરે બાબત વિદ્યાર્થીઓ ઝટ સમજી શકે છે. પછી રણના બધા દેશો તેમજ શીત કટિબંધ વગેરે પ્રદેશોની ભૂગોળ શીખવવાથી કાર્ય કારણનો સંબંધ વધારે સહેલાઈથી જાણી શકાય છે.

(૧૬) ભૂગોળના વિષયમાં નાટયપ્રયોગ પણ થઈ શકે છે. દા. ગુજરાતની ખેતીની પેદાશ શીખવવી હોય તો એક વિદ્યાર્થી કપાસની હકીકત બોલી જાય. બીજો મકાઈ; ત્રીજો તમાકુ–ચોથો ઘઉં–એમ જુદા જુદા વિદ્યાર્થીઓ જુદા જુદા પાકનું વર્ણન કરે તો બાળકને તેમાં વધારે રસ પડે છે. શિક્ષકનામાં જો થોડી કવિત્વશક્તિ હોય અને જો આ બાબત કવિતાના રૂપમાં દર્શાવી શકે તો બાળકને તેમાં અવશ્ય ઘણો આનંદ પડશે, તેવીજ રીતે નદી, પર્વત વગેરે બાબતની હકીકત ને નાટય પ્રયોગો સ્વરૂપમાં સમજાવી શકાય છે.

---

## *ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિ

યૂરોપ અને હિંદીઓની પ્રાચીન સંસ્કૃતિ પ્રત્યેની ઉત્સાહ વૃત્તિની સરખામણી કરતાં તેમણે જણાવ્યું હતું કે યૂરોપના લોકો પણ પોતાની પ્રાચીન સંસ્કૃતિના પૂજક છે. તે લોકોમાં પોતાની સંસ્કૃતિની પ્રગતિ માટે પણ સારો ઉત્સાહ છે, જ્યારે આપણામાં આપણી સંસ્કૃતિની પ્રગતિ માટે ઉત્સાહ નથી, તેમ તેના રક્ષણ માટે કાળજી પણ નથી. આપણે ત્યા એક નવીન વર્ગ એવો થયો છે કે જેને નવામાંજ મોહ છે અને તેથી પચાસ વર્ષ પછી આપણો દેશ કેવો થશે તથા તેના આદર્શ, ધર્મ, આચારવિચાર કેવા થશે તે કહી શકાય એમ નથી. એ મોહ થવાનું કારણ એ છે કે આપણી પ્રવૃત્તિ વિચાર વિનાની છે. એટલું તો નક્કીજ છે કે જે પ્રજા પોતાની જીવનપ્રવૃત્તિનું નિરીક્ષણ નથી કરતી તેનો વિકાસ પણ થઈ શકતો નથી. હાલના જમાનામાં ફેરફાર એટલી બધી ગતિથી થાય છે કે જો આપણે તે

* સાહિત્ય સભામાં તા. ૮–૧૧–૨૭ને રોજ પુરાતત્ત્વવાળા મુનિ શ્રી જિનવિજયજીએ આપેલું ભાષણ.

ગતિ મુજબ આપણી સંસ્કૃતિના સંરક્ષણનાં સાધનો તરફ ધ્યાન નહિ આપીએ તો ભવિષ્યમા આપણી ઘણી કફોડી સ્થિતિ થવા સંભવ છે.

સંસ્કૃતિ બે પ્રકારની છે. એક બાહ્ય સંસ્કૃતિ અને બીજી આંતર સંસ્કૃતિ. સંપત્તિ,સમૃદ્ધિ, વૈભવ, મોજશોખ ઇત્યાદિનો બાહ્ય સંસ્કૃતિમાં સમાવેશ થઈ શકે છે. આંતર સંસ્કૃતિમાં આપણી ભાવના, આદર્શ તથા મહત્વાકાંક્ષા વગેરેનો સમાવેશ થાય છે. આ બંને સંસ્કૃતિઓ એક બીજાને અવલંબીને રહે છે, એટલે જે પ્રજાની આંતર સંસ્કૃતિ ઉચ્ચ ના હોય તેની બાહ્ય સંસ્કૃતિ પણ ઉચ્ચ ના હોઈ શકે. આપણી સંસ્કૃતિમા મૂળરૂપ ધર્મભાવના જ છે. તે ધર્મની ભાવના તથા ધર્મના વિચારથી જ પોષાઈ છે, એટલે સંસ્કૃતિની અસર, આંતર તત્ત્વ ઉપર અને આંતરની અસર બાહ્ય અંગ ઉપર થાય છે. જો આંતર સંસ્કૃતિ ઉચ્ચ ના હોય તો તેની બાહ્ય સંસ્કૃતિની વિભૂતિઓ પણ મોટી હોઈ શકતી નથી. એ વિભૂતિનાં તત્ત્વો મોટાં હોવાનો આધાર આંતર સંસ્કૃતિ ઉપર રહેલો છે અને તેવીજ રીતે બાહ્ય સંસ્કૃતિની અસર આંતર સંસ્કૃતિ ઉપર પણ થાય છે.

આપણા દેશની દરેક પ્રકારની સંસ્કૃતિના મૂળમાં ધર્મ ભાવના રહેલી છે. આપણી કોઇપણ સંસ્કૃતિ એવી નથી કે જેના મૂળમાં ધર્મ ભાવના રહેલી ન હોય. "ધર્માદર્થશ્ચ કામશ્ચ" અર્થ અને કામ પણ ધર્મથી જ છે. ધર્મ વિનાના અર્થ અને કામ અનર્થ અને પાપરૂપ ગણાય છે. હવે આપણી બાહ્ય સંસ્કૃતિ લઈએ. તેમાં જુદી કળાઓનો સમાવેશ છે જેમ કે સાહિત્ય, સ્થાપત્ય, નૃત્ય, સંગીત વગેરે કળાઓ. આપણામાં પુરુષની ૭૨ અને સ્ત્રીની ૬૪ કળાઓ ગણાય છે અને તે બાહ્ય સંસ્કૃતિ ગણાય છે. પરંતુ એમાંની ઘણી ખરી નષ્ટ થએલી છે. આપણી એ કળાના મૂળમાં પણ ધર્મ રહેલો છે.

હવે આપણે ગુજરાતની કળાના વિષય ઉપર આવીએ. તે માટે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ તરફ નજર કરવી જોઈએ. ગુજરાતનો પુરાણ કાળનો ઇતિહાસ તો અંધારામાં છે પણ પાટણના સમયથી કાંઈક વિગતો મળે છે. તે પહેલાંની વિગતો મળતી નથી. દક્ષિણીઓમાં જેવી રાષ્ટ્રભાવના અત્યારે પણ છે તેવી આપણા ગુજરાતીઓમાં નથી તેનું કારણ ઇતિહાસની ઘટના છે. ત્યાંની નિકટની ઐતિહાસિક ઘટના શિવાજીના રાજ્યથી માંડીને તે.પેશ્વાઇના અંતની છે, જ્યારે આપણે ત્યાં ગુજરાતમાં એવી કોઈ ઐતિહાસિક ઘટના નથી. લોકમાન્ય તિળક તથા આગરકર જેવાઓએ ...

સમયમાં દક્ષિણમાં એવી રાષ્ટ્રભાવના ફેલાવી છે. તેઓના વડવાઓએ દક્ષિણમાં ઐતિહાસિક બનાવો નજરેનજર જોએલા હતા. નાના ફડનવીસનો વાડો, શનવારનો વાડો, અંગ્રેજી એલચીઓ આવતા તે તથા મસલનો થતી તે વગેરેનાં જે મકાનોથી રાષ્ટ્રભાવના જાગૃત થાય છે તેવાં સાધન આપણે ત્યાં નથી. એ પ્રસંગોની ઉચ્ચ ભાવના હજી તેમની સમક્ષ તરવરે છે. આપણા યુવકોમાં આવી કોઈ પણ ભાવના નથી.

ગુજરાતમાં તો અલ્લાઉદીનના સમયથીજ તેની અસ્મિતાનો અંત આવ્યો છે એટલે રાષ્ટ્રભાવના ઉઠી જાય તેમાં શી નવાઈ? ૬૦૦-૬૫૦ વર્ષના મુસ્લીમ કાળમાં હિંદુઓ ઢીલા પડી ગયા. તે વખતે પ્રજા જુદી જ ભાવનાથી રહી હતી. તેને ઇતિહાસની સાથે તાદાત્મ્ય કેમ થાય? આ પ્રમાણે ગુજરાતના ઇતિહાસનો સૌથી નિકટનો કાળ તે પ્રમાણે છે. પાટણના પતન પછી આસપાસના હિંદુ રાજ્યો પણ નષ્ટ થયાં.

પાટણના સમયના પણ બે વિભાગ થાય છેઃ—એક ચાંવડાઓનો અને બીજા સોલંકીઓ તથા ચાલુકયોનો. તેમાં ચાવડાઓના વંશની હકીકત જુજ છે, જ્યારે સોલંકીની ઠીક મળે છે. આ ઇતિહાસ તરફ આપણી બેદરકારી છે. દક્ષિણમાં તો શાહુ છત્રપતિથી તે પેશ્વાઈ સુધીના સમયના ૫૦ થી ૬૦ હજાર કાગળો એકત્ર કરવામાં આવ્યા છે. આપણે ત્યાં પાટણની રાજધાની પડયા પછી તેની આસપાસનાં હિંદુ રાજ્યોને તેની સાથે જાણે કશો સંબંધજ નથી એવું થયું, પણ દક્ષિણમાં તો બીજાં રાજ્યોને કોલ્હાપુરની સાથેનો સંબંધ રહ્યો હતો. પેશ્વાની અપકીર્તિ આપણાથી કેમ સહન થાય, એવી દક્ષિણીઓમાં હજી પણ ભાવના છે. મિ. કનૈયાલાલ મુનશીએ પાટણની વાર્તાઓ લખી તેથી પટણીઓ કેવા હતા તથા પ્રજાનો ઉત્કર્ષ કેવો હતો વગેરે જણાય છે છતાં આપણે આપણાં જુનાં સ્મરણચિહ્નો સાચવ્યાં નથી. આપણી પાસે વધારે ઉત્કર્ષકાળ તે પાટણના રાજ્યનો છે. હજીપણ આપણે પાટણની ઘણી વસ્તુઓથી અપરિચિત છીએ. આજે આપણે ગુજરાતની અને મહારાષ્ટ્રની પ્રજાની રાષ્ટ્રીય જાગૃતિમાં મોટો ફેરફાર જોઈએ છીએ. ગુજરાતમાં મહારાષ્ટ્ર જેવી ઉન્માદની ભાવના જણાતી નથી તેનું કારણ આપણા ઇતિહાસ વિષેના જ્ઞાનનો અભાવ છે. ત્યાંની પ્રજા મહારાજા શિવાજીના ઇતિહાસ સાથે નિકટનો સંબંધ ધરાવે છે.

દક્ષિણની કૉલેજમાં ભણતા દરેક વિદ્યાર્થીઓ તેમના દેશનો ઇતિહાસ સારી રીતે જાણે છે અને તેઓ બધાં જુનાં સ્થાનો જોતા ફરે છે, તેમજ તેનો પુનરુદ્ધાર કરવાના પ્રયત્ન કરે છે. ઇતિહાસ પ્રજામાં તાજો રહે એવી

જે ભાવના લોકમાન્ય તિલકે તાજી કરી છે એ ત્યાં પ્રતિદિન વધતીજ જાય છે. હાલમાં ત્યાંના કવિઓ પવાડા પણ જુની પદ્ધતિ મુજબ જ બનાવે છે અને તે સાંભળી એક વારતો આપણામાં જરૂર શૌર્ય છૂટે. ગણેશ મેળાની તથા એવી બીજી પ્રવૃત્તિઓ દ્વારા પણ ત્યાં પ્રજાનું ધ્યાન પ્રાચીન ઇતિહાસ તરફ વધારે ખેંચાય છે. આ દિશામાં બધા પક્ષો એકત્ર મળીને કાર્ય કરે છે. તે માટે ત્યાં હાલમાં બે મંડળો છે. એક 'ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટયુટ' અને બીજું 'ભારત ઇતિહાસ સંશોધન મંડળ' છે. પહેલા મંડળમાં લો. મા. તિળક પહેલા દાખલ થયા હતા, અને તેમણે પ્રજામાં તે દિશા પ્રત્યે ભાવના ખીલવી હતી. ત્યાં વિશ્રામ બાગની જગા છે જ્યાં પ્રથમ પેશ્વાઈની ન્યાયની અદાલત બેસતી, પણ પછીથી અંગ્રેજી અમલમાં ત્યાં શાળા વગેરે થયા બાદ તે મકાન બીજા કામમાં લેવાનો સરકારનો ઇરાદો હતો પણ બધા દક્ષિણીઓએ મળીને તે ઇતિહાસ પ્રસિદ્ધ મકાન એમને હસ્તક રહેવા દેવા સરકારને વિનતિ કરી છે.

આ દિશામાં આપણી જરા પણ જાગૃતિ નથી. આબુ જે આપણા ગુર્જરોનું એક ગૌરવ ભર્યું સ્થાન છે અને જ્યાંથી આપણને આપણી સંસ્કૃતિનું જ્ઞાન મળી શકે તેમ છે તે પ્રત્યે પણ આપણે બેદરકાર છીએ. ત્યાં ઇતિહાસ પ્રસિદ્ધ અચળેશ્વર મહાદેવનું સ્થાન અને તેની પાસે મંદાગ્નિ કુંડ છે તે અત્યારે ઘણી દુર્દશા ભોગવે છે.

પાટણ પહેલાં ગુજરાતની સંસ્કૃતિનું મૂળ સ્થાન આબુ અને તેની આસપાસ પચાસ પચાસ માઈલ ફરતો પ્રદેશ છે. આપણી હાલની સંસ્કૃતિનાં મૂળ આપણે આબુ આગળથી ખોળી શકીએ. આબુ ઉપર અચળેશ્વર મહાદેવનું મોટું ધામ છે. છતાં તેની અત્યારે કેવી દશા છે? ત્યાં લોકો જાજરૂ જાય છે અને તે તદ્દન બિસ્માર હાલતમાં માલમ પડે છે. મંદાગ્નિ કુંડની દશા પણ એવી છે. આ કુંડનું માહાત્મ્ય એવું હતું કે ક્ષત્રિય રાજાઓ તેની આસપાસ મરણ ઇચ્છતા. હજુ પણ ઘણા પ્રાચીન રાજાઓના ત્યાં પાળીયા છે. જૈનોની ભાવના પહેલાં વિશાળ હતી પણ તે હવે તેવી રહી નથી. અચળેશ્વરના તેમના દહેરામાં કેવો ચકચકાટ છે છતાં પાસેના મહાદેવમાં તો માખીઓ બણબણે છે! આપણ ગુજરાતીઓ હજારો અને લાખો રૂપીઆ ખર્ચે છે પણ આ દિશામાં કાર્ય કરવાનું કોઈને સુઝતું નથી.

ચંદ્રાવતી નગરી—ગુજરાતના રાજા ભોળા ભીમદેવના સમયમાં આબુથી ત્રણેક માઇલ દુરની ચંદ્રાવતી નગરીમાં ધારાવર્ષ કરીને રાજા હતો. તે મહા પરાક્રમી હતો. તેની મૂર્તિના હાલના બે કડકા અચળેશ્વરના કુંડ

પાસે પડેલા છે. એ રાજા એવો જબ્બર બાણાવળી હતો કે તેણે એકજ બાણથી ત્રણ પાડાઓને આરપાર વીંધી નાંખ્યા હતા. હાલ તેની મૂર્તિ પાસે પથ્થરના ત્રણ પાડાઓ કરીને મૂકયા છે. આબુ પર્વત શિરોહીના રાજાના તાબામાં છે. એ રાજાએ ટેવર નામના એક સાહેબની યાદમાં લાખેક રૂપિયા ખર્ચીને તળાવ બંધાવ્યું છે, પણ અચળેશ્વર મહાદેવની બાબત તેમને સુઝતી નથી. પ્રજાને પણ સંસ્કૃતિનું ભાન નથી. ગુજરાતમાં પણ ધનિકો તો ઘણા છે પણ તેઓને ગુજરાતની પ્રાચીન અસ્મિતા માટે અભિમાન નથી. વડોદરાના સયાજીરાવ મોટા રાજા કહેવાય છે, છતાં સિદ્ધપુરમાં રૂદ્રમાળનાં અવશેષને તેમણે સુરક્ષિત કર્યાં નથી. ચંદ્રાવતી મોટું શહેર હતું અને તેનો કિલ્લો આબાદ હતો ત્યાં સુધી વિદેશીઓના હુમલા ગુજરાતમાં થઈ શકતા નહિ કેમકે એ ગુજરાતમાં પેસવાના દરવાજારૂપ હતું. એ જ્યારે પડયું ત્યારે ગુજરાતના દરવાજા ખુલ્લા થયા. પુસ્તકો પરથી જણાય છે કે ચંદ્રાવતીમાં સેંકડો જૈન તથા શૈવ મંદિરો હતાં. કર્નલ ટૉડે જ્યારે એ નગરીની મુલાકાત લીધી ત્યારે પણ ત્યાં ૨૦ મંદિરો તો સારી સ્થિતિમાં જોવામાં આવ્યાં હતાં અને તેના થોડાક ફોટા પણ પુસ્તકમાં તેણે આપેલા છે. ગયે વર્ષે હું તથા પ્રોફે. મલકાની ચંદ્રાવતીનું ખંડેર જોવા ગયા હતા. હાલ ત્યાં એક મંદિર નથી પણ એક પથ્થર ઉપર થાંભલો ઉભો છે તે માત્ર ચંદ્રાવતીનો અવશેષ છે. એ જાય એટલે ચંદ્રાવતીનો પત્તો નહિ મળે.

યૂરોપમાં આ પ્રમાણે નથી. જો ત્યાંના લોક જાણે કે અમુક પથરાનો અમુક મહાન રાજાએ સ્પર્શ કર્યો હતો તો તેઓ તેના સંરક્ષણ માટે ગમે તેવા ભોગ આપવા તૈયાર થાય છે. હાલમાં તો રૂદ્રમહાલયનો એક પથરો પણ આપણને પ્રાણ કરતાં વધારે વહાલો હોવો જોઈએ.

સ્થાપત્ય પછી હવે આપણે ચિત્રકળાની વાત કરીએ. આપણી ચિત્રકળા તો નષ્ટજ થઈ ગઈ છે. આપણે તે દિશામાં કેટલો વિકાસ કર્યો હતો તે જાણવાનાં કાંઈ સાધનો પણ નથી. જ્યારે આપણા સ્થાપત્યના નમુનાઓ આવા સુંદર છે ત્યારે ચિત્રકળા પણ એવીજ હોવી જોઈએ. મળી આવતા કેટલાક સાહિત્ય ઉપરથી આપણને એટલું સ્પષ્ટ રીતે જણાય છે કે આપણી ચિત્રકળા પણ કાંઈક ઓર હતી. પહેલાંની ચિત્રકળા તો વિનાશ પામી છે. ગ્રંથો ઉપરથી જણાય છે કે કુમારપાળે કુમારવિહાર પાટણમાં બંધાવ્યું હતું. તેનાં ચિત્રોના વર્ણન ઉપર એક કાવ્ય મંદાક્રાન્તામાં કરેલું હતું. વળી એક રાજાને એકેક ચિત્રના લાખ લાખ રૂપિયા આપ્યાનો ઉલ્લેખ

પણ છે. પાટણની પડતીની સાથે તે કળાનો નાશ થયો છે. આબુ અને મોઢેરાનાં મંદિરોમાં પણ કોતરકામ અમૂલ્ય છે. દીલગીરી એ છે કે પાટણની રાજસત્તાના સમયનો એકે સિક્કો મળી આવ્યો નથી; જો કે તે પહેલા વલ્લભીપુરના , મળે છે.

કળાના પ્રેમ સિવાય આવાં સુંદર મંદિરો તૈયાર જ કેમ થઈ શકે? અંતમા તેમણે જણાવ્યું કે આપણી સંસ્કૃતિમાં સંગીત, સાહિત્ય તથા એવી બીજી ઘણી બાબતનો સમાવેશ થઈ જાય છે અને હજી પણ જો આપણે અજ્ઞાન રહીશું તો ભવિષ્યમાં કેવો પ્રસંગ આવશે તે કહેવું મુશ્કેલ છે. જે પ્રજામાં પૂર્વજો માટે અભિમાન ઉત્પન્ન થાય નહિ તે સંસ્કૃતિના સંરક્ષણની ભાવના કેવી રીતે ખીલવી શકે? બાદ તેમણે સાક્ષરો તથા વિદ્વાનોને આ દિશામા કાર્ય કરવાની ભલામણ કરી હતી. છેવટે ચંદ્રાવતીના એક કોતરણીવાળા પડતાં પડતા છેલ્લા સ્તંભનો ફોટો બતાવ્યો હતો.

---

## યોજના પદ્ધતિ

(અનુસંધાન પૃ. ૩૬૮થી)

બાળકની પસંદગી ઘણે ભાગે બે બાબતને અવલંબીને હોય છે.

(૧) તેના સંજોગોને માફક આવે તે બાબતો તે પસંદ કરે છે.

(૨) તેની સ્થિતિ સુધારવા જે બાબત તેને મદદ કર્તા થઈ પડે તે બાબત તે પસંદ કરે છે.

બાળક કેળવાય છે એટલે ભવિષ્યના જીવન માટે તે તૈયાર થાય છે. તેના અનુભવ પર ધીમે ધીમે નવીન અનુભવના પડ આવવાથી તે મોટા માણસની સ્થિતિએ આવી રહે છે. આપણે ઘણી વખતે બાળકના અનુભવો ધ્યાનમા ન લેતાં મોટા માણસની માફક તેની સાથે કામ કરીએ છીએ.

બાળક માણસ

બાળક અને માણસ એ બે વચ્ચે મોટો ગાળો છે. તે ગાળો ધીમે ધીમે અને ક્રમે ક્રમે વિકાસ કરવાથીજ પુરાશે. આપણાથી એકદમ કૂદકો મારી શકાશે નહિ. એ ગાળો પુરવા માટે તે કેવી રીતે શીખે છે તે જાણવાની જરૂર છે.

## (૪) બાળક કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત કરે છે

વૈદને જેમ માણસના શરીરની રચના કેવા પ્રકારની છે તે જાણવાની જરૂર છે તેમજ શિક્ષકે બાળકના માનસિક વ્યાપારો જાણવાની જરૂર છે. પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓએ સંપૂર્ણ શોધખોળ કરી બાળકના સર્વ માનસિક વ્યાપારો કેવી રીતે થાય છે તેના નિયમો શોધી કાઢ્યા છે. શીખવું એટલે શું, બાળકો કેવી રીતે શીખે છે, શિક્ષણ સહેલું તથા ચિરસ્થાયી શી રીતે કરી શકાય, વગેરે બાબતો વિષે તેમણે ઘણું સંશોધન કર્યું છે. આ નિયમો જાણવાથી આપણા કાર્યમાં સરળતા થવાનો વિશેષ સંભવ છે.

**તે વ્યાપારોના નિયમો ત્રણ છે.**

(૧) તત્પરતાનો નિયમ. (The Law of Readiness). મગજ એ શરીરનું વિદ્યુતગૃહ છે. તેની સાથે કેટલાંક તારનાં દોરડાં જોડાએલાં છે. તેને આપણે જ્ઞાનતંતુ કહીએ છીએ. તેમાંના કેટલાક હંમેશાં સંદેશો લઈ જવા તૈયાર હોય છે, કેટલાક મંદ હોય છે. મંદ તંતુઓને પ્રોત્સાહન મળે તોજ તે સંદેશો લઇ જવા તત્પર થાય છે. બાળકને અમુક બાબતમાં રસ ઉત્પન્ન થાય છે, એટલે તેની ઇંદ્રિયના અગ્ર ભાગમાં જે ચળવળ ઉત્પન્ન થાય છે તેને સ્ફુરણા કહે છે. એ સ્ફુરણા મગજને પહોંચાડવા કેટલાક તંતુઓ તૈયાર હોય છે. તેઓ મગજમાં આ સંદેશો લઈ જાય છે એટલે પ્રતિસ્ફુરણા થાય છે. તંતુસમૂહનો જે ભાગ પ્રતિક્રિયા કરવાને તૈયાર હોય છે એટલે તે જ્ઞાન મેળવવા તત્પર છે એમ કહી શકાય. મનની આવી તત્પર સ્થિતિને તત્પરતા કહે છે.

૨. મહાવરાનો નિયમ. The Law of Exercises. જો સ્ફુરણ અને પ્રતિસ્ફુરણ બાળકને આનંદ આપનાર થાય તો એ ક્રિયા કેટલીકવાર ચાલ્યા કરે છે અને એમ કરવાથી તંતુસંબંધ મજબુત થાય છે. કોઈ પણ બાબતના વારંવારના મહાવરાથી બાળક વધારે શીખી શકે છે તેથી જ્ઞાન મેળવવાની એજ ઉત્તમ રીત છે. ફક્ત બોધદ્વારા બાળક બરાબર શીખતું નથી. જે બાબતનો તે પોતે વારંવાર વિચાર કરે છે તે તેના હૃદયમાં સચોટ રીતે ચોંટી રહે છે.

૩. ફલોત્પાદક કે અસરનો નિયમ. The Law of Effect. જે સ્ફુરણ અને પ્રતિસ્ફુરણથી બાળકને આનંદ યા સંતોષ થાય છે, તેનો વ્યાપાર વારંવાર થયા કરે છે, અને એમ કરવાથી તે જ્ઞાનતંતુ મજબુત થાય છે. જો તે વ્યાપાર વારંવાર ન થાય તો તે સંબંધ નિર્બળ થઈ જાય છે. આ

ઉપરથી જણાશે કે શાળાનું કામ એવું હોવું જોઈએ કે જેથી બાળકની રસિકતા પોષાય અને આનંદ મારફતેજ તેને ઉત્તમ શિક્ષણ આપી શકાય.

ઉપરના નિયમ ઉપરથી આપણે સમજી શકીશું કે બાળક કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત કરે છે. આપણે ઘણી વખતે કહીએ છીએ કે છોકરાં અમુક શીખે છે પણ તે પ્રમાણે હોતું નથી. તેઓ આપણા ધારવા કરતાં બીજુંજ કંઈ શીખે છે. આ બાબત બરાબર સમજવા માટે ઉપરના ત્રણ નિયમો યોગ્ય રીતે મનમાં ઠસાવવાની જરૂર છે. ધારો કે કોઈ છોકરો ગણિતમાં કાચો માલમ પડે છે. શિક્ષક તેને ગુણાકારના કે ભાગાકારના અમુક દાખલા ગણવા કહે છે. તેને માટે તેનામાં કંઈ ઉત્સાહ હોતો નથી; કારણકે તેમાં તેને રસ પડતો નથી. શિક્ષકે તેનો આંતર ઉત્તેજક કે જે તેને તે કાર્યમાં મદદ-કર્તા થઈ પડે છે તેને ઉશ્કેર્યો નથી. ખરી રીતે તેના મનમાં રમત મસ્તી વગેરેના વલણો જાગૃત થશે અને આપેલો દાખલો ગણવા માટે તેના મનમાં કંઇ પણ પ્રકારનો વ્યાપાર ઉત્પન્ન થશે નહિ, કારણકે આમાં શિક્ષકે તે ઉપરના ત્રણે નિયમોનો ભંગ કર્યો છે. બાળક કંઈક જુદું શીખે છે. તે ચોરી કરતાં કે છેતરતાં શીખે છે; પણ ભાગાકાર તો નહિજ.

પણ એને બદલે શિક્ષકે દિવાળીના તહેવારની રસિક વાતો બાળકો સમક્ષ કહી હોય અને તે શુભ પ્રસંગે શાળા શણગારવા બાળકોને દોર્યા હોય તો તેમાંથી ઉત્તમ ફળ પ્રાપ્ત થશે. તેને લીધે ઘણા પ્રમેયો ઉપસ્થિત થશે. દા. શાળાના ઓરડાને ચારે બાજુએ થઈ રહે તેટલી કેટલાક ફુટ સાંકળ જોઈશે? ૧૮"×૨૪"ના કાગળમાંથી એક ઇંચ પહોળી કેટલી પટી મળી આવશે? અમુક ફુટ લાંબી સાંકળી માટે કેટલી પટીઓ જોઈશે?

એક કાગળમાંથી કેટલા ફૂટ લાંબી સાંકળ થશે? આખી શાળા માટે સાંકળી પુરી પાડવા કેટલા કાગળો જોઈશે? એક કાગળનું શું પડે છે? બધા મળીને કેટલા પૈસા થશે? દરેકને ભાગે શું શું આવશે? વગેરે દાખલાઓ તેઓ આનંદથી અને સહેલાઈથી કરી શકશે. કાગળ ખરીદી શણગારવાનું કાર્ય તેઓ શરૂ કરશે અને જેમ જેમ પ્રમેયો ઉત્પન્ન થશે તેમ તેમ તેનો ફડચો લાવવા પોતાના અનુભવનો તેમજ બીજાના અનુભવોનો ઉપયોગ કરવામાં આવશે. કામ કરતાં કરતાં શીખવું એ ઉત્તમ શિક્ષણ છે. આમાં ભણવું અને ગણવું બંને સમાએલાં છે.

ઉપરના દાખલામાં શિક્ષકે શીખવવાના ત્રણે નિયમોનો ઉપયોગ કર્યો છે. બાળકોનાં મન ઉત્તેજિત કરી તેમનામાં રસ ઉત્પન્ન કર્યો છે, અને

બાળકોએ સંતોષ અને આનંદથી કાર્ય આરંભ્યું છે અને તેને પુરૂં કર્યું છે. આજ કુદરતી નિયમ છે. આપણે શું તે પ્રમાણે શીખવીએ છીએ?

(૫) યોજના.

યોજનામાં ચાર મૂળભૂત બાબતોનો સમાવેશ થાય છે.

(૧) હેતુપૂર્વકનું કાર્ય.

કંઇ સાંભળવું તે શિક્ષણ નથી તેમજ બોલ બોલકરવું તે શીખવવું નથી. બાળકો કંઈ જડ વાસણ નથી કે તેમનામાં જ્ઞાન ઠાંસી ઠાંસીને ભરવું જોઈએ. બાળક ચપળ છે અને આપણે તેમને હંમેશાં ચપળ રાખવાનાં છે. એ માટે આપણે બે કાર્યો કરવાની જરૂર છે.

(૧) બાળકોને સ્વતંત્ર રીતે વિચાર કરતાં કરવાં.

(૨) તેઓને પોતાની મેળે કાર્ય કરવાની ટેવ પાડવી.

આપણે હંમેશાં ધ્યાનમાં રાખવું કે કેળવણીની સફળતા માત્ર સ્વાશ્રય પરજ છે. બાળકો માટે જરૂરની વાત એ છે કે તેઓએ કંઈ કાર્ય કરવું જોઈએ. બધાં કાર્યો કેળવણીની દૃષ્ટિએ સરખાં ઉપયોગી હોતાં નથી. જે કાર્યો વધારે ઉપયોગી હોય છે તે શિક્ષકે પસંદ કરવાં, પણ જરૂરની વાત એ છે કે વિદ્યાર્થીઓ પોતે તે કાર્યો પસંદ કરે એવી પરિસ્થિતિ શિક્ષકે કુનેહદ્વારા ઉત્પન્ન કરવી જોઈએ. કોઈ પણ કાર્ય કરતા પહેલાં "ઇચ્છા–યા–હેતુ"ની જરૂર પડે છે. કારણ કાર્ય પણ છોકરા તથા છોકરીઓની જો ઇચ્છા હોય તો સહેલાઈથી તેઓ કરે છે. "મન હોય તો માળવે જવાય" એ કહેવતને આધારે કોઈપણ કાર્યમાં મનની–ઇચ્છાની જરૂર છે. હેતુપૂર્વકના આરંભેલા કાર્યથી ત્રણ લાભ થાય છે.

(૧) તે કાર્ય જલદી થાય છે.

(૨) તે ચોક્સ થાય છે.

(૩) તેની અસર ચિરસ્થાયી રહે છે.

હેતુપૂર્વક કાર્યમાં ઉપર બતાવેલા જ્ઞાનના ત્રણે નિયમોનો બરાબર ઉપયોગ થાય છે. અહિં બીજી એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની એ છે કે તે કાર્ય બાળકના નિત્યજીવનને બંધ બેસતું હોવું જોઈએ. જો તેમ ન હોય તો તે કંઈ ફળદાયી થતું નથી. અત્રે વેપારીઓ આવ્યા નથી, કારણ કે તેમને આ વિષયમાં રસ પડતો નથી; વળી આ વાત તેમના જીવન સાથે સંબંધ ધરાવતી નથી.

(૨) યોજના ઘડવી.

શાળાના કાર્યની વ્યવસ્થા એવી રીતે કરવી કે બાળકોને તે કાર્યમ
રસ ઉત્પન્ન થાય. જ્યારે બાળકમા રસ ઉત્પન્ન થાય છે, ત્યારે અમુક કા
કરવા તેમની ઇચ્છા ઉત્પન્ન થાય છે, એ યોજનાનું પ્રથમ પગથીઉં ર
બીજુ પગથીઉં તે કાર્ય બરાબર સફળ થાય તેની યોજના-રચના કરવી
છે. આ સ્વાભાવિક ક્રમ છે ખેડુત પોતાના કાર્યની યોજના પ્રથમ કરે ર
આવી રીતે ઘણા શિક્ષકો બરાબર કામ કરી શકતા નથી. તેઓ કાં
યોજના ઘડયા વગર કાર્ય કરવામા ઝપલાવે છે, યાતો પોતે યોજના બના
બાળકોને તે પ્રમાણે કામ કરવાનું કહે છે

ધારોકે ચોથા ધારણના વિદ્યાર્થીઓ સમક્ષ એક પ્રમેય ઉત્પન્ન થ
છે. તે એ છે કે આપણો કાગળ આપણા મિત્રને ટપાલ મારફતે કે
રીતે પહોચતો હશે ? શિક્ષક બધુ જાતેજ કહી દેતો પાઠ તા રસિક થશે, પ
જે જ્ઞાન વિદ્યાર્થીને મળશે તે પુરતું તેમજ ચિરસ્થાયી હશે નહિ. તે કર
તેઓ જાતે તપાસ કરે, પોષ્ટઓફિસમા જાય, ત્યાની રચના જુએ, પો
માસ્તરને પૂછે, પોતે યોજના ઘડી તે યોજના પ્રમાણે કાર્ય કરી જુએ
તો ઘણુંજ વધારે અને પાકું જ્ઞાન તેને જરૂર મળશે. વળી એક પ્રમેયમા
ઘણાજ પ્રમેયો ઉત્પન્ન થશે. તેમનો તોડ લાવવા ઘણી ઘણી તપાસ ર
કરવી પડશે તેને ઘણા પ્રકારનું જ્ઞાન આવી રીતે મળશે, અને તેમના ર
અનુભવો સંકળાએલા રહેશે યોજના ઘડવામા શિક્ષકે બાળકોને મદદર
થવાની જરૂર છે. એજ પ્રમાણે પતંગની યોજના થઈ શકશે.

(૩) યોજના અમલમાં મૂકવી.

ઘડેલી યોજના અમલમા મૂકવી એ યોજનાનું પાયારૂપ ત્રીજું પ
થીઉં છે. આ યોજનાનો ઘણોજ અગત્યનો ભાગ છે. ઘણા શિક્ષ
બાળકમા હેતુ પ્રેરે છે, યોજના ઘડાવે છે, અને રસપ્રવાહ કાયમ ન રા
શકવાથી યોજનાનો પુરેપુરો અમલ થતો નથી. એનું પરિણામ એ અ
છે કે સંતોષકારક શિક્ષણ તેને મળતું નથી. આ ભાગમા શિક્ષકે પહે
અને ચપળતા રાખવાની ઘણીજ જરૂર છે. જુદા જુદા ટોળાને જુદા જુ
કાર્યની દેખરેખ રાખવાનું સોપવુ જોઈએ, શિક્ષકે થોડું બોલવું પણ ક
તેને વધારે કરવાનું છે, યોજના માટે નમુના બનાવવા પડશે, સૂચના
શોધી કાઢવી પડશે, પુસ્તકો તપાસવા પડશે, ગણિતના વ્યાવહારિક પ્રશ્નો

ઉકેલ કરવા પડશે, ક્ષેપનની અગત્ય પડશે. બાળકો જેમ વધારે ચપળ થશે તેમ વધારે જ્ઞાન તેઓ પ્રાપ્ત કરી શકશે.

ધારો કે ત્રીજા ધોરણના છોકરા દુકાનની યોજના કરવા ધારે છે. તેઓને એવી રીતે દોરી શકાશે કે જુદા જુદા કાર્ય માટે તેમની જુદી સમિતિઓ નીમી શકશે; શિક્ષક જરૂર પડે ત્યા તેમને સૂચના આપી શકશે, દરેક શિષ્ય કામમા ગુંથાએલો રહે એમ તેણે ખાસ લક્ષમા રાખવું જોઈએ.

## (૪) યોજનાના કામની તપાસ-પરિણામની તપાસ.

પોતે કરેલા કાર્યના પરિણામની તપાસ કરતાં શીખવવું એ કેળવણીની દૃષ્ટિએ ઘણીજ લાભદાયક બાબત છે. એમ કરવાથી ત્રણ લાભ થાય છે.

(૧) જે જે બાબતો શીખી ગયા હોય છે તે તાજી થાય છે.

(૨) ઉત્તમ ટેવો દૃઢ થાય છે.

(૩) થએલી ભૂલો જોઈ બીજી વખતે એવી ભૂલો ન કરતા વધારે સારૂં કાર્ય તે કરી શકે છે.

ત્રીજા ધોરણના છોકરા દુકાનની યોજના પુરી કર્યા પછી નીચે પ્રમાણે પ્રશ્નો પૂછી પોતાના કરેલા કાર્યની તપાસ કરી શકશે. દુકાનની યોજના મારફતે અમે શું શું શીખ્યા? અમે સારી રીતે અને જોઈએ તેટલું શીખ્યા છીએ? કઈ કઈ જગ્યાએ અમે કાચા જણાયા? અમે કઈ કઈ ભૂલો કરી? અમે બરાબર હિસાબ રાખી શકયા? વગેરે બાબતોની તપાસ કરવાથી તેમને ઘણોજ લાભ થશે.

આ ઉપરથી જણાશે, કે પ્રમેય-ઇચ્છા-યોજના ઘડવી, યોજનાને અમલમાં મૂકવી અને પરિણામની તપાસ કરવી એ યોજનાના મૂળ સિદ્ધાંતો છે. એ સિદ્ધાંતો માનસશાસ્ત્રની દૃષ્ટિએ અને નિત્યજીવનના ધોરણે ઘડાયા છે. એમાં બાળકોને સર્વ રીતે સ્વતંત્ર રાખી પોતાની મેળે વિચાર કરવાની તક અપાય છે. યોગ્ય શિક્ષણ તો તેજ ગણી શકાશે કે જેની મારફતે બાળકની કામ કરવાની વૃત્તિને પ્રોત્સાહન મળે અને પોતે પોતાપર વિશ્વાસ રાખી સ્વાશ્રયી બને. "Most effective teaching is self-teaching." "આત્મ-કેળવણી એ વધારે કાર્યસાધક શિક્ષણ છે."

સંસાર વ્યવહારમાં અનેક પ્રકારની વ્યવસ્થા આપણે જોઇએ છીએ. તેમા કયા ક્રમે યા કેવી રીતે કાર્ય થાય છે તે ધ્યાનમાં લેવાની જરૂર છે. કપાસ વાવવો એ ખેડુતની યોજના છે. તેના જીવન સાથે તેનો સંબંધ છે.

કપાસ વાવવો એ તેનો પ્રમેય છે. તે કાર્ય કરવા ઠરાવ કરે છે. પછી કેવી રીતે વાવવો, ક્યાંથી બી મંગાવવાં, કયાં કયાં સાધનો જોઈશું વગેરે બાબતની યોજના તે મનમાં ઘડી કાઢે છે. ત્યારબાદ તે પોતાનું કાર્ય આરંભે છે. રોજ રોજ નવી નવી અડચણો–પ્રમેયો ઉત્પન્ન થાય છે. તે ખસેડતાં નવો નવો અનુભવ થાય છે. છેવટે કપાસ પાકયા પછી જુએ છે કે તે બરાબર થયો છે કે નહિ, એવી રીતે પરીક્ષા કરે છે. વ્યવહારમાં સર્વત્ર આજ પદ્ધતિ જોવામાં આવે છે. આ સ્વાભાવિક પદ્ધતિ છે અને તે માનસિક વ્યાપારને તો અનુકૂળ છે. હાલમાં શાળામાં આ ક્રમ પ્રમાણે શિક્ષણ મળતું નથી. તેમાં સ્વાભાવિકતા નથી પણ કૃત્રિમતા છે. આપણું શિક્ષણ છુટું છુટું અને બાળકના અનુભવને બંધ બેસતું નથી.

છેવટે આજનો વિષય બંધ કરતાં પહેલાં નીચેની બાબતો તરફ આપનું ધ્યાન ખેંચવા માગું છું. "યોજના એટલે પૂરા મનથી આદરેલું હેતુપૂર્વકનું કાર્ય." જે જે કાર્ય હેતુપૂર્વક કરવામાં આવે છે તે યોજના છે. તેમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે.

(૧) ખરા મનથી ઉપાડેલું હેતુપૂર્વકનું કાર્ય.

(૨) સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતા પ્રશ્નોનો તોડ.

(૩) જીવનવ્યવહારના સ્વાભાવિક ક્રમ પ્રમાણે ઉપાડેલું કાર્ય સંપૂર્ણતાએ પહોંચાડવું તે.

(૪) ઉપાડેલા કાર્યનો નિત્યજીવન સાથે સંબંધ જોડવો તે.

પી. જે. ભગત,
હેડમાસ્તર વૉકેશનલ ટ્રેનિંગ સ્કૂલ, અંકલેશ્વર.



## ચારણુ પહેલું

વિષય—શાન્ત વાચન.
હેતુ—મનમાં વાંચવાની ટેવ પાડીને પાઠનો ત્વરાથી અર્થગ્રહણ કરવાનો.

શિક્ષક—પ્રભુલાલ અમૃતલાલ ઠાકર.
તા. ૧૨-૧૧-૨૭ સમય ૩૦ મિનિટ.

| પાઠના વિભાગ અને મુદ્દા. | શિક્ષણશૈલી. | પાટીઆ પરની નોંધ. |
|---|---|---|
| આરંભ. અ. વ્યવસ્થા.<br>બ. વિષયને લગતા જ્ઞાનની તપાસ | વર્ગને વ્યવસ્થિત ગોઠવવો.<br>ગયા વેકેશનમાં દિવાળીના તહેવારો કેવી રીતે ગાળ્યા તે સંબંધી વાતચીત કરવી. વાતચીતમાં આવતા જાણવા લાયક શબ્દો તથા વાક્યોની નોંધ કરવી. | ધનતેરશ, કાળીચૌદશ, બેસતુંવર્ષ, 'સુપર્વે દહાડે સબ્બરસ.' |
| મુખ્ય વિષય.<br>અ. શાન્ત વાચન. | બોર્ડપર લખેલો ફકરો મનમાં વાંચવાને વિદ્યાર્થીઓને કહેવું. સમય-૫ મિનિટ આપવો. | નિશાળમાં રજાઓ પડી. બીજે દિવસે ધનતેરશ આવી. પછી કાળીચૌદશ, દિવાળી અને બેસતુંવર્ષ પણ આવ્યાં. બેસતા વર્ષને દહાડે વહેલા ઊઠયા. 'સુપર્વે દહાડે સબર...સ સબ્બરસ' કહી મીઠું વેચ્યું. દેવનાં દર્શન કીધાં. મોટેરાંને માન દીધાં. આ બધા દહાડા દિવાળીના કહેવાય. તે દિવસોમાં ફટાકડા ફોડયા, હર્યા, ફર્યા, સારૂં સારૂં જમ્યા ને ખૂબ રમ્યા. નિશાળ ઉઘડી. દેવદિવાળી આવી. માણસની દિવાળીમાં રમ્યા ખૂબ, ને દેવદિવાળીમાં ભણ્યા ખૂબ. |

આ રીતે આ માસમા ભાદ્રપદ, શર્મિષ્ઠા, મૃગશિર, નૌકા અને યમુનાના અગત્યના તારામંડળો દ્રષ્ટિગોચર થાય છે અને વેદીમુખ અગસ્ત્ય, વ્યાધ, બાણરજ, પ્રભાસ, આર્દ્રા, પુનર્વસુ, બ્રહ્મહૃદય અને રોહિણીના મળી




તા ૧લીએ ૧૦ ૦ ૧૫મીએ ૯ ૩૧મીએ ૮ વાગે (સ્ટે ટા)

વ પહેલા વર્ગના તારાઓ એકીજ વખતે જોઈ શકાય છે.

સૂર્ય તા. ૧૪ મીની જાન્યુઆરિએ ધનમાંથી મકર રાશિમાં પ્રવેશ કરે છે. મકરસંક્રાન્તિએ ધનુર્માસ પૂરો થાય છે. આકાશગંગા વાયવ્ય ખૂણાથી આખું આકાશ ભેદી સામે અગ્નિ ખૂણા તરફ જાય છે. તેમા તથા તેની આસપાસ વૃષપર્વા, શર્મિષ્ઠા, દેવયાની, યયાતિ, બ્રહ્મહૃદય, કૃત્તિકા, રોહિણી, વૃષભ, મિથુન, આર્દ્રા, મૃગશિર, પ્રભાસ, ભરત, વ્યાધ, અને નૌકાનાં તારામંડળો આવી જાય છે.

**તારા પરથી વખત**

આકાશના અવલોકન ઉપરથી રાત્રિના સમયે વખત બહુજ સહેલાઈથી જાણી શકાય છે. ધ્રુવના તારાની આસપાસ ચાર તરફ પ્રભુના અલૌકિક ઘડિયાળ રૂપે શર્મિષ્ઠા, બ્રહ્મહૃદય, સપ્તર્ષિ તથા અભીજિત આવેલા છે તેમના પરથી સાધારણ વખત તો સમજી શકાય. વળી માસિક નક્ષત્ર (જે નક્ષત્ર પરથી માસનું નામ પડ્યું હોય તે) તે માસમાં પૂર્ણિમાએ સાંજે પૂર્વમા ઉગી આખી રાત આગળ વધી સવારે પશ્ચિમમા આથમે, અને આખો માસ તે નક્ષત્ર પરથી રાત્રે વખત જોઈ શકાય. દાખલા તરીકે માગશર માસમાં મૃગશિર નક્ષત્ર સાંજે સાડા ૭ વાગે પૂર્વ ક્ષિતિજપર રાત્રે સાડાબારે માથાપર અને સવારે સાડાછવાગે પશ્ચિમ ક્ષિતિજપર હોય. વળી કેટલાક તારાઓ તેઓ કયે દિવસે અમુક વખતે માથાપર આવશે તે જુદા જુદા માસમાં આપવામાં આવ્યું છે વ્યાધ તા. ૧ લી જાન્યુઆરિએ, પ્રભાસ તા. ૧૫મી જાન્યુઆરિએ, શ્રવણ તા. ૧૫ મી જુલાઈએ, ઉ. તા. ૨૪મી સપ્ટેમ્બરે, સપ્તર્ષિનો ત્રીજો તારો તા. ૨૨ મી માર્ચે મધ્યરાતે (સ્ટા. ટા. ૧૨-૩૯) યામ્યોત્તર થાય આ ઉપરથી કોઈ પણ તારીખે આમાંના કોઈ પણ તારાની સ્થિતિ ઉપરથી વખત ગણી શકાય. જો આપેલી તારીખના પહેલાંની તારીખે નિરીક્ષણ કરતા હોઈએ તો તે તારો રોજના ચાર ચાર મિનિટ અને માસના બે કલાક લેખે મોડો માથે આવે. અને પછીની તારીખોએ તેજ મુજબ વહેલો માથે આવે. આ રીતે બેચાર જાણીતા તારાઓ ઉપરથી અથવા તારાના નકશાઓ જે દર માસે આપવામાં આવ્યા છે તેમાં નીચે નોંધેલા વખત ઉપરથી કોઈ પણ તારીખે રાતે આકાશમાં જોઈ ચોક્કસ વખત ઘડિયાળની મદદ વગર કહી શકાય. વળી ધ્રુવના તારા ઉપરથી તેમજ બીજા તારાઓના નિરીક્ષણથી દિશા આપણે સહેલથી ઓળખી શકાય.

ધૂમકેતુઓ વિષે આગળ ખરતા તારાઓ સાથેના તેમના સંબંધમાં થોડુંક વિવેચન થયું છે. તે કોઇક વખતે અકસ્માત

ધૂમકેતુઓ

દેખાય છે. તેમની કક્ષા ઘણીજ લાંબી લંબગોળ અન્વસ્ત (parabola) હોય છે. તેમનું દ્રવ્ય ઘણુંજ પાતળું હોય છે. તેઓ સૂર્યની નજીક જેમ જેમ આવતા જાય છે તેમ તેમ તેની ગરમીથી ધૂમકેતુમાંથી પાતળો હાઇડ્રોજન છૂટે છે તેમાંથી તેમની પૂંછડી થાય છે. તે સૂર્યના તેજથી ધકેલાઇને પાછળની બાજુએ રહે છે. તે સૂર્યની પાસે આવતાં ગતિ ઘણી વધી જવાથી આંટો મારી સૂર્યનું ચક્કર લઇ લે છે. પછી ઝપાટા બંધ પાછા ફરતાં તે એક હુકમદાર નોકર પાછે પગે ફરતો હોય તેમ પૂંછડી પાછળ રાખીને ફરે છે. પછી જેમ જેમ દૂર જાય તેમ તેમ પૂંછડી પાછી તેમાં સમાતી જાય છે. ધૂમકેતુનું વજન ફક્ત થોડાક શેર હોય છે. પૂંછડી બહુજ પાતળી હોવાથી તેમાંથી કોઇ ગ્રહ પસાર થઇ જાય તો પણ કાંઇ અસર થાય નહિ. પણ કોઇ મોટા ગ્રહની પાસે આવે તો તેના આકર્ષણથી તેની કક્ષા બદલાય છે અને સૂર્યની માફક તે ગ્રહને આંટો મારી પાછો સૂર્ય તરફ ફરે છે. અને એવી રીતે ઘણા ધૂમકેતુઓ ગુરુ અને નેપચ્યુનથી પાછા ફરીને આપણા સૂર્ય મંડળમાં કાયમના પંકડાઇ ગયા છે. કેટલાક તેથી પણ આગળ વધીને પાછા ફરે છે. આવા સપડાએલા ધૂમકેતુઓમાં દર ૭૫ વર્ષે દેખાતો હેલીનો ધૂમકેતુ ઘણોજ જાણીતો છે. તે ૧૯૧૧માં છેલ્લો જણાયો હતો. જે ધૂમકેતુની કક્ષા અન્વસ્ત હોય તે સૂર્યમંડળની હદની બહાર જોરમાં ચાલ્યો જાય અને પછી ન ઘણીઆતા અવકાશમાં ક્યાં જાય તેનો પત્તો નથી. કદાપિ બીજા સૂર્યમંડળોમાં દાખલ થતા હશે. આવા મહેમાનો કોઇ કોઇ વખતે અકસ્માત આવે છે એટલે તેમની કશી ગણતરી થઇ શકતી નથી. આ માસમાં તા. ૪થી, ૧૭ મી અને ૨૫ મીએ કોઇ કોઇ ખરતા તારાઓ દેખાશે.

જાન્યુઆરિમાં અમદાવાદમાં સૂ. ઉ તા. ૧ લી. એ ૭-૨૨ નો છે. તા. ૩ થી ૬ ઠ્ઠી સુધી ૭-૨૩ અને તા. ૭મી થી ૨૫ મી સુધી આખા વર્ષમાં મોડામાં મોડો સૂર્યોદય ૭-૨૪ નો છે. પછી તા. ૩૧ મીએ ૭-૨૧ નો છે. સૂ. અ. તા. ૧ લી, ૮ મી, ૧૬ મી, ૨૪ મી અને ૩૧ મીએ અનુક્રમે ૬-૪, ૬-૯, ૬-૧૫, ૬-૨૦ અને ૬-૨૫નો છે. એ રીતે હવે દિવસ મોટો થતો જાય છે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ; અમદાવાદ. } ભોગીલાલ કેશવલાલ પટવા

## ઇ. સ. ૧૯૨૮; સંવત ૧૯૮૪-૮૫ હીજરી સન ૧૩૪૬-૪૭.

| તારીખ | જાન્યુઆરિ | | | ફેબ્રુઆરિ | | | માર્ચ | | | એપ્રિલ | | | મે | | | જૂન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોષ મહા | | | મહા ફાગણ | | | ફાગણ ચૈત્ર | | | ચૈત્ર વૈશાખ | | | વૈશાખ જેઠ | | | જેઠ અષાઢ | | |
| | રજબ શાબાન | | | શાબાન રજબ | | | રમજાન સવ્વાલ | | | સવ્વાલ જિલ્કાદ | | | જિલ્કાદ જિલ્હેજ | | | જિલ્હેજ મોહરમ | | |
| | તિથિ | વાર | ચાં. તા. | તિથિ | વાર | ચાં. તા. | તિથિ | વાર | ચાં. તા. | તિથિ | વાર | ચાં. તા. | તિથિ | વાર | ચાં. તા. | તિથિ | વાર | ચાં. તા. |
| ૧ | સુ૯ | રવિ | ૭ | ૧૦ | બુધ | ૮ | ૧૦ | ગુરૂ | ૮ | ૧૨ | રવિ | ૯ | ૧૨ | ભોમ | ૧૦ | ૧૩ | શુક્ર | ૧૨ |
| ૨ | ૧૦ | સોમ | ૮ | ૧૨ | ગુરૂ | ૯ | ૧૧ | શુક્ર | ૯ | ૧૩ | સોમ | ૧૦ | ૧૩ | બુધ | ૧૧ | ૧૪ | શનિ | ૧૩ |
| ૩ | ૧૧ | ભોમ | ૯ | ૧૩ | શુક્ર | ૧૦ | ૧૨ | શનિ | ૧૦ | ૧૪ | ભોમ | ૧૧ | ૧૪ | ગુરૂ | ૧૨ | ૧૫ | રવિ | ૧૪ |
| ૪ | ૧૨ | બુધ | ૧૦ | ૧૪ | શનિ | ૧૧ | ૧૩ | રવિ | ૧૧ | ૧૪ | બુધ | ૧૨ | ૧૫ | શુક્ર | ૧૩ | વ૧ | સોમ | ૧૫ |
| ૫ | ૧૩ | ગુરૂ | ૧૧ | ૧૫ | રવિ | ૧૨ | ૧૪ | સોમ | ૧૨ | ૧૫ | ગુરૂ | ૧૩ | વ૧ | શનિ | ૧૪ | ૨ | ભોમ | ૧૬ |
| ૬ | ૧૪ | શુક્ર | ૧૨ | વ૧ | સોમ | ૧૩ | ૧૫ | ભોમ | ૧૩ | વ૧ | શુક્ર | ૧૪ | ૨ | રવિ | ૧૫ | ૩ | બુધ | ૧૭ |
| ૭ | ૧૫ | શનિ | ૧૩ | ૨ | ભોમ | ૧૪ | વ૧ | બુધ | ૧૪ | ૨ | શનિ | ૧૫ | ૩ | સોમ | ૧૬ | ૪ | ગુરૂ | ૧૮ |
| ૮ | વ૧ | રવિ | ૧૪ | ૩ | બુધ | ૧૫ | ૨ | ગુરૂ | ૧૫ | ૩ | રવિ | ૧૬ | ૪ | ભોમ | ૧૭ | ૫ | શુક્ર | ૧૯ |
| ૯ | ૨ | સોમ | ૧૫ | ૪ | ગુરૂ | ૧૬ | ૩ | શુક્ર | ૧૬ | ૪ | સોમ | ૧૭ | ૪ | બુધ | ૧૮ | ૬ | શનિ | ૨૦ |
| ૧૦ | ૩ | ભોમ | ૧૬ | ૫ | શુક્ર | ૧૭ | ૪ | શનિ | ૧૭ | ૫ | ભોમ | ૧૮ | ૫ | ગુરૂ | ૧૯ | ૭ | રવિ | ૨૧ |
| ૧૧ | ૪ | બુધ | ૧૭ | ૬ | શનિ | ૧૮ | ૫ | રવિ | ૧૮ | ૬ | બુધ | ૧૯ | ૬ | શુક્ર | ૨૦ | ૮ | સોમ | ૨૨ |
| ૧૨ | ૫ | ગુરૂ | ૧૮ | ૬ | રવિ | ૧૯ | ૬ | સોમ | ૧૯ | ૭ | ગુરૂ | ૨૦ | ૭ | શનિ | ૨૧ | ૯ | ભોમ | ૨૩ |
| ૧૩ | ૬ | શુક્ર | ૧૯ | ૭ | સોમ | ૨૦ | ૭ | ભોમ | ૨૦ | ૮ | શુક્ર | ૨૧ | ૮ | રવિ | ૨૨ | ૧૦ | બુધ | ૨૪ |
| ૧૪ | ૭ | શનિ | ૨૦ | ૮ | ભોમ | ૨૧ | ૮ | બુધ | ૨૧ | ૯ | શનિ | ૨૨ | ૯ | સોમ | ૨૩ | ૧૧ | ગુરૂ | ૨૫ |
| ૧૫ | ૮ | રવિ | ૨૧ | ૯ | બુધ | ૨૨ | ૯ | ગુરૂ | ૨૨ | ૧૦ | રવિ | ૨૩ | ૧૦ | ભોમ | ૨૪ | ૧૨ | શુક્ર | ૨૬ |
| ૧૬ | ૯ | સોમ | ૨૨ | ૧૦ | ગુરૂ | ૨૩ | ૯ | શુક્ર | ૨૩ | ૧૧ | સોમ | ૨૪ | ૧૨ | બુધ | ૨૫ | ૧૩ | શનિ | ૨૭ |
| ૧૭ | ૧૦ | ભોમ | ૨૩ | ૧૧ | શુક્ર | ૨૪ | ૧૦ | શનિ | ૨૪ | ૧૨ | ભોમ | ૨૫ | ૧૩ | ગુરૂ | ૨૬ | ૦)) | રવિ | ૨૮ |
| ૧૮ | ૧૧ | બુધ | ૨૪ | ૧૨ | શનિ | ૨૫ | ૧૧ | રવિ | ૨૫ | ૧૩ | બુધ | ૨૬ | ૧૪ | શુક્ર | ૨૭ | સુ૧ | સોમ | ૨૯ |
| ૧૯ | ૧૨ | ગુરૂ | ૨૫ | ૧૩ | રવિ | ૨૬ | ૧૨ | સોમ | ૨૬ | ૧૪ | ગુરૂ | ૨૭ | ૦)) | શનિ | ૨૮ | ૨ | ભોમ | ૩૦ |
| ૨૦ | ૧૩ | શુક્ર | ૨૬ | ૧૪ | સોમ | ૨૭ | ૧૩ | ભોમ | ૨૭ | ૦)) | શુક્ર | ૨૮ | સુ૧ | રવિ | ૨૯ | ૩ | બુધ | ૧ |
| ૨૧ | ૧૪ | શનિ | ૨૭ | ૦)) | ભોમ | ૨૮ | ૦)) | બુધ | ૨૮ | સુ૧ | શનિ | ૨૯ | ૨ | સોમ | ૧ | ૪ | ગુરૂ | ૨ |
| ૨૨ | ૦)) | રવિ | ૨૮ | સુ૧ | બુધ | ૨૯ | સુ૧ | ગુરૂ | ૨૯ | ૨ | રવિ | ૧ | ૩ | ભોમ | ૨ | ૫ | શુક્ર | ૩ |
| ૨૩ | સુ૧ | સોમ | ૨૯ | ૨ | ગુરૂ | ૧ | ૨ | શુક્ર | ૩૦ | ૪ | સોમ | ૨ | ૪ | બુધ | ૩ | ૬ | શનિ | ૪ |
| ૨૪ | ૨ | ભોમ | ૩૦ | ૩ | શુક્ર | ૨ | ૩ | શનિ | ૧ | ૫ | ભોમ | ૩ | ૫ | ગુરૂ | ૪ | ૭ | રવિ | ૫ |
| ૨૫ | ૩ | બુધ | ૧ | ૪ | શનિ | ૩ | ૪ | રવિ | ૨ | ૬ | બુધ | ૪ | ૬ | શુક્ર | ૫ | ૮ | સોમ | ૬ |
| ૨૬ | ૪ | ગુરૂ | ૨ | ૬ | રવિ | ૪ | ૫ | સોમ | ૩ | ૭ | ગુરૂ | ૫ | ૭ | શનિ | ૬ | ૯ | ભોમ | ૭ |
| ૨૭ | ૫ | શુક્ર | ૩ | ૭ | સોમ | ૫ | ૬ | ભોમ | ૪ | ૮ | શુક્ર | ૬ | ૮ | રવિ | ૭ | ૧૦ | બુધ | ૮ |
| ૨૮ | ૬ | શનિ | ૪ | ૮ | ભોમ | ૬ | ૭ | બુધ | ૫ | ૯ | શનિ | ૭ | ૯ | સોમ | ૮ | ૧૧ | ગુરૂ | ૯ |
| ૨૯ | ૭ | રવિ | ૫ | ૯ | બુધ | ૭ | ૮ | ગુરૂ | ૬ | ૧૦ | રવિ | ૮ | ૧૦ | ભોમ | ૯ | ૧૨ | શુક્ર | ૧૦ |
| ૩૦ | ૮ | સોમ | ૬ | ... | ... | ... | ૯ | શુક્ર | ૭ | ૧૧ | સોમ | ૯ | ૧૧ | બુધ | ૧૦ | ૧૩ | શનિ | ૧૧ |
| ૩૧ | ૯ | ભોમ | ૭ | ... | ... | ... | ૧૧ | શનિ | ૮ | ... | ... | ... | ૧૨ | ગુરૂ | ૧૧ | ... | ... | ... |

ઇ. સ. ૧૯૨૮; સંવત ૧૯૮૪-૮૫ હીજરી સન ૧૩૪૬-૪૭

| તારીખ | જુલાઈ | | | ઑગસ્ટ | | | સપ્ટેમ્બર | | | ઑક્ટોબર | | | નવેમ્બર | | | ડિસેમ્બર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | આષાઢ અ. શ્રાવણ | | | અ. શ્રાવણ દ્વિ. શ્રાવણ | | | દ્વિ. શ્રાવણ ભાદરવો | | | ભાદરવો આશો | | | આશો કારતક | | | કારતક માગશર | | |
| | મોહરમ સફર | | | સફર રબી. અવલ | | | રબી. અવલ રબી. આખર | | | રબી. આખર જમા. અવલ | | | જમા. અવલ જમા. આખર | | | જમા. આખર રજબ | | |
| | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ |
| ૧ | ૧૪ | રવિ | ૧૨ | ૧૫ | બુધ | ૧૪ | વ૧ | શનિ | ૧૫ | ૨ | સોમ | ૧૬ | ૪ | ગુરૂ | ૧૭ | ૫ | શનિ | ૧૮ |
| ૨ | ૧૪ | સોમ | ૧૩ | વ૧ | ગુરૂ | ૧૫ | ૩ | રવિ | ૧૬ | ૩ | ભોમ | ૧૭ | ૫ | શુક્ર | ૧૮ | ૬ | રવિ | ૧૯ |
| ૩ | ૧૫ | ભોમ | ૧૪ | ૨ | શુક્ર | ૧૬ | ૪ | સોમ | ૧૭ | ૪ | બુધ | ૧૮ | ૬ | શનિ | ૧૯ | ૭ | સોમ | ૨૦ |
| ૪ | વ૧ | બુધ | ૧૫ | ૩ | શનિ | ૧૭ | ૫ | ભોમ | ૧૮ | ૫ | ગુરૂ | ૧૯ | ૭ | રવિ | ૨૦ | ૮ | ભોમ | ૨૧ |
| ૫ | ૨ | ગુરૂ | ૧૬ | ૪ | રવિ | ૧૮ | ૬ | બુધ | ૧૯ | ૭ | શુક્ર | ૨૦ | ૮ | સોમ | ૨૧ | ૯ | બુધ | ૨૨ |
| ૬ | ૩ | શુક્ર | ૧૭ | ૫ | સોમ | ૧૯ | ૭ | ગુરૂ | ૨૦ | ૮ | શનિ | ૨૧ | ૯ | ભોમ | ૨૨ | ૧૦ | ગુરૂ | ૨૩ |
| ૭ | ૪ | શનિ | ૧૮ | ૬ | ભોમ | ૨૦ | ૮ | શુક્ર | ૨૧ | ૯ | રવિ | ૨૨ | ૧૦ | બુધ | ૨૩ | ૧૧ | શુક્ર | ૨૪ |
| ૮ | ૫ | રવિ | ૧૯ | ૭ | બુધ | ૨૧ | ૯ | શનિ | ૨૨ | ૧૦ | સોમ | ૨૩ | ૧૧ | ગુરૂ | ૨૪ | ૧૨ | શનિ | ૨૫ |
| ૯ | ૭ | સોમ | ૨૦ | ૮ | ગુરૂ | ૨૨ | ૧૦ | રવિ | ૨૩ | ૧૧ | ભોમ | ૨૪ | ૧૨ | શુક્ર | ૨૫ | ૧૩ | રવિ | ૨૬ |
| ૧૦ | ૮ | ભોમ | ૨૧ | ૯ | શુક્ર | ૨૩ | ૧૧ | સોમ | ૨૪ | ૧૨ | બુધ | ૨૫ | ૧૩ | શનિ | ૨૬ | ૧૪ | સોમ | ૨૭ |
| ૧૧ | ૯ | બુધ | ૨૨ | ૧૧ | શનિ | ૨૪ | ૧૨ | ભોમ | ૨૫ | ૧૩ | ગુરૂ | ૨૬ | ૧૪ | રવિ | ૨૭ | ૧૪ | ભોમ | ૨૮ |
| ૧૨ | ૧૦ | ગુરૂ | ૨૩ | ૧૨ | રવિ | ૨૫ | ૧૩ | બુધ | ૨૬ | ૧૪ | શુક્ર | ૨૭ | ૦)) | સોમ | ૨૮ | ૦)) | બુધ | ૨૯ |
| ૧૩ | ૧૧ | શુક્ર | ૨૪ | ૧૩ | સોમ | ૨૬ | ૧૪ | ગુરૂ | ૨૭ | ૦)) | શનિ | ૨૮ | સુ૧ | ભોમ | ૨૯ | સુ૧ | ગુરૂ | ૩૦ |
| ૧૪ | ૧૨ | શનિ | ૨૫ | ૧૪ | ભોમ | ૨૭ | ૦)) | શુક્ર | ૨૮ | સુ૧ | રવિ | ૨૯ | ૨ | બુધ | ૧ | ૨ | શુક્ર | ૧ |
| ૧૫ | ૧૩ | રવિ | ૨૬ | ૦)) | બુધ | ૨૮ | સુ૧ | શનિ | ૨૯ | ૨ | સોમ | ૩૦ | ૩ | ગુરૂ | ૨ | ૩ | શનિ | ૨ |
| ૧૬ | ૧૪ | સોમ | ૨૭ | સુ૧ | ગુરૂ | ૨૯ | ૨ | રવિ | ૧ | ૩ | ભોમ | ૧ | ૪ | શુક્ર | ૩ | ૪ | રવિ | ૩ |
| ૧૭ | ૦)) | ભોમ | ૨૮ | ૨ | શુક્ર | ૩૦ | ૩ | સોમ | ૨ | ૪ | બુધ | ૨ | ૫ | શનિ | ૪ | ૫ | સોમ | ૪ |
| ૧૮ | સુ૧ | બુધ | ૨૯ | ૩ | શનિ | ૧ | ૪ | ભોમ | ૩ | ૫ | ગુરૂ | ૩ | ૬ | રવિ | ૫ | ૬ | ભોમ | ૫ |
| ૧૯ | ૨ | ગુરૂ | ૧ | ૪ | રવિ | ૨ | ૫ | બુધ | ૪ | ૬ | શુક્ર | ૪ | ૭ | સોમ | ૬ | ૭ | બુધ | ૬ |
| ૨૦ | ૩ | શુક્ર | ૨ | ૫ | સોમ | ૩ | ૬ | ગુરૂ | ૫ | ૬ | શનિ | ૫ | ૮ | ભોમ | ૭ | ૮ | ગુરૂ | ૭ |
| ૨૧ | ૪ | શનિ | ૩ | ૬ | ભોમ | ૪ | ૭ | શુક્ર | ૬ | ૭ | રવિ | ૬ | ૯ | બુધ | ૮ | ૯ | શુક્ર | ૮ |
| ૨૨ | ૫ | રવિ | ૪ | ૭ | બુધ | ૫ | ૮ | શનિ | ૭ | ૮ | સોમ | ૭ | ૧૦ | ગુરૂ | ૯ | ૧૦ | શનિ | ૯ |
| ૨૩ | ૬ | સોમ | ૫ | ૮ | ગુરૂ | ૬ | ૯ | રવિ | ૮ | ૯ | ભોમ | ૮ | ૧૧ | શુક્ર | ૧૦ | ૧૧ | રવિ | ૧૦ |
| ૨૪ | ૭ | ભોમ | ૬ | ૯ | શુક્ર | ૭ | ૧૦ | સોમ | ૯ | ૧૦ | બુધ | ૯ | ૧૨ | શનિ | ૧૧ | ૧૨ | સોમ | ૧૧ |
| ૨૫ | ૮ | બુધ | ૭ | ૧૦ | શનિ | ૮ | ૧૧ | ભોમ | ૧૦ | ૧૧ | ગુરૂ | ૧૦ | ૧૩ | રવિ | ૧૨ | ૧૪ | ભોમ | ૧૨ |
| ૨૬ | ૯ | ગુરૂ | ૮ | ૧૧ | રવિ | ૯ | ૧૨ | બુધ | ૧૧ | ૧૨ | શુક્ર | ૧૧ | ૧૪ | સોમ | ૧૩ | ૧૫ | બુધ | ૧૩ |
| ૨૭ | ૧૦ | શુક્ર | ૯ | ૧૨ | સોમ | ૧૦ | ૧૩ | ગુરૂ | ૧૨ | ૧૩ | શનિ | ૧૨ | ૧૫ | ભોમ | ૧૪ | વ૧ | ગુરૂ | ૧૪ |
| ૨૮ | ૧૧ | શનિ | ૧૦ | ૧૨ | ભોમ | ૧૧ | ૧૪ | શુક્ર | ૧૩ | ૧૫ | રવિ | ૧૩ | વ૧ | બુધ | ૧૫ | ૨ | શુક્ર | ૧૫ |
| ૨૯ | ૧૨ | રવિ | ૧૧ | ૧૩ | બુધ | ૧૨ | ૧૫ | શનિ | ૧૪ | વ૧ | સોમ | ૧૪ | ૨ | ગુરૂ | ૧૬ | ૩ | શનિ | ૧૬ |
| ૩૦ | ૧૩ | સોમ | ૧૨ | ૧૪ | ગુરૂ | ૧૩ | વ૧ | રવિ | ૧૫ | ૨ | ભોમ | ૧૫ | ૩ | શુક્ર | ૧૭ | ૪ | રવિ | ૧૭ |
| ૩૧ | ૧૪ | ભોમ | ૧૩ | ૧૫ | શુક્ર | ૧૪ | ... | ... | ... | ૩ | બુધ | ૧૬ | ... | ... | ... | ૫ | સોમ | ૧૮ |

ડાહ્યાભાઈ મણિભાઈ વસી. આસિ. માસ્તર મુખ્ય સ્કૂલ, રાંદેર જિ. સુરત.

# સને ૧૯૨૭ની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના.

૧ ગુજરાતી—વ્યાકરણનું અજ્ઞાન, પદચ્છેદ અને પૃથક્કરણમાં કચાશ, તથા અશુદ્ધ લેખન એ લગભગ અર્ધોઅર્ધ ઉમેદવારોના સામાન્ય દોષો હતા. થોડાક ઉમેદવારોનું અન્વયનું, વ્યુત્પત્તિનું અને પિંગળનું જ્ઞાન પણ કાચું હતું. અઘરા શબ્દો કે શબ્દસમૂહનો સ્પષ્ટાર્થ કરવાની શક્તિ તેમનામા સામાન્ય રીતે જોવામા આવી નહતી. અક્ષરનો મરોડ દુષિત હતો, અને લેખનની સફાઈ પરત્વે ઘણા ઉમેદવારો બેદરકાર માલમ પડયા હતા. મુખ પાઠનો અભ્યાસ થોડાક ઉમેદવારોનો અપૂર્ણ હતો, અર્થાત અભ્યાસક્રમ—અનુસાર તે પુરો કરવામા આવ્યો નહતો. વાચનમાં સરળતા, ભાવદર્શન, અને યોગ્ય સ્થળે વિરામનું જ્ઞાન થોડાકજ વિદ્યાર્થીમા જણાતું હતું.

૨ નિબંધ અને રિપોર્ટ:—કેટલાક ઉમેદવારોએ વિષયનો પુરેપુરો વિચાર કર્યા વિના અથવા વિષયનો ખોટોજ અર્થ સમજીને નિબંધ લખી કાઢ્યો હોય એવુ તેમના ઉત્તરો ઉપરથી જણાતું હતુ. દાખલા તરીકે "શાળામા અંગકસરતને સ્થાન" તે સંબંધી લખાણ કરવાનું હતું તેને બદલે કેટલાક ઉમેદવારોએ "અંગકસરત" વિષે સામાન્ય ચર્ચાજ કરી હતી, અને "કુદરત" અને "કુદરતના બનાવ"નો અર્થ પણ કેટલાક સમજી શકયા ન હતા. કેટલાક વિદ્યાર્થીઓએ "સહાયકારી યોજના"નો અર્થ "લૉર્ડ વેલેસ્લીની રાજનીતિ" એવો કર્યો હતો. શિક્ષકોએ નિબંધ લેખનનો વિશેષ અભ્યાસ વિદ્યાર્થીઓને થાય એવું શિક્ષણ આપવાની જરૂર છે, તેને માટે નિયમિત રીતે નિબંધ લેખનનું કામ મોટા પ્રમાણમા થવું જોઈએ. વિદ્યાર્થીઓને ઘણી વખત જાતે વિચાર કરીને નિબંધ લખવા કહેવુ જોઈ એ. ભરૂચ જિલ્લાના વિદ્યાર્થીઓના નિબંધનું કામ સંતોષકારક હતું.

૩. ગણિત અને ભૂમિતિ:—ગણિતનું જ્ઞાન સામાન્ય રીતે સંતોષકારક હતું. દાખલા ગણવાનું કામ પદ્ધતિસર હતું. ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલોમાંથી બેઠેલા થોડાક ઉમેદવારોએ પરીક્ષાની બરાબર તૈયારી કરી ન હતી. દેશીનામામા કેટલાક વિદ્યાર્થીનું વ્યાજની ગણતરીનું જ્ઞાન કાચું હતું. સળ પાડીને નામું લખતાં થોડાકને આવડયું ન હતું.

ભૂમિતિના ઉત્તરો સંતોષકારક હતા, પણ પ્રશ્નો સામાન્ય રીતે સહેલા હતા, તો પણ ગોખણપટ્ટીનો અભ્યાસ વિશેષ થએલો જણાયો હતો. ઉમેદવારોની દોરેલી આકૃતિઓ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે તેમને સાધનનો બરાબર ઉપયોગ કરતાં આવડતું નહતું. નામામાં વ્યાજ કાઢવાની રીત ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. વિદ્યાર્થીઓ યંત્રવત્ દાખલા ગણી જાય છે પણ તેમને રીતિનાં કારણોનું જ્ઞાન આપવાની જરૂર છે.

ઇતિહાસ અને ભૂગોળઃ--હિન્દના અર્વાચીન ઇતિહાસનું તેમાં વિશેષ કરીને હાલની રાજ્યપદ્ધતિનું જ્ઞાન ઘણા ઉમેદવારોનું કાચું જ હતું. ગવર્નર જનરલ અને વાઇસરોય એ બેઉ જુદા જુદા અમલદારો છે એવું કેટલાક વિદ્યાર્થીઓના ઉત્તરોમાં લખ્યું હતું. આ દોષ ઉંલ્લાં ચારેક વર્ષોથી જણાવવામાં આવ્યો છે તેથી તે દૂર કરવા માટે શાળાના શિક્ષકોએ ખાસ કાળજી રાખવાની જરૂર છે. ભૂગોળમાં ઘણા વિદ્યાર્થીઓને નકશો દોરતા આવડ્યો ન હતો. તે દોષ કેટલાંક વર્ષોથી થતોજ આવે છે માટે તે ખામી દૂર કરવા વિદ્યાર્થીને નકશો દોરાવાનો વિશેષ અભ્યાસ કરાવવાની જરૂર છે. વળી, પ્રાકૃતિક ભૂગોળનું જ્ઞાન પણ થોડાક ઉમેદવારોનું બહુજ જૂજ જેવું હતું. ભૂગોળના પ્રશ્નો સહેલા હતા છતાં લખાણ અસંબદ્ધ અને કાળજી વગરનું હતું.

વિદ્યા અને આરોગ્ય વિદ્યાઃ—વિદ્યાનું પ્રાયોગિક જ્ઞાન ઘણું થોડું હતું. નિત્ય બનતા બનાવો તેમણે વિચારપૂર્વક જોવા જોઈએ અને તેમાં કયા નિયમનો અમલ થયો છે તે વિચારવું જોઈએ. સિદ્ધાંત ભાગ કરતાં વ્યવહારૂ શિક્ષણ ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે.

આરોગ્ય વિદ્યાનું જ્ઞાનઃ—આ વિષયનું જ્ઞાન પણ અલ્પ હતું. સવાલના જવાબ લખતાં પહેલાં ઘણા વિદ્યાર્થીઓએ વિચાર પણ કર્યો નહતો. જાણે "પ્રાવેશિકનો સોમીઓ" ગોખી તેઓ તૈયાર થયા હોય એવું એવું કેટલાક વિદ્યાર્થીઓના ઉત્તર ઉપરથી જણાતું હતું. આરોગ્ય શાસ્ત્રમાં પણ શિક્ષકે દરરોજના જીવનના બનાવ લઈને વિષય શીખવવો જોઈએ અને તેના ઉત્તરો આપવાનો મહાવરો પાડવો જોઈએ.

ખેતીવાડીઃ—ખેતીવાડીના ઐચ્છિક વર્ગનો અભ્યાસ ઠીક હતો, પણ ભૂગોળ, સદકાર, ને રાજ્યવહીવટ સંબંધી તેમનું જ્ઞાન કાચું હતું. આ

વિષયની પરીક્ષામાં બેસનાર ઉમેદવારની સંખ્યા ઓછી હતી. સુથારકામ, લુહારકામ, દોરડું ગુંથવું વગેરે કર્તવ્યભાગનું તેમનું જ્ઞાન કાચું હતું. તે ઉપરથી ઓજારોનો ઉપયોગ બરાબર થયો હોય એમ જણાતું નહોતું.

પછાત કોમમાં સુરત જિલ્લામાં ૨૮ માંથી ૧૧ વિદ્યાર્થીઓ પાસ છે અને મૂળ અને પહાડી જાતોમાં ૩૦ માંથી ૨૦ વિદ્યાર્થીઓ પાસ થયા છે.

અંબાલીની ધારાળા બૉર્ડિંગનું અને દોહદ બીજ સ્કૂલનું કામ સારૂં હતું.

## સામાન્ય રિમાર્ક.

વિદ્યાર્થીના અક્ષર ખરાબ છે અને સવાલના જવાબ કેમ લખવા તે તેમને આવડતું નથી. તેમજ તેઓ એકજ પાનામાં એક કરતા વધારે સવાલ લખે છે. કોઈ વખતે સવાલનો નંબર પણ તેઓ લખતા નથી. લખાણુ કામ ડાઘાડુઘીવાળું હતું, તેથી આ દોષો દૂર કરવાને માટે શાળામાં સામયિક પરીક્ષા લેવાની જરૂર છે.

ઉર્દુઃ—ઉર્દુ ઉમેદવારોના કામ વિષે જે ટીકાઓ થઈ છે તે ગુજરાતી ઉમેદવારોના જેવીજ છે તેથી પુનરુક્તિ કરી નથી.

ભાષાઃ—જોડણીના દોષ ઘણા હતા. તેમજ પદચ્છેદ અને અક્ષર સંબંધી ખામીઓ ઘણી માલમ પડી હતી. મોઢાની પરીક્ષા વખતે વિદ્યાર્થીના ઉચ્ચાર અસ્પષ્ટ જણાતા હતા, ભરૂચ મથકમાં મુખપાઠ કાચો હતો.

ભૂગોળઃ—સુરત, નડિઆદ, ને ગોધરાના વિદ્યાર્થીઓની તૈયારી કાચી હતી. વિદ્યા અને આરોગ્ય વિજ્ઞાનના વિષયમા અમદાવાદ અને સુરત મથકમાં કામ સંતોષકારક હતું અને ખેડા તથા ભરૂચનું કામ જોઈએ તેવું નહતું. ગોધરાનું કામ વધારે કાચું હતું.

નિબંધઃ—એકંદર કામ સંતોષકારક હતું.



## સરકારી જાહેરખબર

## સ્કોલરશિપોની હરિફાઈની પરીક્ષાઓ

(૧)

હાઈ અને સ્પેશિયલ સ્કૂલની સરકારી સ્કોલરશિપ માટે હરિફાઈની પરીક્ષા —

ઉત્તર ભાગ

૧. ઉ. વિભાગના દરેક જિલ્લાની એક સરકારી (ઓપન) સ્કોલરશિપ માટેની હારફાઈની પરીક્ષા તા. ૧૨ મી માર્ચ સને ૧૯૨૮, સોમવારે અને તે પછીના દિવસોએ ૧૧ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશે.

(૧) અમદાવાદ.
(૨) નડિઆદ. (ખેડા જિલ્લો)
(૩) ગોધરા. (પંચમહાલ)
(૪) ભરુચ.
(૫) સુરત.

૨. સ્કોલરશિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી આ પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રેસિડેન્ટ તે મધ્ય સ્થળની સરકારી હાઈસ્કૂલના હેડ માસ્તર રહેશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૭ મી ફેબ્રુઆરિ ૧૯૨૮ સુધીમાં કમિટી સ્વીકારશે. તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારાશે નહિ. પરીક્ષાની અરજીનું ફૉર્મ પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે.

૪. ઉમેદવારોની ઉમર, પરીક્ષા વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદ્દત, પરીક્ષામાં બેસવા માટે ભરવાની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કરેથી મફત મળશે. તે નકલો ઉત્તર વિભાગની સરકારી કે ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લો વર્નાક્યુલર (અંગ્રેજી–ગુજરાતી) શાળાઓનાં નોટિસબોર્ડ ઉપર ચોડવામાં આવી છે.

ઉ. ભાગના એ. ઈ. ની ઑફિસ, અમદાવાદ. તા. ૧૨ મી ડિસેમ્બર ૧૯૨૭ } (અંગ્રેજીમાં સહી) એ. એમ. દીવાનજી. એજ્યુ. ઈન્સ. ઉત્તર ભાગ.

(૨)

**મિડલ અને સ્પેશિયલ સ્કૂલોની સરકારી સ્કોલર્શિપો માટે હરિફાઈની પરીક્ષાઃ—**

ઉત્તર ભાગ

ઉત્તર ભાગના દરેક જિલ્લામાં બે સરકારી સ્કૉલર્શિપોની સર્વે હરિફાઈ કરી શકે એવી (ઓપન) પરીક્ષા તા. ૧૪ મી માર્ચ ૧૯૨૮ ને બુધવારે અને તે પછીના દિવસોએ ૧૧ વાગે નીચેના સ્થળોએ લેવામાં આવશે.

(૧) અમદાવાદ.
(૨) નડિઆદ. (ખેડા જિલ્લો)
(૩) ગોધરા. (પંચમહાલ)
(૪) ભરૂચ.
(૫) સુરત.

૨. સદરહુ સ્કોલર્શિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્ય સ્થળે નીમાએલી કમિટી પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રમુખ તરીકે તે સ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં કરવી જોઈશે. એ અરજી ઉમેદવારોએ પોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલી આપવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૭ મી ફેબ્રુઆરિ ૧૯૨૮ સુધીમાં મોકલી આપવી. તે તારીખ પછી મળેલી કોઇપણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪ ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલર્શિપની રકમ અને મુદત, પરીક્ષા માટેની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. તે નિયમોની નકલો પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટને અરજી કરેથી ફી લીધા વીના મોકલી આપવામાં આવશે. તે નકલો ઉત્તર ભાગના સરકારી કે ગ્રાન્ટ લેનારી ઍંગ્લો વર્નાક્યુલર શાળાઓ પૈકી મુખ્ય શાળામા નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

ઉ. ભાગના એ. ઈ. ની ઑફિસ,
અમદાવાદ.
તા ૧૨ મી ડિસેમ્બર ૧૯૨૭

(અંગ્રેજીમાં સહી) **એ. એમ. દીવાનજી.**
એજ્યુ. ઈન્સ.. ઉત્તર ભાગ.

(૩)

**મધ્યમવર્ગના અને પછાતવર્ગના હિંદુઓ અને મુસલમાનો માટેની મિડલ સ્કૂલોમાં આપવામાં આવતી સ્પેશિયલ સ્કોલર્શિપોઃ—**

## ઉત્તર ભાગ.

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના કેટલાક જિલ્લાઓમાં નીચે જણાવેલી વિગત મુજબ એંગ્લો વર્નાક્યુલર ધોરણ ૧ લા માટેની સ્કોલરશિપો આપવા માટે હરિફાઈની પરીક્ષા તા. ૧૪ મી માર્ચ ૧૯૨૮ ને બુધવારે અને તે પછીના દિવસોએ નીચે જણાવેલા સ્થળોએ પહેલ વહેલી લેવાનું નક્કી કરવામાં આવ્યું છેઃ—

(૧) આર. સી. હાઇસ્કૂલ, અમદાવાદ.
(૨) સરકારી હાઇસ્કૂલ, નડિઆદ.
(૩) તૈલંગ હાઇસ્કૂલ, ગોધરા.
(૪) આર. એસ. દલાલ. હાઇસ્કૂલ, ભરૂચ.
(૫) મોરાભાઈ જે. જે. હાઇસ્કૂલ, સુરત.

૨. સદરહુ પાંચ જિલ્લામાં જુદી જુદી કોમો માટે નક્કી કરવામાં આવેલી સ્કોલરશિપોની સંખ્યા નીચે મુજબની છે.

| જિલ્લો. | મધ્યમવર્ગ | પછાતવર્ગ. | મુસલમાન. |
|---|---|---|---|
| અમદાવાદ. | ૫ | ૪ | ૭ |
| ખેડા. (નડિઆદ). | ૫ | ૨ | ૪ |
| પંચમહાલ. (ગોધરા) | ૨ | ૪ | ૨ |
| ભરૂચ. | ૧ | ૨ | ૫ |
| સુરત. | ૩ | ૭ | ૪ |

૩. પરીક્ષાની ભાષા ગુજરાતી રાખવામાં આવી છે પણ મુસલમાન વિદ્યાર્થીઓ વર્નાક્યુલર તરીકે એટલે (ભાષાના વિષય તરીકે) ઉર્દુ ભાષાનો સ્વીકાર કરી શકશે, અને પોતાની પરીક્ષા ઉર્દુ ભાષામાં આપી શકશે.

૪. વર્નાક્યુલર ધોરણ ૪ થા માટે નક્કી કરેલા વિષયોની પરીક્ષા લેવામાં આવશે.

૫. સદરહુ પરીક્ષા દરેક સ્થળે નક્કી કરવામાં આવેલી કમિટી લેશે, અને તે જિલ્લાની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મ મુજબ કરવી, અને તે માટેનાં કોરા છાપેલા ફૉર્મની નકલો જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને અરજી કરેથી ફી લીધા વીના મળી શકશે. અરજીઓ તારીખ ૭ મી ફેબ્રુઆરિ ૧૯૨૮ સુધીમાં કરવી, તે પછી મળેલી અરજી ધ્યાનમાં લેવામાં આવશે નહિ. પરીક્ષાની ફીનો રૂ. ૧) નક્કી કરવામાં આવ્યો છે અને તે કમિટીના પ્રમુખ ઉપર અરજી સાથે મોકલી આપવો.

૬. જે વિદ્યાર્થીની ઉમર તા. ૧ લી માર્ચ ૧૯૨૮ ના રોજ ૪૧

વર્ષના કરતા વધુ થઇ હશે તેણે તેમજ જે છોકરી તા. ૧ લી માર્ચ ૧૯૨૮ ના રોજ ૧૫ વર્ષ કરતા વધુ ઉંમરની થઈ હશે તેને પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહિ

૭. પરીક્ષાના પરિણામ પ્રમાણે સ્કોલરશિપો એંગ્લો વર્નાક્યુલર ધોરણ ૧ લામા ભણતા વિદ્યાર્થીને તા. ૧ જુન ૧૯૨૮ થી આપવામા આવશે, અને નિયમિત હાજરી, સારી ચાલચલગત અને સંતોષકારક અભ્યાસ હોય તો તેમને ત્રણ વર્ષ સુધી સામાન્ય રીતે મળ્યાં કરશે. વર્નાક્યુલર ધોરણ ૪ થામા અને તે ઉપરના ધોરણમાં ભણતા વિદ્યાર્થીને સ્કોલરશિપ મળી શકશે.

૮. દેશી રાજ્યમા આવેલી એંગ્લો વર્નાક્યુલર શાળામા ભણતા કોઇ-પણ વિદ્યાર્થીને સ્કોલરશિપ મળી શકશે નહિ.

૯. જાત અને પેટાજાત અને જન્મ તારીખ અરજી ઉપર સ્પષ્ટ રીતે દર્શાવવી જોઈશે, અને અરજદારના માબાપ ઈન્કમટેક્સ કે જમીનવેરો જેટલો ભરતા હોય તેટલી રકમ અરજીમા પાડેલા વધારાનો ખાનામા દર્શાવવી જે ઉમેદવારનાં માબાપ વાર્ષિક રૂ ૨૦૦ કે તેથી વધારે રકમ ભરતા હશે તેમને પરીક્ષામા બેસવા દેવામા આવશે નહિ.

ઉ ભાગના એજ્યુ. ઇન્સ ની ઑફિસ, અમદાવાદ. તા. ૧૨ મી ડિસેમ્બર ૧૯૨૭ (અંગ્રેજીમા સહી) એ. એમ. દીવાનજી. એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

(૪)

## ૧. હાઈ અને સ્પેશિયલ શાળાઓની કાઝી શાહબુદીન સ્કોલ-શિપ માટેની હરિફાઈની પરીક્ષા

### ઉત્તર ભાગ

આથી ખબર આપવામા આવે છે કે અમદાવાદ અને ખેડા જિલ્લાઓની કોઇપણ જાહેર શાળાઓના મુસલમાન ઉમેદવારોને કાઝી શાહબુદીન એન્ડાઉમેન્ટ ફંડમાથી રૂ. પાચની એક, બેની બે, હાઈ અને સ્પેશીઅલ સ્કોલરશિપ (શિષ્યવૃત્તિ) માટેની હરિફાઈની પરીક્ષા, સોમવાર, તા. ૧૨ મી માર્ચ સને ૧૯૨૮ અને તે પછીના દિવસોએ, અમદાવાદ અને નડિઆદ હાઈસ્કૂલના મકાનોમા અનુક્રમે ૧૧ વાગે, હંમેશના ધારા પ્રમાણે લેવામા આવશે.

પરીક્ષા માટેની અરજીઓ અને દાખલ ફી, તા ૭ મી ફેબ્રુઆરિ, સને ૧૯૨૮ સુધીમા અમદાવાદ અને નડિઆદ મધ્ય સ્થળના પ્રેસિડેન્ટ સાહેબો સ્વીકારશે.

ઉ. ભા. ના એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફીસ, અમદાવાદ, તા. ૧૨ મી ડિસેમ્બર ૧૯૨૭. (અંગ્રેજીમા સહી) એ. એમ. દીવાનજી. એજ્યુ ઇન્સ. ઉત્તર ભાગ.

(૬)

(જુઓ સરકારી જાહેરખબર નં. ૧ પુસ્તક ૬૬ અંક ૧૨ પૃષ્ઠ ૩૮૮)

સદરહુ નિયમ સ્ત્રી શિક્ષકો માટેની ટ્રેનિંગ કૉલેજમાં માત્ર એક વર્ષને માટે અમલમાં મૂકવામાં નહિ આવે એમ નક્કી કરવામાં આવ્યું છે.

(અંગ્રેજીમાં સહી) એન. ડા. અભ્યંકર. ડી. પી. આઇ. વતી.

(ઉત્તર ભાગના મે. એ. ઇ. સાહેબના તા. ૭ મી ડિસેમ્બર ૧૯૨૭ ના હુકમ નં. ૧૦૩૯૩ મા કરેલી સૂચનાનુસાર).

(૭)

કેળવણી ખાતાનો સરકારી ઠરાવ નં. ૨૮૬૦ તા. ૨૯-૧૦-૨૭ ની રૂએ છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવાની ફી પછાત વર્ગના છોકરાને આપવાની ફરજ પાડવામા આવી છે તેજ પ્રમાણે પછાત વર્ગની છોકરીઓ પાસેથી પણ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામા બેસવાની ફી લેવામા આવશે એવું નક્કી કરવામાં આવ્યું છે.

(અંગ્રેજીમાં સહી) એન. ડી. અભ્યંકર. ડી. પી. આઇ વતી.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૯૯૭૭ તા. ૨૯-૧૧-૨૭ માં કરેલી સૂચનાનુસાર.)

---

---

## જોઇએ છે.

ભરૂચ મ્યુનિસીપલ પ્રાથમિક શાળાઓ સારૂ ડ્રિલ અને વ્યાયામ જાણનાર એક શિક્ષક જોઈએ છે. માટે જેઓ અંગકસરતમા સારૂં જ્ઞાન ધરાવતા હોય તેમણે પોતાની લાયકાત તેમજ અનુભવ સાથે અરજીઓ મ્યુનિસીપલ સ્કૂલબોર્ડના મહેરબાન ચેરમેન સાહેબ પર મોકલી આપવી.

મ્યુનિ-સ્કૂલબોર્ડ ઓફીસ, માણેકલાલ મણિશંકર દવે
તા. ૨૨-૧૧-૨૭ એડમિનિસ્ટ્રેટીવ-ઓફીસર મ્યુનિ. સ્કૂલબોર્ડ, ભરૂચ

## અનુક્રમણિકા



શુદ્ધિપત્રક—ગતાંક સરકારી જાહેરખબર ૫૪ ૨. છેલ્લી લીટીમાં ૪૧ ને બદલે ૧૪ વર્ષ એમ વાંચવું

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૭ ]   ફેબ્રુઆરિ, સને ૧૯૨૮   [ અંક ૨

## ફિલિપાઇનની એક શાળાનું વર્ણન

હાલમા આપણે ત્યા જે કેળવણી આપવામાં આવે છે તેમા કેવો સુધારો થઈ શકે તે સંબંધી ઘણી ચર્ચા થાય છે અને તે ઉપરથી ભિન્ન ભિન્ન વિચાર જાહેર કરવામા આવે છે. ખેતી અને ધંધાને લગતું શિક્ષણ વધારે જરૂરતું છે એ સંબંધી ભાગ્યેજ બે મત હોઈ શકે એમ હાલની પરિસ્થિતિ છે; તેથી નીચે જણાવેલી શાળાના વર્ણન ઉપરથી કેવું શિક્ષણ ફળદાયી નીવડે છે અને વિદ્યાર્થી કેમ સ્વાશ્રયી બને છે તે આપણને સહજ માલમ પડે છે કેળવણીનો એક અતિ ઉપયોગી સિદ્ધાંત એ છે કે "ક્રિયા કરીને જ્ઞાન મેળવવું જોઈએ." પણ હાલની શિક્ષણ પદ્ધતિમા આપણે ત્યા તે સૂત્રનો નહિ જેવોજ અમલ થાય છે. પાશ્ચાત્ય દેશોમા તો હાલમાં પુસ્તકીઆ જ્ઞાનની ઘણી અવગણના થવા માંડી છે, અને તેથી તેના પ્રત્યાઘાતરૂપ શિક્ષણની જુદી જુદી પદ્ધતિઓનો પ્રયોગ ત્યા થવા લાગ્યો છે. ફિલિપાઇનની એક શાળાનુ નીચે પ્રમાણે જે વર્ણન કરવામા આવ્યું છે તે વસ્તુતઃ આપણી કેળવણીની દિશા નક્કી કરવા માટે ઘણું ઉપયોગી છે.

જ્યારે વિદ્યાર્થીઓ શાળામા દાખલ થાય છે ત્યારે તેને શો ધંધો પસંદ કરવાનો છે તે સંબંધી શાળાના અધિકારી સાથે તેને વાતચીત થાય છે. દરેક વિદ્યાર્થીને જે એકાદ યોજના પ્રમાણે કામ કરવાનું હોય છે, તેનો નિર્ણય તે પોતે કરે છે. તે કામ કરવા માટે દરેક વિદ્યાર્થી

બીજાને તેના ભાગીદાર તરીકે પસંદ કરે છે, અને તેની સાથે સાથે તે કામ કરે છે. આ બંને વિદ્યાર્થીને જમીનનો એક કકડો આપવામાં આવે છે. ત્યાં તેઓ રહે છે અને કામ કરે છે. નાનું બેનર ગમે તેમણે સાંથે રાખ્યું હોય તેમ તેમને તે સોંપવામાં આવે છે. તે જમીન ઉપર તેઓ પોતેજ ઘર બાંધે છે અને ત્યાં તેઓ રહે છે. શાળા તરફથી તેમને બીઆં, ઓજાર અને બીજાં સાધન જેવાં કે બળદ અથવા ભેંસ ભાડે આપવામાં આવે છે. તેમના કામની યોજનાને અંગે વળી તેમને મરઘાં, દૂઝણી ગાય અને ડુક્કર આપવામાં આવે છે. જે પ્રમાણે આવી રીતે મેળવેલા ઓજારો, પ્રાણી તથા અગાઉથી લીધેલા રૂપીઆને માટે બેંકુન ખાતુ પાડી આપે છે, તે પ્રમાણે વિદ્યાર્થીને પણ ભાડે લીધેલી વસ્તુઓ માટે ખાતુ પાડવું પડે છે. જ્યારે તેઓ પાકની કાપણી કરે છે ત્યારે તેઓ ત્યાં ઠરીને રહે છે.

બંને વિદ્યાર્થીને સાથે સાથે રહીને કામ કરવાની જરૂર પડે છે; કારણ કે જ્યારે તેમાંનો એક વિદ્યાર્થી શાળાના વિષયો શીખવા માટે ત્યાં હાજર રહે છે ત્યારે બીજો વિદ્યાર્થી ઢોરની સંભાળ રાખે છે, અને બેનરમાં તે કામ કરે છે. કેટલાક વિદ્યાર્થીને સામાન્ય કામ સોંપવામાં આવ્યું હોય છે, તેથી દરેક અઠવાડીએ તેમનું કામ બદલવામાં આવે છે. આખી શાળા જાણે કે એક વિદ્યાર્થીનું એક સંસ્થાન હોય તેમ ત્યાં કામ ચાલે છે. વિદ્યાર્થીઓ પોતે તેમનું એક કાર્યવાહક મંડળ અને તેનો પ્રમુખ પસંદ કરે છે, અને તેમની મદદથીજ સર્વ કામકાજ કરવામાં આવે છે. તેઓ પોતે પોલિસ તરીકે કામ કરે છે અને ગુન્હેગારને પકડે છે. આવી રીતે તે સંસ્થામાં સુલેહશાંતિ તેઓ જાળવે છે. વિદ્યાર્થીજ તેની કોર્ટમાં ન્યાયાધીશ તરીકે કેસ ચલાવે છે. ચુંટી કાઢેલો આરોગ્યની સંભાળ રાખનાર અમલદાર ત્યાંની સ્વચ્છતાની અને ત્યાંના રહીશની તંદુરસ્તી સંબંધી સંભાળ રાખે છે. એક સારી તાલીમ પામેલી 'નર્સ' ઘવાએલાની તેમજ માંદા માણસની માવજત કરે છે. 'નર્સ' ને એક વિદ્યાર્થી આ કામમાં મદદ કરે છે.

કન્યાશાળાના જે અનુભવ તેમને મળે તે તેમને ભવિષ્યમાં ઘણો શિક્ષકોને આ પુસ્કે. પ્રમુખની જગા ફક્ત શોભારૂપ હોતી નથી. તે દરેક વર્નાક્યુલર ફાઇનલ ...તે કરે છે. વિદ્યાર્થીની સભાનો તે અધ્યક્ષ થાય છે. ખાસ વિનતિ છે ...ચણી કરે છે અને આખા વિદ્યાર્થી કોમના હિત ... છે." ફિલિપાઇનના જુદા જુદા ટાપુમાંથી તેમજ

ડુંગરોમાંથી જે વિદ્યાર્થીઓ ત્યાં આવે છે તેમની પ્રકૃતિમાં વિશેષ ભેદ હોવાથી તેમની વ્યવસ્થા કરવાનું કામ સહેલું નથી પણ તે ઘણું ગુંચવણ ભરેલું હોય છે. જુદા જુદા પ્રાંતવાર વિદ્યાર્થીને રહેવાના અલગ મોટા ઓરડાઓ હોય છે, અને તેથી તેમના સ્થાનિક કામકાજનો વહીવટ તેમનો પ્રાન્તિક પ્રતિનિધિ કરે છે. શાળાના સુપ્રિન્ટેન્ડન્ટને વિદ્યાર્થીના મંડળે પસંદ કરેલું કામ નહિ સ્વીકારવાની પણ સત્તા હોય છે પણ તેની આવી સત્તાનો ભાગ્યેજ તે ઉપયોગ કરે છે.

આ શાળાના વિદ્યાર્થીના મંડળને આખું વર્ષ ઘણું કામકાજ કરવું પડે છે. ત્યાં વિદ્યાર્થીની લેવડદેવડની એક સંસ્થા ઉભી કરવામાં આવી છે, ત્યાં તેઓ માલ વેચાતો લેછે તેમજ તેઓ ત્યા વેચે છે પણ ખરા. જે વિદ્યાર્થીઓ સદ્ધર હોય છે તેમને ઉધાર માલ આપવામાં આવે છે. વિદ્યાર્થીની બેન્કમાં તેમના પૈસાનો હિસાબ તેમજ તેમના નાણાની સંભાળ તથા અનામત મૂકેલી રકમ ઉપર થતા નફાનો હિસાબ રાખવામાં આવે છે. જમે અને ઉધાર રકમો તારવી કાઢી દરેક અઠવાડીએ સિલક બતાવવામાં આવે છે.

કોઈ મહેનતુ તેમજ ગૃહસ્થ માબાપ તરફથી અથવા કોઈ પારમાર્થિક સંસ્થા તરફથી જે વિદ્યાર્થી લાચાર અવસ્થામાં હોય તેને માટે કંઇ મદદનો સ્વીકાર કરવામાં આવતો નથી. વિદ્યાર્થીઓ પોતે રસોડાની જે વ્યવસ્થા કરે છે તેમાં વૈજ્ઞાનિક રીતે તૈયાર કરેલા ખોરાકના પૈસા આપી શકે તે માટે દરરોજ તેઓને (રવિવાર સિવાય) ચાર કલાકનું કામ કરવું પડે છે. તેઓ ત્યા જે જુદી જુદી જાતનું કામ કરે છે તે એક શહેરમાં ચાલતી વિવિધ પ્રવૃત્તિ જેવુંજ હોય છે. તેમનો એક સામાન્ય કોઠાર હોય છે, અને તેની વ્યવસ્થા તેઓ જાતે કરે છે; તેમજ લેવડદેવડનું કામ પણ તેઓ કરે છે. લાકડા વહેરવાની મિલ, સિનેમા, છાપખાનું અને બેન્ક જેવી સંસ્થાનો વહીવટ પણ વિદ્યાર્થીઓ કરે છે. તેમની પોતાની ડાંગર ખાંડવાની મિલ હોયછે. જે ડાંગર વિદ્યાર્થીના ખેતરમાં પાકી હોય છે તે ત્યાં તેઓ જાતે ખાંડે છે, અને તેથી તેઓ તેમને તેમજ આસપાસના લોકોને ચોખા પૂરા પાડે છે. તેમના રહેવાના ઓરડા, ઘર અને બીજાં મકાન તેઓ જાતે બાંધે છે. તેઓ રસોઈ જાતે કરે છે અને પીરસે છે. રસ્તા, પૂલ અને નાળાં પણ તેઓ બાંધે છે જે વસ્તુ બીજા માણસો કરી શકે તે તેઓ જાતે જ કરવાને ખચકાતા નથી. અને તેમાં તેઓ ગર્વ માને છે. ખરી રીતે આવો ગર્વ પ્રશંસનીય છે.

આ શાળાના વિદ્યાર્થી હલકા પ્રકારનો માલ ઉપજાવવાનું પસંદ કરતા નથી. જો કોઈ પણ નવા સાહસમાં તેમને અનુભવ હોતો નથી તો તેઓ ઉત્તમ માલ પેદા કરવાને માટે તેનું કામ જાણનાર બાહોશ માણસને જ્યાં સુધી તેઓ એવો માલ ઉત્પન્ન કરી શકે ત્યાં સુધી તેઓ પગાર આપીને રાખે છે. દા. થોડા વખત ઉપર જ્યારે નવું છાપખાનું બધું બરોબર ગોઠવ્યું હતું ત્યારે તે સારી રીતે ચલાવવાને માટે તેમણે એક જાણકાર માણસને રોક્યો હતો. તેમનો હેતુ ઘણી સારી રીતે છાપખાનું ચલાવવો એટલુંજ નહોતો, પણ તેવું ઊંચા પ્રકારનું કામ તેઓ કરી શકે તે તેમનો ઉદ્દેશ હતો. સારામાં સારો પાક કોણ પકવી શકે છે તેને માટે બધા વિદ્યાર્થી કે જેઓ ખેડુત હોય છે તેમની વચ્ચે હરિફાઈ ચાલે છે. બધો માલ લેવડદેવડની દુકાને નોંધવામાં આવે છે. અને પછી તેને વેચવામાં આવે છે. વાર્ષિક મેળો ભરવામાં આવે છે તે વખતે સારા કામનાં ઈનામ અને પ્રમાણપત્ર વિદ્યાર્થીને આપવામાં આવે છે.

## અમેરિકામાં ઉજવાએલી કેળવણીની સપ્તાહ

આજકાલ અમેરિકામાં ચાલતી કેળવણીની પદ્ધતિ તરફ સુધરેલી દુનિયાનું લક્ષ ખેંચાયું છે. પ્રજાશાસન તંત્રને માટે દરેક વ્યક્તિ કાર્ય-સાધક નીવડે એ દૃષ્ટિથી ત્યાં ઉત્તમ પ્રકારની કેળવણી આપવાને માટે ઘણી કાળજી અને ઉત્સાહ લોકોમાં માલમ પડે છે. તેનો કંઈક ખ્યાલ નીચે આપેલા અહેવાલ ઉપરથી આપણને જણાઈ આવશે.

અમેરિકામાં નવેમ્બરની તા. ૭ થી ૧૩ સુધી કેળવણીની સપ્તાહ ઉજવવામાં આવી હતી. ત્યાંના મહાન પ્રજાશાસન જીવનમાં કેળવણી કેટલે અંશે તેનું કર્તવ્ય અદા કરે છે અને કરશે એવો હેતુ લોકો બરાબર સમજે તે ઉદ્દેશથી આવી યોજના કરવામાં આવી હતી. જે પ્રજા તેના વિચારમાં, તેના રાજ્યતંત્રમાં, તેના વેપારરોજગાર અને નીતભાવનામાં બાળકને પ્રથમ સ્થાન આપે છે તે અવશ્ય મહાન હોવી જોઈએ. જે પ્રજા તેનાં બાળકો પ્રત્યે સન્માનની દૃષ્ટિથી જુએ છે તે તંદુરસ્તી, બુદ્ધિ, નીતિ, કાર્યસાધકતા અને સુખ પરત્વે બીજી પ્રજાઓને માર્ગ દર્શક રૂપ થઈ પડશે. અને પ્રાકૃતિક તેમજ આત્મિક ઉન્નતિની ઉચ્ચ કોટિએ તે પહોંચશે એ નિઃસંશય છે.

## ભાવના અને હેતુ

શાળાની ભાવના, તેનું કામ અને તેની શી જરૂરિઆતો છે તે વિષે પ્રજાને માહિતી આપવાનો આ સપ્તાહનો હેતુ છે. દરેક શાળાનો કાર્યક્રમ ઘડતી વખતે આ હેતુ ધ્યાનમાં રાખવાનો છે. આવા અઠવાડીઆમાં ઓછામાં ઓછો એક વખત પણ માબાપોએ શાળાની મુલાકાત લેવી જોઈએ. કેટલીક શાળાઓએ બપોરને બદલે સાંજનીજ નિશાળનો વખત રાખવો જોઈએ કે જેથી માબાપો દિવસે કામમાં રોકાએલા હોય નહિ તે વખતે ત્યાં આવીને તેમનાં બાળકોને કામ કરતાં જોઈ શકે. આવી રીતે સપ્તાહ ઉજવતાં પહેલાં સ્થાનિક વર્તમાનપત્રમાં શાળાના કામ સંબંધી તેમજ કેળવણીના હેતુ સંબંધી લેખો પ્રસિદ્ધ થવા જોઈએ. જો નીચે બતાવેલા વિષય ઉપર યોગ્ય લેખો છપાવાય તથા માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો તેથી બાળકના તેમજ સમાજના સમગ્ર જીવનને લાભ થાય એ શાળાનો હેતુ છે એ સમજી શકાશે.

(૧) સારી તંદુરસ્તી.
(૨) ખાનદાન કુટુંબીજન તરીકેની ફરજ.
(૩) જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધન તથા તે મેળવવાની રીત.
(૪) નિમકહલાલ નાગરિકતા.
(૫) ધંધાદારી કેળવણીના ફાયદા.
(૬) ફુરસદનો સદુપયોગ.
(૭) નીતિજીવન યા ચારિત્ર.

## સોમવાર

### તંદુરસ્તીનો દિવસ

વ્યક્તિનો તેમજ સમાજની ઉન્નતિનો આધાર સારી તંદુરસ્તી ઉપર છે. એ વિચારને અનુસરી આજના દિવસનો કાર્યક્રમ ઘડવો જોઈએ. વિદ્યાર્થીની તંદુરસ્તી સુધારવા માટે જે પ્રયત્ન શાળા તરફથી થતા હોય તે લોકોને બતાવવા જોઈએ. શાળાનું નિયમિત કામ કરીને નાગરિક વર્ગને ચાલતું કામ બતાવવા આકર્ષવા જોઈએ. આજના દિવસના કાર્યક્રમની એવી ખાસ ગોઠવણ થવી જોઈએ કે જેમાં લોકો ભાગ લઈ શકે.

વિદ્યાર્થીની તંદુરસ્તી સુધારવા માટે આરોગ્ય વિજ્ઞાન, આરોગ્યવર્ધક ટેવ, કસરતશાળામાં તેમજ ખુલ્લા મેદાનમાં નિયમિત કસરત, મરદાની રમતોની હરિફાઈ, વિદ્યાર્થીની શારીરિક ખામીની સુધારણા, પુષ્ટિકારક

ખોરાક અને ખામીવાળા બાળક માટે ખાસ શિક્ષણ-આ બાબત ઉપર શાળામાં ખાસ ધ્યાન આપવામાં આવે છે. વિદ્યાર્થીને અનુકૂળ પડે તેવાં કસરતનાં સાધન, અને આરોગ્ય વધે તેવા વિશાળ રમવાના મેદાનને લીધે વિદ્યાર્થીનું તેમજ સમાજનું જીવન સુધરે છે અને તેથી ભાવિ પ્રજાનું જીવન ઉન્નત થાય છે.

મંગળવાર

ઘર અને શાળા

ઘર અને શાળા પરત્વેનો કાર્યક્રમ ઘડતી વખતે કુટુંબજીવન એ બધી સુધરેલી પ્રજાનું એક અતિ ઉપયોગી અંગ છે તે બાબત ખાસ યાદ રાખવા જેવી છે. આજે પણ હંમેશની માફક શાળાનું કામ બનાવવું જોઈએ પણ તે વખતે યોગ્ય પ્રમંગે વર્ગના વિદ્યાર્થી સાથે 'ઘર' સંબંધી વાતચીત કરવી જોઈએ, તેમને વળી કહેવું જોઈએ કે દરેક બાળક તેના કુટુંબમાં કંઈક સુધારો કરી શકે એમ છે. નાગરિકોને માટે શાળાનું કામ જોવાનો આ એક સારો દિવસ છે.

કુટુંબજીવન વધારે સારૂ કરવાને માટે અન્ય વ્યક્તિઓના લાભ તથા હિતના માટે આપણે કાળજી રાખવી જોઈએ એમ વિદ્યાર્થીને શીખવવું જોઈએ. સહકારનું રહસ્ય તેમને વ્યવહાર દાખલાથી બતાવવું જોઈએ. વિદ્યાર્થીને રાંધતાં, સીવતાં, ઘર ચલાવતાં તથા વ્યક્તિની તેમજ મનુષ્ય જાતિની ઉન્નતિમાં કુટુંબજીવન કેટલું ઉપયોગી છે તે તેમને સમજાવવું જોઈએ. અમેરિકાનું કુટુંબજીવન તેમજ ત્યાંની શાળા મનુષ્યજીવન વધારે ઉન્નતિ અને વિશાળ બનાવે છે. જે સંસ્થાના બધા શિક્ષકો ગૃહજીવન ઉત્તમ કરવાને તેમજ સામાજિક સેવા કરવાનો ગર્વ ધરાવે છે તે સંસ્થા ઉત્તમ પ્રકારની હોવી જોઈએ. જે સમાજમા માબાપો શિક્ષકની કદર સમજે છે અને શાળાના કામની પ્રશંસા કરે છે તે ઉત્તમ કોટિની હોવી જોઈએ એ નિર્વિવાદ છે.

બુધવાર

તમારી શાળાનો આ દિવસ છે એમ તમે જાણો.

આજના દિવસના કાર્યક્રમમાં મુખ્ય બાબત 'શાળા' છે. પ્રજામાં, રાજ્યમાં, દેશમાં તથા શહેરમાં, 'શાળા' એ મોટામાં મોટું અને પ્રથમ પંક્તિનું સાહસ છે તે બાબત નિ:સંશય છે આપણા જમાનાના દુર્ઘટ જીવનને અનુકૂળ વર્તવાને માટે શાળા વિદ્યાર્થીને મદદ કરે છે. આ હેતુ પાર પડે તે માટે નીચેની અગત્યની બાબતો જરૂરની છે.

૧. દરેક વર્ગમાં બાહોશ, કાળજીવાળો અને સારી તાલીમ આપે એવો શિક્ષક મૂકવો જોઈએ.
૨. સામાજિક તેમજ વ્યક્તિની જરૂરિઆત પૂરી પાડે તેવો ઉપયોગી અભ્યાસક્રમ હોવો જોઈએ.
૩. શાળા અને વર્ગની વ્યવસ્થા કાર્યસાધક હોવી જોઈએ.
૪. રીતસરનો સત્રનો સમય હોવો જોઈએ. વળી તે દરમિઆન વિદ્યાર્થીની હાજરી નિયમિત હોવી જોઈએ.
૫. શાળાની વ્યવસ્થા તથા તેની દેખરેખ રાખવા માટે સારી તાલીમ પામેલો શિક્ષકવર્ગ જોઈએ.
૬. પુસ્તકશાળા, પ્રયોગશાળા, શારીરિક કેળવણી, તેમજ બાગ માટે અને શાળાની બીજી પ્રવૃત્તિની યોગ્ય ગોઠવણ થાય એવાં પુષ્કળ સાધનવાળું સારૂં શાળાનું મકાન હોવું જોઈએ.
૭. બુદ્ધિપૂર્વક કદર કરે એવી પ્રજાની મદદ હોવી જોઈએ.

બાળકના સમગ્રજીવનનો વિકાસ એ કેળવણીનો હેતુ છે. બાળકોને અભ્યાસ કરતાં, વિચાર કરતાં, અવલોકન કરતા, તથા તુલના અને વિવેક કરતાં તથા વિદ્યાનું રહસ્ય સમજતાં શીખવવું એ હાલના જમાનાનું ઉપયોગી કામ છે. કેળવણીમાં થોડા રૂપીઆ ખર્ચવામા આવે તો તેથી દારિદ્ર, રોગ અને ગુન્હા માટે થતો ખર્ચ બચી જાય છે. શાળાનું નિયમિત કામ કરી બતાવીને નાગરિકોને વર્ગમાં આવવા આગ્રહ કરવો જોઈએ.

### ગુરુવાર

### શાળામાં મળતી તકનો દિવસ

આજના દિવસનો કાર્યક્રમ આવા પ્રસંગને અનુસરીને ગોઠવવો જોઈએ. તેમાં શાળામાં બાળકને જે 'તક' મળે છે તે ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ. આજે વિદ્યાર્થીને પ્રાપ્ત થતી તકનો લાભ લેવા શિક્ષકો તેમને પ્રેરશે તથા ઉત્તેજન આપશે. બધાં બાળકને પૂરતી તક મળે છે કે કેમ તેનો નિર્ણય નાગરિકો કરશે. રાષ્ટ્ર અને રાજ્યના બાળકની કેળવણીની જરૂરિઆત પૂરી પાડવામાં આવે છે કે કેમ તેનો તેમણે વિચાર કરવો જોઈએ. દરેક બાળકને સેવા કરવાની તક આપવી અને તેને માટે તેમને મદદ કરવી એ દરેક પ્રાથમિક શિક્ષકની ફરજ છે. ખેતીવાડી, ધંધો, અને ઉદ્યોગ વેપાર, તથા ગૃહવ્યવસ્થાનો અભ્યાસક્રમ ગોઠવવાથી શાળામાં અપાતી ધંધાને લગતી કેળવણી વધારે સારી કાર્યસાધક થાય છે.

બાળવર્ગો, સાંજના વર્ગો, પ્રસંગોપાતની શાળા, ભણતર જારી રાખવાની શાળાઓ–આ વ્યવસ્થાથી બધાને જ્ઞાન મેળવવાની તક મળે છે. કામમાં આનંદ ઉત્પન્ન કરવાથી, તેમજ સારા હુન્નરનો તથા વિજ્ઞાન અને કળાનો નિત્યજીવન સાથે સંબંધ જોડવા ઉપર ખાસ ભાર મૂકવાથી, આપણું જીવન ઉન્નત બને છે.

## શુક્રવાર

### યુદ્ધવિરામનો દિવસ

આ દિવસે દેશભક્તિનો ગુણ ખીલવવાનો પ્રસંગ મળે છે. તે તારીખથી લડાયક ફરજો અદા કરવાનો અંત આવવાથી શાંતિમય જીવનમાં કર્તવ્ય અને નાગરિકનાનો ધર્મ બજાવવાનો આરંભ થાય છે. નવ વર્ષ ઉપર યુદ્ધવિરામની ખબર આવવાથી જે આનંદ મોટા માણસોને અને વિદ્યાર્થીઓને થયો હતો, તેના સ્મારક તરીકે પ્રજાની અંદર કેળવણી ફેલાવવાનું કામ ઉપાડી લેવું જોઈએ. દરેક શહેરી પોતાની જે ફરજ નિમકહલાલીથી અદા કરે છે તે ઉપર પ્રજાશાસનની ફતેહનો આધાર રહેલો છે. શાળામાં નાગરિક તરીકેનું જીવન ગાળવાથી વિદ્યાર્થી સમાજરૂપી મોટા ભાગના સારા નાગરિકો થઈ શકે છે. ઇતિહાસ, ભૂગોળ, વર્તમાનસાર અને સમાજશાસ્ત્રના અભ્યાસથી બાળકો તેમની નાગરિક તરીકેની ફરજ શીખે છે. આવી રીતના શિક્ષણથી અન્ય મનુષ્યજાતિનો તિરસ્કાર નાબુદ થાય છે અને એક બીજાને માટે દિલસોજી અને માન પેદા થવાથી નાગરિક તરીકે ધર્મ એક નિષ્ઠાથી બજાવાય છે. યુરોપી વિગ્રહમાં લડાયક સરંજામથી જે વિજય મળ્યો છે, તેને બદલે હવે કેળવણીદ્વારા ભવિષ્યમાં વિગ્રહ ન થાય તેની તાલીમ વિદ્યાર્થીને આપવી જોઈએ.

## શનિવાર

### સમાજનો દિવસ

સામાજિક જીવન સુધારવાને માટે શાળાઓ શું કરી શકે તે ઉપર ખાસ મુકાય તેવો કાર્યક્રમ આજનો હોવો જોઈએ. તે દિવસે જે જે સામાજિક પ્રવૃત્તિઓ થાય તેમાં શાળાના વિદ્યાર્થીઓએ ભાગ લેવો જોઈએ. રમત ગમત તથા મરદાની કસરત અને એવા બીજા જાહેર મેળાવડા થાય તે માટે ઉત્તેજન આપવું જોઈએ.

કેળવણી એ જીવન પર્યન્તનું સાહસ છે. સમાજની ભાવના તથા તેના રીતરિવાજ ઉપર વ્યક્તિની સુધારણાનો આધાર છે. કળા, સાહિત્ય

સંગીત તથા રમત ગમતથી ફુરસદનો સદુપયોગ થાય છે, તેથી શાળાના વિદ્યાર્થીની રસવૃત્તિ કેળવી પ્રજાની રસિકતા સુધારવી જોઈએ. વિદ્યાર્થીની ફુરસદના સારા ઉપયોગ માટે પુસ્તકશાળા, સંગ્રહસ્થાન, બગીચા, રમવાના મેદાન, ચિત્રશાળા જેવી સંસ્થાની ગોઠવણ સમાજના ડાહ્યા માણસો કરે છે. આવી રીતે શાળા એ સમાજનું કેન્દ્ર બને છે.

### રવિવાર
### પ્રભુ અને દેશ માટેનો દિવસ

બધા ધર્મોપદેશકોએ આ દિવસે કેળવણીની ઉત્તમતા વિષે તથા શાળા અને શિક્ષકના કર્તવ્ય વિષે બોધ જાતે કરવો જોઈએ. તેમણે શાળામાં જે જાતે જોયું હોય તેને આધારે તેમણે ઉપદેશ કરવો જોઈએ. કેળવણી સપ્તાહનો અંત આવી યોગ્ય રીતે આપવો જોઈએ. સવારે અને સાંજે દરેક વ્યક્તિને દેવળમા આવો ઉપદેશ સાંભળવાને વિનતિ કરવી જોઈએ. ય એક બીજાના તથા શિક્ષકના સંબંધમાં આવવાથી જે સદ્ગુણો મેળવ . તેના ઉપર મનુષ્યના સુખ અને તેની ઉન્નતિનો આધાર છે. શાળા અને જીવનનો પરમ ઉદ્દેશ એ નીતિજીવન યા શુદ્ધ ચારિત્ર છે. વિદ્યાર્થીના ઉત્તમ જીવનનો પાયો તેના વડે નાખવામાં આવે છે. શુદ્ધ અને સદ્ગુણી જીવનની ભાવના સંબંધી શાળામાં ખાસ ભાર મૂકવાથી પ્રજાનું આત્મિક અને નૈતિક જીવન સુધરે છે.



## પદાર્થનું અદ્ભુત સ્વરૂપ



" સઉ અદ્ભુતોમાં, તુજ સ્વરૂપ અદ્ભુત નીરખું,
મહાજ્યોતિ જેવું, × × × ; "

આપણી આસપાસના જુદા જુદા પદાર્થ શેના બનેલા છે તે જાણવાને સ્વાભાવિક રીતે મનુષ્ય મન આકર્ષાય છે. વસ્તુનું મૂળ સ્વરૂપ શું હશે તે શોધવાને માટે ઘણા પ્રાચીન કાળથી વિચારકોએ ઘણા તર્ક વિતર્ક કર્યા પછી તેઓ એવા અનુમાન ઉપર આવ્યા હતા કે જગતના સર્વ પદાર્થનું મૂળભૂત તત્ત્વ પરમાણુ છે. આપણે ત્યાંનો વૈશેષિક મત ગ્રીસ અને રોમના વિચારકો ડેમોક્રિટસ અને લ્યુક્રેશિઅનના સિદ્ધાંત પરમાણુવાદનોજ હતો. તેમના વિચાર મુજબ સૃષ્ટિના ભિન્ન ભિન્ન પદાર્થ નાનામાં નાની અવિભાજ્ય વસ્તુના બનેલા છે. અને તેને તેઓ પરમાણુ કહેતા હતા. આ અણુઓને

આપણે મકાન બાંધવાની ઈંટો સાથે અથવા મૂળાક્ષર સાથે સરખાવી શકીએ. જેમ ઈંટોને જુદી જુદી રીતે ગોઠવવાથી તેના ભિન્ન ભિન્ન આકાર થાય છે, ને જેમ મૂળાક્ષરની જુદી જુદી ગોઠવણીમાંથી જુદા જુદા શબ્દો, વાક્યો અને ફકરાઓ ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે પરમાણુના સંયોગથી અનેક પ્રકારના પદાર્થ અને બનાવ જગતમા થયા જાય છે.

આ વિચાર ઘણા વખત સુધી માન્ય હતો પણ ઓગણીસમી સદીના આરંભમાં જ્હોન ડાલ્ટન નામના રસાયન શાસ્ત્રીએ ભિન્ન ભિન્ન રાસાયનિક સંયોગો સમજાવવાને એવી કલ્પના કરી કે અણુઓ જૂદા જૂદા પ્રકારના છે. એકજ જાતના અણુઓ સરખા હોય છે. આવી જાતના ૯૨ અણુઓની કલ્પના ડાલ્ટને કરી હતી, અને તે ઉપરથી ,ઘણા અણુના સંયોગથી જે અણુસમૂહ થાય છે તે તે જુદા જુદા પદાર્થનું મૂળભૂત કારણ છે એમ તેણે સિદ્ધ કર્યું હતું.

આ વિચારને અનુસરીને સૃષ્ટિના જડ તેમજ ચેતન સર્વ પદાર્થનું બંધારણ આવા પરમાણુઓ છે એમ અત્યારસુધી સિદ્ધ થએલું ગણાતું હતું, પણ જિજ્ઞાસુ મનુષ્યોએ આને અંતિમ સત્ય માનવાને બદલે અણુના કદ, આકાર, અથવા તેના બીજા ગુણ સંબંધી અનેક તર્ક કરવા માંડયા હતા. પણ ડાલ્ટનનો આવો અણુવાદ વિજ્ઞાનની વધતી પ્રગતિ આગળ ટકી શક્યો નહિ, કારણ કે વિજ્ઞાનવેત્તાઓ અનેક તર્ક અને પ્રયોગ પછી હાલમાં એવા નિશ્ચય ઉપર આવ્યા છે કે એક અણુ એ એક સૂર્યમંડળરૂપ છે. જેમ સૂર્ય તેના ગ્રહ અને ઉપગ્રહનો અધિષ્ઠાતા છે તેવી રીતે પદાર્થના અણુમાં એક કેન્દ્ર છે તેમાં ધન વિદ્યુત્ હોય છે અને તેની આસપાસ ગ્રહ ઉપગ્રહની માફક ફરનારા જે બીજા વિદ્યુત્ અણુઓ હોય છે તેમ ઋણ વિદ્યુત્ હોય છે. આવી રીતના આકર્ષણ અને પ્રતિઆકર્ષણના બંને બળની અસર સમપ્રમાણ હોવાથી તેનું હાલતું સ્વરૂપ ઘડાય છે. જેવી રીતે બે લોહચુંબક જ્યારે તેમના સામસામેના છેડા પાસે ધરવામાં આવે છે ત્યારે તે એક બીજાને વળગી પડે છે, તેવી રીતે ધન વિદ્યુત્ અને ઋણ વિદ્યુતના બળના આકર્ષણને લીધે પદાર્થના અણુઓ પાસે પાસે ખેંચાઈને આવે છે. જ્યારે પદાર્થના ભિન્ન ભિન્ન અણુઓ અન્યોન્ય આકર્ષણને લીધે પાસે આવે છે ત્યારે સહજ પ્રશ્ન એ થાય છે કે નક્કર, પ્રવાહી, અને વાયુવાળા પદાર્થમાં અણુઓ ઓછાવત્તા પ્રમાણમાં તથા ઘટ્ટ સ્થિતિમાં શી રીતે માલમ પડે છે? આનું કારણ તેમાં થતી નિરંતર ગતિ છે. આ વિદ્યુત્ અણુ શું છે તે હવે જોઈએ.

# ગુજરાત શાળાપત્ર પુ. ૬૬ મું.

સને ૧૯૨૭

## અનુક્રમણિકા

નંબર. વિષયાનુક્રમ પૃષ્ઠ.

### સામાન્ય વિષયો

#### શિક્ષણ

પરચુરણ



સરકારી ઠરાવો, યાદીઓ, જાહેરખબરો વગેરે.

કેટલાંક મૂળ તત્ત્વોમાં રેડિઓ એક્ટિવિટીનો ગુણ હોય છે એમ હાલમાં છેલ્લા ૩૦ વર્ષથી સિદ્ધ થયું છે. તેમના પરમાણુમાં અહર્નિશ રૂપાંતર થયાં કરે છે, અને તેમાંથી રેડિઓ-તેમના એક્ટિવ પદાર્થ એક પછી એક નીકળતા હોય તેમ જણાય છે. જ્યારે તેમાં આવી રીતે રૂપાંતર અને તેનું વિસર્જન થાય છે ત્યારે તેમાંથી પ્રકાશનાં કિરણો નીકળે છે અને જે આંતર જબરા ધડાકાને લીધે તેનું સ્વરૂપ બદલાય છે. તેમાંથી વિદ્યુત અણુઓ ઘણી ત્વરાથી બહાર નીકળી આવે છે. રેડિઓ-એક્ટિવિટીના જે ત્રણ જાતનાં કિરણો નીકળે છે તેમાં બીજી જાતના કિરણમાંથી વિદ્યુત્ અણુઓ નીકળતાં માલમ પડે છે, અને તેની ગતિ પ્રકાશના જેટલી હોય છે. હવે વિદ્યુત્ અણુ શું છે તે સમજાશે. જે પરમાણુમાં ઋણ વિદ્યુત્ હોય છે તેને વિદ્યુત અણુ કહે છે અને જે તેનો કેન્દ્રરૂપ હોય છે તેમાં ધન વિદ્યુત્ હોય છે. એક સામાન્ય પરમાણુની સાથે વિદ્યુત અણુને જો સરખાવીએ તો તેનું પ્રમાણ એક સાધારણ ઓરડામાં પડેલી ધૂળની રજકણ જેટલું છે. આવી રીતે એક હાઇડ્રોજન પરમાણુના $\frac{1}{2000}$ ભાગ જેટલો તે વિદ્યુત્ અણુ હોય છે. જે સાધારણ પદાર્થ આપણે જોઈએ છીએ તેમાં વિદ્યુતવાળા અને ઋણ વિદ્યુતવાળાઓના બળના આકર્ષણ પ્રતિઆકર્ષણનું સમતોલપણું હોય છે. આવી રીતે જે જડ પદાર્થ દેખીતી રીતે નક્કર માલમ પડે છે તે સૂક્ષ્મ દૃષ્ટિએ નિહાળતાં અહર્નિશ ગતિમાન કરતા વિદ્યુત અણુઓનો સમૂહરૂપ છે એમ આધુનિક વિજ્ઞાન સિદ્ધ કરે છે.

## યોજના પદ્ધતિ

જે કાંઈ શીખેલા હોઇએ તે ફરીથી જોઈ જવાથી મગજ પર તેના સંસ્કાર તાજા થાય છે. મહાવરાથી જ્ઞાન દઢ અને ચિરસ્થાયી બને છે. વળી પરિણામની તપાસ કરવી એ યોજનાના વાચારૂપી સિદ્ધાંતોમાંનો એક અતિઅગત્યનો સિદ્ધાંત છે. આ સર્વ વાતો લક્ષમાં લેતાં, ડહાપણ ભરેલું તો એજ ગણાશે કે ગઈ વખતે જે જે બાબતો આપણે જોઈ ગયા છીએ, તે ટુંકામાં ઉપર ઉપરથી જોઈ જઇએ; ગયા પ્રસંગે આપણે નીચેની બાબતો ઉપર વિચાર કર્યો હતો.

**૧. કેળવણી એટલે શું અને તેના કયા કયા અંશો છે.**

કેળવણી એટલે વિકાસ. કેળવણીને જીવન અને વિકાસ સાથે ગાઢો સંબંધ છે. વળી કેળવણીના ત્રણ અંશો છે-૧. જ્ઞાન, ૨. ચારિત્ર્ય, ૩ રસવૃત્તિ. આ ત્રણનો વિકાસ એટલે કેળવણી એમ શિક્ષકે જાણવાની અગત્ય છે.

**૨. વિકાસના સહાયભૂત અંશો.**

૧. બાળક.
૨. સામાજિક વારસો.
૩. તેની આસપાસનું નિત્યજીવન.

ઉપર બતાવેલી ત્રણે બાબતો કેળવણીમાં ધ્યાનમાં લેવાની છે. બાળકના અનુભવ સાથે તેના નિત્યજીવન જોડવાને ત્રણ વાતો પર ધ્યાન આપવાથી લાભ થાય છે.
- ૧. તેનો અનુભવ.
- ૨. તેની નિત્યજીવનની જરૂરિઆતો.
- ૩. તેને કઈ બાબતોમાં રસ પડે છે તે.

બાળનો વિકાસ બે પ્રકારનાં બળ પર અવલંબે છે. ૧ આંતરબળ ૨ બાહ્યબળ.

અ. બાળકમાં રહેલું બળ.

૧. વૃદ્ધિ પામવાની શકિત.
૨. સ્વાભાવિક પ્રેરણાવૃત્તિ.
રમતની વૃત્તિ, રસ વૃત્તિ, કામ કરવાની વૃત્તિ, સામાજિક વૃત્તિ અને નકલ કરવાની વૃત્તિ.
૩. વિચારશકિત.

બ. સામાજિક વાતાવરણ—બાહ્ય ઉત્તેજન.

**૩. વિકાસ કેવી રીતે થાય છે.**

૧. તે ક્રમે ક્રમે થાય છે. દા. ઢીંગલીની કૃતિ.
૨. પસંદગીની મારફતે.

**૪. બાળક કેવી રીતે શીખે છે.**

તેના ત્રણ નિયમો છે.
૧. તત્પરતાનો નિયમ.
૨. મહાવરાનો નિયમ.

---

તા. ૧૫-૧૦-૨૭ ને રોજ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં આપેલું ભાષણ

૩. અસર કે પરિણામનો નિયમ.

આ કુદરતી નિયમો છે. તેના પર યોજના પદ્ધતિ રચાએલી છે.

## ૫. યોજનાના મુખ્ય સિદ્ધાંતો.

૧. હેતુ, ૨. યોજના ઘડવી, ૩. યોજના અમલમાં મૂકવી અને ૪. કરેલા કાર્યના પરિણામની તપાસ કરવી.

યોજનાના સર્વ કાર્યમાં બે બાબતો પર ખાસ ભાર મૂકવામાં આવે છે.

૧. બાળકો સ્વતંત્ર રીતે વિચાર કરતા શીખે તે.

૨. બાળકો સ્વતંત્ર રીતે કામ કરતાં શીખે તે.

## ૧. અનુભવથી આપણે શીખીએ છીએ.

ઉપર જણાવેલી સર્વ બાબતો એ ગઈ કાલનો આપણો અનુભવ છે. ગઈ કાલના અનુભવ તે આગલા વખતના અનુભવ સાથે જોડવાથી, અને તે અનુભવ વિશાળ થયો એટલે તેણે આજના અનુભવનું રૂપ લીધું છે, એટલે આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીશું કે અનુભવથી આપણે નવું નવું શીખીએ છીએ. આપણા જીવનમાં ફેરફાર તે આપણા અનુભવનું પરિણામ છે. નવીન સ્થિતિમાં મૂકાએલા મનુષ્યને તે સ્થિતિને અનુકૂળ થવા નવીન વ્યવસ્થા કરવી પડે છે. તેને તે સંબંધી વિચાર કરવાની જરૂર પડે છે. વિચાર કરતાં કરતાં તેને નવા નવા વિચારો, નવી નવી વૃતિઓ, નવી નવી ટેવો કેળવાય છે. આ સવ તે કેળવણીજ છે. પરિણામે તેને નવો અનુભવ પ્રાપ્ત થાય છે. નવીન અનુભવ તે તેના જુના અનુભવ સાથે જોડાએલો હોય તોજ અનુભવનો વિકાસ થાય છે. સારા અનુભવથી બે લાભ થાય છે.

અ. જે સ્થિતિમાં મનુષ્યે રહેવું હોય તેમાં તેને તે બંધબેસ્તો કરવો પડે છે.

બ. જે સ્થિતિમાં તે રહેવાનો છે, તેને સુધારવાનું તેને બળ પ્રાપ્ત થાય છે.

## (૨) ઉત્તમ અનુભવો યા કાર્યોનું ધોરણ.

આપણી કઈ યોજના ઉત્તમ છે, તે જાણવાની જરૂર છે. યોજના ઉત્તમ હશે, તો અનુભવ પણ ઉત્તમજ થશે. તેની ઉત્તમતાનું ધોરણ માનસશાસ્ત્રીઓએ નીચે પ્રમાણે જણાવેલું છે.

૧. હેતુપૂર્વક કરેલું કાર્ય વધારે ઉપયોગી છે.

૨. માનસશાસ્ત્રના સિદ્ધાંતોને અનુસરીને કરેલું કાર્ય એક અનુભવ બીજા સાથે સંકળાએલા વિચારના વ્યાપારને અનુસરીને હોય છે.

૩. નિત્યજીવનને બંધબેસ્તું કાર્ય વધારે ઉપયોગી છે. એ પ્રમાણે કરવાથી બે લાભ થાય છે.

૧. ભવિષ્યના જીવન માટે આપણામાં વધારે લાયકાત આવે છે.

૨. સામાજિક સ્થિતિને સુધારવા આપણે સમર્થ થઈ શકીએ છીએ. આપણી હાલની કેળવણી આ દષ્ટિએ જોતાં બાળકના જીવનને અનુકૂળ નથી. કેળવણીનું કાર્ય બાળકના નિત્યજીવનને અનુકૂળ હોવી જોઈએ. તેના દરરોજના વ્યવહારમાંથી ઉત્પન્ન થએલું કાર્ય તેને વધારે પસંદ પડે છે.

૪. સામાજિક સંબંધ.

એક બીજા સાથે રહેવું, એક બીજાના વિચારો જાણવા, એક બીજાના વિચારોની આપ લે કરવી, એક બીજાના કાર્યમાં સહાયભૂત થવું એ જગતનો નિયમ છે. એક બીજાને સહાય કરવી એ કુદરત આપણી પાસે માગે છે. હાલમાં જગત એક બીજા પર વધારેને વધારે આધાર રાખતું જાય છે. આપણે એકલા જીવી શકતા નથી. આપણા જીવનના કાર્યમાં જેમ વધારે મનુષ્યો જોડાય છે, તેમ વધારે જ્ઞાન મળે છે, વિચારની આપ લે થાય છે અને આપણો અનુભવ વધે છે.

ઉપરની ચાર બાબતો ધ્યાનમાં લઈ શિક્ષકે શાળાનાં સર્વ કામ કરવાનાં છે. શિક્ષક એ માસ્તર નથી, પણ માર્ગદર્શક છે. માસ્તર શિક્ષા કરે, ધમકાવે, બાળકો પ્રત્યે સદ્‌ભાવ ન દેખાડે, પક્ષપાત કરે પણ ખરો; શિક્ષક તો તેવું નહિજ કરે. શિક્ષક એટલે વિદ્યાગુરુ. ગુરુનું કાર્ય તો સત્ય રસ્તો દેખાડવાનું અને ખોટા રસ્તેથી પાછા વાળવાનું છે. તેના માર્ગસૂચનપર શુભ ફળપ્રાપ્તિનો આધાર છે. ઉત્તમ કાર્યોનું ધોરણ ધ્યાનમાં લઈ કાર્ય કરીશું તો અવશ્ય સારૂં પરિણામજ આવશે. આજ ઉત્તમ શિક્ષણ ગણાય છે.

૩. ઉત્તમ વિચારનું ધોરણ.

વિચાર કરવાથી નવા નવા માર્ગો સૂઝે છે, તથા નવો નવો અનુભવ પ્રાપ્ત થાય છે અને તેથી આપણી સ્થિતિમાં સુધારો કરવાનું બળ આપણને મળે છે. વિચાર કરવા કરવામાં પણ ફેર છે. ઉત્તમ વિચાર કરવાની ટેવ પાડવી એ કેળવણીનો મહાન હેતુ છે. ઉત્તમ વિચારના અંશો નીચે પ્રમાણે છે.

૧. પ્રમેય–કારણ–અડચણ.

૨. પ્રમેયનું પૃથક્કરણ.

૧. ભૂતકાળના અનુભવો યાદ કરવા તે.
૨. તે લગતા બીજાના અનુભવો શોધી કાઢવા.
૩. અનુભવોને ક્રમ પ્રમાણે ગોઠવવા–યોજના કરવી તે.
૪. યોજનાથી હેતુ સધાશે કે નહિ તેની તપાસ કરવી તે.
૫. યોજનાને અમલમાં મૂકવી તે.
૬. તેના પરિણામની તપાસ કરવી તે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ ઉપર જણાવ્યા મુજબ પ્રમાણે વિચારના વ્યાપારોનો ક્રમ છે. જે વિચારો એ ક્રમ પ્રમાણે થાય છે તે વિચારોને લીધે ઉત્તમ પરિણામ આવે છે. અને એથી મનુષ્યની માનસિક શક્તિનો વિકાસ થાય છે. આવી રીતે તે જીવનની અનેક અડચણો ખસેડવા મનુષ્ય સમર્થ થઈ શકે છે. અને તે વળી પોતાના પર આધાર રાખીને.

## ૪. ઉત્તમ શિક્ષણપદ્ધતિનું ધોરણ.

આપણે જોયું છે, કે જે બાબતો બાળકના અનુભવને લગતી હોય છે, તે તે ઉપરજ તે વધારે લક્ષ આપે છે. તેના અનુભવને લગતી બાબતોમાં તે વધારે રસ લે છે, એટલુંજ નહિ પણ તેમાં મન લગાડી વિચારપૂર્વક કાર્ય કરતાં તે શીખે છે. જે પદ્ધતિ બાળકોના આંતર ઉત્તેજકને ઉશ્કેરે છે, તે પદ્ધતિ ઉત્તમ ગણાય છે. આંતર ઉત્તેજક સાથે બહારના વાતાવરણનો પણ ગાઢો સંબંધ છે. બહારનું વાતાવરણ બાળકના આંતરઉત્તેજકને પ્રોત્સાહન આપી જાગૃત કરે, તેવું હોવું જોઈએ. હવે, ઉત્તમપદ્ધતિનું ધોરણ ધ્યાનમાં લેવાની જરૂર છે.

૧. હેતુ–કારણ (બાળમનને ઉશ્કેરી તેનામાં હેતુ ઉત્પન્ન કરાવવો).
૨. હેતુ શી રીતે પાર પાડવો તેનો વિચાર કરતાં શીખવવું.
   અ. અનુભવો–સૂચના એકઠી કરવી { પોતાની તેમજ બીજાની.
   બ. સૂચનાઓને ગોઠવવી.
   ક. યોજનાને તપાસવી.
૩. પુરા મનથી કાર્ય કરવું. { માનસિક, શારીરિક, સામાજિક
૪. કાર્ય પુરૂં કરવું–એક કાર્યમાંથી બીજું...
   અ. કાર્યના પરિણામની તપાસ.

ख. તે ઉપર વિચાર.

क. વિકાસ.

ઉપર જણાવેલા અનુક્રમે બાળકોને દોરનાર શિક્ષક એક ઉત્તમ શિક્ષક ગણાશે. ગમે તે પદ્ધતિએ કાર્ય કરવામાં આવે પણ માનસિક વ્યાપારોને ધ્યાનમા લઈ તે કરવું જોઈએ. ઉત્તમ પદ્ધતિના નિયમોને ધ્યાનમાં લઈ કામ કરવું એ દરેક સારા શિક્ષકની ફરજ છે. નિત્યજીવનમાં જે નિયમ પ્રમાણે આપણે કામ કરીએ છીએ તે પ્રમાણે કામ કરીએ તો પરિણામ સારૂંજ આવે છે. આપણે જરા વિચાર કરીએ. પદ્ધતિ આપણે માટે કામ કરશે નહિ, કામ તો આપણે પોતાનેજ કરવાનું છે. પદ્ધતિનો ઉપયોગ કરવાથીજ લાભ થાય છે. "ઉત્સાહ એ જીવન છે" એ સત્ય માનીએ તો ઉત્સાહી શિક્ષક જીવન પ્રેરી શકશે. ઉત્સાહી શિક્ષકમાં જીવન છે, અને તે બાળકના જીવનમા ઉત્સાહ જાગૃત કરી શકે. હવે યોજનાપદ્ધતિના મુખ્ય અંશો પર હું ફરીથી લક્ષ ખેંચવા માગું છું. તે અંશો નીચે પ્રમાણે છેઃ-

૨. યોજનાના અંશો—

૧ હેતુ-પ્રમેય.

૨ યોજના ઘડવી તે.

૩ યોજના અમલમા મૂકવી તે.

૪ યોજનાના કામની તપાસ તે.

આ ઉપરથી જોઈ શકાશે કે યોજનાનો વિચાર અને ઉત્તમ પદ્ધતિ સાથે ઘણોજ ઘાડો સંબંધ છે. યોજના પદ્ધતિ એ નવી પદ્ધતિ છે ખરી; પણ એક રીતે કહીએ તો તે નવી નથી. એ તો આપણા રોજના કાર્યક્રમની પદ્ધતિ છે. જે પ્રમાણે આપણે રોજ કામ કરીએ છીએ, જે પ્રમાણે આપણા મગજના વ્યાપારો ચાલે છે, તેજ પ્રમાણે આપણે કામ કરવાનું છે. તેનું નામ યોજના છે. જો કૃત્રિમતા દાખલ થાય તો ખરી યોજનાનો ભંગ થાય છે. એ બરોબર સ્વાભાવિક ક્રમ પ્રમાણે યોજના કરવામાં આવે તો વિદ્યાર્થીને ઘણોજ લાભ થાય છે. (અપૂર્ણ)

# સૃષ્ટિ નિરીક્ષણનું શિક્ષણમાં સ્થાન

નિશાળના ઓરડાની અથવા રહેવાના મકાનની બહાર ડોકીયું કરીએ તો આપણને મનુષ્યો, પક્ષીઓ, પશુઓ, જીવજંતુઓ, પર્વતો, નદીઓ, વાદળાં, ધુમ્મસ, વિવિધ જાતની વનસ્પતિ, સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્રો, ગ્રહો વગેરે અનેક વસ્તુઓ આપણી નજરે પડે છે. આ સઘળી વસ્તુઓ મનુષ્ય જીવન સાથે ચોક્કસ સંબંધ ધરાવે છે. મહાન પરમાત્માની વિભૂતિરૂપ આ સર્વ વસ્તુઓનો એક બીજાની સાથેનો સંબંધ અને આ વિશ્વયોજનામાં આપણું સ્થાન જાણવાનું કામ ઘણું જરૂરી અને આનંદદાયક છે.

કુદરતના દરેક પદાર્થના અસ્તિત્વની જરૂર, તે દરેકનો સ્વભાવ અને ખાસ લક્ષણોનો અભ્યાસ, કુદરત ઉપર પ્રેમ ઉત્પન્ન કરે છે અને એ સર્વના સર્જનહાર અને નિયામક પરમાત્મા પ્રતિ પૂજ્યભાવ અને આભારની લાગણી જાગૃત કરે છે. આ હેતુથી સૃષ્ટિજ્ઞાનનો વિષય નિશાળોમા દાખલ કરવામાં આવ્યો છે. પ્રાથમિક શાળાઓમા સૃષ્ટિજ્ઞાનનો વિષય દાખલ કરવાનો હેતુ બાળકોને વનસ્પતિશાસ્ત્ર અથવા પ્રાણીશાસ્ત્રમા નિષ્ણાત શાસ્ત્રીઓ બનાવવાનો નથી. પણ તે વિષય તરફ-કુદરત તરફ તેમનો પ્રેમ ઉત્પન્ન કરવાનો છે. જે હેતુથી પ્રભુએ આ વસ્તુઓ ઉત્પન્ન કરી છે તે હેતુને સમજવાનો અને તે વસ્તુઓદ્વારા પરમેશ્વરે આપણને આપવા ધારેલો લાભ લઈ લેવાનો છે. કુદરતના પ્રત્યક્ષ અવલોકનથી બાળકના ઉમદા ગુણો વિકાસ પામે છે સૌંદર્ય તરફ તેને પ્રીતિ થાય છે, તેની આધ્યાત્મિક શક્તિ ખીલી નીકળે છે, ઈશ્વર તરફ તેને પ્રેમ થાય છે અને પોતાની આસપાસના સંજોગોને અનુકૂળ જીવન ગુજારતાં તે શીખે છે.

આ વિષય મુખ્યત્વે નિશાળની બહાર શીખવાનો હોઈ બાળકોને ખેતરો, બગીચા, નદીતટ, ડુંગરો વગેરે સ્થળોએ પર્યટન પર લઈ જવાની જરૂર પડે છે અને તેથી તેમને ખુલ્લી હવાનો લાભ મળે છે અને નિશાળના બંધ વાતાવરણમાથી થોડા વખતને માટે તેમને મુક્તિ મળે છે. મોટાં શહેરોમાં સ્થળ સંકોચને લઈને દરેક નિશાળમાં બગીચાની ગોઠવણ થઈ શકતી નથી, પણ પ્રસંગોપાત ગામમાં બગીચો હોય તો ત્યાં અગર ગામ બહાર વાડીઓ, ખેતરો, વગેરે સ્થળોએ બાળકોને પર્યટનમાં લઈ જવામાં આવે તો ત્યાં થોડા ઘણા અંશે આ વિષય શીખવી શકાય.

નાના ગામડામાં પાણીની સગવડ હોય તો નિશાળના કમ્પાઉન્ડમાં બગીચો બનાવી શકાય. પાણીની સગવડ ન હોય તો ખેતરોમાં અગર વાડીઓમાં ઉત્સાહી શિક્ષક બની શકે તેટલું કરી શકે છે. દરેક ગામમાં અમુક અમુક પશુઓ, પક્ષીઓ, જીવજંતુઓ, ઝાડપાન વગેરે મળી શકે છે અને તેમનું અવલોકન અને અભ્યાસ સહેલાઈથી કરી શકાય છે. ઉત્સાહી શિક્ષકો વચમાં આવતી મુશ્કેલીઓ દૂર કરી પોતાનો માર્ગ જેમ બને તેમ સરલ બનાવી લે છે.

અમદાવાદના કાલુપુર લત્તાના ગીચ વસ્તીવાળા ભાગમાં એક ગુજરાતી નિશાળ છે. ત્યાંના હેડ માસ્તર ઘણા ઉત્સાહી છે. કેળવણીખાતાએ પ્રસિદ્ધ કરેલો સૃષ્ટિજ્ઞાનનો અભ્યાસક્રમ તેમના વાંચવામાં આવ્યો. અવલોકન શક્તિ અને તર્કશક્તિ કેળવી બીજી શક્તિઓને વિકસાવે એવા તથા બીજા દરેક વિષયમાં મદદગાર થાય એવા આ અભ્યાસક્રમને પોતાની શાળામાં દાખલ કરવા તેમની ઇચ્છા થઈ. સ્થળ સંકોચને લઈને પોતાની શાળામાં બગીચો બનાવવાની તેમને અનુકૂળતા નહતી અને બીજી કેટલીક મુશ્કેલીઓ તેમને જણાઈ. પોતાના અડગ ઉત્સાહ આગળ આ મુશ્કેલીઓ ટકી નહિ. અને હાલમાં ઘણા વખતથી તેઓ આ વિષયમાં પોતાનું કામ બહુ સંતોષકારક રીતે કરે છે. આ વિષયશિક્ષણ માટે તેમણે જે યોજનાઓ કરી છે તે અન્ય શિક્ષકોને માર્ગ દર્શક થઈ પડે એ હેતુથી આવતા માસથી શાળાપત્રમાં દર માસે એકેક યોજના આપવામાં આવશે.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ
અમદાવાદ. } મનસુખરામ મણિશંકર દ્વિવેદી.

## "વસન્ત" રજતમહોત્સવ

વસન્તનો રજત મહોત્સવ એટલે કે વીસમી સદીનું પહેલું ચરણ: ઇ. સ. ૧૯૦૨ થી ૧૯૨૭; અને આપણે જાણીએ છીએ કે એ પહેલા ચરણમાં—એ પહેલી પચ્ચીસીમાં જગતના ઇતિહાસમાં અને વિચારસૃષ્ટિમાં કેટલો બધો જબરજસ્ત ફેરફાર અને વિપ્લવ થઈ ગયા છે. છેલ્લા યૂરોપી મહાયુદ્ધ જેવું ખુનખાર અને પ્રચંડ યુદ્ધ બીજું કોઈ થએલું જાણવામાં નથી. કેટલી બધી સમૃદ્ધિનો વિનાશ! કેટલાં બધાં મનુષ્યોની કતલ અને ખુવારી!

જેમ વિજ્ઞાનમાં વાયરલેસ, રેડિઓની અને એરોપ્લેનની શોધે આપણને આશ્ચર્યચકિત કર્યા છે, તેમ રાજસત્તામાં બોલ્શેવીઝમ અને ફેસીઝમનાં અંગોએ-સ્વરૂપોએ-ઘણાને ભડકાવ્યા છે, તેમજ બેચેન કર્યા છે, અને આ નવીન વિચાર અને ભાવનાનાં આંદોલનોએ સમાજ પર પણ ઊંડી અસર કરી છે. આ પ્રથમ પાદને સ્રી-યુગનું ઉપનામ આપી શકાય એટલી બધી સ્રી સ્વાતંત્ર્યમાં પ્રગતિ થએલી છે; કામદાર પક્ષ સબળ બન્યો છે અને છેલ્લી સામાન્ય હડતાલે બતાવી આપ્યું છે કે બેકો બળવો શું કરી શકે. સ્રીપુરુષના બંધન અને સંબંધમાં પણ મોટી ઉત્ક્રાંતિ થએલી છે અને ધર્મની ભાવના પર નવીન શોધની અને વિજ્ઞાનની ભારે અસર થઈ છે. એ તો સ્પષ્ટ દેખાય છે કે ઓગણીસમી સદીની વ્યવસ્થા, શાન્તિ, શિષ્ટાચાર, સમતોલપણું અને ગંભીરાઈ લુપ્ત થયાં છે અને તેને બદલે જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ક્રાન્તિકારક વિચાર અને અભિલાષ, સંકલ્પ તથા આદર્શ, આવિર્ભાવ પામવાથી, નવી પરિસ્થિતિ ઊભી થઈ છે, જે નિર્ણય અને સમાધાન માગી રહી છે. જાણે કે આખું વાતાવરણ ખળભળી ઊઠયું છે; આખું જગત અવનવી રચના માટે મંથન કરતું ન હોય તેમ તે નવનવા પ્રયોગ અજમાવવામાં અને મનોરથોની સૃષ્ટિ સર્જવામાં હિચોળે ચઢયું છે. તેમાંથી જે પરિણામ નીપજે તે ખરૂં; ભાવિ કોણ વાંચી શકયું છે?

આ નવા યુગનું-નવજીવનનું-પ્રતિબિમ્બ ઝીલવા જાણે કે **વસન્ત** સન ૧૯૦૨ માં જન્મ લે છે. એ માસિકના ઉદ્દેશમાં જ તંત્રીશ્રી તેના પ્રકટીકરણ માટે કારણ આપે છે કે, **સમયનું યોગ્ય પ્રતિબિમ્બ ઝીલવું**; અને વિશેષમાં ઉમેરે છે કે, જે તે વિચાર, પ્રશ્ન અને સંસ્થાને તેના સત્ય સ્વરૂપમાં જોવાં, વિચારવાં અને ચર્ચવાં અને તેમાં પણ **ધર્મને એમના મધ્ય સ્થાને રાખવો**. સત્યના અને ધર્મના પાયાપર જેની રચના થઈ છે, તે કાર્યપ્રવૃત્તિ પછી કેમ સફળ ન નીવડે? તેનાં સુંદર પરિણામ આપણી નજર સમક્ષ છે.

સ્વાભાવિક રીતે કોઈ જિજ્ઞાસુ પૂછે કે **વસન્તે** સમયનું પ્રતિબિમ્બ ઝીલ્યું છે? તો તેનો નિયમિત વાચક જરૂર કહેશે કે ખચિત્, તેનાં પૃષ્ઠોમાં સમયનું, દેશની સ્થિતિનું અને ચાલુ પ્રશ્નોનું વિવેચન, સંજોગાનુસાર આછુપાતળું, ઘેરૂં, સ્પષ્ટ, ઝાંખું, અર્ધ પ્રકાશિત, ભુંસાતું, વખતે માત્ર તરછી રેખાવાળું ચિત્ર જરૂર મળી આવશે અને એમાંનાં એ ચિત્રો-નોંધ, અવલોકન, નિરૂપણ, ચર્ચા-એટલાં કિંમતી, મૌલિક, સૂચક, માર્ગદર્શક અને વિચારપૂર્ણ જણાશે કે જુદી જુદી કક્ષાનાં મનુષ્યોને-કોઈને જેમ કે રચના-

નાના ગામડામાં પાણીની સગવડ હોય તો નિશાળના કમ્પાઉન્ડમાં બગીચો બનાવી શકાય. પાણીની સગવડ ન હોય તો ખેતરોમાં અગર વાડીઓમાં ઉત્સાહી શિક્ષક બની શકે તેટલું કરી શકે છે. દરેક ગામમાં અમુક અમુક પશુઓ, પક્ષીઓ, જીવજંતુઓ, ઝાડપાન વગેરે મળી શકે છે અને તેમનું અવલોકન અને અભ્યાસ સહેલાઈથી કરી શકાય છે. ઉત્સાહી શિક્ષકો વચમાં આવતી મુશ્કેલીઓ દૂર કરી પોતાનો માર્ગ જેમ બને તેમ સરલ બનાવી લે છે.

અમદાવાદના કાલુપુર લતાના ગીચ વસ્તીવાળા ભાગમાં એક ગુજરાતી નિશાળ છે. ત્યાંના હેડ માસ્તર ઘણા ઉત્સાહી છે. કેળવણીખાતાએ પ્રસિદ્ધ કરેલો સૃષ્ટિજ્ઞાનનો અભ્યાસક્રમ તેમના વાંચવામાં આવ્યો. અવલોકન શક્તિ અને તર્કશક્તિ કેળવી બીજી શક્તિઓને વિકસાવે એવા તથા બીજા દરેક વિષયમાં મદદગાર થાય એવા આ અભ્યાસક્રમને પોતાની શાળામાં દાખલ કરવા તેમની ઇચ્છા થઈ. સ્થળ સંકોચને લઈને પોતાની શાળામાં બગીચો બનાવવાની તેમને અનુકૂળતા નહતી અને બીજી કેટલીક મુશ્કેલીઓ તેમને જણાઈ. પોતાના અડગ ઉત્સાહ આગળ આ મુશ્કેલીઓ ટકી નહિ. અને હાલમાં ઘણા વખતથી તેઓ આ વિષયમાં પોતાનું કામ બહુ સંતોષકારક રીતે કરે છે. આ વિષયશિક્ષણ માટે તેમણે જે યોજનાઓ કરી છે તે અન્ય શિક્ષકોને માર્ગ દર્શક થઈ પડે એ હેતુથી આવતા માસથી શાળાપત્રમાં દર માસે એકેક યોજના આપવામાં આવશે.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ
અમદાવાદ. } મનસુખરામ મણિશંકર દ્વિવેદી.

---

## "વસન્ત" રજતમહોત્સવ

વસન્તનો રજત મહોત્સવ એટલે કે વીસમી સદીનું પહેલું ચરણઃ ઇ. સ. ૧૯૦૨ થી ૧૯૨૭; અને આપણે જાણીએ છીએ કે એ પહેલા ચરણમાં–એ પહેલી પચ્ચીસીમાં જગતના ઇતિહાસમાં અને વિચારસૃષ્ટિમાં કેટલો બધો જબરજસ્ત ફેરફાર અને વિપ્લવ થઈ ગયા છે. છેલ્લા યૂરોપી મહાયુદ્ધ જેવું ખુનખાર અને પ્રચંડ યુદ્ધ બીજું કોઈ થએલું જાણવામાં નથી. કેટલી બધી સમૃદ્ધિનો વિનાશ! કેટલાં બધાં મનુષ્યોની કતલ અને ખુવારી!

શરૂઆતમાં એવી એક સામાન્ય માન્યતા–ભ્રમ ફેલાએલો કે, એમાં તો માત્ર ગ્રેજ્યુએટોનાજ લેખો લેવાય છે; એ ગ્રેજ્યુએટોનું માસિક છે. જો કે એ ભ્રમ હતો, છતાં તે એટલું તો બતાવે છે કે ગ્રેજ્યુએટો તેમાં મોટા પ્રમાણમાં લખી મોકલતા; ગુર્જર ગ્રેજ્યુએટોને ગુજરાતીમાં લખતા દોરવાને અને તે પ્રતિ ખેંચવાને વસન્તની સેવા બેશક કીમતી કહી શકાય અને ગુજરાતી સાહિત્યમાં અત્યારે જે ભરાવો થયો છે, જે વિવિધતા આવી છે, જે નવીનતા પ્રાપ્ત થઈ છે, જે સંગીનતા નજરે પડે છે તેમાં વસન્તનો ફાળો નાનો નથીજ.

પણ એ સર્વ સેવામાં વસન્તની વિશિષ્ટતા તેણે જે સંસ્કારી વાતાવરણ ઉત્પન્ન કર્યું છે તેમાં રહેલી છે; અને એવું વાતાવરણ ઊભું કરવું અને ફેલાવવું એ દેખાય છે તેવું સહેલું નથી. તે પાછળ કાર્ય કરતી સમર્થ અને પ્રતિભાશાળી વ્યક્તિ પર તે અવલંબીને રહે છે. ગુજરાતી માસિકોમાં વિદ્વત્તાભર્યું, સર્વદેશી અને સંસ્કારી વાતાવરણ વસન્તે ઊભું કર્યું; તેથીજ તેના અંક માટે ઉત્સુકતાથી રાહ જોવાય છે અને માસિકોમાં તેને ઉંચું સ્થાન અપાય છે; પણ તે ખરી રીતે, પ્રિન્સિપાલ ધ્રુવે, એમના લખાણદ્વારા, 'રસિકતા,' 'સંસ્કારિતા', 'અભિજાતતા', 'નાગરિકતા' અને 'ચાતુર્ય' દાખવી, જ્ઞાન અને વિદ્વત્તાની જે સંસ્કારી છાપ બેસાડી છે અને પોતાનું વ્યક્તિત્વ દર્શાવ્યું છે તેનું એ સુંદર અને રસિક પરિણામ છે.



## " વસન્ત " રજત મહોત્સવમાં તન્ત્રીનો ઉત્તર

મેં સુદર્શનનું તન્ત્ર હાથમાં લીધું. મણિલાલને "આદ્ય દ્રષ્ટા" કહી એમનું નામ પત્ર ઉપર કાયમ રાખ્યું. અને કેટલાંક વર્ષો મેં એ પત્ર ચલાવ્યું. હું મણિલાલની માફક પ્રાચીન આર્ય ભાવનાનો પૂજક હતો, પણ એમની માફક હું એ ભાવનાનો આચાર્ય ન હતો. મણિલાલને એ ભાવના એક સાદા રૂપમાં–અદ્વૈત–સિદ્ધાન્તના રૂપમાં–દેખાતી હતી. મને એ સંકુલ અને અનેકરંગી તન્તુઓની બનેલી પ્રતીત થતી હતી. મારે મન અદ્વૈત સિદ્ધાન્ત એ પરમ સિદ્ધાન્ત હોવા છતાં અન્ય સિદ્ધાન્ત પણ આર્ય ભાવનાના જ હતા. અને એની સાથે રાખીનેજ વિચારવાના હતા, એમાં લય પમાડવાના કે મિથ્યા લેખી ઉવેખવાના ન હતા. આ કારણથી સુદર્શનના વાચકોને અદ્વૈતના પ્રતિપાદનમાં અને ઇતર સિદ્ધાન્તોના ખંડનમાં મારી

કલમ મોળી લાગવા માંડી, અને ગાદી ઉપર ચેલાને બદલે એક સ્વતન્ત્ર લેખક જોઈ એમને અસંતોષ પણ થયો. પરંતુ આટલાથી હું **સુદર્શન** છોડી ન દેત. મને આસપાસના વાતાવરણમાં તેમજ દૂર ક્ષિતિજ ઉપર યુગપરિવર્તનનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. લાગ્યું કે મણિલાલના સાક્ષર દેહના અવતારનું પ્રયોજન પૂરૂં થયું છે, સિદ્ધ થઈને વિરમ્યું છે. હવે સૂર બદલાવો જોઈએ. નવો યુગ જૂના કરતાં એના વિચારપ્રદેશમાં તેમજ કાર્યપ્રદેશમાં વધારે વિપુલ અને વધારે સંકુલ થતો આવે છે. તે માટે એને અનુરૂપ માસિક ઉત્પન્ન થવું જોઈએ. નવા યુગને અનુકૂલ થવા મેં **"વસન્ત"**નો પ્રારંભ કર્યો. આજ એને પચીસ વર્ષ થઈ ગયાં. એણે કાંઇક ઘણી સેવા કરી છે—જેની ઉદાર ગુણજ્ઞતાથી આજ આપ કદર કરી રહ્યા છો—પણ સેવા કરવી બાકી છે. છેલ્લા પચીસ વર્ષમાં બીજાં ઘણાં સુન્દર પત્રોનો પ્રાદુર્ભાવ થયો છે. પરંતુ તેથી વસન્તને હાનિ નથી. **"વસન્ત"** એક ક્યારો નથી, એ એક ઋતુ યાને વાતાવરણ છે. અત્યારનાં ગુજરાતનાં સઘળાં પત્રો એ જ વાતાવરણમાં ઉલ્લાસથી ફૂલે ફાલે છે; એ જોઈ **"વસન્ત"**નો તાત્ત્વિક અર્થ અને ખરૂં તાત્પર્ય સમજનાર કયું હૃદય હર્ષ નહિ પામે ? હું જરૂર પામુ છું.

પરંતુ તે સાથે મને લાગે છે કે પચીસ વર્ષ ઉપર યુગને અનુરૂપ થવા જે પ્રયત્ન વસન્તે આદર્યો હતો તેવોજ બીજો પ્રયત્ન હવે આવતા યુગને માટે થવો ઘટે છે. પચીસ વર્ષમાં દુનિયા બહુ બદલાઈ ગઈ છે, હિન્દુસ્તાન બદલાઈ ગયું છે. ગુજરાત બદલાઈ ગયું છે—એ જીવનનો કોઈ પડઘો પાડે, બલ્કે એનું ગ્રૅમોફોન કે 'loud-speaker' થાય એટલું બસ નથી. એ જીવનનાં વ્હેણુ કયે માર્ગે વહેવા જોઈએ—વહે છે નહિ, પણ વહેવાં જોઈએ—એ કર્તવ્યભાવનાનાં ચિત્ર આર્ય દૃષ્ટિથી જુએ અને તદનુસાર નહેરો રચે, ખેતરો પાય એવા ખેડૂતોની જરૂર છે. આ યુગાનુરૂપ વિશાળ કાર્યને પહોંચી વળવા માટે અન્ય સર્વ વ્યવસાય છોડી આ સેવામાં જોડાય એવા સ્ત્રી-પુરુષો તન્ત્રી થવાં જોઈએ. અન્ય વ્યવસાયમાં રહી ફુરસદને વખતે વા એમાથી થોડોક સમય કાઢીને સેવા કરે એવા તન્ત્રીઓથી કામ સરશે નહિ. બીજું—અત્યારે દેશસેવાના પ્રશ્નો બહુ સંકુલ બલ્કે જટિલ થયા છે. પૂર્વે એ માત્ર દૂરથી નજરે પડતા અથવા એની થોડીક રેખાઓ જ ઉપસ્થિત થઈ હતી—અત્યારે એ એના સંકુલ સ્વરૂપમાં આપણી સમક્ષ—આપણી ઉપર—આવી પડયા છે, અને આપણા જીવનને મથી રહ્યા છે. એ સર્વને પહોંચી વળવા માટે તન્ત્રીઓમાં પ્રતિભા સાથે પુષ્કળ વિદ્-

જ્ઞાની જરૂર પડશે. ત્રીજું–જુદા જુદા વિષયોનાં જુદાં જુદાં પત્રો થાય એ પ્રથમ દૃષ્ટિએ ઇષ્ટ જણાય છે, અને આપણો જ્ઞાનભંડાર ઊભરાશે ત્યારે એ આવશ્યક પણ થઈ પડશે. પણ મને હજી એ સમય દૂર લાગે છે. હજી પચીસ વર્ષ એવાં જશે કે જેમાં અનેક વિષય એક તન્ત્રમાં–ભલે કાંઈક ગૌણ પ્રધાન ભાવે–એકત્રિત રાખવાની જરૂર છે. ગયા જમાનામાં મહાદેવ ગોવિન્દ રાનડે, બાળગંગાધર ટિળક અને ગોપાળ કૃષ્ણ ગોખલે આદિ વિદ્વાનોને દેશસેવા ખાતર પાંડિત્યનો ભોગ આપવો પડયો હતો, તેમ હજી પણ કેટલોક વખત એક વિભાગના સેવકે બીજા વિભાગની સેવા માટે પણ સમય અને શક્તિનો ભોગ આપવો પડશે. તેમજ વાચકો પણ એક જ વિષયના ભોક્તા થઈ રહેશે તો દેશહિત અને આત્મસંસ્કાર બંને ચૂકશે. આ કારણથી ભવિષ્યના તન્ત્રીઓમાં હજી કેટલોક વખત વ્યાપક વિદ્વત્તાની જરૂર રહેશે. યુનિવર્સિટિની છાપ વિના વિદ્વત્તા ન સંભવે એવો મૂર્ખ સિદ્ધાન્ત મ્હારો નથી. પણ વિદ્વત્તા વગર અત્યારે મ્હોટા પાયા ઉપર ખરી દેશસેવા અશક્ય છે એમ માનવાની ધૃષ્ટતા તો હું કરું છું જ. ચોથું સાધારણ રીતે મનુષ્યજાતિની સેવાને હું દેશસેવા કરતા ઉપર મૂકું, પણ અત્યારે આપણા દેશની સ્થિતિ એવી છે કે મનુષ્યજાતિની સેવા પણ અત્યારે ભારતમાતાને ચરણે જ ધરવાનું આપણું કર્તવ્ય છે. એ પ્રધાન સૂર હજી કેટલોક વખત આપણા જીવનની તન્ત્રી ઉપર વાગ્યાં કરવો જોઈએ.

---

## ચિત્રકાર અને બાળક

કલ્પનાશક્તિ ખીલવવા માટે સામાન્ય પદ્ધતિઓ નિષ્ફળ ગએલી હોવાથી તદ્દન નવીન પદ્ધતિ શોધી કાઢવી જોઈએ. જે શિક્ષક બાળકના મન તથા આત્માને સમજી શકે છે તે કલા શિક્ષક તરીકે લાયક હોય છે. બાળક શું કરવા ઇચ્છે છે તે તેણે સમજવું જોઈએ. સ્વેચ્છા પ્રમાણે દોરાતા કલ્પનાચિત્રમાં કામ કેવી રીતે શરૂ કરવું, કેમ કરવું વગેરે સૂચનાઓ કરી બાળકના માનસિક ચિત્રની વચ્ચે આડખીલી રૂપ થવું એ ઠીક ન ગણાય. માનસિક ચિત્ર વિષેનો ખ્યાલ બાળકનો પોતાનોજ હોવો જોઈએ; તેણે શરૂ કર્યા પછી શિક્ષકે તેને સૂચનરૂપે મદદ કરવી જોઈએ.

બાળક ચિત્રદ્વારા પોતાનો ખ્યાલ પ્રદર્શિત કરવા કેવી રીતે પ્રેરાય તેજ શિક્ષકે વિચારવાનું છે. તેણે એવી રીતે વર્તવું, કે જેથી બાળક અને

તેની વચ્ચે સારો સંબંધ બંધાય. એટલે બાળકને તેના પર વિશ્વાસ બેસવો જોઇએ, અને તેની કલ્પનાથી ચીતરવાની તેને ઇચ્છા ઉત્પન્ન થવી જોઈએ. તે સિવાય બાળક કાંઈ કરશે નહિ. બાળક એમ કહે કે હું એ ચીતરી શકતો નથી ત્યારેજ તેની ખરી મુશ્કેલી ઉભી થાય છે. આવે પ્રસંગે તેને ધીમેથી પૂછવું કે એ શા માટે થશે નહિ. કેટલીક વખત બાળક જવાબ આપે છે, જ્યારે કેટલીક વખત તે બોલી શકતો નથી. તે જ્યારે જવાબ આપે છે, ત્યારે તરતજ હું તેને મદદ કરૂં છું. જવાબ ન આપે તો મારે તેની પાસેથી પ્રયત્ન વડે જવાબ મેળવવો પડે છે.

બાળકને પૂછીશ કે તમને શું કરવું ગમે છે?

કદાચ કહેશે કે મને તરવાનું ગમે છે.

તમને તરવાનું ને ડૂબકી ખાવાનું ગમે છે?

તે કહેશે કે 'હા'.

તમે એકલા તરવા જવાનું પસંદ કરશો?

'ના'.

તમારી સાથે કેટલાં બાળક હોય તો તે તમને ગમશે?

બાળક કે મોટાં માણસ ગમશે?

તે કદાચ કહેશે કે ત્રણ બાળક.

વારૂ, તમને દરીઆમાં, કે તળાવમાં કે ખાબોચીઆમાં જવું ગમશે

"તળાવમાં."

તળાવની આસપાસ ઝાડ હોય તો તે મને કહેશો?

આ પ્રમાણે તેમનું માનસિક ચિત્ર ખીલવી શકાય છે. આવી રી આપણે ચિત્રની ખીલવટ કરીએ છીએ છતાં ખ્યાલ કે કલ્પના તો તે મગજમાંથીજ ઉત્પન્ન થાય છે. જ્યારે મને લાગે કે ચિત્ર માટે પુરત વાતચીત થઈ ગઈ છે. ત્યારે હું કહીશ કે વારૂ, ત્યારે મારે માટે તમે ચીતરી લાવશો? તમે જ્યાં તરવા જવા માગો છો તે સ્થળ મારે જોવું છે

બાળક તદ્દન અટકી જાય ત્યારે કાળા પાટીઆપર પરિચિત પ્રાણી જલદીથી સાદું ચિત્ર દોરીને તેમની વૃત્તિને ઉત્તેજિત હું કરૂં છું. પ્રથ આંખ, માથું, પછી બાકીના ભાગ દોરતો જાઉં છું કે તરતજ બાળક પ્રાણીને ઓળખી કાઢે છે. હું ચીતરૂં છું ને સાથે સાથે વાત કરતો જા છું. આખા વર્ગમાં હસાહસ ને આનંદ થઈ રહે છે.

આવી રીતે શિક્ષકનો બાળક સાથે સારો સંબંધ બંધાય છે. કારણ અતડાપણું મટી જાય છે. ચાકના ટૂકડા વડે કાળા પાટીઆને જીવ

પ્રાણીના રૂપમા બદલી નાખનાર જાદુગરના જેવો તેઓ મને સમજે બાળકો ચિત્ર દોરવાને તત્પર થઈ જાય છે. પણ તેમણે શું ચીતરવું જોઈએ? તમારી મરજીમાં આવે તે ચીતરો, એમ તેમને કહું છું. શું ચીતરવું કેવી રીતે શરૂઆત કરવી તેના વિચારમા તેઓ પડી જાય છે. આ બરાબર વિચાર કરે, અગર આંખો બંધ કરીને મનમાં ખૂબ વિચાર તો, તે માનસિક ચિત્ર સારી રીતે જોઈ શકે છે. પછી તરતજ કામ થાય છે. આછા ભૂખરા રંગના કાગળપર રંગીન ચાક કે રંગીન પેનિ (પેસ્ટલ) ફરતી થઈ જાય છે. જીભ સળવળે છે. હોઠ પીસાય છે—બી છે. પછી જુઓ, ચિત્ર તૈયાર થઈ જાય છે.

વર્ગમા ફરીને જોવાથી માલૂમ પડે છે કે કોઈ બાળકનું ચિત્ર મે કાઢવાથી અધુરૂં રહ્યું છે, કોઇનું બહુજ નાનું હોય છે. આવી વખતે ર તરફ ફરતી સરહદની લીટી દોરાવીને પછી તેમા ચિત્ર બનાવવા કહીશ જેથી ચિત્ર તેમા માઈ રહે.

કોઈ બાળકનું રંગનું કામ વિચિત્ર જણાવાથી તે ખિન્ન થઈ 'આ શું ખોટું છે' એવું પૂછશે અને ખરો રંગ કરવામા મદદ માગશે તો પ્રસંગે હું કહીશ કે તેમાં શું ખોટું છે તે હું કેવી રીતે જાણી શકું ? ર રંગવાનું હોય તો હું જાણું. જુઓ, તે મારૂં ચિત્ર હોય તો તેનાથી હું ખસીને નિરાતે ઉભા રહીને જોઉં કે કયા રંગો સારા લાગે છે, કયા રં સુધારવા જેવા લાગે છે. એ પ્રમાણે પ્રયત્ન કરવાથી રંગની ભૂલ સુધરે હવે તેજ પ્રમાણે બાળક કરે છે અને તરતજ તે આનંદી થઈ પાછો અ છે, અને કહે છે કે હવે સમજ્યો—લીલા અને ભુરા રંગો બરાબર નથી.

રંગનું મળતાપણુ સમજવું એ કલાનો મોટો સિદ્ધાંત છે. બાળક સિદ્ધાંત સમજે એવો પ્રયાસ થવો જોઇએ. જુદા જુદા રંગોની મેળવણી રંગના મળતાપણાની સમજ તેમનામા આવે છે; નહિ કે બીજા બતાવ્યા પ્રમાણે કરવાથી. બાળકે પોતે તેની હમેશા અજમાયેશ કર રહેવું જોઇએ અને તે પ્રમાણે શીખવું એ ઠીક છે. જિંદગીમા હમે કંઈક નવીન કરતા રહેવા માટે આપણે હમેશા આગળ વધતા રહે જોઇએ.—જુનામાંથી ફેરફાર કરીને કાંઈક નવીન કૃતિ બનાવતા રહેવું જોઈએ પ્રયોગો કરતા રહેવાથી આત્મા ઉત્સાહી રહે છે, અને નવીન સુંદર કૃ ઉપજે છે, તથા નવીન ભાવના ઉત્પન્ન થાય છે. આજે રંગવાની એ પદ્ધતિ જડી, તો આવતી કાલે વળી બીજી જડશે.

ચાર પાંચ વર્ષની ઉમ્મરના બાળકને પ્રથમ રંગનાં સાહિત્યો-રંગીન ચાક, રંગીન પેસ્ટલ, રંગને પીંછી, રંગના ગાંગડા વગેરે-આપીને કામ શરૂ કરવું. માટીના નમુના આપી નાનપણથીજ ચીતરવાનું કામ શરૂ કરવું જોઈએ. વસ્તુના અનુભવના અભાવે બાળકો દુનિયાને સપાટ જુએ છે. વસ્તુના ખરા ખ્યાલ માટે બાળકે વસ્તુને આંખથી જોવી, તેમજ હાથ વડે સ્પર્શ કરીને તેનો અનુભવ મેળવવો જોઈએ. વસ્તુને આકારે જોવાની બાળકને કુદરતી પ્રેરણા હોય છે. એ રીતે દુનિયાની વસ્તુઓને ખરી રીતે તે જાણી શકે છે. માટીના નમુના બનાવવાથી લંબાઈ, પહોળાઈ ને જાડાઈનું સાચું ભાન તેને થાય છે.

કુદરતી અને ચેતનવાળી જીવંત વસ્તુના ખ્યાલ પછી તેને પરીઓ અને દેવતાઓને ચીતરવાનું મન થાય છે. શાથી ?

એક દિવસ એક છોકરો ઉનાળાના દિવસોમાં રાત્રે ટેકરીપર ઝાડનીચે હતો. એકાએક વાદળમાં તેણે એક દેવને જોયા.

મને કહેશો તે કોના જેવા છે ?

તે કહી શકતો નથી.

આંખ બંધ કરો અને જુઓ, તે કોના જેવા છે ?

બધાએ આંખો બંધ કરી.

મેં કહ્યું, હવે આંખ બંધ રાખીને મનથી ચિત્ર દોરો.

પછી તેણે આંખ ઉઘાડી ચિત્ર દોર્યું.

હવે પછીથી પ્રે. રા. ટ્રે. કોલેજની પ્રે. સ્કૂલમાં અભ્યાસ કરતાં બાળકોનાં કલ્પનાચિત્રો આપવામાં આવશે. જે પરથી નાનાં બાળકો કેવા પ્રકારનું કામ કરી શકે તે સ્પષ્ટ સમજાશે. અહીંની શાળામાં બાળકોને શરૂઆતથી રંગીન ચાક, પાટી, રંગીન બદામી કાગળ વગેરે સાહિત્યો આપવામાં આવે છે. બાળકો હરહમેશના સાદા પ્રસંગો પરથી ટુંકી ટુંકી વાર્તાઓ પરથી, ઘરના તેમજ શાળાના પરિચિત પ્રસંગોપરથી, બાળખેલનાં સ્મરણો પરથી પોતાની મરજી પ્રમાણે ચિત્રો બનાવે છે. તેમાંનાં કેટલાંક ચિત્રો ભીંતપર બાળકો સારી રીતે જોઈ શકે એટલી ઉંચાઈએ પ્રદર્શિત કરવામાં આવે છે.

પ્રે. રા. ટ્રે. કોલેજ, અમદાવાદ. } પુંજાભાઈ ઇચ્છારામ લુહાર ડ્રૉઈંગ માસ્તર.

મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓના ઉપયોગમાં લેવા માટેની લાયબ્રેરી અને ઇનામ તરીકેની જેને મંજુરી આપવામાં આવેલી છે તેવાં પુસ્તકોની યાદી.

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રકટ કર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | એન-એ-ઉર્દુ | મુહમ્મદ ઝાફરુલ અએ-દીન ફરજાદ કોટાનવી | નામી બુકડેપો, મીરત (યુ. પી.) | ૧—૮—૦ | ઉર્દુ સ્કૂલો હાઇસ્કૂલો અને ઉર્દુ ટ્રેનિંગ સ્કૂલોની લાયબ્રેરી માટે | |
| ૨ | મુસદ્દાસ-એ-હાલી (ગુજરાતી) | જી. એ. શેખ | જી. એ. શેખ, પ્રિન્સપાલ વી. જે. મદ્રેસા, પોરબંદર | ૦—૧૦—૦ | બધી ઉર્દુ સ્કૂલો કે જેમાં ગુજરાતી શિક્ષણ અપાતું હોય તેના ઇનામ અને લાયબ્રેરી માટે | |
| ૩ | ખીયાલાત-એ-અલીઆ | ભાષાંતર કર્તા મુહમ્મદ નજમુલઘની કુરેશી | મુહમ્મદ નજમુલ ગની કુરેશી | ૧—૮—૦ | ઉર્દુ સ્કૂલો, હાઇસ્કૂલો અને ઉર્દુ ટ્રેનિંગ સ્કૂલોના ઇનામ અને લાયબ્રેરી માટે | |
| ૪ | ઉર્દુમાં સ્કાઉટની રમતો | જી. એમ. ખાન, સ્કાઉટ માસ્તર | જી. એમ. ખાન, સ્કાઉટ માસ્તર બાલાપુર (બીરાર) | ૦—૮—૦ | ઉર્દુ સ્કૂલોની લાયબ્રેરી માટે | |
| ૫ | અજીબહંસ ઓર દુસરી કહાનીયાં | કુલ કહાનીયાં એક બીજો નં. ૧૩ | દારૂલ ઇશાઅત, પંજાબ, લાહોર | ૦—૩—૦ | ઉર્દુ સ્કૂલોનાં ઇનામ અને લાયબ્રેરી માટે | |
| ૬ | એહસાનકા બદલા— ,, | ,, ,, ૧૪ | ,, | ,, | ,, | |
| ૭ | સુપ શાહજાદી ,, | ,, ,, ૧૫ | ,, | ,, | ,, | |
| ૮ | કુબડા બાઉના ,, | ,, ,, ૧૬ | ,, | ,, | ,, | |
| ૯ | ફ્યાઝ બેગમ ,, | ,, ,, ૧૭ | ,, | ,, | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ | બડમિજાજ શાહજાદી ,, | ,, ,, ૧૮ | ,, | ,, | ,, |
| ૧૧ | પત્થરકા શેર. ઔર દુસરી કહાનીયાં | ,, ,, ૧૯ | ,, | ,, | ,, |
| ૧૨ | મગરૂર શાહજાદી ,, | ,, ,, ૨૦ | ,, | ,, | ,, |
| ૧૩ | નેકીકા ફળ ,, | ,, ,, ૨૧ | ,, | ,, | ,, |
| ૧૪ | બદીકા, બદલા ,, | ,, ,, ૨૨ | ,, | ,, | ,, |
| ૧૫ | બીલ્લૌરી જૂતા ,, | ,, ,, ૨૩ | ,, | ,, | ,, |
| ૧૬ | નકલી શાહજાદા ,, | ,, ,, ૨૪ | ,, | ,, | ,, |
| ૧૭ | ઇબ્રાહીમ નાઇ ,, | ,, ,, ૨૫ | ,, | ,, | ,, |
| ૧૮ | સમાનદારકી કહાની | લેઠીખાન બહાદુર શેખ અબ્દુલ કાદર | ,, | ,, | ,, |
| ૧૯ | જુઠ સુઠકા ભૂત | સૈયદ ઇમતયાઝાલી તાજ બી. એ. | ,, | ,, | ,, |
| ૨૦ | ન્હાની કીતાબ | ,, | ,, | ૦-૧૦-૦ | ,, |
| ૨૧ | મુન્ની કીતાબ | ,, | ,, | ,, | ,, |
| ૨૨ | પ્યારી કીતાબ | ,, | ,, | ,, | ,, |
| ૨૩ | ફુલારી કીતાબ | ,, | ,, | ,, | ,, |
| ૨૪ | હમારી કીતાબ | ,, | ,, | ,, | ,, |
| ૨૫ | ચીન ચીન | શેખ નુર ઇલાહી, એમ. એ. આઇ ઇ. એસ. | ,, | ,, | ,, |
| | | | ,, | ૦—૫—૦ | ,, |
| ૨૬ | જંગલી શાહજાદી | ,, | ,, | ૦—૬—૦ | ,, |
| ૨૭ | હાય મેરીનાક | ,, | ,, | ૦—૬—૦ | ,, |
| ૨૮ | શાહજાદા ગાડરીયા | શેખનુર ઇલાહી, એમ. એ. આઇ. ઇ. એસ | ,, | ૦—૫—૦ | ,, |
| ૨૯ | અહમદ તુઝુમી | ,, | ,, | ૦—૪—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૧ | નવાબ સાહબ | | | | |
| ૩૨ | મધિકી આપબીતી | પ્રોફેસર રામસરૂપ કૌશલ એમ. એ. એમ. આર. એ. એસ. | ,, | ૦—૧૦—૦ | ,, |
| ૩૩ | અંધા ઔર બહરા ઔર દુસરી કહાનીયાં | ,, | ,, | ૦—૭—૦ | ,, |
| ૩૪ | બાગ્નિગાન સુંદરી ઔર દુસરી કહાનીયાં | ,, | ,, | ૦—૧૦—૦ | ,, |
| ૩૫ | જાદુગર ઔર દુસરી કહાનીયાં | ,, | ,, | ૦—૯—૦ | ,, |
| ૩૬ | માહીગીરકી કહાની | હફીઝ જાલંધરી | ,, | ૦—૫—૬ | ,, |
| ૩૭ | સીંદબાદ જહાઝી | ,, | ,, | ૦—૧૦—૦ | ,, |
| ૩૮ | બદરા બાદશાહ ઔર જવાહીર સાહજાદી | ,, | ,, | ૦—૧૦—૬ | ,, |
| ૩૯ | સૌદાગરકી કહાની | ,, | ,, | ૦—૫—૬ | ,, |
| ૪૦ | સેહાતકી કહાની | ઇ. માર્સડન, આઇ. ઇ. એસ. ભાષાંતર કર્તા અલીહસન ફરીદી, એમ. એ. એલ. ટી. | મેકમિલન એન્ડ કું. લિમિટેડ મુંબઇ | ૧—૦—૦ | ઉર્દુ સ્કૂલો, હાઇસ્કૂલો અને ઉર્દુ ટ્રેનિંગ સ્કૂલોનાં ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૪૧ | સુધાત-એ-ઉર્દુ, વૉલ્યુમ ૧ | ખોજા મહમ્મદ અબદુર રઉફ 'ઇશરત' | ખોજા મહમ્મદ અબદુર રઉફ 'ઇશરત' ખાના એ. ખાનસયાન લખનૌ | ૦—૧૨—૦ | ઉર્દુ સ્કૂલો, હાઇસ્કૂલો અને ઉર્દુ ટ્રેનિંગ સ્કૂલોની લાયબ્રેરી માટે |
| ૪૨ | ,, ,, ૨ | ,, | ,, | ૦—૮—૦ | ,, |
| ૪૩ | ,, ,, ૩ | ,, | ,, | ૧—૮—૦ | ,, |
| ૪૪ | ,, ,, ૪ | ,, | ,, | ૦—૮—૦ | ,, |

નં. આર. ૬૩૯૯
મુંબઈ તા. ૨૧–૧૦–૧૯૨૭

(અંગ્રેજીમાં સહી) કે. એસ. દિક્ષિત.
ફોર. એજ્યુ. ઇન્સ. બી. ડી. અને પ્રેસિડેન્ટ, ઉર્દુ સ્કૂલ બુક કમિટિ મુંબઇ.

# સરકારી જાહેરખબર

## (૧)

## કન્યાઓ માટેની (ગુજરાતી) વ. ફા. પરીક્ષા

### ઉત્તર ભાગ.

આથી જણાવવામાં આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૨૮ ના એપ્રિલ તા. ૧૦ મીને મંગળવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ |
|---|---|
| અમદાવાદ | અમદાવાદ |
| ધંધુકા | ,, |
| નડિઆદ | ખેડા |
| આણંદ | ,, |
| બોરસદ | ,, |
| ખેડા | ,, |
| ગોધરા | પંચમહાલ |
| ભરૂચ | ભરૂચ |
| સુરત | સુરત |
| પારડી | ,, |

૨. સને ૧૯૨૫ ના ઑગસ્ટની તા. ૧૮ મીનો કેળવણીખાતાની સરકારી નોટિફિકેશન (યાદી) નં. ૨૬૩૬, જે તા. ૧ લી ઑક્ટોબર, સને ૧૯૨૫ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ નાં ૨૫૪૪–૨૫૪૮ મા પાનાં ઉપર છપાએલી છે તે પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે.

૩. દરેક સ્થળે તે સ્થળની કમિટી પરીક્ષા લેશે. પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ તરીકે સ્થાનિક ડેપ્યુટી ઇન્સ્પેક્ટર કામ કરશે.

૪. ઉમેદવારે જે સ્થળે પરીક્ષામા બેસવું હોય તે સ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને છાપેલા ફૉર્મમા અરજી મોકલવી. અરજી પ્રેસિડેન્ટને મોડામાં મોડી તા ૧૦ મી માર્ચ સને ૧૯૨૮ સુધીમાં અથવા તે પહેલાં મળી જવી જોઈએ. એ તારીખ પછી મળેલી અરજી સ્વીકારાશે નહિ.

૫. પરીક્ષામાં બેસવા માટેની અરજીનું ફૉર્મ જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને અરજી કરેથી ફી લીધા વિના મળી શકશે.

૬. પરીક્ષાની ફી રૂ. ૩) પરીક્ષાના પહેલે દિવસે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ વસુલ કરી લેશે.

૭. પરીક્ષાનો અભ્યાસક્રમ ગયા વર્ષ પ્રમાણે રાખવામાં આવ્યો છે.

૮. ઉર્દુમાં વ. ફા. પરીક્ષા પણ તેજ વખતે ગુજરાતી પરીક્ષાનાં સ્થળોએ ઉર્દુ ઉમેદવારો માટે લેવામાં આવશે.

ઉ. ભા. એજયુ. ઇન્સ્પેક્ટરની ઑફિસ, અમદાવાદ;
તા. ૨૨ મી ડિસેમ્બર ૧૯૨૭

(અંગ્રેજીમા સહી) એ. એમ. દીવાનજી.
એ. ઇ. ઉત્તર ભાગ.

( ઉ. ભા. ના મે. એજયુ. ઇન્સ. સાહેબના તા. ર૭ મી ડિસેમ્બર ૧૯૨૭ ના પત્ર નં. ૧૧૧૩૮માં કરેલી સૂચનાનુસાર. )

(૨)

છોકરાઓ માટેની વર્નાકયૂલર ફાઇનલ પરીક્ષા.

ઉત્તર ભાગ.

આથી જાહેર કરવામા આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા તા. ૩૧ મી માર્ચ ૧૯૨૮ ને શનિવાર અને તે પછીના દિવસોએ નીચેના સ્થળોએ લેવામા આવશઃ—

અમદાવાદ
નડિઆદ
ભરૂચ
સુરત
ગોધરા

૨. સદરહુ પરીક્ષા તા. ૧૯ મી ફેબ્રુઆરિ સને ૧૯૨૫ ના મુંબઇના સરકારી ગૅઝેટના ભાગ પહેલાના પૃષ્ઠ ૪૯૩ થી ૪૯૬ સુધીમાં પ્રગટ કરેલી તા. ૨૭ મી જાન્યુઆરિ ૧૯૨૫ ની નં. ૨૨૮૮ ની કેળવણીખાતાની સરકારી યાદીમાં જણાવ્યા મુજબ લેવામાં આવશે.

૩. દરેક સ્થળે પરીક્ષાનું કામ કમિટીને હસ્તક રહેશે. અમદવાદ અને સુરત જિલ્લાના ડેપ્યુટી એજયુ. ઇન્સ્પેક્ટરો અને નડિઆદ, ગોધરા અને ભરૂચની સરકારી હાઇસ્કૂલોના હેડ માસ્તરો તે તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે.

૪. નક્કી કરેલા છાપેલાં ફૉર્મ ભરીને ઉમેદવારોએ પોતાની અરજી જે સ્થળે પોતે પરીક્ષા આપવા ઇચ્છતા હોય તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ ઉપર તા. ૧ લી માર્ચ ૧૯૨૮ મી સુધીમાં મોકલી આપવી. તે તારીખ પછી મળેલી અરજીઓ ધ્યાનમા લેવામા આવશે નહિ.

પરીક્ષા માટેની અરજીના ફૉર્મ પ્રેસિડેન્ટ કનેથી વગર ફીએ અરજી કરવાથી મળી શકશે.

૫. પરીક્ષાની ફી પરીક્ષાના પહેલે દિવસે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ વસુલ કરી લેશે.

૬. અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ તા. ૨૮મી મે ૧૯૨૫ ના મુંબઈના સરકારી ગૅઝેટના ભાગ ૨જા ના પૃષ્ઠ ૯૯૪ મે પ્રગટ કરવામાં આવ્યા છે.

૭. દરેક પુરુષ વિદ્યાર્થીએ તા. ૧ લી એપ્રિલ ૧૯૨૮ ને દિવસે ૨૫ મું વર્ષ પુરૂં કરેલું હોવું જોઈએ નહિ અર્થાત જે વિદ્યાર્થીએ તા. ૧લી એપ્રિલ ૧૯૨૮ ના દિવસે ૨૫ વર્ષ પુરાં કર્યાં હશે તેને પરીક્ષામાં બેસાડવામાં આવશે નહિ, અને જે જિલ્લામાં તે પરીક્ષા આપવા માગતો હોય તે જિલ્લામાં છેલ્લા ૭ મહીનાથી તે રહે છે એમ હોવું જોઇએ.

૮. ફી ભરવા સંબંધી બીજી સઘળી વધારાની હકીકત અને પરીક્ષાના વિષયોની સંપૂર્ણ વિગત વગેરે સદરહુ મુંબઈ સરકારી ગેઝેટમાં પ્રગટ કરેલા નિયમોમાં લખી જણાવવામાં આવેલી છે.

૯. તા. ૨૭ મી ફેબ્રુઆરિ ૧૯૧૯ ના નં. ૭૩૬ ના કેળવણીખાતાના સરકારી હુકમની રૂએ મંજુર કરવામાં આવેલા અને તા. ૧૩ મી માર્ચ ૧૯૧૯ ના મુમ્બઈના સરકારી ગૅઝીટના ભાગ ૧'લાના પૃષ્ઠ ૬૪૧-૬૫૪ મે પ્રગટ કરેલા ઉર્દુ ગુજરાતી અને ગુજરાતી ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં લેવાની ઉર્દુ ઉમેદવારો માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પણ સદરહુ સ્થળોએ તેજ વખતે લેવામાં આવશે.

૧૦. ખેતીકામના ઐચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપવાની ઇચ્છા કરનાર ઉમેદવારોની પરીક્ષા તા. ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૨૫ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ અમદાવાદ, નડિઆદ, ભરૂચ, સુરત અને ગોધરાના સ્થળોએ લેવામાં આવશે.

ઉ. ભા. મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ. તા. ૨૨ મી ડિસેમ્બર ૧૯૨૭. } (અંગ્રેજીમાં સહી) એ. એમ. દીવાનજી
એ. પ્ર. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૩ મી ડિસેમ્બર ૧૯૨૭ ના હુકમ નં. ૧૧૧૩૭ ના આધારે.)

( ૩ )

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા
### ઉત્તર વિભાગ

તા. ૧૦ મી ફેબ્રુઆરિ સને ૧૯૨૭ ના ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૨જાના પૃ. ૨૯૬ એ પ્રકટ થએલી જાહેરખબર નં. ૧૨૭૬૩ માં નીચે મુજબનો સુધારો કર્યો છેઃ—

(ગુજરાતી.)

પહેલો વિષય—મુખપાઠ—'૫૮' ને બદલે '૫૩' એ પાઠ ગણવો.

( અંગ્રેજીમાં સહી )—એ. એમ. દીવાનજી. એ. પ્ર. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના પ્રત્ર નં. ૯૯૧૭ તા. ૨૬-૧૧-૨૭ મા કરેલી સૂચનાનુસાર. )

## ઇનામ પત્રક
### અમદાવાદ જિલ્લો

| ગામ | તાલુકો | નામ | કિંમત | હેતુ |
|---|---|---|---|---|
| લાભા— | દ. દસક્રોઇ | મુખી નાથાલાલ પુરૂષોત્તમદાસ પટેલ તેમના પિતાજી સ્વર્ગવાસ થયા તેમના સ્મરણાર્થે | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| આંબારેલી— | ધોળકા | મિ. વાઘેલા ચિકાભાઇ ભાઇજીભાઇએ | ૧—૦—૦ | ખરશી વ્હેંચી |
| | | પા. હરજીવન અંબારામે પોતાના દીકરાને નિશાળે બેસાડ્યો તે પ્રસંગે | ૫—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| સાબરમતી જેલવર્ગ-ઉ. દસક્રોઇ | | ડૉકટર ગોરધનદાસ ત્રીકમલાલ શાહે | ૮—૦—૦ | પુસ્તકો તથા કપડાંના કકડા વ્હેંચ્યા |
| પરઢોલ— | ,, | નરોડાના અંબાલાલ લલ્લુભાઇએ પોતાના દીકરાને નિશાળે બેસાડ્યો તે પ્રસંગે | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| | | મિ. મરઘાભાઇ ભુલાભાઇએ પોતાના કાકાના ક્રિયાખર્ચ નિમિત્તે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| અડાળજ— | ,, | ગામલોકો તરફથી કન્યાઓને | ૬—૪—૦ | કપડાં ઇનામ તરીકે વ્હેંચ્યાં |
| મોડાસર— | સાણંદ | મુખી જેઠાભાઇ પોચાભાઇએ મુખ્ય સ્કૂલ, કન્યાશાળા તથા અંત્યજ વર્ગને | ૬૫—૦—૦ | ત્રણે સ્કૂલો જમાડી |
| નાવડા— | ધંધુકા | સ્કૂલ કમિટિના મેમ્બર સાહેબ શા. વીરજી ભીમચંદે | ૭—૦—૦ | પેંડા વ્હેંચ્યા |
| કોઠ— | ધોળકા | નામદાર સાણંદ ને કોઠ સ્ટેટના ઠાકોરસાહેબ પાસે માગણી કરતાં તેઓ સાહેબે | ૬૬—૦—૦ | બંને સ્કૂલો માટે ઘડિયાળો લાવવા સારૂ આપ્યા |
| વેજલકા— | ધોળકા | પાંડના રજપુત કેશવભાઇ રામસંગભાઇએ | ૭—૦—૦ | ચહા પીવાના પ્યાલા વ્હેંચ્યા |
| | | અત્રેના બારડ નાગજીભાઇ વીરસંગભાઇએ | ૩—૮—૦ | સાકર વ્હેંચી |

| | | | |
|---|---|---|---|
| ચંદરવા— ધંધુકા | ગઢડાના ખોજા મહેર રજીભાઈએ | ૧૮—૦-૦ | સ્કૂલને ઘડિઆળ ઇનામમાં આપ્યું |
| નાના ઉભડા—વિરમગામ | ગામલોકોએ પરીક્ષા વખતે | ૪—૦-૦ | પુસ્તકો વ્હેંચ્યાં |
| | | ૨—૦-૦ | સાકર વ્હેંચી |
| કાદીપુર— ધંધુકા | મિ. હરભમજી દેવીસંગે પોતાના પિતાશ્રી ગુજરી જવાથી તેમના ક્રીયાખર્ચ નીમિત્તે | ૧૨—૦-૦ | સ્કૂલ જમાડી |
| વિંછળ— વિરમગામ | દેકાવાડાના શા. વેલસી ચુનીલાલે અને વીઠ્ઠલાપુરકના શા. જસરાજ જીવરાજે | ૫—૦-૦ | પુસ્તકો વ્હેંચ્યાં |
| પાટડી— ,, | દેસાઇ શ્રી હિરસિંહજી રણછોડભાઇએ પરીક્ષા વખતે | ૫—૦-૦ | મિઠાઇ વ્હેંચી |
| બાકરોલ— દ. દસક્રોઇ | શા. કેશવલાલ ગોકળદાસે | ૩—૦-૦ | પુસ્તકો વ્હેંચ્યાં |
| | પટેલ સોમાભાઇ મથુરભાઇએ | ૩—૦-૦ | |
| | પટેલ છોટાલાલ વહાલદાસે | ૧—૦-૦ | |
| | પટેલ તળસીભાઇ સામળદાસે | ૩ ૧૫-૦ | કન્યાઓ માટે લુગડાંના કકડા વ્હેંચ્યા. |
| જલાલપુર— ધોળકા | ચીત્રાસરવાળા પા. ગોકળભાઇ ઇશ્વરભાઇએ | ૧૫—૦-૦ | સ્કૂલ માટે એક ઘડિઆળ ઇનામ તરીકે આપ્યું |
| ધનસુરા— મોડાસા | બાયડના ગાંધી નાથજી રાયચંદે તેમના ચી. ભાઇચંદના લગ્ન પ્રસંગે | ૧૫—૦-૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વ્હેંચી |
| વલીયમપુરા— પ્રાંતિજ | ગામલોકોએ | ૧૬—૬-૦ | સ્કૂલ જમાડી |
| | | ૩-૧૦-૦ | ઇનામ વ્હેંચ્યાં |
| ગોધાવી— સાણંદ | સાણંદના સુતાર નાથાલાલ કાલીદાસે | ૩—૦-૦ | પતાસાં વ્હેંચ્યાં |
| | ,, સુતાર મગનલાલ જેરામભાઇએ | ૩—૦-૦ | ,, ,, |
| ઝુંડાલ— ઉ. દસક્રોઇ | પટેલ નારણભાઇ મથુરભાઇએ પોતાના ભત્રીજાના લગ્ન પ્રસંગે | ૪૫—૦-૦ | સ્કૂલ જમાડી |

(૪)

ઉત્તર ભાગમાં સને ૧૯૨૬ માં લેવાએલી કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદી.

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| ૧૩ | રેવા ગોપાળજી પટેલ | ૩૫૮ | ૪૪ | લીલાવતી ઝીણાભાઇ દેસાઇ | ૨૯૯ |
| ૧૩ | ખોરસેદબાઈ દોરાબજી મીરઝા | ૩૫૮ | ૪૫ | રમણબેન ગુલાબચંદ શાહ | ૨૯૭ |
| ૧૫ | ઇંદુમતી ગાંડાભાઈ શાહ | ૩૫૫ | ૪૬ | ભીખીબેન જીવરામ કાપડીઆ | ૨૯૫ |
| ૧૬ | સારાબાઇ સોલોમાન ખ્રિસ્તી | ૩૫૪ | ૪૭ | વિજયાબેન ભુલાભાઇ પટેલ | ૨૮૩ |
| ૧૭ | મહાલક્ષ્મી ખંડુભાઇ નાયક | ૩૫૦ | ૪૮ | લલીતાબેન જેરામભાઇ પટેલ | ૨૭૭ |
| ૧૮ | રચબાઇ આશાભાઇ ખ્રિસ્તી | ૩૪૮ | ૪૯ | ઇચ્છાબેન મણીભાઇ વશી | ૨૭૩ |
| ૧૯ | કાળીબાઇ કુકાભાઇ ખ્રિસ્તી | ૩૪૪ | ૫૦ | કૈલાસગૌરી પ્રાણશંકર ઉપાધ્યાય | ૨૫૬ |
| ૧૯ | લલીતાગૌરી ગોવિંદલાલ પટેલ | ૩૪૪ | | | |
| ૨૧ | કમળા પોપટલાલ મીરાણી | ૩૪૩ | | ઉર્દુ ઉમેદવાર. | |
| ૨૨ | સારાબેન રણછોડજી પટેલ | ૩૪૨ | | | |
| ૨૩ | હસમુખબેન લક્ષ્મીશંકર જોશી | ૩૪૧ | ૧ | ઐશાબીબી કરીમબક્ષ | ૩૩૯ |
| ૨૪ | મદનગૌરી અમરતલાલ વ્યાસ | ૩૪૦ | | | |
| ૨૫ | પદ્માવતી રંગીલદાસ ચોકશી | ૩૩૭ | | કરાંચી સેન્ટર. | |
| ૨૬ | દીવાળીબેન દેવશીભાઇ ગઢીઆ | ૩૩૪ | | | |
| ૨૭ | જમનાબેન નગરજી નાયક | ૩૩૨ | ૧ | કમળાગૌરી અનંતજી રાવળ | ૪૦૮ |
| ૨૭ | કંચનબેન પાર્વતીશંકર ત્રવાડી | ૩૩૨ | ૨ | કેસરબાઇ તાપણદાસ | ૪૦૩ |
| ૨૯ | લીલાવતી મગનલાલ પટેલ | ૩૩૦ | ૪ | ખ્રાડીનબાઇ જેઠાલાલ | ૪૦૦ |
| ૨૯ | મણીબેન ભુલાભાઇ દેસાઇ | ૩૩૦ | ૪ | કુસુમગૌરી હરીલાલ ઠાકોર | ૩૯૭ |
| ૨૯ | શાંતાબેન મગનલાલ દેસાઇ | ૩૩૦ | ૫ | મિસ સુશીલા ડી. સોલોમન | ૩૫૭ |
| ૩૨ | ભગવતી હીરાલાલ ઉપાધ્યાય | ૩૨૮ | ૬ | જમોરાબાઇ ગોવિંદજી | ૩૫૪ |
| ૩૩ | લુસીના પેટ્રીક રાઠોડ | ૩૨૦ | ૭ | હીરાગૌરી શીવશંકર દવે | ૩૩૨ |
| ૩૪ | વિજયામણી કેશવલાલ અધ્યારૂ | ૩૧૯ | ૮ | નંદુબાઇ નીઓમલદાસ ખ્લૉડી | ૩૨૭ |
| ૩૪ | કમળાબેન કુશળભાઇ દેસાઇ | ૩૧૯ | ૯ | મરથા રમણ | ૩૨૪ |
| ૩૬ | વિરમતી હરસ્વરામ મહેતા | ૩૧૮ | ૧૦ | રથબાઇ મારકર | ૩૧૯ |
| ૩૭ | મનોરમા માધુભાઇ કવીશ્વર | ૩૧૬ | ૧૧ | ડોસાબાઇ એમ. મિસ્ત્રી | ૨૬૭ |
| ૩૮ | સુમિત્રા બાળકરામ પાઠક | ૩૧૩ | | | |
| ૩૯ | વિમળાગૌરી કસ્તુરચંદ પરવાળાવાળા | ૩૧૦ | | ઉર્દુ | |
| ૪૦ | સુશીલાબેન છોટાલાલ પારેખ | ૩૦૯ | ૧ | ગુલામ ફેતીમા હાફીઝકલ મુલ્લા સૈયદ | ૪૩૫ |
| ૪૧ | સવિતાબેન મેલાભાઇ મેવા | ૩૦૫ | | | |
| ૪૨ | જરબાઇ માણેકજી પારડીવાળા | ૩૦૫ | ૨ | અઝીઝબેગમ હાફીઝકલ મુલ્લા સૈયદ | ૪૦૫ |
| ૪૩ | મણીબેન ભગા પટેલ | ૩૦૦ | | | |

(અંગ્રેજીમાં સહી) કે. એસ. વકીલ. એ. ઇ. ઉ. ભા.

(ઉ. ભા. ના ગે. એ. ઇ. સાહેબના તા. ૨૫ મી માર્ચ ૧૯૨૭ના પત્ર નં. ૧૫૩૪૪ માં કરેલી સૂચનાનુસાર.)

## જાહેરખબર.

# હિંદુસ્તાનનો ઇતિહાસ

અને

## રાજ્ય વહીવટ.

---

કર્તા

**ગુલાબભાઈ નારણજી જોશી,**

એમ એ; એલ એલ. બી, એડવોકેટ

મૅક્‌મિલન અને કંપનિ, લિમિટેડ, મુંબઈ.

| સર્વ હક્ક સ્વાધીન ]  ૧૯૨૭  [ કિંમત ૧-૮-૦

---

## પ્રસ્તાવના.

આપણા દેશનુ ભાવી આપણી આંખ આગળ ઘડાઈ રહ્યુ છે રાજકીય, સામાજિક, ધાર્મિક અને આર્થિક સુધારાના મડાણ મડાયા છે આ સર્વદેશીય ઘડતર સમજવુ એ આપણા દેશના વિદ્યાર્થીઓને જરૂરનુ છે, તેથી વેદસમયથી તે અદ્યાપિ સુધીનો ઇતિહાસ ટુકમા પ્રસિદ્ધ કરૂ છુ.

સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ પરીક્ષા માટે તેમજ ગુજરાતી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની જરૂરિયાતોને અનુસરીને આ પુસ્તક રચવામા આવ્યુ છે

આ પુસ્તક રચવામા અનેક ઐતિહાસિક પુસ્તકોનો આધાર લીધો છે તેનો ગ્રંથકર્તાઓનો તથા પ્રસિદ્ધકર્તાઓનો આ સ્થળે આભાર માનુ છુ

વિલ્સન કૉલેજ, મુંબઈ.
તા ૧૫મી જુલાઈ, ૧૯૨૭

(સહી) ગુલાબભાઈ નારણજી જોશી.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૭ ] માર્ચ, સને ૧૯૨૮ [ અંક ૩

# શિશુશિક્ષણ

કેળવણી એટલે સંસ્કાર; અને સંસ્કાર એ શક્તિ છે. એ વિચારને અનુસરી હાલમાં શિક્ષણવ્યવસ્થા વિજ્ઞાનની એટલે જીવન તથા માનસશાસ્ત્રની શોધોને આધારે કરવામાં આવે છે. જ્યારથી મહાન કેળવણીકાર ફ્રબેલે 'બાળકેળવણી' ની યોજના રચી ત્યારથી શિશુઅવસ્થા ઉપર શિક્ષકો અને કેળવણીકારનું ખાસ ધ્યાન ખેંચાયું છે. ઘણી શોધખોળ અને અનુભવ ઉપરથી કેળવણીના ચિંતકો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે મનુષ્યની સર્વ અવસ્થાઓમાં બચપણની અવસ્થા તાલીમ માટે ઘણીજ ઉપયોગી છે. આ કારણને લીધે પ્રયોગશાળા અને પરિષતાલયમાં બાળસ્વભાવ જાણવાને માટે ઘણા અખતરા કરવામા આવે છે, અને તે ઉપરથી શિશુશિક્ષણ શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ગોઠવાય તેને માટે ઘણા પ્રયાસ કરવામાં આવે છે. આવી એક યોજના મોન્ટેસોરિ પધ્ધતિ છે. તે હાલમાં સર્વત્ર પ્રસિધ્ધ થઈ ગઇ છે અને તેની મૂળ પધ્ધતિમાં ભિન્ન ભિન્ન ફેરફાર કરીને ઘણી શાળાઓ ચલાવવામાં આવે છે. આવી શાળાનો હેતુ, તેની શિક્ષણવ્યવસ્થા તથા તેમાં શિક્ષકનું શું કર્તવ્ય હોય છે તે અત્રે આપવામાં આવ્યું છે.

કેળવણીનો શો હેતુ છે* એ અટપટા પ્રશ્નનો દરેક શિક્ષકે પ્રથમ વિચાર

* અંગ્રેજી લખાણને આધારે.

કરવો જોઈએ. ડૉ. મોન્ટેસોરિએ આનો ટુંકો અને સરળ ઉત્તર આપ્યો છે. બાળજીવનના સ્વતઃવિકાસને મદદ કરવા માટે કેળવણીની યોજના હોવી જોઈએ એમ તેમની માન્યતા છે; એટલે વિકાસ પામતા બાળકની અવસ્થાને અનુરૂપ તેની જે આંતર જરૂરિઆત હોય તેને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરી. તેમની ઇચ્છા તૃપ્ત કરવી એ શિશુશિક્ષણનો ઉદ્દેશ હોવો જોઈએ. આવી રીતે સ્વાભાવિક અને સ્વતઃ રીતે તાલીમ પામેલો વિદ્યાર્થી આગળ જતાં મનુષ્યજાતિની એક ઉપયોગી અને ઉમદા વ્યક્તિ તરીકે તેની ફરજ બતાવે છે.

જ્યારથી બાળક તેની આંખ ઉઘાડે છે ત્યારથી તેની કેળવણીનો આરંભ થાય છે. તેના જીવનના પ્રથમ બે વર્ષ સુધી તો તેને તેની માતાની સંભાળ અને મદદ ઉપર આધાર રાખવો પડે છે. પણ તે બચપણની અવસ્થામાં તેને યોગ્ય રીતે ઉછેરવાની તેમજ સારા સંસ્કાર પાડવા માટેની યોગ્યતા બાળકની માતામાં હોતી નથી એ ખરેખર શોચનીય છે. જે બાળક મોટું થાય છે તે ખરી રીતે તેની માની સંભાળમાંથી છુટું થઈ અને આસપાસની કુદરતી સ્થિતિ ઉપર કાબુ મેળવી સ્વતંત્ર થતું જાય છે. દરરોજ તે આવી સ્વતંત્ર સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરે છે. તેના વડિલ અને બીજાં મોટેરાંઓએ તેનું તે સાધ્ય સિધ્ધ કરી શકે તે માટે તેને સૂચના અને મદદ આપવી જોઈએ.

બાળકોનાં માબાપોએ તેમની ફરજ સમજીને આવી રીતે યોગ્ય તાલીમ આપવાને ઘણા વર્ષથી પ્રયત્ન કર્યા છે પણ તે કાર્ય હજુ સિદ્ધ થયું નથી. ખરી રીતે તો બાળક પોતે પોતાનો વિકાસ કરવાને પ્રેરાય છે પણ તેમાં આપણે ડખલગીરી કરીએ છીએ અને તેને વારંવાર વિધિનિષેધથી તેના સ્વભાવિક વલણ મુજબ કામ કરવા દેતા નથી. આપણે તેને અમુક વસ્તુને અડકવા દેતા નથી; વળી અમુક બાબત બોલતાં કે લખતાં તેને અટકાવીએ છીએ અને જો તે સ્વતઃ વલણથી કંઇ કામ કરે છે તો તેને આપણે 'તોફાની' કહીએ છીએ. આવી રીતનું આપણું તેના પ્રત્યેનું વર્તન તેને બળાત્કારરૂપ લાગે છે. કોઈ રાજા તેની પ્રજાના કલ્યાણ માટે કાયદાકાનુન ઘડી પ્રજા ઉપર સત્તા બેસાડે તો તે આપખુદી જ ગણાય. એવા આપખુદી રાજા સાથે બાળકના શિક્ષક અને વડિલને સરખાવી શકાય. સારી સત્તા આખરે સત્તાજ છે અને તેથી બાળકેળવણીમાં તો આ મોટો દોષ છે એમ ડૉ. મોન્ટેસોરિ કહે છે; કારણ કે બાળકને આપણને જે બાબત પસંદ હોય તે આપણી રીત પ્રમાણે આપણે શીખવીએ છીએ.

તે વિષય બાળકના આંતરવિકાસને અનુકૂળ છે કે કેમ તેનો આપણે જરાએ વિચાર કરતા નથી. બાળક એ નાનો મનુષ્ય નથી, પણ તે બાળક જ છે અને તેની અવસ્થા પ્રમાણે તેની કુદરતી જરૂરિયાતો હોય છે. જ્યારે એ આંતર પ્રેરણાને સંતોષવામાં આવે છે ત્યારે બાળકનો વિકાસ થાય છે. આ મોન્ટેસોરિ પધ્ધતિનો મુખ્ય સિધ્ધાંત છે.

ઘણાં વર્ષ સુધી સ્વતંત્ર વાતાવરણમાં બાળસ્વભાવનું અવલોકન કર્યા પછી તેઓ આવા નિશ્ચય ઉપર આવ્યા છે અને તેને આધારે બાળક આત્મકેળવણી મેળવે તેવાં શિક્ષણસાહિત્યો યોજવામાં આવ્યાં છે. આ સાધનનાં અનેક અખતરા કર્યા પછી તેમાં ફેરફાર કરીને હાલનાં સાધન તૈયાર કરવામાં આવ્યાં છે. શિશુશિક્ષણના આવાં સાહિત્યને લીધે શિક્ષકની આપખુદ સત્તા અને ડખલગીરી ઘણી ઓછી થઈ ગઈ છે અને તેથી બાહ્ય સૂચના અનુસાર શીખવવાને બદલે આત્મશિક્ષણ ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. જ્યારે બાળકને અમુક સાહિત્યનો ઉપયોગ કરવાની ઇચ્છા થાય છે અને તેથી આંતર પ્રેરણા સંતુષ્ટ થશે એમ લાગે છે ત્યારેજ તે કામ કરવાનું શરૂ કરે છે અને પોતે ઘણા પ્રયત્ન પછી પણ તે સાહિત્યનો ઉપયોગ કરી તે ઇચ્છા તૃપ્ત કરે છે. આવી રીતે જોહુકમી સત્તાને તાબે થયા વગર તે તેનું કામ સ્વતઃવૃત્તિથી કર્યા જાય છે.

મોન્ટેસોરિ શાળામાં અમુક વિષય શીખવવાનો નિર્ણય હોતો નથી; કારણ કે ત્યાં તો તેની અવસ્થાને રુચે તે પ્રમાણે બાળક કામ કરે છે; તો-પણ અનુભવ ઉપરથી એમ માલમ પડે છે કે ૩ થી ૫ વર્ષના બાળકને ઇન્દ્રિયકેળવણીમા ઘણો રસ પડે છે. આ રીતે ઇન્દ્રિયની જે કસરત તેને મળે છે તેથી તેની આસપાસના પદાર્થ અને તેના ગુણનું જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે. આ વખતે વળી તેના જુદાં જુદાં અવયવોની એ સાથે ક્રિયા કરવાનું પણ તે શીખે છે. તેને મદદ કરવા માટે તાલબંધ ક્રિયા, શારીરિક કસરત, બાગબાની, હસ્તઉદ્યોગ, વગેરે કામ તેઓ રસપૂર્વક કરે છે. જે ક્રિયાથી બાળકની આંતર ઇચ્છા તૃપ્ત થાય છે તેમાં તેઓ તલ્લીન થઈ કામ કર્યા જાય છે. આ ઉપરથી એક બાબત એ સૂચિત થાય છે કે નાનાં બાળકો પણ પોતાને અનુકૂળ કામ લાંબા વખત સુધી કરી શકે છે. શિક્ષકે તેને માટે યોગ્ય-અનુકૂળ પરિસ્થિતિ ઉપજાવવી જોઈએ. એ ખાસ બાબત છે. આવી રીતે એકાગ્રતાથી કામ કરવાથી બાળક આત્મશિક્ષણ લઈ શકે છે.

નવી અને જુની શિક્ષણપધ્ધતિમાં "કેવી રીતે શીખવવું" એ સંબંધી મહાન તફાવત માલમ પડે છે. સાહિત્યની મદદથી શિક્ષણના

દબાણુ વગર મોન્ટેસોરિ પદ્ધતિમાં શિક્ષણની ક્રિયા ચાલે છે. નવી પદ્ધતિમાં શીખવનાર શિક્ષક જેવી વ્યક્તિ ત્યાં હોતી નથી પણ જેને નિયામક કહે છે તેવો મનુષ્ય શાળામાં હોય છે. જ્યારે બાળકને જરૂર પડે ત્યારેજ તેને મદદ આપવા તેની ક્રિયાનું અવલોકન કરવું અને તેનો ઉત્સાહ જારી રાખવો એ તેનું મુખ્ય કર્તવ્ય છે. બાળકને પસંદ પડે તે કામ તે કરે છે અને પછી નિયામક તેને તેના બરાબર ઉપયોગ સંબંધી સૂચના આપે છે પણ તેવા વિકાસમાં તેને હરકત થાય તેવી સૂચના તેઓ કરતા નથી. જે કંઈ મુશ્કેલી બાળકને નડે અથવા કોઈ પ્રશ્ન તેની શક્તિ અનુસાર તેના મનમાં ઉપસ્થિત થાય તેનો નિર્ણય પ્રથમ તેને કરવા દેવામાં આવે છે. શિક્ષકના બતાવ્યા પ્રમાણે મુશ્કેલી દૂર કરવાથી જે આનંદ વિદ્યાર્થીને થાય તેના કરતાં તે પોતાના પ્રયાસથી ફતેહ મેળવે તેનાથી તેને ઘણોજ વધારે આનંદ થાય છે. આવી રીતે સ્વતઃવૃત્તિથી બાળકના હૃદયમાં જે રસ ઉત્પન્ન થાય તેને ઉત્તેજિત કરવો જોઈએ. ઘણી વખત નકામી ડખલગીરીથી બાળકોનો સ્વતઃઆનંદ શિક્ષક લઈ લે છે; પણ આ તેની મોટી ભુલ છે.

શિક્ષણની જુની પધ્ધતિમાં શિક્ષક પાઠ સમજાવ્યા જાય છે, અને વિદ્યાર્થી તે સાંભળ્યા કરે છે; પણ આ પધ્ધતિમાં તો બાળક કંઈ બોલે તે શિક્ષકને શાંતિથી સાંભળવું પડે છે. પ્રથમ પધ્ધતિમાં શિક્ષકની ક્રિયા ઘણી આગળ પડતી હોય છે અને તેથી વિદ્યાર્થી નિશ્ચેષ્ટ અને શાંત બેસી રહે છે; પણ નવીન પધ્ધતિ પ્રમાણે તો બાળક સ્વતંત્ર અને ચપળ ક્રિયા કરતો જણાય છે ત્યારે શિક્ષક તેને હરકત થાય નહિ તે માટે નિષ્ક્રિય રહે છે અને શાંત માલુમ પડે છે. આવી રીતે શિક્ષક દરેક બાળકની ખાસિયતનું અવલોકન કરે છે અને તેના માનસનો તે અભ્યાસ કરે છે. તે ઉપરથી તે તેને યોગ્ય પરિસ્થિતિ ગોઠવે છે અને તેના સારા વિકાસ માટે તેને સૂચના આપે છે; જો કે શિક્ષક બહુ બોલી શીખવતો નથી તોપણ તેની જવાબદારી વિશેષ હોય છે. વાસ્તવિક રીતે તેનું કર્તવ્ય વધારે ગંભીર થયું છે. આપણે શિક્ષકો જે બાળકનો આત્મા ફાંફા મારતો હોય તેને પૂરતાં સાધન આપી યોગ્ય મદદ કરીએ છીએ અને પછી તેના આત્મામાં શાશા ફેરફાર થાય છે તેની રાહ જોઇએ છીએ એમ એક વખત મોન્ટેસોરિએ શિક્ષકને ઉપદેશ કર્યો હતો.

શાળાના કેટલાક પ્રશ્ન આ પધ્ધતિ પ્રમાણે ઘણા સરળ થઈ ગયા છે. દા. વર્ગનો બંદોબસ્ત. મોન્ટેસોરિ શાળાના સખત નિયમની વિરૂધ્ધ છે.

બાળકની સ્વતંત્ર ક્રિયાને અનુસરીને વ્યવસ્થા હોવી જોઈએ એમ તેમનું માનવું છે. મોન્ટેસોરિ શાળામાં બાળક મરજીમાં આવે તેમ બેસે છે, ઉભો રહે છે, અથવા સૂઈ જાય છે. બાળકોને ફક્ત તાબે રહેવાની ટેવ પાડવી એ પૂરતું નથી પણ તેને તેનું કારણ સમજાવવું જોઈએ. બાહ્ય દબાણથી બંદોબસ્ત રાખવાને બદલે બાળકોને તેના શરીર અને મન ઉપર કાબુ રાખવાને શીખવવું જોઈએ. તેમને શાંતિથી બેસવાનું, ઉભા રહેવાનું અથવા ધીમેથી ચાલવાનું શીખવવું જોઈએ. તેમને શાંતિની શી જરૂર છે તે બાળન તેઓ તરત કળી શકે છે. પછી તેઓ શાંત રહે છે અને વર્ગના શાંત વાતાવરણમાં કંઈ પણ વિક્ષેપ ઉપજાવતા નથી. આ વાસ્તવિક નિયમન બંદોબસ્ત છે કારણ કે તે અંદરના હૃદયમાંથી ઉદ્‌ભવે છે અને તે ખરી સ્વતંત્રતા છે.

સાધારણ શાળામાં શિક્ષક આખા વર્ગના વિદ્યાર્થીને સંભાષણ આપીને અમુક વખતમાં તેમના મગજમાં જ્ઞાન ઠાંસ્યા કરે છે. વિદ્યાર્થીઓ પણ નિશ્ચેષ્ટ થઈને તેના બોલવા ઉપર ધ્યાન આપીને સાંભળ્યા કરે છે. આવી રીતે તેમને જ્ઞાન પ્રાપ્ત કરવાની ક્રિયામા લાભ લેવા દેવામાં આવતો નથી. મોન્ટેસોરિ શાળામાં તો દરેક બાળક પોતાના કામમાં તલ્લીન હોય છે એટલે તેમને તદ્દન શાંત રહેવાની જરૂર પડતી નથી, કારણ કે તેને વર્ગમાં બેસીને જે પાઠ શિક્ષક સમજાવે તે સાંભળ્યા કરવાનો હોતો નથી. વળી બાળકોને તેમના શિક્ષણમાં રસ પડે છે કે નહિ તે પ્રશ્ન ત્યાં બીલકુલ ઉદ્‌ભવતો નથી, કારણ કે દરેક વ્યકિત પોતાને રસ પડે તેજ બાબત કર્યા જાય છે; તેમજ શિક્ષા કે ઇનામનો ત્યાં અવકાશ રહેતો નથી, કારણ કે લાલચ કે ભયથી વ્યવસ્થા અને વિષયમાં રસ ઉપ્તન્ન કરવાનાં કૃત્રિમ સાધન ઇનામ તથા શિક્ષા છે એમ તેમનું દઢ માનવું છે.

---

## અમેરિકાની કેળવણી

અમેરિકામાં કેળવણીની અનેક સંસ્થાઓ છે, અને તેમની શિક્ષણ પરત્વેની વિવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. અમેરિકાની ૭ અઠવાડીઆની ટુંકી અને ઉતાવળથી જે મુસાફરી મેં ત્યાં કરી, તે દરમિઆન સ્પષ્ટ અને ચોકસ માહીતી મળી શકે એ સંભવિત નથી તોપણ ત્યાંની કેળવણી સંબંધીની ભિન્ન ભિન્ન જાતની પ્રવૃત્તિઓ જોયા પછી તેનો જે ખ્યાલ આવી શકયો છે તેનો ચિતાર હું નીચે પ્રમાણે આપું છું.

સૌથી પહેલી ધ્યાન ખેંચે એવી બાબત એ હતી કે યુનાઇટેડ સ્ટેટ્સ-માં દરેક સ્થળે આમવર્ગને માટે કેળવણીની વ્યવસ્થા કરવાને માટે નાણાંની સગવડ ઘણા ઉદાર ભાવથી કરવામાં આવી છે. એ દેશનાં જુદાં જુદાં રાજ્યો, તેમજ સંયુક્ત મંડળ અને સમગ્ર પ્રજાજન, એ બધાં કેળવણી પ્રત્યે ધાર્મિક ભાવથી જુએ છે એટલુંજ નહિ પણ તેને એક ફરજ તરીકે ગણી તેને માટે ગમે તે બોજા આપી કેળવણીને આગળ ધપાવે છે. એ લોકો હંમેશા કેળવણીને લગતા ખર્ચને માટે જે વારંવાર માગણી કરવામાં આવે છે તેના ઉપર પૂરતું ધ્યાન આપે છે અને તેનો સ્વીકાર કરવાને પણ તત્પરતા બતાવે છે, અને ભવિષ્યની ઊગતી પ્રજાને ઉત્તમ પ્રકારની કેળવણી મળે તેને માટે તેઓ હંમેશાં ઇંતેજાર રહે છે. કેળવણી પરત્વેની તેમની આવી અતુલ શ્રદ્ધા જે એ દેશના લોકોમાં જોવામાં આવે છે તેવી બીજા કોઈ દેશમાં ભાગ્યેજ માલમ પડે છે; અને ખરેખર હિંદુસ્તાનમાં તો કદી જોવામાં આવતીજ નથી; કારણ કે આપણા દેશમાં તો ઉત્સાહી અર્થ-શાસ્ત્રીઓની કરકસર રૂપી કુહાડીનો ઘા પહેલ વહેલો કેળવણી ઉપર થાય છે. અમેરિકાના લોકોનો કેળવણી પ્રત્યેનો ઉત્સાહ અને ભાન જોવો હોય તો તે દેશની શાળાઓ, કૉલેજો અને વિદ્યાપીઠો માટેના નમુનેદાર આલીશાન મકાનો, અને સાધનોની કરેલી સુંદર વ્યવસ્થા તરફ નજર કરવાની જરૂર છે. દરેક સંસ્થામા તેમજ વર્ગના ઓરડાઓમાં, પુસ્તકાલયોમાં, પ્રયોગ શાળાઓમા, સંગ્રહસ્થાનોમાં, કસરતશાળાઓમાં અને રમતગમતોનાં મેદાનોમાં અનેક વિવિધ પ્રવૃત્તિઓ અને પ્રગતિઓ માલમ પડે છે. તેમજ તે સંસ્થાઓમા ઉંચી તાલીમ પામેલા અને સારા પગારવાળા ડિરેક્ટરો, પ્રિન્સિપાલો, પ્રોફેસરો, ડેમોન્સ્ટ્રેટરો અને ઉંચા પગારદાર શિક્ષકો તથા અધ્યાપકોને ત્યાં દેખરેખ રાખવાને માટે રાખેલા હોય છે.

બીજી ધ્યાન ખેંચે એવી બાબત મને જે જણાઈ તે એ હતી કે જે જે સંસ્થાઓ મેં જોઈ હતી તે બધી સંસ્થાઓમાં કેળવણી સંબંધીનું વાતાવરણ સ્વતંત્ર પણ સુવ્યવસ્થિત હતું. ત્યાંના ડિરેક્ટરો, પ્રોફેસરો અને શિક્ષકો તેમના મત, વિચારો અથવા સિદ્ધાંતો તેમના હાથ નીચેના શિક્ષકો કે વિદ્યાર્થી કે બાળકો પાસે પરાણે સ્વીકારાવવાને પ્રયત્ન કરતા નથી, પણ મિત્રભાવે જ્યારે જરૂર પડે ત્યારે તેમને યોગ્ય સલાહ આપવાનું તથા માર્ગદર્શક થવાનું હોય છે. પ્રોફેસરો કે શિક્ષકોનું આવા પ્રકારનું તેમના કામ પરત્વેનું વલણ એ હાલની કેળવણીના નવીન વિકાસરૂપ છે. તેને

લીધે વિદ્યાર્થીના અભ્યાસ પરત્વેની દૃષ્ટિમાં પણ તેવોજ ફેરફાર થવા પામ્યો છે. કોઈ સત્તાવાન વ્યક્તિએ તેમના ઉપર વેઠ નાખી હોય તેમ તેઓ તેમના અભ્યાસને ગણતા નથી, પણ સ્વેચ્છાથી તેઓએ પોતેજ પસંદ કરી ઉપાડી લીધેલું કામ છે એમ તેઓ સમજે છે, તેથી તેઓ કોઈ પણ જાતના સંકોચ વિના છૂટથી શિક્ષકોને તેમના વિચાર દર્શાવી શકે છે. આ જાતના ફેરફારને લીધે કેળવણીના સમગ્ર વાતાવરણમાં નવું ચૈતન્ય આવ્યું છે. પહેલાં શિક્ષકો જે કામને શુષ્ક યંત્રવત્ દિનચર્યા તરીકે ગણાતા હતા, અને બાળકો શિક્ષણને નીરસ અને નિષ્ક્રિય માનતાં હતાં, તેને હવે તેઓ જ્ઞાન મેળવવાની સક્રિય રીત અથવા સ્વશિક્ષણરૂપ સમજવા લાગ્યા છે. શિક્ષકની દખલગીરી વિના તેમને આવી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય છે. શિક્ષકોનું ખરું કામ તો વિદ્યાર્થીને રસ્તો બતાવવાનું છે, અને તેમની સેવા બજાવવાનું છે પણ તેમના ઉપર કંઈ સત્તા ચલાવવાનું કે તેમને આજ્ઞા આપવાનું નથી. વળી પુસ્તકાલયોમાંની ચોપડીનો અભ્યાસ હાલમાં જે વિદ્યાર્થીના અભ્યાસના એક અંગ તરીકે થોડાં વર્ષથી ગણાવા લાગ્યો છે તેથી બાળકોને આવા પ્રકારના શિક્ષણથી ઘણું ઉત્તેજન મળે છે, એટલુંજ નહિ પણ તે ઉપરાત આવી વ્યવસ્થાથી તેમનામાં નાનપણથી સ્વાશ્રય, આત્મશ્રદ્ધા, અને શોધકવૃત્તિના ગુણ ખીલે છે. શાળાઓમાં પુસ્તકાલયોના અભ્યાસની ટેવ જેમ જેમ વધતી જશે તેમ તેમ આત્મશ્રદ્ધાથી આગ્રહપૂર્વક શોધખોળ કરનાર વ્યક્તિ તરીકે ઘણા વિદ્વાનો એ દેશમાં પાકશે.

અમેરિકાની પ્રગતિસૂચક બીજી બાબત એ છે કે ત્યાંના શિક્ષકોનું જ્ઞાન ઘણું સંગીન છે અને તેમા તેઓ પારંગત હોયછે એટલુંજ નહિ પણ અહર્નિશ તેમના વિષયનું સાંગોપાંગ જ્ઞાન મેળવી તેમાં તેઓ રચ્યા પચ્યા રહે છે તેથી વિદ્યાર્થીઓને તેઓ માર્ગદર્શક થઈ પડે એ બાબત સ્પષ્ટ છે. હવે તો એવી સ્થિતિ આવી પહોંચી છે કે ઘણા જુના વખતના પાઠ્ય પુસ્તકને અક્ષરશઃ વળગીને રહેવાની રીતનો વિદ્યાર્થીઓએ ત્યાગ કર્યો છે અને આવી સાંકડી મર્યાદાને મૂકી દઈ તેઓ બહારના ઘણા જ્ઞાનનો ઉપયોગ પણ શિક્ષણ લેતી વખતે કરે છે. કામ કરતી વખતે નક્કી કરેલાં પાઠ્ય પુસ્તકોમાંની પદ્ધતિને તેઓ વળગી રહેતા નથી પણ તેમણે જાતે કામ કરવાની જે યોજના ઘડી કાઢી હોય તેને અનુસરીને શીખવાનું કામ તેઓ કરે છે. શિક્ષકો પણ કેવળ વર્ગને લગતા કામમાં ન ગુંથાતા, પુસ્તકાલય, પ્રયોગશાળા, પ્રદર્શનસ્થળ, સંગ્રહસ્થાન અને શાળાનો બગીચો, અને એવા

બીજા જ્ઞાન મેળવવાના સ્થળે કામ કરી તેમના જ્ઞાનનો વિસ્તાર કરવા બહુજ આતુર જણાય છે તેથી સ્વાભાવિક રીતે શાળાઓનું કામ જુની ઘરેડમાં ચાલતું નથી; અને શિક્ષણ અને જ્ઞાન મેળવવાનું કામ યથાર્થ રીતે થાય છે.

બીજી જાણવા લાયક એક બાબત એ છે કે વિદ્યાર્થીઓ સમજણ વગરના મૂર્ખ માનવી છે અને તેટલા માટે તેમની અવગણના થવી જોઈએ એવી તેમના પ્રત્યેની દ્રષ્ટિ હવે શિક્ષકોમા જોવામાં આવતી નથી પણ ઉલટું શિક્ષકોનું તેમના પ્રત્યનું વલણ બદલાતું જાય છે. વિદ્યાર્થીઓ બુદ્ધિવાળાં મનુષ્ય છે એમ તેઓ હવે સમજવા લાગ્યા છે. વિદ્યાર્થીઓના પ્રશ્નો શિક્ષકો ધ્યાનપૂર્વક શાંતિથી સાંભળે છે, અને તેમને સંતોષ મળે એવી રીતે તેમના પ્રશ્નનો ફેંસલ કરવા તેઓ મહેનત કરે છે. શાળાની વ્યવસ્થા સાચવવામાં તેમજ રમતગમતનાં મેદાનોમાની, અને બીજી પ્રવૃત્તિઓમાં શિક્ષકો વિદ્યાર્થીઓનો સહકાર અને મદદ છૂટથી માગે છે અને તેમના કામ અથવા હિત સંબંધી જે અભિપ્રાયો માગવામાં આવ્યા હોય છે તે તરફ તેઓ માનની દ્રષ્ટિએ જુએ છે.

આ પ્રમાણે વિદ્યાર્થીઓ પ્રત્યેના વર્તન પરત્વે શિક્ષકની રીતભાતમાં જે ફેરફાર થયો છે તેની કદર વિદ્યાર્થીઓ કરે છે અને શિક્ષકોને યોગ્ય મદદ કરે છે. શાળાની પ્રવૃત્તિઓમાં તેઓ શિક્ષક સાથે હળીમળી કામ કરે છે, અને શાળાની વ્યવસ્થા અને બંદોબસ્ત તેમજ તેની પ્રતિષ્ઠા જાળવવી અને મોભાદાર પરંપરા ઉત્પન્ન કરવી એ પોતાનુંજ કામ હોય એમ ગણી તેઓ બનતી મદદ કરે છે વિદ્યાર્થીઓ આત્મસંયમથી જાતે વ્યવસ્થા કરે છે અને બંદોબસ્ત વગેરે નિયમનના કંટાળો ભરેલા કાર્યમાંથી શિક્ષકોને મુક્ત રાખે છે કે જેથી તેઓ તેમની કેળવણી સંબંધી ઉપયોગી પ્રવૃત્તિમા તેમને સૂચનાથી મદદ કરી શકે તેમજ બીજું ઉંચા પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું કામ સરળતાથી કરી શકે છે. ખરેખર બાળક ધીમેથી પણ મક્કમ રીતે પોતાનાજ યથાર્થ સ્વરૂપને પામતું જાય છે.

અમેરિકાની કેળવણી સંબંધી જે અગત્યની બાબત મારા જોવામાં આવી નહિ તે એ છે કે તેમની કેળવણીમાં આત્મતત્ત્વની યા ધાર્મિક કેળવણીની ખામી છે. મનુષ્યના હૃદયની ઉદારતા અને સમભાવનાથી આત્માની ઉન્નત સ્થિતિ થાય છે અને તેને શાંતિ મળે છે. કેળવણીનું આ ઉપયોગી તત્ત્વ ત્યાં જોવામાં આવતું નથી. શાળા, પાઠશાળા અને વિદ્યાપીઠમાંથી હુન્નરઉદ્યોગની બાબતોમાં પ્રવીણ અને દેશની દોલત વધારે એવાં

। પામેલાં સંખ્યાબંધ સ્ત્રીપુરુષો બહાર પડે છે, પણ "વસુધૈવ ;"ની ભાવનાથી કે જનતાની લાગણીથી અમેરિકાની જુદી જુદી પ્રજા- । વાડા તોડી શકે એવી અને અમેરિકાની પેઠે પાર નજર કરી વિદેશી મો પણ તેમની માફક એકજ મનુષ્યજાતિનાં અંગ છે એવી ઉદાર નાથી જોનાર ઘણી થોડી સુશિક્ષિત વ્યક્તિઓ ત્યાં માલમ પડે છે. રિકાના હબસી લોકો, તેમજ બીજાઓ કે જેમની ચામડીનો રંગ ધોળો તેવાઓ પ્રત્યે જે અયોગ્ય વર્તન તેઓ ચલાવે છે તેનું મૂળ કારણ ની ઉપર જણાવેલી જડવાની ભાવનાજ છે.

કૃષ્ણલાલ સુરજરામ વકીલ
એમ. એ. ડી.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

## હિંદની અતિ પ્રાચીન સંસ્કૃતિ

હિંદી આર્કિયોલોજિકલ ડિપાર્ટમેન્ટ તરફથી સીમલામાં હાલ એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેમાં તે ખાતા તરફથી છેલ્લાં ચાર વર્ષમાં જે કામ કરવામાં આવ્યું છે તેના નમુનાઓ મૂકવામાં આવ્યા હતા પ્રદર્શનથી એક વાત સિદ્ધ થાય છે કે અતિ પ્રાચીન મેસોપોટેમિઆની સુમેરીઅન સંસ્કૃતિની સાથે હિંદુસ્તાનને પણ સંબંધ હશે. આ બે સંસ્કૃતિઓ (હિંદની અને મેસોપોટેમિઆની) સમકાલીન હતી કે હિંદની સંસ્કૃતિ સુમેરીઅન સંસ્કૃતિથી વધારે પ્રાચીન હતી તે વિષે પુરાતત્ત્વના સંશોધકોએ હજી સુધી નિર્ણય કર્યો નથી. અત્યારસુધી મેસોપોટેમિઆમા જે શોધ થઈ છે તેના કરતાં પણ હિંદમાં જડેલા કેટલાક નમુનાઓ વધારે જુના છે એમ લાગે છે. બંનેની લિપિમા એટલો ભેદ છે કે બંને સંસ્કૃતિઓ વચ્ચે આપલે વિષે માનીએ તોપણ આપણી અતિ પ્રાચીન સંસ્કૃતિ સ્વતંત્રજ હતી એમ જણાય છે. એટલે કે મનુષ્યજાતિની મૂળ સંસ્કૃતિનું ઉદ્ભવસ્થાન અત્યારસુધી જે મેસોપોટેમિઆ મનાતું તે સિદ્ધાંત આથી જરા નબળો પડે છે. સંશોધકોએ આ સંસ્કૃતિને સિંધુ નદીની સંસ્કૃતિ કહી છે. હવે જો ગંગા નદીના કિનારા ઉપર પણ આવીજ શોધો જડી આવે તો તે સંસ્કૃતિને તેઓ આપણા સમસ્ત આર્યાવર્તની સંસ્કૃતિ કહેશે. હાલમાં ચીનમાં જે ખોદકામ થયું છે તેથી એટલું સાબીત થાય છે કે અતિ પ્રાચીન કાળમાં એશિઆમાં

પૂર્વથી પશ્ચિમ સુધી સંસ્કૃતિનાં કેન્દ્રો આવેલાં હતાં. હાલ જ્યાં ખોદકામ કરવામાં આવે છે તે નીચેની જગ્યાઓ છે:—

૧. બલુચિસ્તાનના ઝલાનવાળા જિલ્લામાં–નાલ,

૨. ઉત્તર સિંધમાં લારખાના જિલ્લામાં–મોહેનજોડારો, અને

૩. પંજાબમાં મોન્ટગોમેરી જિલ્લામાં–હરીપા.

ઉત્તર બલુચિસ્તાનની સરહદ ઉપર જે થોડુંઘણું ખોદકામ થયું હતું ત્યાં પણ આજ સંસ્કૃતિનાં ચિહ્નો માલમ પડયાં હતાં. ઇજિપ્ત અને ક્રીટ નામના ટાપુમાં થએલી શોધખોળથી આ શોધખોળ કંઈ જુદાજ પ્રકારની છે; કારણ ઇ. સ. પૂ. ૫૦૦૦ વર્ષ ઉપર હિંદુસ્તાન એક સાધારણ સ્થિતિના માણસને માટે પણ સ્વર્ગસમાન હતું એમ આપણને લાગે છે. ઇજિપ્તમાં મહાન મંદિરો, અને મહાન શહેનશાહોની કબરો મળી આવી છે અને ક્રીટમાં તો એક એવડો મોટો મહેલ મળેલો કે એને ભૂલભૂલામણીનું નામ આપવામાં આવેલું. પણ હિંદમાં આવું કશુંજ નથી મળ્યું. માત્ર ઘણાંજ સાદાં, હવા અજવાળાવાળાં સાધારણ માણસોને રહેવાનાં મકાનો મળી આવ્યાં છે. તેનાં બાંધકામ અને રચના હિંદનાં હાલનાં ઘણા ઘરો કરતાં ચઢીઆતાં છે. ઘરો પાકી ઈંટોથી બાંધેલાં છે; કોઈવાર ચૂનો પણ વાપરેલો છે. રસ્તા પહોળા છે, અને તેની બંને બાજુએ વરસાદનું પાણી જવાને ગટર પણ છે. ઘરોમાં હાલ જેને ગટરયોજના કહીએ તેવી એક દૂર બાંધેલા ખાળકુવાને જોડેલી યોજના મળી આવી છે. કચરો નાખવાનાં ખોખાં પણ મળી આવ્યાં છે. આજના હિંદથી પરિચિત માણસને આ બધી વાતની નવાઈ લાગે એમ છે. લાદી જડેલાં સુશોભિત સ્નાનગૃહ અને એક મોટો નાવાનો કુંડ પણ મળી આવ્યાં છે.

જે નાની નાની ચીજો પ્રદર્શનમા મૂકવામાં આવી હતી તે પરથી પણ આ લોકોની સંસ્કૃતિ કેટલી આગળ વધેલી હતી તે દેખાઈ આવે છે. મેસોપોટેમિઆના સુમેરીઅન કુંભારકામ જેવાજ નમુના આપણે ત્યાંથી પણ નીકળ્યા છે; પરંતુ તેના કરતાં ઘાટમાં અને તેના પરના ચિત્રકામમાં તે કયાંએ ચડિઆતા છે. કોઈપણ કાળના, અને આજના ઘડતર કામને પણ શોભારૂપ થઈ પડે તેવા હીરાજડિત સોનાનાં અલંકારો મળ્યા છે. કાંસાના અને તાંબાનાં તથા ચકમક કે મરડ પત્થરનાં હાથયારો તથા ઓજારો પણ છે. આ ઉપરાંત આપણે ઉકેલી ન શકીએ એવી ચિત્રલિપિમાં કોઈ પુરાણી કથા કહેતાં પ્રાણીઓનાં સુંદર છાપવાળાં કેટલાક સીલો મળી આવ્યાં છે. પ્રાણીઓને આલેખન કરવાની પદ્ધતિનાં આપણે જેટલાં વખાણ કરીએ તેટલાં થોડા છે. આ ચિત્રોમાં હાથી અને ગેંડાનાં ચિત્રો વિશેષ પ્રમાણમાં

છે, અને તેથી એમ અનુમાન કરી શકાય કે તે વખતની આબોહવા ગરમ ભેજવાળી હશે, અને આજુબાજુ જંગલ તથા પાણી પણ પુષ્કળ હશે. લગભગ બે ઈંચ જેવડી સોપારી ફોડતી નાની કોતરેલી ખીસકોલીઓ, એક બુલ-ડોગ (કુતરો) અને એક નાના મણકામાના ગોળાકારે એક બીજાની કેડ પકડીને બેઠેલાં ત્રણ નાનાં વાંદરાંઓ અતિશય સુંદર છે.

એ લોકો કઈ જાતના હતા અને કયો ધર્મ પાળતા તે વિષે હજી કંઇ અનુમાન બંધાય તેવો પુરાવો મળી આવ્યો નથી. એવું પણ બન્યું હોય કે એવી ઉત્તમ સંસ્કૃતિ ઉપર જંગલી લોકો ફરી વળ્યા હોય. ઉપરનાં જે ત્રણ સ્થળો કહ્યાં ત્યાં ઉપરા ઉપર લગભગ ૭ ૭ શહેરનાં પડ જમીનમાં દટાએલાં છે; પરંતુ મોહેનજોડારોમાં જમીનમાંનું પાણીનું પડ આવી જતું હોવાથી ત્યાં ત્રીજા શહેરના પડથી ઊંડે ખોદકામ નહિ થઈ શકે એમ લાગે છે. જે સૌથી નીચેનું પડ છે તે ત્રણે જગ્યાએ સૌથી સુંદર છે. આ શહેરો લડાઇ, પ્લેગ, ધરતીકંપ, કે દુષ્કાળને લીધે તજી દેવામાં આવ્યાં હતાં કે કેમ તે કહી શકાતું નથી. મોહેનજોડારોમાં તો બહુજ થોડાં હથિયારો મળી આવ્યાં છે; અને બધાં ચિન્હો શાંતિમય સંસ્કૃતિનાંજ સૂચક છે."

આ ઉપરાંત "ત્રાંબાના યુગમાં હિંદ" એ વિષય ઉપરની જે વધારાની વિગત છે તે નીચે પ્રમાણે છેઃ—

"મોહેનજોડારોનું ખોદકામ ૧૯૨૨ માં શરૂ થયું. ઈ. સ. પૂર્વે ઘણા સૈકાઓ પહેલાં હાલ જેને પૂર્વની નારા કહેવામાં આવે છે, ત્યાં થઈ પ્રાચીન સમયની હાકો નદીના પટ ઉપર સિંધુ નદીએ પોતાનું પાસું ફેરવ્યું. નદીના વહનના આ ફેરબદલાને લઈને મોહેનજોડારોનાં પ્રાચીન અવશેષો આપણને હાથ લાગવા પામ્યાં છે. સદરહુ શહેરને તે વખતે તજી દેવામાં આવ્યું, અને પછી લગભગ ઇસ્વી સનના બીજા સૈકામા તે પાછું વસ્યું.

મોહેનજોડારોમાં મળી આવેલાં એલેબાસ્ટર પુતળાંઓ ઉપર જટિલ ભાત (ડિઝાઇન) વાળી શાલ મળી આવી છે. એટલે કે કાંતવા વણવાનો ઉદ્યોગ તે વખતે જાણીતો હતો એમ અનુમાન થાય છે. પિતૃઓને અર્પેલાં સુતરનાં સુંદર કપડાં મળી આવ્યાં છે. પરંતુ તેમને છુટાં પાડી શકાયાં નથી.[1] આ લોકોએ પોતાના વિચાર દર્શાવવા એક જાતની ચિત્રલિપિ શોધી કાઢી હતી. જે કંઇ વિચાર દર્શાવવો હોય તેનું અથવા તેમાં રહેલા કાર્યનું તેઓ ચિત્ર

૧ મોહેનજોડારોમાં મળેલા એક ફૂલ ઉપર અમુક ગૂંથણકામ હતું તેને સેન્ટ્રલ ઇન્ડિઆ કૉટન કમિટી ઉપર મોકલતાં, તે સુતરનું ગૂંથણ કામ છે એમ તેઓએ જાહેર કર્યું છે

૨. ઘરની કેળવણી,

૩. ઘરની ધાર્મિક ભાવના અને તેથી સમાજ પર થતી અસર.

જો ધ્યાનપૂર્વક આ યોજનાનો અભ્યાસ કરીશું તો જણાશે કે શાળામાં શીખવવામાં આવતા બધાજ (બાળવર્ગના) વિષયોનો. આમાં સ્વાભાવિક રીતેજ સમાવેશ થએલો છે. જ્યારે જ્યારે તેમને જરૂર પડે છે, ત્યારે ત્યારે વાચન, લેખન, ગણિત, ડ્રૅાઈંગ, હસ્તકામ, સંગીત વગેરે વિષયો શીખવવામાં આવે છે. ઉપર જણાવેલા છએ ભાગોમાં બધા વિષયો-નો સમાવેશ થઈ શકે છે.

યોજનાનું શિક્ષણ આપતાં આપતાં ઘણી વખતે મને એ પ્રશ્ન કર-વામાં આવે છે કે આમાં તો છોકરાં માત્ર રમતજ કરે છે અને તેઓ કંઈ શીખતા નથી. વળી તેને લીધે સરકારી અભ્યાસક્રમ પણ પુરો કરી શકાય નહિ. એ પ્રશ્નનો તોડ કાઢતાં પહેલાં બાળવર્ગ માટે સરકારી અભ્યાસ-ક્રમ જાણવાની જરૂર છે.

વાચન—બાળપોથી પુરી.

લેખન—સાદા શબ્દોનું લેખન, મૂળાક્ષરો અને બારાખડી. મૂળાક્ષરો-નું કાળા પાટીઆ પર યા સ્લેટ પર મોટા અક્ષરનું લખાણ.

ગણિત—૧ થી ૧૦૦ અને ૧૦×૧૦ સુધીના આંક. ૧ થી ૧૦ સુધીના સાદા સરવાળા અને બાદબાકી.

પદાર્થપાઠ—સાદા પદાર્થપાઠો.

વાર્તા—૧૫ વાર્તા,

ડ્રિલ અને રમતો, કિન્ડરગાર્ટન ઉદ્યોગો.

જો યોજનાનું કાર્ય બરાબર થાય તો ઉપર જણાવેલા વિષયો ઘણી સહેલાઈથી પુરા કરી શકાય એમ છે.

વાચન—(૧) બનાવેલા નમુના પરથી નામ વાંચવાં.
(૨) કાળા પાટીઆ પરથી વાંચવું.
(૩) વાર્તાનું વાચન.
(૪) પરચુરણ વાચન.
(૫) યોજનાના કામનું વાચન.

લેખન—(૧) બનાવેલી વસ્તુ પર નામ લખીને ચોંટાડવાં.
(૨) વાર્તામાં આવતા શબ્દોનું લેખન.
(૩) યોજનાના કામનું લેખન.
(૪) જાહેરખબર, કાર્યક્રમનું લેખન.

ગણિત—(૧) લંબાઈ પહોળાઈ માપવી.
(૨) ઘરતાં માણસોની ગણતરી.
(૩) ઈંટોની ગણતરી.
(૪) જે જે વસ્તુઓ કામમા આવે તે બધીની ગણતરી.
(૫) લખતાં શીખવવું.

વાર્તા—ઘર સંબંધી અને ઘરને લગતા જનાવરો સંબંધીની ઘણી વાર્તાઓ કહી શકાશે.

પદાર્થપાઠ—રંગ, ઘરનાં જનાવરોના સાદા પદાર્થપાઠ, કુતરો, ગાય, પોપટ, વગેરે.

ચિત્રકામ-યોજનાનું બધુંજ કામ હસ્તકામ તથા ચિત્રકામથી ભરપુર છે.

આવી યોજનાથી માત્ર વિષયોજ નહિ પણ વિષયો સાથે ચારિત્ર્ય-ભાવના પણ કેળવાય છે. ચારિત્ર્યના જે જે અંશો કેળવાય છે, તેમાંના નીચે જણાવેલા પર ખાસ લક્ષ ખેંચવાની જરૂર છેઃ—

૧. સહકાર.
૨. આત્મશ્રદ્ધા.
૩. સ્વતંત્રતા.
૪. બીજાના હક જાળવવા.
૫. જવાબદારીનો ભાવ.

છેવટે જણાવવાની આવશ્યકતા છે કે અંકલેશ્વર વૉકેશનલ ટ્રેનિંગ શાળાની પ્રેક્ટિસિંગ શાળામા આ પદ્ધતિ દાખલ કરી છે. અમારે ત્યાં બાળવર્ગમાં ગામડાના ઘરની યોજના, પહેલા ધોરણમાં ગામડાનું ખેતર, ત્રીજા ધોરણમાં ગામડાની દુકાન અને હાલમાં ચોથા ધોરણમા ગામડાની પોષ્ટ ઓફિસની યોજના દાખલ કરી છે અમે તે બરાબર ચલાવીએ છીએ એવો દાવો કરવા જેટલી ધૃષ્ટતા અમારામા નથી. હજુ અમારા પ્રયોગની શરૂઆતજ છે. અમને ઘણી અડચણો નડે છે. નવીન સ્થિતિને બંધબેસતું થવા ઘણા ફેરફાર કરવા પડે છે. હજુ અમારી પદ્ધતિમાં ઘણી કૃત્રિમતા છે, પણ સ્વાભાવિક કાર્ય કરવાનું લક્ષ્ય બિંદુ છે. ત્રણ વર્ષના મારા અનુભવથી મારી ખાત્રી થઈ છે, કે જો કોઈ પણ શિક્ષક ઉત્સાહથી કાર્ય કરે તો આ પદ્ધતિથી ઘણુંજ સારૂં પરિણામ આવી શકે એમ છે.

પ્રેમચંદ ગણેશજી ભગત
હેડ માસ્તર,
વૉકેશનલ ટ્રેનિંગ સ્કૂલ, અંકલેશ્વર.



# ફ્રેન્શામ હાઇટ્સની નવી શાળા

ફ્રેન્શામ હાઇટ્સ એ ન્યુ એજ્યુકેશન ફેલોશિપની પ્રાયોગિક શાળા છે. તેના પ્રિન્સિપાલ તરીકે મિસ આઈ. બી. કીંગ અને 'ન્યુ ઇરા'ના તંત્રી મિસિસ એન્સોર છે. આ શાળા માટે મકાન શોધવામાં તેમણે લગભગ ચારસેં જેટલાં મકાનો જોએલાં. તે મકાનનો નિર્ણય કરવામાં તેમણે શહેરથી દૂર કેવળ ગામડામાં ન હોય તેવું, કુદરતી સૌન્દર્યવાળું મકાન મેળવવાની દ્રષ્ટિ રાખી હતી. તેની સાથે સપાટ રમવાનું મેદાન તો હોવુંજ જોઈએ એ તેમનો આગ્રહ હતો. છેવટે સરે પરગણાના રસ્તા ઉપર આવેલા ફાર્નહામમાં પોતાનું સ્થાન નક્કી કર્યું. લંડનથી એક કલાકમાં ફાર્નહામમાં પહોંચી શકાય છે. સ્ટેશનથી લગભગ ત્રણ માઇલ ઉંચે ચઢવાનું આવે છે. ઝાડની ઘટાની વચમાં થઈ ઉપર જતાં લાલ મકાન ડોકીઉં કરતું દેખાય છે. ત્યાંથી નીચે બધા પ્રદેશ ઉપર વિશાળ અને અબાધિત દ્રષ્ટિ દૂરના પ્રદેશ ઉપર પહોચે છે. તેની આજુબાજુ વિશાળ બગીચો છે, તેમાં વિવિધ પ્રકારનાં પુષ્પો અને ફળો થાય છે. જુદી જુદી પગથીઓમાં થઈ ઉંચે ટેકરી ઉપર અને નીચે ખીણમાં જવાય છે. હું ત્યાં દરવાજા આગળ આવ્યો, ત્યારે ત્યાં બારણા આગળજ એક બાળા ઊભી હતી. તેણે નમ્રતાથી મને પૂછ્યું, "આપને કોનું કામ છે ?" "કાર્ડ આપશો ?" મેં કાર્ડ આપ્યું. તેણે મને એક પાસેની બેઠક ઉપર બેસવા કહ્યું. ભાગ્યે મિનિટ થઈ હશે એટલામાં તો પ્રૌઢ છતાં યુવાન જેવા પગલે મિસ કિંગને મેં સામેથી આવતાં જોયાં. દૂરથી મને જોઈ આનંદિત થતાં તે મને અંદરના ખંડમાં લઈ ગયાં. અને ત્યાં સગડી સળગતી હતી. તેની પાસે બેસવા કહ્યું "તમે થોડી વાર અહીં બેસો અને ટાઢ દૂર કરો; હું મિસિસ એન્સોરને તમારા આવ્યા વિષે જણાવું છું." તે ગયાં અને મેં મારી આજુબાજુ નજર નાખી તો બાજુમાં ગ્રામોફોન અને એક રેડિઓનો સેટ જોયો; પાસેના કબાટમાં ચોપડીઓ હતી તે હું જોઉં ન જોઉં એટલામાં તો મિસિસ એન્સોર આવ્યાં અને મને દીલગીરી સાથે કહ્યું, કે "મારે આજે અચાનક ભારે કામ આવી પડ્યું છે. તેથી પોણા કલાકથી વધારે આપણે બેસી શકીશું નહી પણ જો બીજી વખત મને મળશો તો હું ઘણીજ ખુશ થઈશ." આ પ્રમાણે કહી તેમણે તેમનું કામ મને જણાવ્યું. આથી તેમને રોકતાં હું અચકાયો. ફરીથી મળવાનું વચન આપી મેંજ તેમને જવા માટે કહ્યું. ત્યારપછી મને મિસ કિંગ તે વખતે જમવાનું ચાલતું હતું તેથી જમવાના ખંડમાં લઈ ગયાં

અને એક ટોળીના હાથમાં સોંપી તેમને કહ્યું કે "આ આપણા હિંદુસ્તાનના મહેમાન છે, તે જે કાંઈ પૂછે તેના ખુલાસા આપજો." એમ કહી બાળકોના હાથમાં મને સોંપી તે ચાલ્યાં ગયાં. તરતજ તે બાળકોની ટોળીએ મને વિવિધ પ્રશ્નો પૂછવા માંડયાં. તેમને જવાબ આપ્યા પછી મેં પૂછ્યું, "આ શાળામાં તમને શું સૌથી વધારે ગમે છે?" ત્યારે તેમાંનાં એકે કહ્યું "અહીંની સ્વતંત્રતા." મેં કહ્યું, "મને જરા સમજાવશો કે તમારી સ્વતંત્રતા કેવી છે." ત્યારે તેમાંના એક મોટા વિદ્યાર્થીએ કહ્યું "અમારે ત્યાં બાળકની જેટલી આવડત તે પ્રમાણે તે મોટા કે નાના મંડળમાં દાખલ થાય છે; વળી અમારા અભ્યાસ માટે અમે અમારી મરજી પ્રમાણે તૈયારી કરીએ છીએ. અમારૂં સમયપત્રક પણ અમેજ ઘડીએ છીએ." આ પ્રમાણે અમારી વાત ચાલતી હતી ત્યા મિસ કિંગ આવ્યાં, અને અમે ત્યાં મધ્યખંડમાં ગયાં. ત્યાં શિક્ષણપદ્ધતિમા ફેરફાર સાથે **ડાલ્ટન પદ્ધતિ** ચાલતી હતી. ડાલ્ટન પદ્ધતિ જેવો **નક્કી કરેલો અભ્યાસ ક્રમ અહીં નથી.** તેઓ જરૂર પડતાં દરેક પદ્ધતિનો-ડાલ્ટન, વિનેટકા કે પ્રોજેક્ટનો ઉપયોગ કરે છે. વિદ્યાર્થીઓને નિરાંતે એક ખંડમા આરા પડી વાંચતાં મેં જોયા હતા. શાળામાં મૌલિક (શોધખોળના) કામને ઘણું મહત્વ આપવામાં આવે છે. ગમે તે પદ્ધતિ હો પણ વ્યક્તિત્વના આવિર્ભાવને શિક્ષણમાં અગત્યનું સ્થાન છે. અહીં શિક્ષકો ઉપર કામનો અતિશય બોજો હોય છે. વ્યક્તિગત શિક્ષણ હોવાથી વધારે ચિવટ-કાળજી અને વધારે અભ્યાસની જરૂર પડે છે.

ઇતિહાસ આંતર રાષ્ટ્રીય દ્રષ્ટિએ શીખવાડવામાં આવે છે. કેટલાંક બાળકો તો તેમાં નવી નવી રીતો પણ દાખલ કરે છે. આ બાળકોને જુદા જુદા વિભાગમાં વહેંચી નાખવામા આવેલાં હોય છે. એક શિક્ષક તેમના મિત્ર અને સલાહકાર તરીકે હોય છે, તેમજ એક વિદ્યાર્થી પણ તેમના સલાહકાર તરીકે કામ કરે છે. દરેક વિભાગનું જુદું નામ, જુદો મુદ્રાલેખ, અને જુદો આદર્શવીર હોય છે. જેમકે, એક ટોળી "પહાડી" નામથી ઓળખાય છે તેનો મુદ્રાલેખ "ખંત" છે. અને તેનો આદર્શ **મેલોરી** છે. બીજી એક ટુકડીનું નામ "સહકારી" છે. તેનો મુદ્રાલેખ "સહકાર" છે અને તેનો આદર્શ લિન્કન છે. બાળકોમાં કેટલીક વખત પરસ્પર વિભાગની ફેરબદલી પણ થાય છે. બાળકો પોતાનાં સમયપત્રકો ઘડે છે, અને તેમાં સલાહકારની સલાહ લે છે. વર્તન અને કામ માટે તેમના ઉપર કોઈ જાતનું દબાણ કરવામાં આવતું નથી. તેઓ

પોતાની મરજીથીજ તે પ્રમાણે વર્તે છે. એક વિદ્યાર્થીએ મને કહ્યું હતું કે આ જાતની સ્વતંત્રતાથી અમારી જોખમદારી વધે છે અને અમારામાંથી કોઈ મંદ કે ઢીલો થાય તો બાકીના તેને સીધો કરે છે; આ ઉપરાંત મંદ ૫ઢનાર ઉપર સલાહકારની દ્રષ્ટિ હોય છે, અને તેજ તેના રસનો વિષય શોધી કાઢી તેને તેમાં એકાગ્ર કરવા પ્રયત્ન કરે છે.

ફ્રેન્શામનું વાતાવરણ સતત કાર્ય અને મિત્રતાનું છે. બાળકોને શિક્ષકો મિત્ર સમાન છે. ધાર્મિક શિક્ષણ કોઈ પણ પંથનું અપાતું નથી. દરરોજ પ્રભાતે સંગીત સાથે પ્રાર્થના થાય છે. પછી વ્યાખ્યાન અને વાતચીત થાય છે. રવિવારે માબાપો સાથે તેમને ગમતા દેવળમા છોકરાઓ જાય છે. સાંજના શાળામાજ પ્રાર્થના થાય છે.

રમતોના બે વિભાગ હોય છે. તેમા છોકરા અને છોકરીઓ બન્ને ભેગા હોય છે. છોકરીઓની સાથે છોકરા રમે તો બાયલા થઈ જાય એવી કેટલાકની માન્યતા છે. તે ફ્રેન્શામ હાઇટ્સના છોકરાઓ માટે તો તદ્દન ખોટી છે. એમ તેના બન્ને કાર્ય કરનાર ત્યાંના વાતાવરણને ધ્યાનમાં રાખી કહે છે. છોકરા માટે લશ્કરી કવાયદ નથી, પણ કેટલીક કસરતો અને ડૅલ્ક્રોઝની "યુરિથ્મીક" (સંગીતમય) પદ્ધતિ હોય છે. સવારમાં સાત વાગે આખી શાળા દોડવા માટે ઉપડી જાય છે અને સવારના નાસ્તા પહેલાં સ્નાન કરી લે છે. ત્યાં નિયમિત દાક્તરી તપાસ પણ કરવામા આવે છે: સંગીતાદિ કલા, નૃત્ય, વગેરે જે બાળકોની સર્જનાત્મક શક્તિને પોષે છે તે આપવામાં આવે છે. શાળામાં સ્વરાજ્ય છે; અર્થાત્ શિક્ષકો અને બાળકોની એક સભા તેનો વહીવટ કરે છે. છ માસમાં બે કે ત્રણ વાર આ સભા મળે છે. અને તેમાં વ્યક્તિગત સલાહકારથી નિર્ણયો ન થઈ શક્યા હોય તેવા પ્રશ્નો વિચારાય છે, અને તે વિચારી થએલા નિર્ણયને અમલમાં મૂકતાં આખી શાળાની સંમતિ લેવામા આવે છે. મોટા ભાગના બાળકોને પોતાનો જીવન નિર્વાહ પોતાની મેળેજ કરવાનો હોવાથી જીવન જેમ બને તેમ સાદું બનાવવામાં આવે છે. તેઓ પોતાની પથારી હાથે કરે છે, અને પોતાના બૂટ જાતે સાફ કરે છે. વાળુની પીરસવાનું કામ તેઓ કરે છે. રવિવારે તેઓ સાંજનું ખાવાનું તૈયાર કરે છે અને વાસણ પણ તેઓજ સાફ કરે છે; ચાનું કામ પણ તેમનુંજ છે આ રીતે તેઓ ગૃહના નોકરોને તે દિવસે કામમાથી સંપૂર્ણ રીતે મુક્ત કરે છે: શનિવારે સાંજે મુખ્ય ખંડમાં આખી શાળાનું નૃત્ય હોય છે. આ રીતે આ સરખાપણાનું વાતાવરણ સરસ જામી રહેલું હોય છે.

બાળકો માટે પ્રેમ, આનંદ અને જીવનના ઉત્તમોત્તમ નિયમો ઘડવાનું અને તેને માટે સુંદર રીતે તૈયાર થવાનું ક્ષેત્ર ફ્રેન્શામ હાઇટ્સ છે. બાળકો તેમાં રસ, મમતા અને આનંદભર્યાં થઈ રહે છે.

ફ્રેન્શામના શિક્ષકોની જોખમદારી પણ ઘણી છે અને તેવીજ તેમની ખબરદારી છે. અનેક પ્રશ્નો, અને કોયડાઓ વારંવાર ઉભા થાય છે, અને જેમ જેમ તેનો નિકાલ કરતા જાય છે તેમ તેમ બીજા ઉભા થાય છે, તેઓ સતત નિરીક્ષણ કરે છે, વિચારે છે અને ફેરફાર કરે છે. સતત ચોકસાઈ અને સંભાળથી દરેક વાતનો નિર્ણય કરવાને હંમેશા ખડે પગે હોય છે.

ફ્રેન્શામની શાળામા સહશિક્ષણના અનેક પ્રશ્નોનો મિસ કિંગ અત્યંત કાળજીથી નીવેડો આણે છે. સહશિક્ષણ આપણા દેશમા અપાય કે કેમ એ મારા પ્રશ્નોના જવાબમા તેમણે કહેલું કે "અવશ્ય આપી શકાય. જેટલું વહેલું આપશો તેટલું સારૂં." સાંભળેલી તેમજ મારી દલીલો મેં તેની વિરુદ્ધ મૂકી પણ તેનો જવાબ એજ હતો કે સ્વાતંત્ર્ય આપ્યા પછીજ સ્વાતંત્ર્યની ખૂબી સમજાય છે. બાળકોમા પ્રથમ વિશ્વાસ રાખતાં શીખો. જે સહકાર પછી પણ કરવાનો છે તે અત્યારે નહિ કરો તો પછી કયારે કરશો? ભૂલો તો હમેશાં થશે; માટે ભૂલથી ડરી સાચું હોય તે કરતા અટકવું જોઈએ નહિ. આવો તેમનો મત હતો. તેવીજ રીતે જાતીય શિક્ષણ વિષે પૂછતાં તેમણે જણાવેલું કે તમે તેને વિજ્ઞાનના બીજા વિષયની માફક યોગ્ય-લાયક બાળકને જરા પણ ઢીલ, આનાકાની કે આંચકો ખાધા વિના તે આપશો તો તેથી આખરે જરૂર લાભ થશે.

ફ્રેન્શામની શાળામાં મિસ કિંગ અને મિસિસ એનસોર બંને અદ્ભુત એકતાથી કાર્ય કરી રહ્યાં છે. બંને એકજ આદર્શથી દોરાઈ આ અપૂર્વ સુન્દર શાળાને એક અનુકરણીય શાળા બનાવી રહ્યાં છે. યુરોપમાં ફ્રેન્શામ હાઇટ્સ તથા ઓડનવૉલ્ડસ્કુલ-(જેનું વર્ણન હવે પછી આપવામા આવશે) તે પ્રકારની શાળાઓ નવી શાળાઓ ગણાય છે. આવા પ્રકારની નવી શાળાઓ બીજી પણ ઘણી છે. પણ તે બધી શાળાઓ સંબંધે વિગતવાર કહેવાની હું જરૂર નથી જોતો અને તેથી આ પ્રકારની બીજી શાળાઓનું વર્ણન આપતો નથી. પણ એક વાત તો અહીં જણાવી દેવાની જરૂર છે, કે હાલમાં યુરોપમાં, શિક્ષણની દિશામા અનેકવિધ પ્રયત્નો ચાલી રહ્યા છે. જુદી જુદી શાળાઓમા જુદી જુદી પદ્ધતિઓના અખતરા પણ ચાલે છે. એ બધા અખતરાનું વર્ણન કરવું એ આજને માટે અશક્ય છે તેથી ત્યાં કેવા કેવા પ્રયત્નો ચાલી રહ્યા તેનો ફક્ત નિર્દેશ કરી હું

અટકીશ. એ બધી પદ્ધતિઓમાં સત્ય છે, એમ તો હું નથી કહી શકતો; પણ ત્યાંના વિચારકો બાળકને ઓછામાં ઓછી મહેનતે વિશેષ લાભ કેવી રીતે થઈ શકે તેના પ્રયોગો તો કર્યેજ જાય છે. આવા પ્રયોગોમાં મોન્ટેસોરી, ચેલ્સી, વિનેટકા, લામેઇસોન, પિટિટ્મ, વગેરેમાં કંઈ ને કંઈ સાધનો છે. તેમજ પ્રોજેક્ટ મેથડ (યોજનાપદ્ધતિ) અને ડિક્રોલિ પદ્ધતિનો પણ ત્યાં ઉપયોગ થાય છે. બાર વર્ષ ઉપરાંતને માટે ડાલ્ટન પદ્ધતિ, જીના પ્લેન, હાર્વર્ડ પ્લેન, વગેરેનો ઉપયોગ થાય છે. પદ્ધતિમાં રસ લેનારાઓને આ પદ્ધતિઓ જોઈ જવા જેવી છે.

ભોગીલાલ ત્રિભોવનદાસ ઠાકર.

## સૃષ્ટિનિરીક્ષણ

ગયા અંકમાં સૃષ્ટિ નિરીક્ષણનો હેતુ અને તેના કાર્યપ્રદેશની સમીક્ષા કરવામાં આવી હતી. આ વખતે એ હેતુ પર્યટનદ્વારા કેટલે અંશે પાર પાડી શકાય છે તે બતાવવા કાલુપુરની નિશાળની એક યોજનાની ટુંકી નોંધ નીચે પ્રમાણે આપવામાં આવી છેઃ—

"આજે તા. ૯–૭–૨૭. શનિવારે મવારની નિશાળ હોવાથી અમારી નિશાળના બાળવર્ગના અને પહેલા ધોરણના વિદ્યાર્થીઓને લઈ ને અમે એલિસબ્રીજથી કોચરબ જવાના રસ્તે આવેલા એક ખેતરમાં ગયા. ગયા અઠવાડીઆમાં લગભગ ૨ ઈંચ વરસાદ પડેલો હતો એટલે આ ખેતરમાં વાવણીનું કામ ચાલતું હતું. ૨ બળદની જોડ ઓરણીના દંતાળને ખેંચી રહી હતી અને ખેતરના પટેલ મૂઠીએ મૂઠીએ ઓરણીમા જુવાર ઓરતા હતા. અમે ગયા ત્યારે ઓરણીનું કામ લગભગ પુરૂં થવા આવ્યું હતું અને થોડી વારે સમાર (ભેલી) વડે વાવણી થએલા ચાસ ઉપર માટી પાથરી દેવાનું કામ શરૂ થયું.

આ જોઈને છોકરાઓએ અનેક પ્રશ્નો પૂછવા માંડયા. પ્રથમ તો ખેતરની જમીનજ તેમને જુદા પ્રકારની લાગી. ગામની જમીન કરતાં તે પોચી અને ઊંડે સુધી ભેજવાળી માલમ પડી. વનસ્પતિ સારી રીતે ઊગી શકે એ હેતુથી હળવડે તેને કેવી રીતે ખેડવામાં આવે છે તે વિષે અમે થોડી વાતચીત કરી તથા જમીનમાં બી કેવી રીતે વાવવામાં આવે છે અને પછી જમીનને કેવી રીતે સાફ કરી બીને ઢાંકી દેવામાં આવે છે તેનું

અમે અવલોકન કર્યું. ખેડવાનાં, ઓરવાનાં અને ચાસ પૂરવાનાં ઓજારોનું અમે નિરીક્ષણ કર્યું અને તેના જુદા જુદા ભાગો અને તેમના ઉપયોગ વિષે અમે વાતચીત કરી.

જમીનને શા માટે ખેડવામાં આવે છે અને બીને વાવ્યા પછી શું થતું હશે એવા એવા અનેક પ્રશ્નો વિદ્યાર્થીઓએ ખેતરના પટેલને પૂછ્યા. સદ્‌ભાગ્યે પાસેના ખેતરમાં આઠેક દિવસ પહેલાં વાવણી થએલી હોવાથી પટેલ અમને સૌને ત્યાં લઈ ગયા. ખેતરમા એકેક ફુટને અંતરે પાડેલા ચાસમાં થોડી થોડી જુવાર ઊગી નીકળી હતી. પટેલે જમીનમાંથી થોડા છોડ ઉખેડી નાખી તેનાં મૂળ, ફણગા તથા ઉપરના શિરોભાગનું અમને બારીક અવલોકન કરાવ્યું. જમીનમાં પડયા પછી બી ઉપર થએલી અસર —તેના એક ભાગમાંથી મૂળનું નીકળવું અને જમીનની અંદરે ઊંડે જવું તથા ઉપરના ભાગનું જમીન ઉપર આવવું—વગેરે સ્થિતિનું અમે અવલોકન કર્યું. વિદ્યાર્થીઓએ તેમની નોટમાં પોતાની શક્તિ પ્રમાણે તેમને આવડયા એવા આ સઘળા ભાગનાં ચિત્રો પાડવા માંડયા. આ અવલોકનમાં તેમને રસ પડયો અને આવું નિશાળમાં કરી શકાય અને શીખવવામાં આવે તો કેવું સારૂં એમ તેમને લાગ્યું.

તેમના ઉત્સાહને ઉત્તેજન આપવા આ પ્રયોગ નિશાળમાં કરી જોવાનું અમે નક્કી કર્યું. નિશાળમાં ખેતરના જેવી માટી મળી ન શકે એટલે દરેક જણે ખેતરની આસપાસની પાળ ઉપરની થોડી થોડી મટોડી લઈ લીધી. તે દિવસ તો ખેતરના પટેલનો ઉપકાર માની અમે નિશાળે પાછા આવ્યા અને ખેતરમાં જે જે જોયું હતું તે વિષે વાતો કરી.

બીજે દિવસે સૂચના મુજબ વિદ્યાર્થીઓ માટીના કટોરા, નાળિએરની કાચલી, નાના બિસ્કીટના, કેરોસીનના કે ચાક મૂકવાના ખાલી ડબા તથા થોડી થોડી બાજરી, જુવાર, ઘઉં, મગ વગેરે બી લઈ આવ્યા. માટી તો તેઓ ખેતરમાંથી લાવ્યાજ હતા. ખેતરમા જોએલું તે મુજબ અમારી નિશાળમાં નાના પાયા ઉપર વાવણીનું કામ શરૂ થઈ ગયું, વાવી રહ્યા બાદ દરેક વિદ્યાર્થીએ પોતાને ગમે ત્યાં નિશાળની ઓસરીમાં કે ઓછા વધતા પ્રકાશ વાળી જગ્યાએ પોતપોતાનાં સાધનો મૂકી દીધાં.

વખત જતો ગયો તેમ તેમને જણાયું કે વાવેલા બીજના ઉપરના ભાગમાંથી એક ભાગ ઉપર વધે છે અને બીજો ભાગ માટીમાં નીચે જાય છે. તેમને કહેવામાં આવ્યું કે ઉપર જનાર ભાગને **ફણગો** કહે છે અને નીચે જનાર ભાગને **મૂળ** કહેવામાં આવે છે.

જે જે જગ્યાએ પ્રકાશ, સૂર્યનો તાપ અને ભેજ સારા પ્રમાણમાં મળતા હતા તે તે જગ્યાએ વનસ્પતિની વૃદ્ધિ સારા પ્રમાણમાં થતી હતી અને જ્યાં ભેજ, તાપ અને પ્રકાશ, ઓછા પ્રમાણમાં હતાં ત્યાં વૃદ્ધિ ઓછા પ્રમાણમાં હતી.

આ ઉપરથી બાળકોને સમજાવવામાં આવ્યું કે છોડવાઓમાં જીવન છે અને દરેક સજીવ વસ્તુને પોતાની વૃદ્ધિ અને વિકાસ માટે પાણી, પ્રકાશ અને સૂર્યના તાપની જરૂર પડે છે. આ નિયમ માણસોને પણ લાગુ પડે છે એ તેમને ખાસ સમજાવવામાં આવ્યું.

આખા વર્ગના સમગ્ર અવલોકન માટે અમે વાલ વાવ્યા હતા. એક દેવદારના ખોખાંમાં મગોડી નાંખીને એક ઈંચની ઉંડાઈએ થોડા થોડા અંતરે ચાસ પાડીને વાલ મૂકવામાં આવ્યા હતા અને તે પર આછી આછી માટી નાંખી દેવામાં આવી હતી. મગોડીમાં જોઈતા પ્રમાણમાં ભીનાશ રાખવામાં આવી હતી.

ચોથે દિવસે અવલોકન કરવાથી જણાયું કે વાલની ઉપરની છાલ ઢીલી થઈ ગઈ હતી અને તેની બાજુના નીચેના ભાગમાંથી એક ભાગ વધીને જમીન પર જતો હતો. ત્રણ દિવસ પછી તપાસતાં જમીન તરફ જતો ભાગ વધારે લાંબો જણાયો અને વાલની ઉપરની છાલ નીકળી પડી. બન્ને પડ છુટા થતાં હતા. ફરી ત્રણ દિવસ પછી તપાસતાં જમીનમાં જતાં મૂળના ભાગને તાતણા લાગતા હતા અને ઉપરના ફાટેલા પડમાંથી બે નાની પાંદડીવાળો ફણગો રેતીની ઉપર બહાર આવેલો હતો.

દરરોજ શી શી ક્રિયા થાય છે તેનું અવલોકન કરી તેનાં ચિત્રો પાડી લેવામાં આવ્યાં હતા તે આ સાથે રજુ કરવામાં આવ્યાં છે. વિદ્યાર્થીઓનાં વ્યક્તિગત પ્રયોગોના ચિત્રો પોતપોતાની નોટમાં તેમની શક્તિ અનુસાર પાડી લેવામા આવ્યા હતા."

ઉપરની યોજનાથી બાળકોને નીચે પ્રમાણે નવું જ્ઞાન મળી શક્યું:—

(૧) વનસ્પતિ સજીવ વસ્તુ છે અને તેની વૃધ્ધિ માટે પાણી, સૂર્યનો તાપ અને પ્રકાશની ખાસ જરૂર છે.

(૨) બીજના બે પ્રકાર હોય છે. એક ભાંગે તો દાળ પડે તેવાં અને બીજાં, ભાગે તો ભુકો થઈ જાય તેવાં. બન્ને જાતમાં જમીનમાં વાવ્યા બાદ એક તરફના ભાગમાંથી ફણગો ફુટી જમીનની ઉપર જાય છે અને તેની નીચેના ભાગમાંથી મૂળ નીકળી જમીનમાં જાય છે.

(૩) વનસ્પતિનાં મૂળ જમીનમાં જાય છે અને તે સહેલાઈથી જમીનમાં જઈ શકે તે માટે જમીન પોચી હોવી જોઇએ. આ કારણથી હળ વડે જમીનને ખેડવામાં આવે છે.

(૪) કેટલાંક મૂળ જમીનમાં ઊંડે સોટીની અણીની માફક જાય છે. અને કેટલાંક મૂળ ફક્ત ઉપર ઉપર પથરાઈ જઈ વિસ્તાર પામે છે.

## વાલની ઉગવાની ક્રિયા.






(૫) છોડવાની મૂળ સ્થિતિમાં બીજ તેને ખોરાક આપવાનું કામ કરે છે અને આમ કરતાં ચીમળાઈ જઈ નાશ પામે છે. યોગ્ય સ્થિતિએ પહોંચ્યા પછી છોડવો પોતાનો ખોરાક જાતે મેળવી લે છે.

(૬) મગ, વાલ, ચણા વગેરે બીજના ફણગાને ઉપરના ભાગમાં ૨ પાંદડીઓ આવી છોડ વધે છે. આને દ્વિદળ વનસ્પતિ કહે છે. દ્વિદળ વનસ્પતિનાં મૂળ સોટી આકારે જમીનમાં ઊંડાં જાય છે તેથી તેને સોટી-મૂળ કહે છે.

ઘઉં, બાજરી જેવા દાળ ન પડે તેવા બીજના છોડને ઉપરનો ભાગ ઘાસ જેવો અણી આકારે જણાય છે. આને એકદળ વનસ્પતિ કહે છે. એકદળ વનસ્પતિનાં મૂળ જમીનથી થોડી ઉંડાઈએ પથરાઇ જાય છે. તેથી તેને ઝુંડમૂળ કહે છે.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ } મનસુખરામ મણિશંકર દ્વિવેદી

## આકાશદર્શન

### પૂર્ણાહુતિ

બાર માસ સુધી આકાશદર્શન કર્યા પછી હવે આ લેખમાળા સમાપ્ત થાય છે. પણ તે પહેલાં પૂર્ણાહુતિ રૂપે થોડાક વિવેચનની જરૂર લાગે છે.

**આકાશનું વિહંગાવલોકન**

આ સાથે જે નકશો આપ્યો છે તેમાં અમદાવાદથી દેખી શકાય તેનો આકાશનો બધો ભાગ આપવામાં આવ્યો છે. તેની ખાસ સમજુતીની આવશ્યકતા જણાતી નથી. વચ્ચે તૂટક લીટીઓની આકૃતિ મૂકેલી છે તેટલો ભાગ એક કોરા કાગળમાંથી કાપી કાઢવો. પછી તે કાપેલો ભાગ આ નકશા ઉપર ગોઠવતાં નકશાનો તેની વચ્ચે આવી જતો ભાગ જ ફક્ત દેખાશે. બાકીનો બાજુનો તેમજ ઉપરનો ભાગ ઢંકાઈ જશે. જેટલો ભાગ દેખાશે તેટલો એપ્રિલ માસની ૧લી તારીખે મધ્યરાત્રિનો દેખાવ




જાણવો. આ મુજબ તે કાગળ જુદી જુદી રીતે ઉપર લખેલા માસ મુજબ ગોઠવવાથી કોઈ પણ તારીખની મધ્યરાત્રિનો આકાશનો નકશો દેખાશે. અને તે ઉપરથી ગણતરી કરી કોઈ પણ વખતનો નકશો પણ ગોઠવી શકાશે. આ નકશામાં ફક્ત મુખ્ય તારામંડળો, રાશિઓ નક્ષત્રો અને બધા પહેલા વર્ગના તારાઓજ આપવામાં આવ્યા છે. વધુ વિગત માસિક નકશાઓમાં જોઈ લેવી.

ખગોળ સંબંધી કેટલીક બીજી માહીતી પણ આ લેખોમાં આપવામાં આવી છે. તે ઉપરથી જણાયું હશે કે આપણી પૃથ્વીને અનેક ગતિઓ છે. દૈનિક, વાર્ષિક, વિષુવાયનની, સૂર્યમંડળની સાથે, બ્રહ્માંડ સાથે તેમજ

અખીલ વિશ્વ સાથે પૃથ્વીની ગતિ છે. વળી ચંદ્રની સાથે સહેજ માસિક ગતિ તથા એક પ્રકારની ધ્રૂજવાની ગતિ પણ છે. આ છેલ્લી ગતિને લીધે તેની ધરીના ૨૩°૨૭' ના વાકમા સહેજ ફેરફાર થયા કરે છે પણ બધાનો વિચાર કર્યે પાર આવે તેમ નથી માટે આ મહાન વિશ્વમા આપણા સ્થાન વિષે સહેજ કલ્પના કરી આ લેખમાળા સમાપ્ત કરીશુ.

**આપણા સૂર્યમંડળનું વિશ્વમાં સ્થાન**

આ મહાન વિશ્વમા આપણુ સૂર્યમડળ તે તો ફક્ત સમુદ્રમા ટીપા સમાન છે. આપણો સૂર્ય એક કનિષ્ટ પ્રકારનો તારો છે. તેનો પ્રકાશ ખુલ્લી આખે બહુ બહુ તો સાઠ પ્રકાશ વર્ષ જેટલે દૂરથીજ જોઈ શકાય. તે કરોડો વર્ષ પછી ભવિષ્યમા જ્યારે ઠરી જશે ત્યારે આપણુને તો મહાપ્રલય થશે પણ આ બ્રહ્માડમા તો ૧૫ કરોડ તારામાનો એક નાનો તારો અસ્ત થયોજ ગણાશે. આપણા સૂર્ય મડળની અદર આઠ મુખ્ય ગ્રહો, સાડત્રીસ ઉપગ્રહો (ચદ્રો) આઠસો નાના ગ્રહો અને કેટલાક ધૂમકેતુઓનો સમાવેશ થઈ જાય છે. તેના વિસ્તારનો વ્યાસ ૬૦૦૦ અબજ માઇલ (૧ પ્રકાશ વર્ષ)નો છે. ત્યારપછીનો પાસેમા પાસેનો તારો ૨૫૦૦૦ અબજ માઇલ દૂર છે. આપણુ સૂર્યમડળ આકાશગંગાની અદરનું એક મડળ છે. આકાશગગાની પહોળાઈ ૩૦૦૦ પ્રકાશ વર્ષ જેટલી છે. તેની અદર કરોડો સૂર્યમંડળોનો સમાવેશ થઈ જાય છે. અને તે બધા મળી એક અંડાકૃતિનું બ્રહ્માડ થાય છે. આ આકાશગગા તો વળી તેના જેવા બીજા અસખ્ય ગોકળાઓના બ્રહ્માડોમાનું એક છે

**તારાગુચ્છો, બ્રહ્માંડો અને વિશ્વો**

આ દેખાતા તારાઓનું એક બ્રહ્માડ થયુ પણ દૂર તેવા બીજાં ઘણા બ્રહ્માડો અવકાશમા તરતા હશે તેનું આપણને બહુ જ આછુ જ્ઞાન છે. દૂરબીનથી જોતા કેટલાક તારાગુચ્છો જણાય છે મૃગશિર, ધન રાશિ, કર્ક રાશિ, શૌરી વગેરે મંડળોમા આવા તારાગુચ્છો જુદી જુદી તરેહના માલમ પડ્યા છે શૌરીમાનું તારાગુચ્છ આપણાથી ૩૬૦૦૦ પ્રકાશ વર્ષ દૂર હશે પાસેમા પાસેનું ગુચ્છ ૨૨૦૦૦ પ્રકાશ વર્ષને અંતરે છે આકાશગગાની બારપાર ધન રાશિમાનુ ગુચ્છ ૧૦ લાખ પ્રકાશ વર્ષને અંતરે હોવાનું કલ્પવામા આવે છે. તે એક આપણું પડોશી તરતું બ્રહ્માડ હશે. આવા બ્રહ્માડો મળીને એક વિશ્વ થાય એવા અનેક વિશ્વ હશે તેનું તો

આપણને મુદ્દલ જ્ઞાન નથી. આખાં બ્રહ્માંડો અને વિશ્વો એક બીજા તરફ જોસબંધ ધસ્યાં જાય છે. એ બધાંની ઉત્પત્તિ એકજ મહાન જ્યોતિમાંથી હશે અને લય પણ એકજ મહાન જ્યોતિમાંજ પામશે એવું સંભવે છે. એ રીતે અમુક વિશ્વમાં, આકાશગંગા નામના બ્રહ્માંડમાં, સૂર્ય નામના તારામંડળમાં, પૃથ્વી નામના ગ્રહમાં, અમુક ખંડ, દેશ, પ્રાન્ત અને ગામમાં આપણે તો એક ક્ષુદ્ર પ્રાણી છીએ.

**તે ઉપરથી ઉપજતા વિચાર**

આકાશ-અવકાશ અનંત છે અને આગળને આગળ અવકાશમાં કાંઈની પાછળ કાંઈ હોયજ એ નિયમાનુસાર ક્યાં સુધી અને કેટલાં સૂર્યમંડળો, બ્રહ્માંડો અને વિશ્વો હશે! તેઓ એક બીજાની પાછળ શરતમાં ક્યાં ધસતાં હશે! તેમને આકર્ષનાર અને નિયમમાં રાખનાર મહાન શક્તિ કઈ હશે! તે મહાન શક્તિની પાછળ આ તંત્ર કોણ ચલાવતું હશે! આ બાબતો મૃત્યુવશ માનવીની બુદ્ધિની કલ્પનાની બહાર છે, અને અંતે જે મહાન દિવ્ય તેજોમય પ્રભુ આ બધી ઘટમાળ નિયમિત રીતે ચલાવે છે તેની આગળ હાલની આટલી બધી વૈજ્ઞાનિક શોધો છતાં પણ મનુષ્ય કેટલો અલ્પ અને શક્તિહીન છે, તે સમજતાં તેને પોતાની પામરતાનું ભાન થાય છે.

**ખગોળની મહત્તા**

ખગોળનો હેતુ ફક્ત ક્ષણિક આનંદ આપવાનો નથી. બુદ્ધિને વધારે પ્રોત્સાહિત કરનાર કલ્પનાને વધુ તેજ બનાવનાર તથા દ્રષ્ટિ તેમજ હૃદય બંનેને વિશાળ કરનાર આ શાસ્ત્ર કરતાં ચઢિઆતું બીજું કોઈ શાસ્ત્ર નથી. ગમે તેવા નિરાશાવાદીને પણ તે આશાવંત બનાવે છે. તે હંમેશાં મનુષ્યની નજર સમીપ વધુ ને વધુ મોટી સૃષ્ટિઓ-ભૌતિક, માનસિક અને નૈતિક-ખડી કરે છે, જગતને ઉત્ક્રાન્તિવાદ તેણેજ પહેલવહેલો શીખવ્યો. ભૌતિકશાસ્ત્રમાં હાલના વખતનો પ્રો. આઇન્સ્ટાઇનનો સાપેક્ષત્વનો ચમત્કારિક સિદ્ધાંત આ શાસ્ત્રથીજ સિદ્ધ થઈ શક્યો. તેના માનસિક ફાયદા પણ ઓછા નથી. ધ્યાનથી નિરીક્ષણ કરવાની ટેવ, અને તેને લીધે ગ્રાહક શક્તિનો વિકાસ, નિયમસર નોંધ કરવાની ટેવ અને જ્ઞાનપિપાસા-આ બધાથી મળતો માનસિક આનંદ અવર્ણનીય છે.

**ખગોળનું ક્ષેત્ર તે દ્વારા પ્રકૃતિ દર્શન**

ખગોળનું ક્ષેત્ર ઘણું વિશાળ અને વિવિધ રંગી છે. તદ્દન પ્રાથમિક વસ્તુઓથી મોટાં બ્રહ્માંડો તેમાં સમાઈ જાય છે. પ્રભુના મહાન કલામંદિરમાં તેની અદ્દભુત કલમથી આલેખાએલું ચિત્રપટ આપણી આગળ રજુ થએલું છે, તેમાં પ્રકૃતિનું બહુજ વિશાળ સ્વરૂપ તેની પૂર મહત્તામાં આપણે નિરખી શકીએ છીએ અને તેના ભેદોમાં દ્રષ્ટિપાત કરતા કરતા જાણે પ્રકૃતિ સાથેજ આપણે વાતો કરતા હોઈએ એમ લાગે છે. જે ભાગ્યશાળી પુરુષ તેની આ સૌદર્યલીલા પિછાની શકે છે તે તો તેમાં તલ્લીન થઈ, પ્રકૃતિ દેવીની વિશાળતાના, મહાન શકિતમાન પ્રભુના અગાધ મહિમાના અને મનુષ્યની પામરતાના વિચાર કરતો કરતો તેમાંથીજ પરમાનંદની પ્રાપ્તિ કરે છે. એવો આનંદ સર્વે વાચકવૃંદને પ્રાપ્ત થાઓ એવી શુભેચ્છા સાથે આ લેખમાળા સમાપ્ત કરૂં છું.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ.

ભોગીલાલ કેશવલાલ પટવા

---

## " સર મનુભાઇ દિવાન ઇનામી નિબંધ. "

વડોદરાની સાહિત્યસભા તરફથી "નાણું અને શરાફી" (Currency and Banking એ વિષય ઉપર ઉપક્ષો નિબંધ ગુજરાતી ભાષામાં લખાવવાનું ઠર્યું છે. ઉત્તમોત્તમ નિબંધ લખનારને રૂપીઆ એક સોનું રૂ. ૧૦૦)નું રોકડ ઇનામ આપવામાં આવશે. નિબંધો મંત્રીને તા. ૧-૮-૧૯૨૮ પહેલાં મળી જવા જોઇએ. હરિફાઇને લગતી શરતો માટે એક આનાની ટપાલની ટિકિટ બીડીને, "મંત્રી, સાહિત્યસભા", એ શીરનામે લખવું.

( ૧ )

તા. ૩૧ મી ડિસેમ્બર સને ૧૯૨૭ ના દિવસે પુરા થતા ત્રિમાસિક દરમિઆન મે. ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને ઉત્તર ભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર-એમણે પાઠ્ય પુસ્તક તરીકે અથવા ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકો વગેરેની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રકટ કર્તા (ઠેકાણા સહિત) | કિંમત (નકલદીઠ) રૂ.આ.પા | શામાટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | સરળ ગુજરાતી બાળ-વ્યાકરણ (૨૯ મી આવૃત્તિ) | મિ. પી. કે શાહ | મિ. પી. કે. શાહ, કપડવણજ, જિલ્લે ખેડા | ૦—૨—૦ | પાઠ્ય પુસ્તક | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૨ | સરળ કન્યાનામું (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૨—૦ | ,, | કન્યાઓ માટેની પ્રાથમિક સ્કૂલો માટે |
| ૩ | બ્રિટન અને હિંદની શાસનપદ્ધતિ (પહેલી આવૃત્તિ) | મિ. ટી. એચ. શુક્લ | મેસર્સ હરીલાલ એમ. એન્ડ કૉ. બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ ભરૂચ, | ૦—૮—૦ | ,, | માધ્યમિક સ્કૂલો માટે |
| ૪ | શાળોપયોગી લઘુ રામાયણ (પહેલી આવૃત્તિ) | મિ. આર. યુ. પંડ્યા | મિ. જીવણલાલ એ. મહેતા, પીરમજશાહ રોડ, અમદાવાદ | ૦—૧૨—૦ | બહારનું વાચન | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૫ | શાળોપયોગી લઘુ મહાભારત(પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૧૨—૦ | ,, | ,, ,, ,, |
| ૬ | કવિતા વિનોદ (પહેલી આવૃત્તિ) | મિ. એચ. જી. અંજારીઆ | મિ. એચ. જી. અંજારીઆ, લક્ષ્મીનગર, ખાર, મુંબઈ | ૦—૧૨—૦ | ,, | માધ્યમિક સ્કૂલો માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭ | વાર્તાનું શાસ્ત્ર (પહેલી આવૃત્તિ) | મિ. જી. બી. બધેકા | મેનેજર, દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર | ૧—૨—૦ | શિક્ષકોની લાયબ્રેરી માટે<br>લાયબ્રેરી માટે | માધ્યમિક સ્કૂલો માટે<br>પ્રાથમિક સ્કૂલો તેમજ ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૮ | હિંદના રાજ્યતંત્રની પ્રવેશિકા ( પહેલી આવૃત્તિ) | મેસર્સ જી. એચ. પંડયા અને બી. ટી. ત્રિવેદી | મિ. જી. એચ. પંડયા, સંસ્થાન હાઇસ્કૂલ, ડાકોર | ૦—૮—૦ | સ્કૉલરોની લાયબ્રેરી માટે | માધ્યમિક સ્કૂલો માટે |
| ૯ | કવિતા સંવાદમાળા (પહેલી આવૃત્તિ) | મિ. એ. ડી. પટેલ | મિ. એ. ડી. પટેલ, હેડમાસ્તર ગુજરાતી સ્કૂલ, કનીસા, તા. ભાદરણ | ૦—૮—૦ | લાયબ્રેરી માટે | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૧૦ | કવિતા અને સાહિત્ય પુસ્તક પહેલું (કાવ્ય ચર્ચા) (પહેલી આવૃત્તિ) | સર. આર. એમ. નીલકંઠ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ | ૧—૦—૦ | ” | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે |

નોંધઃ—“સરળ બાળપોથી” ૫ મી આવૃત્તિ, ઓ મે. ડિરેક્ટર ઑાવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના નં. એસ-૮૬ (બી) ૨૬૮-ગી. સી. તા. ૪-૧૦-૧૯૨૭ થી પાઠય પુસ્તક તરીકે પ્રાથમિક સ્કૂલો માટે ચાલુ રાખવા મંજુર કર્યું છે.

(અંગ્રેજીમાં સહી) કે. એસ. વકીલ.
એ. ઇ. ઉ. ભા.

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૩-૨-૨૮ ના પત્ર નં. ૧૨૭૬૬ માં કરેલી સૂચનાનુસાર)

## ( ૨ )

### ઉત્તર ભાગમાં સને ૧૯૨૭ માં લેવાએલી કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદી

| નંબર | નામ | માર્ક |
|---|---|---|
| | અમદાવાદ જિલ્લો | |
| ૧ | પ્રીતિ પૂર્ણા ખ્રિસ્તી | ૪૧૨ |
| ૨ | ડાહી ઈશ્વરલાલ કંકુવાળા | ૩૯૬ |
| ૩ | મુક્તાગૌરી પ્રાણજીવન જાની | ૩૫૯ |
| ૪ | ઉર્મીલા પીતાંબર ખ્રિસ્તી | ૩૫૦ |
| ૫ | શારદા રણછોડલાલ શાહ | ૩૪૫ |
| ૬ | ગંગા રવતાજી ખારવાલા | ૩૪૧ |
| ૭ | સકીના પુંજાભાઇ વહોરા | ૩૨૮ |
| ૮ | શારદા અમરીતલાલ પટેલ | ૩૨૫ |
| ૯ | જીવી મોહનલાલ ચાલીશાયરા | ૩૨૩ |
| ૧૦ | હસ્ટર સુલેમાન ખ્રિસ્તી | ૩૧૮ |
| ૧૧ | નર્મદાબેન આનંદરામજી સાધુ | ૩૧૬ |
| ૧૨ | ડાહી કમળાભાઈ દાઉદીઆ | ૩૧૪ |
| ૧૩ | સુગરા જીવામીઆં સૈયદ | ૩૦૯ |
| ૧૪ | ચંચળ ગણપતરામ પંડયા | ૩૦૮ |
| ૧૪ | ડાહી મુળજી દલાલ | ૩૦૮ |
| ૧૬ | સરસ્વતી ચુનીલાલ દલવાડી | ૩૦૭ |
| ૧૭ | ઇંદુમતી હીરાલાલ મહેતા | ૩૦૫ |
| ૧૮ | શારદા ચીમનલાલ બારભાઈયા | ૩૦૪ |
| ૧૯ | ઉમીઆ ત્રીભોવન પટેલ | ૩૦૧ |
| ૨૦ | કમળા ત્રીભોવન લુહાર | ૩૦૦ |
| ૨૧ | મધુપ્રમા કેશવલાલ ત્રવાડી | ૨૯૯ |
| ૨૨ | કાન્તા ત્રીકમલાલ વ્યાસ | ૨૯૭ |
| ૨૩ | રેવા સોમનાથ પટેલ | ૨૯૨ |
| ૨૪ | શારદા નાનાલાલ શાહ | ૨૯૨ |
| ૨૫ | મોની મીઠાજી કડીઆ | ૨૯૧ |
| ૨૫ | ચંચળ છગનલાલ રાવળ | ૨૯૧ |
| ૨૬ | હીરા છગનલાલ ભટ્ટ | ૨૯૦ |
| ૨૭ | કાન્તાગૌરી સોમનાથ ત્રીપાઠી | ૨૯૦ |
| ૨૯ | શાન્તા નરભેરામ જાની | ૨૮૮ |
| ૩૦ | દમરીશ કહાનજી ખ્રિસ્તી | ૨૮૨ |
| ૩૧ | શાંતા કેશવલાલ મહેતા | ૨૮૧ |
| ૩૨ | કાંતા શામળદાસ શાહ | ૨૭૯ |
| ૩૩ | મધુકાન્તા જેઠાલાલ ત્રીપાઠી | ૨૭૭ |
| ૩૪ | જાસુદ હીરાલાલ શાહ | ૨૭૫ |
| ૩૫ | પદ્માવતી હરદેવલાલ ભટ્ટ | ૨૭૪ |
| ૩૬ | લક્ષ્મી મણીલાલ કુટારી | ૨૭૨ |
| ૩૭ | શાંતિ ત્રીકમભાઇ ખ્રિસ્તી | ૨૭૧ |
| ૩૮ | ડાહી કેશવલાલ ત્રસાડીઆ | ૨૬૯ |
| ૩૯ | જીવી પુંજાભાઇ વહોરા | ૨૬૮ |
| ૪૦ | લીલસુ ચુનીલાલ શાહ | ૨૬૫ |
| ૪૧ | લક્ષ્મી વિશ્વનાથ ત્રવાડી | ૨૫૭ |
| ૪૨ | નંદનશીલ ગમાજી મકવાણા | ૨૫૬ |
| ૪૩ | મંગુ છોટાલાલ પટેલ | ૨૫૫ |
| ૪૪ | હીરાબેન મોહનપુરીજી | ૨૫૪ |
| ૪૫ | ફેની જ્યૉર્જ દેસાઈ | ૨૫૩ |
| ૪૬ | શારદા પુરૂષોત્તમ પટેલ | ૨૪૧ |
| ૪૭ | નિર્મળાગૌરી સોમનાથ ઠાકર | ૨૪૦ |
| ૪૮ | રાધા કેશવલાલ સ્વામીનારાયણ | ૨૩૪ |
| ૪૯ | શારદા ડાહ્યાભાઈ મોદી | ૨૨૮ |
| | ખેડા જિલ્લો | |
| ૧ | નર્મદાબેન ગોવિંદરામ ભટ્ટ | ૪૨૯ |
| ૨ | શાન્તિ ગીરધર ખ્રિસ્તી | ૪૧૨ |
| ૩ | કમળાબેન ચીમનલાલ શાહ | ૩૯૬ |
| ૪ | કાલરીસ વીરારામ ખ્રિસ્તી | ૩૯૫ |
| ૫ | રૂથ લવજી ખ્રિસ્તી | ૩૭૭ |
| ૬ | ધીરપા દેવજી ખ્રિસ્તી | ૩૭૧ |
| ૭ | મણીબેન શંકરભાઈ ભટ્ટ | ૩૬૩ |
| ૮ | માર્ગરેટ ફુલચંદ ખ્રિસ્તી | ૩૫૫ |
| ૯ | રમીના કાલજી ખ્રિસ્તી | ૩૫૪ |
| ૧૦ | મરથા પાઉલ ખ્રિસ્તી | ૩૫૨ |
| ૧૧ | પ્રીસ્કીલ્લા હીરજી ખ્રિસ્તી | ૩૫૦ |
| ૧૨ | મરથા ગાબ્રીએલ ખ્રિસ્તી | ૩૪૯ |
| ૧૨ | શાન્તિ સોમચંદ ખ્રિસ્તી | ૩૪૯ |
| ૧૩ | રૂથ જીવા ખ્રિસ્તી | ૩૪૫ |

| | | |
|---|---|---|
| ૧૪ | મરીઅમ કોહ્યા ખ્રિસ્તી | ૩૪૨ |
| ૧૫ | કસન જેઠા ખ્રિસ્તી | ૩૩૯ |
| ૧૬ | એલીનાર બાલુ ખ્રિસ્તી | ૩૩૬ |
| ૧૬ | પ્રીસ્કીલ્લા આશિર્વાદ ખ્રિસ્તી | ૩૩૬ |
| ૧૭ | સાલોમી માનજી ખ્રિસ્તી | ૩૩૫ |
| ૧૭ | સરસ્વતીબેન મોહનલાલ શેઠ | ૩૩૫ |
| ૧૮ | જુલીઆ ચીકા ખ્રિસ્તી | ૩૨૨ |
| ૧૮ | રૂથ પીતાંબર ખ્રિસ્તી | ૩૨૨ |
| ૧૯ | શાંતિ આશિર્વાદ ખ્રિસ્તી | ૩૨૧ |
| ૨૦ | રહોદા અમીદાસ ખ્રિસ્તી | ૩૧૯ |
| ૨૧ | નિર્મળા કહાનજી ખ્રિસ્તી | ૩૦૫ |
| ૨૧ | મણીબેન મોતીભાઈ લુહાર | ૩૦૫ |
| ૨૨ | સંતોશ માધવ ખ્રિસ્તી | ૩૦૪ |
| ૨૨ | મણુબેન કીરપાશંકર ત્રવાડી | ૩૦૪ |
| ૨૩ | મેરી રામદીન ખ્રિસ્તી | ૨૯૯ |
| ૨૪ | લુઇસ નાથા ખ્રિસ્તી | ૨૯૭ |
| ૨૫ | મંજુલા મથુર ખ્રિસ્તી | ૨૯૧ |
| ૨૬ | લવીનિયા દેવજી ખ્રિસ્તી | ૨૮૫ |
| ૨૭ | અનુમતી કાન્તીલાલ ત્રિવેદી | ૨૮૨ |
| ૨૮ | ભાનુમતી હરિકિશ્ન ભટ્ટ | ૨૭૮ |
| ૨૯ | શાંતિ જુલજી ખ્રિસ્તી | ૨૭૬ |
| ૩૦ | સાવિત્રીબેન ગીરધરલાલ દેરાસરી | ૨૪૭ |
| ૩૧ | શાંતાબેન મોરારજી મહેતા | ૨૪૧ |
| ૩૨ | જેકોરબેન પુરુષોત્તમ ભટ્ટ | ૨૨૬ |

## પંચમહાલ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | સુશીલા જીવા ખ્રિસ્તી | ૩૬૮ |
| ૨ | દોરોથી ભગવાનદાસ ખ્રિસ્તી | ૩૫૯ |
| ૩ | ગ્રેસ પાચાલાલ ખ્રિસ્તી | ૩૫૧ |
| ૪ | ગ્રેસ તુળશી ખ્રિસ્તી | ૩૪૬ |
| ૪ | સુમિત્રા કીશા ખ્રિસ્તી | ૩૪૬ |
| ૬ | કસનબાઈ અંબાલાલ ખ્રિસ્તી | ૩૩૧ |
| ૬ | ઇલીઝાબેથ આશા ખ્રિસ્તી | ૩૩૧ |
| ૮ | વની અયુમ ખ્રિસ્તી | ૩૨૪ |
| ૯ | એલીનોર મોત્રીસ ખ્રિસ્તી | ૩૧૭ |
| ૧૦ | લલીતા દલપતરામ મહેતા | ૩૦૯ |
| ૧૧ | ગ્રેસ મોતીલાલ ખ્રિસ્તી | ૩૦૬ |
| ૧૨ | રતનબેન ડુંગરજી તલાટી | ૨૯૮ |
| ૧૩ | રૂથ નાનજી ખ્રિસ્તી | ૨૯૫ |
| ૧૪ | નિર્મળા શામળદાસ ત્રિવેદી | ૨૯૪ |
| ૧૫ | કાન્તાબેન કાળીદાસ રાવળ | ૨૯૦ |
| ૧૬ | મરથા રામજી ખ્રિસ્તી | ૨૭૧ |
| ૧૭ | મણીબેન શોભારામ જાની | ૨૫૯ |
| ૧૮ | મેરી મોરાર ખ્રિસ્તી | ૨૫૭ |

## ભરૂચ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | સાલોમી ફુલજી ખ્રિસ્તી | ૩૮૭ |
| ૨ | વિરમતીદેવી મગનલાલ ત્રિવેદી | ૩૫૦ |
| ૩ | જડાવ દામોદર પટેલ | ૩૨૧ |
| ૪ | પરસન ભોગીલાલ પટેલ | ૩૧૮ |
| ૫ | તારાગૌરી દલસુખરામ ત્રિવેદી | ૩૧૨ |
| ૬ | ચંદ્રિકા માણેકલાલ એન્જીનિઅર | ૩૦૩ |
| ૭ | નર્મદા દલપતરામ વ્યાસ | ૨૯૯ |
| ૮ | નર્મદાબેન ગવરીશંકર વ્યાસ | ૨૯૮ |
| ૯ | વિદ્યાગૌરી નાનભટ્ટ ભટ્ટ | ૨૮૨ |
| ૧૦ | અનોપબા પ્રતાપબાવા બેર | ૨૭૬ |
| ૧૧ | નાઓમી ભીખાજી ખ્રિસ્તી | ૨૭૦ |
| ૧૨ | વિમળાગૌરી મગનલાલ શાહ | ૨૬૮ |
| ૧૩ | જડાવબેન હરગોવિંદ પટેલ | ૨૬૦ |
| ૧૪ | ઉમીઆ દલસુખરામ પાઠક | ૨૫૨ |
| ૧૫ | દેવકોર માધવલાલ વૈદ્ય | ૨૪૭ |

## સુરત જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | ધીરજબેન ધનજીભાઇ ખ્રિસ્તી | ૪૬૭ |
| ૨ | ઉજમ જગજીવન બધેકા | ૪૨૮ |
| ૨ | મણીજેહ સોરાબજી ચારણા | ૪૨૮ |
| ૪ | નંદબા વિરસિંહ દાશોદી | ૪૧૫ |
| ૫ | નર્મદાબેન ભોળાશંકર ભટ્ટ | ૪૦૫ |
| ૬ | ડાહીબેન મોરારજી ભગત | ૩૮૯ |
| ૭ | લીનાબાઈ ભાણાભાઇ પરમાર | ૩૮૮ |
| ૮ | મદન છોટુભાઇ મહેતા | ૩૬૧ |
| ૯ | મોતનબેન નગીનદાસ કાપડીઆ | ૩૪૪ |
| ૧૦ | નેલી દાનીએલ સોલંકી | ૩૪૪ |
| ૧૧ | માણેકબાઇ અરદેશર મુન્શી | ૩૪૪ |
| ૧૨ | શીરીનબાઈ દોરાબજી ચારણા | ૩૪૧ |
| ૧૩ | જેકોરબેન મોહનલાલ બારોટ | ૩૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪ | મેનાબાઈવીનાયકરાવઅગારકર | ૩૩૮ | ૨૫ | મંછાબેન રણછોડજી નાયક | ૩૦૨ |
| ૧૫ | જેકોરબેન નાગરજી દેસાઈ | ૩૩૬ | ૨૬ | જયાગૌરી રતનલાલ વ્યાસ | ૨૮૪ |
| ૧૬ | લક્ષ્મીબેન રણછોડજી દેસાઇ | ૩૩૬ | ૨૭ | અમરતબેન નરસિંહ ભગત | ૨૭૯ |
| ૧૭ | દીનાબેન કેશવલાલ પરમાર | ૩૨૮ | ૨૭ | ગુલબાઈ ફરામરોઝમાણેકથાના | ૨૭૩ |
| ૧૮ | લલીતાબેન ચુનીલાલ કાંસકીવાળા | ૩૨૮ | ૨૯ | જયવંતી કીકાભાઇ સોના ચાંદીવાળા | ૨૫૭ |
| ૧૯ | ખોરશેદબાનુ નવરોજી કપડાદેવાલા | ૩૨૮ | ૩૦ | શારદાગૌરી ભુલાભાઇ નાયક | ૨૫૫ |
| | | | ૩૧ | મરીઅમ ઉજમસિંહ ખ્રિસ્તી | ૨૫૦ |
| ૨૦ | સીતા હરીભાઈ ઠાકર | ૩૨૩ | | | |
| ૨૧ | શાંતિબેન સોમચંદ ખ્રિસ્તી | ૩૨૨ | | **કરાંચી સેન્ટર** | |
| ૨૨ | કમળકાન્તા રતિલાલ યાજ્ઞિક | ૩૧૯ | | | |
| ૨૩ | જેકીબેન પુરશોતમ પટેલ | ૩૦૫ | ૧ | કાન્તાગૌરી મયાશંકર વ્યાસ | ૩૪૨ |
| ૨૪ | કમળા ઈશ્વરલાલ શાહ | ૩૦૪ | ૨ | ગુલબાઈ દીનશાજી ગેડના | ૩૧૫ |

## ઇનામ પત્રક

### અમદાવાદ જિલ્લો

| ગામ તાલુકો | નામ | કિંમત | હેતુ |
|---|---|---|---|
| બાવળા—ધોળકા | મિ. ગિરધર હીરાભાઇએ | ૧૫૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| ભડિયાદ—ધંધુકા | ખેરડાના દરબારશ્રીના કુમારશ્રી ખુમાનસિંહજીએ સ્કૂલની વિઝીટ કરીને | ૧૦—૦—૦ | સાકર સ્કૂલોમાં વ્હેંચી. |
| | | ૧૫—૦—૦ | રોકડા કન્યાશાળામાં વ્હેંચ્યા |
| દાસોદ—વિરમગામ | સોમગામના રહીશ પા. લખુદાસ કુબેરદાસે | ૪૪—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | દાસોદના રહીશ પા. ભવાનભાઇ રઘુભાઈએ | ૫—૦—૦ | પુસ્તકો વ્હેંચ્યા. |
| મણીપુર—,, | ગામલોક તરફથી | ૪—૦—૦ | |
| | | ૨—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| પરઢોલ—ઉ. દસક્રોઇ | ગામલોકોએ સ્કૂલનું ઇન્સ્પેકશન થયું તે વખતે | ૫—૦—૦ | પુસ્તકો તથા પતાસાં વ્હેંચ્યાં. |
| મોડાસર—સાણંદ | ગામલોકોએ અત્રેની મુખ્ય સ્કૂલ, કન્યાશાળા અને અંત્યજ વર્ગમાં | ૯—૧૨—૯ | ઇનામ વ્હેંચ્યાં. |
| ચુંદી— — | ગામના આગેવાન માણસોએ તથા કે. વી. ગોહેલસાહેબે તથા સ્ટેશનમાસ્તર ચીમનભાઇ અમૃતલાલે | ૭—૦—૦ | પુસ્તકો તથા સાકર વ્હેંચી |

| | | | |
|---|---|---|---|
| ખારેજા-દ.દસક્રોઇ | કાસિંદ્રાના પટેલ ઘોરીભાઈ અમથાભાઇના ઘરની જાન આવેલી તે પ્રસંગે કન્યાઓને | ૩૦--૦-૦ | પ્યાલા રકાબી તથા ઇનામ વ્હેંચ્યાં. |
| ઉઝેઠીઆ-પ્રાંતિજ | સલાતપુરના રહીશ પટેલ મુળચંદભાઇ જેસીંગભાઇ કેસરીઆએ | ૨૦--૦-૦ | સ્કૂલ જમાડી. |
| બરવાળા વિરમગામ | શેઠ જમનાદાસ ગોપાલજી ભૂતાએ | ૪૫--૦-૦ | કન્યાશાળા જમાડી. |
| ભોયણા— ,, | પા. હરજીભાઈ ખોડીદાસ<br>પા. વીસાભાઈ મનોરદાસ<br>પા. જીવાભાઇ લાલદાસ<br>પા. પુંજાભાઈ લુદરદાસે<br>પા. ગગનભાઈ નથુદાસ એ પાંચે મળી | ૧૭--૯-૦ | સ્કૂલ જમાડી. |
| નરોડા-અમદાવાદ | અત્રેના મુખી અંબારામ કલ્યાણદાસે | ૧૫--૦-૦ | સ્કૂલોમાંપેંડાવ્હેંચ્યા. |
| | રા. મોહનલાલ મનસુખરામે | ૪-૧૨-૦ | પતાસાં વ્હેચ્યાં. |
| લાંભા-દ. દસક્રોઇ | પા. ભગવાનદાસ દલશાભાઇએ | ૨૫--૦-૦ | સ્કૂલ જમાડી. |
| કાશીઆવાસણા-ધોળકા | રા. કાળીદાસ મદીપતલાલ પટેલે | ૩૯--૦-૦ | ,, ,, |
| | રા. કેવળભાઇ રણછોડ પટેલે | ૩૯--૦-૦ | ,, ,, |
| | રા. બ્હેચરભાઇ મોરારદાસ પટેલે | ૩૯--૦-૦ | ,, ,, |
| આંબલીઆળા-,, | પટેલ જેમંગદાસ કાળીદાસે | ૩૨--૫-૪ | ,, ,, |
| | | ૧--૦-૦ | સાકર વ્હેંચી. |
| ઉઝેઠીઆ-પ્રાંતિજ | દેસાઇ મગનલાલ મોતીચંદ | ૨૫--૦-૦ | સ્કૂલ જમાડી. |
| અમદાવાદ-અમદાવાદ | જમાલપુર ઉર્દૂ કન્યાશાળા નં ૬ માં શેઠ મિ. ગુલામ હુશેન મોહમંદભાઇ જાંબુડીવાળાએ | ૫--૦-૦ | ઇનામ વ્હેંચ્યાં. |
| | શેઠ. મિ. ગુલામનબી કાસમભાઇએ | ૨--૦-૦ | ,, ,, |
| | હેડ બજાર અબ્દુર રહેમાન રજબભાઇએ | ૨--૦-૦ | ,, ,, |
| | મિ. અમુભાઈ શમસેરભાઇએ | ૫--૦-૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| આંબલીઆળા—ધોળકા | લુહાર જીવાભાઈ નથુભાઈએ | ૬--૪-૦ | સ્કૂલોમાં પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| | ,, | ૧--૦-૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| વિઠ્ઠણ-વિરમગામ | પા. અમથાભાઇવસરામભાઇએ | ૧૫--૦-૦ | સ્કૂલ જમાડી. |
| ગુંદલ-ઉ. દસક્રોઇ | ગામ ત્રાગડના માતાનારબારીએ | ૪૦--૦-૦ | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| | અત્રેના પા. તળશીભાઈ ગો કળદાસે | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | ,, પા. મકાભાઇ મથુરભાઈ એ | ૨૫—૦—૦ | ,, ,, |
| | ,, પા. ગોકળભાઇ નથુભાઈ એ | ૩૫—૦—૦ | ,, ,, |
| | ,, પા. છનાભાઇ કેશાભાઈ એ | ૩૫—૦—૦ | ,, ,, |
| | ગોરવંટાના પટેલ કાળીદાસ | ૨—૦—૦ | મિઠાઈ વ્હેંચી |
| | જેસંગભાઈએ સ્કૂલમા અને કન્યાઓને | ૩—૦—૦ | રકાબી વ્હેંચી |
| માણોદા— ,, | પટેલ માધા કાળાભાઈએ | ૩૪—૮—૦ | સ્કૂલ જમાડી. |
| | પટેલ મનોર ખતુદાસે તથા પટેલ ગીરધર ઓત્તમે | ૩૬–૧૦–૦ | ,, ,, |
| | ઠક્કર શીવરામ દામોદરે | ૮—૪—૦ | લાપસી તથા પતાસાં વ્હેંચ્યાં. |
| વાસુકડ— ગોધા | અત્રેની મુખ્ય સ્કૂલને સ્થાપન થયાં ૬૦ વર્ષ પુરાં થવાથી ગામ લોકોએ હીરક મહોત્સવ ઉજવ્યા ઉ. વિભાગના મે. એજ્યુ. ઇ. સાહેબ બહાદુરના હાથે અને સ્કૂલોમા | ૫૦—૦—૦ | પુસ્તકો લુગડાંના કકડા તથા મિઠાઇ વગેરે વ્હેંચવામાં આવી. |
| નાના ઉભડા— વિરમગામ | ગામ લોકોએ મે. પરીક્ષક સાહેબના હસ્તક સરકારી ઇનામ મેળવનાર સિવાયના દરેક વિદ્યાર્થિને | ૪—૦—૦<br>૨—૦—૦ | પુસ્તકો વ્હેંચ્યાં.<br>સાકર વ્હેંચી. |
| | પટેલ કરસન છગને | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | પટેલ ભવાનદાસ કુબેરે | ૨૦—૦—૦ | ,, ,, |
| | પટેલ ડાહ્યાભાઇ પીતાંબરે | ૨૦—૦—૦ | ,, ,, |
| | પટેલ ભગવાન કરશને | ૧—૮—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| પરઢોલ-ઉ. દસક્રોઇ | પા. જેઠાભાઇ હાથીભાઇએ તથા બાઇજી, તા. માસ્તર મોતીભાઈ અમથાભાઈની વિધવાએ | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | પા. જેઠાભાઈ હાથીભાઇએ | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | પા. ઇશ્વરભાઈ ગીરધરભાઇએ તથા મારવાડી ભગવાનદાસ કસ્તુરદાસે | ૩—૦—૦ | ,, તથા ગોળ વ્હેંચ્યા. |
| નીકોલ— ,, | અસલાલીના રહીશ પા. ઓ- ત્તમભાઈ કાશીદાસે પોતાના લગ્ન પ્રસંગે | ૧૦—૦—૦<br>૩—૦—૦ | જર્મન સિલ્વરના પ્યાલા રકાબી તથા પતાસાં વ્હેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| બરવાળાવિરમગામ | કન્યાશાળામાં લુહાર સુથાર કરમનભાઈ કહાનજીભાઈએ | ૫—૦—૦ | પેંડા વ્હેંચ્યા. |
| | ખોજાનુરાભાઈ મહંમદભાઈએ | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| પીપળી—ધંધુકા | લીંબડીના બ્રહ્મચારી મહારાજ બાલકૃષ્ણ પુરૂષોત્તમ તરફથી | ૩—૦—૦<br>૨—૦—૦ | શ્રીફળ વ્હેંચ્યાં.<br>સાકર વ્હેંચી. |
| | | ૨૬—૮—૦ | સ્કૂલ જમાડી. |
| ઉઝેડીઆ—પ્રાંતિજ | શેઠ નંદલાલ કેશવલાલે | ૨૪—૮—૦<br>૨—૦—૦ | જર્મન સિલ્વરના પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| | આયડના રહીશ શાહ હેમચંદ ફતેચંદે | ૨૦—૦—૦ | સ્કૂલને ભેટ તરીકે આપ્યા. |
| | સાઠંબાના રહીશ શાહ સોમચંદ જેઠાલાલે | ૪—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| અડાળજ—ઉ-દસક્રોઇ | નડીઆદના પટેલ ઉમેદભાઈ શંકરભાઈએ | ૧૦—૦—૦<br>૩—૦—૦ | પવાલાં વ્હેંચ્યાં.<br>ગરીબ વિદ્યાર્થી સારૂ ફંડમાં આપ્યા. |
| રાયપુર— ,, | મોતી ઇશ્વરભાઈ સાકળચંદે | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | પટેલ મણીલાલ આત્મારામ વીરાતળાવડીવાળાએ | ૩૦—૦—૦ | ,, ,, |
| | પાદરાવાળા સોની ચુનીલાલ ઝવેરદાસે | ૨૦—૦—૦ | પ્યાલા વ્હેંચ્યા. |
| વદરાડ— | ખેરોલ સ્કૂલના હેડમાસ્તર કોદરલાલ ગુલાબચંદે | ૧૦—૦—૦<br>૩—૦—૦ | સ્કૂલના સાહિત્ય માટે આપ્યા અને સાકર વ્હેંચી. |
| પલ્લાચર—પ્રાંતિજ | મુખી કાશીરામ પુંજાભાઇએ | ૧૪—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ઉગોલી ધોળકા | પટેલ હરિભાઈ જોરાભાઈએ | ૧૩—૦—૦ | ,, ,, |
| હાથીજણ—દ. દસક્રોઈ | કણભાના રહીશ પટેલ ચુનિલાલ ઝવેરભાઈએ | ૧૮—૦—૦ | પ્યાલા રકાબીઓ તથા પતાસાં વ્હેંચ્યાં. |
| જમીયતપુરા—ઉ. દસક્રોઇ | બારેજાની જાન અત્રે આવેલી તેમણે | ૨૫—૦—૦ | પ્યાલા રકાબી તથા મિઠાઇ વ્હેંચી. |
| પીપળીઆ—ધંધુકા | અત્રે ગામ લોકોએ | ૫—૦—૦<br>૪—૦—૦ | સ્કૂલોમાં લુગડાં વ્હેંચ્યાં તથા પતાસાં વ્હેંચ્યાં. |

## ખેડા જિલ્લો

| | | |
|---|---|---|
| આજીપુરાના હાથીભાઈ રણછોડભાઇએ | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| ભરોડાના આશાભાઇ જેસંગભાઇએ | ૮૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગામડીના ભુલાભાઈ રણછોડભાઇએ | ૧૪—૦—૦ | વાડકા અને પતાસાં વ્હેંચ્યાં. |
| ભરોડાના ડાહ્યાભાઈ જેસંગભાઇએ | ૨૪૦—૦—૦ | ત્રણ દિવસ સ્કૂલ જમાડી. |
| ગામડીના નાથાભાઈ બાવાજીભાઇએ | ૧૪—૦—૦ | પ્યાલા અને પતાસાં વ્હેંચ્યાં. |
| સામરખાના ઝવેરભાઈ ભાઇજીભાઈ એ | ૧૯—૦—૦ | થાળીઓ અને પતાસા વ્હેંચ્યાં. |
| અત્રેની મ્યુનિ. સ્કૂલ નં ૬ મા ગાંધી ચુનીલાલ દામોદરદાસ આ. ડે. એ. ઇ. સાહેબે પોતાના પુત્રને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૭-૧૧-૦ | બાળપોથી તથા પતાસા વ્હેંચ્યાં. |
| શાહ અંબાલાલ હરીવલવદાસે | ૨૯—૬—૦ | દેશી હિસાબ તથા પેંડા વ્હેંચ્યા. |
| નડિઆદના પા. મથુરાભાઈ અમથાભાઈ એ પોતાના દીકરાના લગ્ન પ્રસંગે | ૧૫—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| મિ. સુતાર રણછોડભાઇ ત્રીકમભાઈ એ | ૪૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| મિ. પા. ફુલાભાઈ જીવાભાઇએ | ૫૧—૦—૦ | ,, |
| મિ. પા. ફુલાભાઇ ગીરધરભાઇએ | ૫૦—૦—૦ | ,, |
| મિ. શાહ નરસિંહભાઈ ગંગાદાસે | ૧૦—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| ગામડીગામના પટેલ ઝવેરભાઇ મખીદાસે અને અત્રેના દેસાઈ શંકરભાઈ જીજીભાઇએ | ૩—૦—૦<br>૩—૦—૦ | ,,<br>,, |
| સોજીત્રાના પટેલ મગનભાઈ અમથાભાઇએ તથા સુતાર લલ્લુભાઇ ગીરધરભાઈ તથા ગામમુખી રામાભાઈ વેણીદાસે | ૫૦—૦—૦<br>૫૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળા જમાડી.<br>,, ,, |

| | | | |
|---|---|---|---|
| પાળજ-બોરસદ | પા. મોતીભાઈ સામળભાઇએ | ૧૦૦—૦—૦ | શાળા જમાડી. |
| સારસાપુર-નડિઆદ | ગામડીના પટેલ ઝવેરભાઈ સખીદાસે | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| સામરખા-આણંદ | પટેલ લલ્લુભાઈ જીવાભાઇએ પોતાની દીકરીના લગ્નપ્રસંગે | ૧૦૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ,, | પટેલ નાથાભાઈ મકનદાસે (ભાળેજ સ્કૂલના આસિ. માસ્તર) પોતાના દીકરાના લગ્ન પ્રસંગે. | ૬૦—૦—૦ | રકાબી પ્યાલા, પુસ્તકો તથા પતાસાં વ્હેંચ્યાં. |
| ખાનપુર— ,, | તણીવના પા. કીશાભાઇ શંકરભાઇએ | ૧૦—૦—૦ | પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| વઘાસી ,, | આણંદના રહીશ પા. પરસોત્તમ લલ્લુભાઇએ | ૨૦—૦—૦ | છોકરા તથા છોકરીઓને મિઠાઇ વ્હેંચી. |
| ડભાણ-નડિઆદ | પટેલ નારણભાઈ ડાહ્યાભાઇએ | ૬૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાને જમાડી. |
| ડાકોર-જિ. ખેડા | મુંબાઈના શેઠ કરસનદાસ વસનજી ખીમજીએ | ૬૨—૮—૩ | પુસ્તકો તથા સ્લેટો ઇનામમાં આપ્યાં. |
| રઢુ— માતર | કાછીઆ દામોદર મોતીચંદે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ડભાણ-નડિઆદ | માંગાના પા. ફકીરભાઈ મથુરાભાઇએ | ૪૦—૦—૦ | પિત્તળના ડબા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| હમીદપુરા-આણંદ | પટેલ કીશોરભાઈ દ્વારકાદાસ તથા પટેલ અંબાલાલ તળશીભાઈ તથા પટેલ આશાભાઇ નારણભાઇએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ઉતરસંડા-નડિઆદ | પા. હાથીભાઈ બાવાજીભાઇએ | ૪૫—૮—૬ | સુતળીના ગુંથણની સાદડીઓ સ્કૂલમાં પાથરવા સારૂ લાવીઆપી. |
| અલીણા-નડિઆદ | શા. મોહનલાલ ચુનિલાલે પોતાના ભાઈના લગ્ન પ્રસંગે | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | | ૭—૦—૦ | પાણીની પરબ બેસાડવા સારૂ આપ્યા. |
| છીપડી-કપડવણજ | સુનાર છગન બાપુજીએ | ૬૮—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | કાબી જુમા ભક્તીએ | ૬૮—૦—૦ | ,, ,, |
| | સુનાર શંકર છગને | ૨૫—૦—૦ | પ્યાલા વ્હેંચ્યા. |
| | ,, ભાઈજી હરજીવને | ૬—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |

| | | |
|---|---|---|
| શા. સાંકળચંદ બળદેવે | ૯—૦—૦ | મિઠાઈ વ્હેંચી તથા છોડીઓને પ્યાલા વ્હેંચ્યા. |
| શા. ગોરધનલાલ નરોત્તમે | ૧૨—૦—૦ | મિઠાઇ વ્હેંચી તથા છોકરીઓને લુગડાંના કકડા વ્હેંચ્યા. |
| વડોદરાના વ્યાસ સોમેશ્વર ડાહ્યાભાઈએ | ૧૩—૪—૦ | જર્મન સીલ્વરના પ્યાલા છોડીઓને વ્હેંચ્યાં તથા પતાસા વ્હેંચ્યા. |
| | ૫—૦—૦ | રૂંડમા રોકડા આપ્યા. |
| ડાસરાના પટેલ કાશીભાઈ જીવાભાઇએ | ૩૧—૪—૦ | છોડીઓને ઓઢણીઓ ગવનની તથા પતાસાં વ્હેંચ્યા. |
| અત્રેના પટેલ ઓંકારભાઈ વલ્લભભાઇએ | ૧૨૫—૦—૦ | ઉર્દુ ગુજરાતી તથા મિશન સ્કૂલ મળી ત્રણે સ્કૂલો જમાડી. |
| પા. ત્રીકમભાઈ મોતીભાઇએ | ૧૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| સુતાર પરસોતમ મોમાભાઈએ | ૫—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| ધનજીભાઈ મરઘાભાઇએ | ૫—૦—૦ | ,, ,, |
| સુરાસામળના ડાહ્યાભાઇ નાથાભાઈ પટેલે | ૨૫—૦—૦ | પ્યાલા તથા પતાસા વહેંચ્યાં. |
| મરીડાના તળસીભાઇ ગીરધરભાઇએ | ૫૦—૦—૦ | પિત્તળના ડબા તથા પતાસા વ્હેંચ્યા. |
| તપોધન ભુલાભાઈ પુરસોત્તમે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| પટેલ ભાઈલાલ હાથીભાઇએ | ૩૫—૦—૦ | ,, ,, |
| પટેલ ડાહ્યાભાઈ રણછોડભાઇએ | ૪૦—૦—૦ | ,, ,, |
| બ્રારાળા ગોકળભાઈ શનાભાઇએ | ૩૦—૦—૦ | ,, ,, |
| । મોતીલાલ નરસિંહભાઈ પટેલે | ૩૦૦—૦—૦ | દરેક સ્કૂલો જમાડી. |
| મિ. જિરામદાસ વિષ્ણુદાસે | ૩૦૦—૦—૦ | ,, ,, ,, |
| જાંગાના પા. ગોવિંદભાઈ મથુરભાઇએ પોતાના છોકરાના લગ્ન પ્રસંગે | ૩૦—૦—૦ | જર્મનના પ્યાલા કન્યાવર્ગમાં વ્હેંચ્યા. |
| | ૫—૦—૦ | મૂખ્ય સ્કૂલમા મિઠાઇ વ્હેંચી. |
| ૬ પા. મોતીભાઈ ગીરધરદાસે તથા પા. ભાઈદાસ પ્રભુદાસે પોતાના દીકરાઓના લગ્ન પ્રસંગે | ૫૭—૦—૦ | પિત્તળના રકાબી પ્યાલા તથા પતાસા અત્રેની કન્યાશાળામા વ્હેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| પાળજ-બોરસદ | પા. મોતીભાઈ સામળભાઈએ | ૧૦૦—૦-૦ | શાળા જમાડી. |
| સાસ્તાપુર-નડિઆદ | ગામડીના પટેલ, ઝવેરભાઈ મખીદાસે | ૩—૦-૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| ભામરખા-આણંદ | પટેલ લલ્લુભાઈ જીજાભાઈએ પોતાની દીકરીના લગ્નપ્રસંગે | ૧૦૦—૦-૦ | સ્કૂલ જમાડી. |
| | પટેલ નાથાભાઈ મદનદાસે (ભાલેજ સ્કૂલના આસિ. માસ્તર) પોતાના દીકરાના લગ્ન પ્રસંગે. | ૬૦—૦-૦ | રકાબી પ્યાલા, પુસ્તકો તથા પતાસાં વ્હેંચ્યાં. |
| આનંદપુર— ,, | ત્રણોલના પા. ડીશાભાઈ શંકરભાઈએ | ૧૦—૧-૦ | પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| વત્રાસી ,, | આણંદના રહીશ પા. પરસોત્તમ લલ્લુભાઈએ | ૨૦—૦-૦ | છોકરા તથા છોકરીઓને મિઠાઇ વ્હેંચી. |
| કભાણુ-નડિઆદ | પટેલ નારણભાઈ ડાહ્યાભાઈએ | ૬૦—૦-૦ | સ્કૂલ તથા કન્યાશાળાને જમાડી. |
| ડાકોર-જિ. ખેડા | મુંબઈના શેઠ ક્રમનદાસ વમનજી ખીમજીએ | ૬૨—૮-૩ | પુસ્તકો તથા સ્લેટો ઇનામમાં આપ્યાં. |
| રઢુ— માતર | કાછીઆ દામોદર મોતીએ | ૩૫—૦-૦ | સ્કૂલ જમાડી. |
| કભાણુ-નડિઆદ | માંગાના પા. ફકીરભાઈ મથુરાભાઈએ | ૪૦—૦-૦ | પિત્તળના ડબા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| હમીદપુરા-આણંદ | પટેલ કીશોરભાઈ દ્વારકાદાસ તથા પટેલ અંબાલાલ તળશીભાઈ તથા પટેલ આશાભાઈ નારણભાઈએ | ૨૦—૦-૦ | સ્કૂલ જમાડી. |
| ઉતરસંડા-નડિઆદ | પા. હાથીભાઈ બાવાજીભાઈએ | ૪૫—૮-૬ | સુતળીના ગુંથણની સાદડીઓ સ્કૂલમાં પાથરવા સારૂ લાવી આપી. |
| અલીણા-નડિઆદ | શા. મોહનલાલ ચુનિલાલે પોતાના ભાઈના લગ્ન પ્રસંગે | ૩—૦-૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | | ૭—૦-૦ | પાણીની પરબ બેસાડવા સારૂ આપ્યા. |
| છીપડી-કપડવણજ | સુતાર છગન બાપુજીએ | ૬૮—૦-૦ | સ્કૂલ જમાડી. |
| | ડાભી જુમા ભક્તીએ | ૬૮—૦-૦ | ,, ,, |
| | સુતાર શંકર છગને | ૨૫—૦-૦ | પ્યાલા વ્હેંચ્યા. |
| | ,, ભાઈજી હરજીવને | ૬—૦-૦ | મિઠાઇ વ્હેંચી. |

| | | | |
|---|---|---|---|
| તોરણા–કપડવંજ | વ્યાસ સોમનાથ આશારામે | ૪—૦—૦ | છોકરાને દૂધ પાયું. |
| | શાહ ડાહ્યાભાઈ હરિભાઇએ | ૭૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | ગાંધી માણેકલાલ હરગોવિંદદાસે | ૪—૦—૦ | ટોપીઓ વ્હેંચી. |
| કનીજ–અહેમદાવાદ | પા. પ્રહલાદ નથુભાઇએ તથા પા. શિવાભાઈ મુળજીભાઇએ | ૪૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| કુંજરી— | પા. નારણભાઈ રણછોડભાઇએ પોતાની સ્ત્રીના ક્રિયા ખર્ચ વખતે | ૬૦—૦—૦ | ,, |
| નવાગામ–કપડવંજ | પા. મોતી જોઇતાભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| | પા. બહેચર મોતીએ | ૧૫—૦—૦ | ,, |
| | લુહાર કાળા મોરારે | ૧૫—૦—૦ | ,, |
| | બાઈ મોતી પા. ભુદર ઝવેરની ઓરતે | ૧૫—૦—૦ | ,, |
| | બાઈ લખુ | ૧૫—૦—૦ | ,, |
| | પા. પરસોતમ શામળે | ૧૫—૦—૦ | ,, |
| | મુખી ભુલાભાઈ જેમંગભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| સણસોલી–અહેમદાવાદ | મેમ્બર પા. અંબારામ ભુલાદાસે તથા ગંગાસ્વરૂપ બાઈ ગંગા પટેલ પિતાંબરદાસ મુરદાસની વિધવાએ | ૨૫—૦—૦<br>૨—૦—૦ | ,,<br>પતાસા વ્હેંચ્યાં. |
| રીછોલ— ,, | મિ. ચતુરભાઇ જેઠાભાઈ પટેલે | ૨૩—૪—૦ | સ્કૂલ જમાડી. |
| | મિ. પરશુદાસ કાશીભાઈ પટેલે | ૨૩—૪—૦ | ,, |
| | મિ. ભોગીલાલ મગનલાલ માસ્તરે | ૪—૦—૦ | નાકડશીના લાડવા નિશાળમાં વ્હેંચ્યા. |
| મંજીપુરા–હાસરા | પટેલ દ્વારકાંદાસ રામદાસે | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| અજમાવત કોટ–કપડવંજ | માસ્તર મગનલાલ મુળજીભાઇએ | ૧૩—૦—૦ | સ્કૂલ જમાડી તથા પતાસા વ્હેંચ્યાં. |
| | મંદિરના મહારાજ રાઘવદાજી હરિચંદાજીએ | ૧૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| રાસનોલ–આણંદ | પા. લલ્લુભાઇ જીવાભાઇએ | ૫૦—૦—૦ | ,, |
| | ભગત ઝવેર લાલભાઇએ | ૪૦—૦—૦ | ,, |
| | પરમાર કાભાઈ બાવમંગે | ૪૫—૦—૦ | ,, |
| જાલીઆ–અહેમદાવાદ | પા. મણીલાલ મુળજીભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| | ગોસાઇ રતનપરી માધવપરીએ | ૧૫—૦—૦ | ,, |
| | ઠક્કર જેઠાભાઈ કુબેરભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| વહેરા– આણંદ | પા. મોતીભાઇ રેવનદાસે | ૩૧—૦—૦ | સ્કૂલ જમાડી. |
| કંજોડા–નડિઆદ | પા. નારણભાઇ ભાઈલાલે | ૩૧—૦—૦ | ,, |
| ડભાણ— ,, | મિ. બહેચરભાઇ હાથીભાઈ પટેલે | ૮—૦—૦ | મિઠાઇ વ્હેંચી, |

| | | | |
|---|---|---|---|
| | મિ. રણછોડભાઇ ગોકળભાઇ પટેલે | ૪૫—૦—૦ | છોકરા તથા છોકરીઓની સ્કૂલો જમાડી. |
| હેવાણ—બોરસદ | ઠાકોરસાહેબ દાજીબાઈ દાદાબાવાના દીકરી બાસાહેબ રતનબાએ જીવીત ક્રિયાના શુભ પ્રસંગે | ૬૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| આશી— ,, | પા બાબરભાઈ હરિભાઇએ પોતાના ભાઇના મરણ નિમિતે | ૬૦—૦—૦ | ,, |
| | પા. શંકરભાઈ બાપુજીએ ગંગાપૂજન કર્યું તે નિમિતે | ૧૨૦—૦—૦ | એ વખત સ્કૂલ જમાડી. |
| | ખેડા જિલ્લા લોકલબોર્ડના કાઉન્સિલર શ્રીયુત જેઠાભાઇ મીઠાભાઇએ સ્કૂલની મુલાકાત લઇને | ૫—૦—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| મહોલેલ—નડિઆદ | ચકલાશીના રહીશ પા. રેવાભાઇ શંકરભાઇએ કન્યાશાળામા | ૧૦—૦—૦ | સીવણના કામમા મદદ કરવા સારૂ આપ્યા. |
| | ગજરપુરાના રહીશ પા. ગોકળભાઇ જીજીભાઇએ પોતાના દીકરાના લગન પ્રસંગે બાળાઓને | ૧૨—૮—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વ્હેંચી. |
| | અત્રેના રહીશ પા. સોમાભાઇ ખુશાલભાઇએ પોતાના લગન પ્રસંગે | ૧૨—૮—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વ્હેંચ્યાં. |
| દહેમી—બોરસદ | આસોદરાવાળા મિ. કાળીદાસ મંગળભાઈ પટેલે પોતાના દીકરાના લગન પ્રસંગે | ૩૯—૮—૦ | પિત્તળના પ્યાલા અને મિઠાઇ વ્હેંચ્યાં. |
| | દીવેરના રહીશ શા. માણેકચંદ હીરચંદે પોતાના દીકરાના લગ્ન પ્રસંગે | ૪૫—૧૨—૦ | જર્મનસીલ્વરના પ્યાલા તથા સાકર વ્હેંચી. |
| | અત્રેના મિ. ખોડાભાઇ લાલદાસ પટેલે પોતાના છોકરાને નિશાળે બેસાડ્યો તે પ્રસંગે | ૭—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| વાસણા—નડિઆદ | મહીસાના પટેલ શંકરભાઇ નાથાભાઇએ તથા પટેલ ધુળાભાઇ પુંજાભાઇએ પોતાના લગ્ન પ્રસંગે | ૭—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ખેડાસા-બોરસદ | પટેલ મોતીભાઇ ગલાભાઇએ | ૨૦—૦-૦ | સ્કૂલ જમાડી. |
| | તથા પટેલ ફુલાભાઇ રણ- | ૨૦—૦-૦ | ,, |
| | છોડભાઇએ તથા બારૈયાના ગભા રણછોડભાઇએ | ૨૦—૦-૦ | ,, |
| રતનપુર—,, | ત્રાજના ઠક્કર મોહનલાલ | ૨—૦-૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | હરજીવનદાસે પોતાના ભાઇના લગ્ન પ્રસંગે | ૩—૦-૦ | ફંડમાં આપ્યા. |
| સીંગલાવ—,, | મિ. મગનભાઇ બોગાભાઇ પટેલે | ૨૫—૪-૦ | સ્કૂલ જમાડી. |
| | સુંદરણાના પા. દાદાભાઇ બહેચરભાઇએ તથા પા. કાશીભાઈ બાપુભાઇએ | ૧૫—૩-૬ | પ્યાલા તથા મિઠાઇ વ્હેંચી. |
| | નીસરાયાવાળા જીવાભાઈ ગીરધરભાઇએ | ૧૭—૫-૦ | ,, |
| | અત્રેના સોમેશ્વર સદારામ ઠક્કરે તથા દાજીભાઇ જેઠાભાઇ મહીડાએ | ૫—૦-૦ | મિઠાઈ વ્હેંચી. |
| સુણાવ— ,, | પા. છોટાભાઇ મોતીભાઇએ | ૨૦૦—૦-૦ | સ્કૂલ જમાડી. |
| | પા. ગોરધનભાઈ મોતીભાઇએ | ૨૦૦—૦-૦ | ,, |
| | ગ્રામયોકો તરફથી | ૫—૦-૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| અલીંદા-માતર | મિ. મોતીભાઈ લલ્લુભાઇએ | ૧૦૦—૦-૦ | સ્કૂલ જમાડી. |
| | મિ. હાથીભાઇ બાબરભાઇએ બેનના મરણ પ્રસંગે | ૭૫—૦-૦ | ,, |
| | મિ. નાથાભાઈ શંકરભાઇએ માતુશ્રીના મરણ પ્રસંગે | ૭૫—૦-૦ | ,, |
| | મિ. સારાભાઇ ભાઇલાલે તથા મુખી મરઘાભાઇએ તથા મિ. હરીભાઇ મથુરભાઇએ મળી | ૮૫—૦-૦ | ,, |
| | ગામ પલાણાના લખાભાઇએ લગ્ન પ્રસંગે | ૬—૦-૦ | પતાસાં વ્હેંચ્યાં તથા પરબમાં આપ્યા. |
| | ગામ બાંધણીના મિ. ડાહ્યા- | ૨૫—૦-૦ | જર્મનસીલ્વરના |
| | ભાઈ દેસાઈભાઇએ લગ્ન પ્રસંગે કન્યાશાળામા | ૫—૦-૦ | પ્યાલા વ્હેંચ્યા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| | ગામ પલાણાના પટેલ સનાભાઈ રણછોડભાઇએ સ્કૂલ- | ૫—૦-૦ | પતાસાં વ્હેંચ્યાં તથા પરબમાં આપ્યા. |
| | મા અને કન્યાશાળામા | ૬૦—૦-૦ | ઓઢણાં વ્હેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| છીપડી-કપડવંજ | શેઠ સુલેમાન ઇસમજીએ | ૫—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | | ૧૩—૦—૦ | કન્યાશાળામાં કાપડ વ્હેંચ્યું. |
| | | ૫—૦—૦ | પરબમાં આપ્યા. |
| આત્રોલી-માતર | પા. ઇશ્વરભાઇ હાજીભાઇએ | ૧૩—૮—૦ | સ્કૂલ જમાડી. |
| આસી—બોરસદ | આણંદના રહીશ પા. શંકરભાઇએ ગીરધરભાઇ પોતાના ભત્રીજા હરમાનભાઇને પરણાવવા આવેલા તે પ્રસંગે | ૩૦—૦—૦ | પ્યાલા વ્હેંચ્યા. |
| | | ૪—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| મલીઆતજ-માતર | પા. બોધાભાઈ રાઇજીભાઇએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | પા. તળજાભાઈ ધનજીભાઇએ | ૨—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| ધોધીવાડા-નડિઆદ | પા. પિતાંબર રણછોડે | ૧૦—૦—૦ | પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યા. |
| | પા. આશારામ મોતીરામે | ૧૦—૦—૦ | ,, ,, |
| ચુણેલ— ,, | કાસરના માણેકલાલ બાલાજીએ પોતાના દીકરના લગ્ન પ્રસંગે કન્યાશાળામાં | ૧૫—૦—૦ | પિતળના પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| | ડેસરના મિ. મણીલાલ વૈદ્યે પોતાના દીકરાના લગ્ન પ્રસંગે કન્યાશાળામા | ૧૫—૦—૦ | ,, ,, |
| | સલુણના મિ. ગણપતરામ ફીરપાશંકર દવેએ પોતાના દીકરાના લગ્ન પ્રસંગે કન્યાશાળામા | ૧૫—૦—૦ | ,, ,, |
| | અત્રેના મિ. માણેકલાલ મંગળદાસ ગાંધીએ પોતાના દીકરાને નિશાળે બેસાડ્યો તેની ખુશાલીમાં | ૯૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| | મિ. કાભાઇ મુનદાસ પટેલે પોતાની પૌત્રીના લગ્ન પ્રસંગે | ૧૫—૦—૦ | પિતળના પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| ભાટેરા-કપડવંજ | ગામશેઠોએ એકઠા કરેલા ફંડમાથી | ૪૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાને જમાડી. |
| | મહુધાના પટેલ સવારામ નાથાભાઇએ પોતાના છોકરાના લગ્ન પ્રસંગે કન્યાશાળામા | ૧૦—૦—૦<br>૩—૦—૦ | પિતળના પ્યાલા વ્હેંચ્યા તથા સ્કૂલમા મિઠાઇ વ્હેંચી. |
| પાળજ-બોરસદ | પા. મનોરભાઇ જેહાભાઇએ મૂખ્ય સ્કૂલોના વિદ્યાર્થીને તથા કન્યાશાળાની બાળાઓને | ૧૦૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |

| | | | |
|---|---|---|---|
| રઢુ—માતર | પટેલ લલ્લુભાઇ શંકરભાઇએ પોતાના છોકરાની ઉત્તર ક્રિયા વખતે | ૪૦—૦–૦ | સ્કૂલ જમાડી |
| | બાઈ કાશી શાહ વ્રજજીવન ઇશ્વરદાસની વિધવાએ પોતાના ભાણાને નિશાળે મૂક્યો તે પ્રસંગે | ૪૦—૦–૦ | ,, ,, |
| | ખાધલીવાળા પટેલ પુંજાભાઇ મોતીભાઇએ લગ્ન પ્રસંગે | ૧૨—૦–૦ | કન્યાશાળામા પ્યાલા રકાબી વ્હેંચ્યા. |
| | | ૫—૦–૦ | મિઠાઇ વ્હેંચી. |
| પાળજ–બોરસદ | પા. ગોવિંદભાઈ શંકરભાઇએ અત્રેની સ્કૂલ તથા કન્યાશાળના વિદ્યાર્થીઓ | ૧૦૦—૦–૦ | સ્કૂલો જમાડી. |
| વડતાલ–આણંદ | ત્રીજા આસિ. પા. છોટાભાઇ હાથીભાઇએ તથા પગીભાઇજી હરિભાઇએ | ૧૦૦—૦–૦ | સ્કૂલ જમાડી. |
| | | ૧૦૦—૦–૦ | ,, ,, |
| બદલપુર—,, | મિ. મોલકી દેવાભાઇ ડાહ્યાભાઇએ | ૫૫—૦–૦ | ,, ,, |
| | મિ. નરભેરામ જેઠાભાઇ ઠક્કરની મરણક્રીયા વખતે | ૬૦—૦–૦ | ,, ,, |

## રાજપીપળા સ્ટેટ.

| | | | |
|---|---|---|---|
| ઝખડીઆ–રાજપીપળા | પ્રાંતીજના નારાયણલાલ અમૃતરામ ભટ્ટે પોતાના લગ્ન પ્રસંગે | ૨૨—૦–૦ | રકાબીપ્યાલા તથા સાકર વ્હેંચી. |
| લાછરસ–નાદોદ | વરણામાના પા. ગોરધનભાઇ લલ્લુભાઇએ પોતાના છોકરાના લગ્ન પ્રસંગે | ૨૦—૦–૦ | પિત્તળના પ્યાલા વ્હેચ્યા. |
| કેવડીઆ–ગરૂડેશ્વર | અત્રેની સ્કૂલના વાર્ષિક પરીક્ષા વખતે સ્કૂલ કમિટિના મેમ્બરો તરફથી | ૭—૪–૩ | ,, |
| ગોપાળપહાગામ–,, | મોરજાવના ઠાકોરસાહેબ નવલસિંહજી માધવસિંહજીએ | ૫—૦–૦ | પતાસા વ્હેચ્યા. |
| પાણેથા— ,, | અત્રેની કન્યાશાળામા પટેલ મગનલાલ દાદાભાઇએ | ૧૭—૦–૦ | પિત્તળના પ્યાલા. |
| લાછરસ— ,, | અત્રેની કન્યાશાળામા અરાજી જેઠાભાઇ દેસાઇએ | ૪૦—૦–૦ | પ્યાલા રકાબીઓ વ્હેંચ્યા. |
| નાદોદ–રાજપીપળા | ધરમજના પરસોતમદાસ શામળભાઇએ | ૮૧—૭–૦ | પિત્તળના પ્યાલા રકાબી વ્હેંચ્યા. |
| | સીસોદરાના પટેલ વીઠ્ઠલભાઇ દેવજીભાઇએ | ૨૧—૦–૦ | કન્યાશાળામા પિત્તળના પ્યાલા વ્હેચ્યા |

## મહિકાંઠા એજન્સિ.

| | | | |
|---|---|---|---|
| મહીસા-સાદરા | પોલીમપટેલ મોતીભાઇ ઘેલાભાઇએ પોતાના પૌત્રને નિશાળે બેસાડયો તેની ખુશાલીમા | ૫—૦—૦<br>૫૦—૦—૦ | સ્કૂલોમા મિઠાઇ વ્હેચી.<br>જમણ આપ્યુ. |
| ઘોડાસર—,, | બાઇ દિવાળી અંબાલાલ ખેમચંદની વિધવાએ | ૪૦—૦—૦ | બંનેસ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભમરીઆ સ્ટેટના કો. કારભારી સાહેબે ઘોડાસરના મે. ઠકરાણીસાહેબના સીમંતના પ્રસંગે | ૫—૦—૦ | અંગ્રેજી સ્કૂલોમા પતાસાં વ્હેંચ્યા. |

## પંચમહાલ જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| કોલીઆરી-ગોધરા | મે. ખાનસાહેબ કોઠાવાળાએ વાર્ષિક પરીક્ષા થઇ તે પછી | ૧૮—૯—૬ | પુસ્તકો તથા મિઠાઇ વ્હેંચી. |
| ટીંબી—હાલોલ | પટેલ મંગળભાઇ ઇચ્છાભાઇએ તથા પટેલ શંકરભાઇ નરોતમે વાર્ષિક પરીક્ષા થઇ તે પછી | ૫—૦—૦ | ,, ,, |
| મલાવ—કાલોલ | મેરાઇ મોતીભાઇ ખાતુભાઇએ પોતાની દીકરીઓના લગ્ન પ્રસંગે છોકરાની નિશાળમાં તથા કન્યાશાળામા | ૧—૫—૦<br>૨—૦—૦<br>૩-૧૧-૦ | પતાસા વ્હેંચ્યાં.<br>લોટા, પવાલુ પાણી પીવા સારૂ આપ્યા.<br>છાલા કન્યાઓને આપ્યા. |
| મહેલોલ-ગોધરા | મણીપુરના મથુરભાઇ વરજભાઇ પાટીદારે | ૩૦—૦—૦ | કાપડ સ્કૂલમા વ્હેચ્યું. |
| ટીંબા—ગોધરા | અત્રેની કન્યાશાળામા શા. ચુનીલાલ મૂળજીની દીકરી ઇચ્છાબ્હેનના લગ્ન પ્રસગે તેમના સસરા ગામ ડેસરના રહેવાસી શાહ પરસોત્તમ છગનલાલે | ૧૩—૦—૦ | પિત્તળની રકાબીઓ વ્હેંચી. |
| ગોધરા—ગોધરા | અત્રેની હેડકવાર્ટર સ્કૂલમાં મે. ડેપ્યુ. પો. સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ પોતે રજા ઉપર જતા હોવાથી સ્કૂલકમિટિના મેમ્બર સાહેબો તથા સ્કૂલના વિદ્યાર્થીઓ સાથે ફોટો લેવરાવ્યો | ૪—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| ચલાચલી-છોટા-ઉદેપુર | તલાટી લક્ષ્મણરાવ બળવંતરાવ લીમકરે પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી તે પ્રસંગે | ૧૦—૦—૦ | સાકર વ્હેંચી. |
| મહેલોલ-ગોધરા | મણીપુરના શંકરભાઈ ગરબડભાઈ પટેલે | ૫૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| વરીલી— ,, | અત્રેના તાલુકદારો તથા વાડીના ઠાકોર પ્રતાપસિંહ અનોપસિંહ તરફથી | ૭—૮—૦ | ઘડિઆળ સ્કૂલમાં આપ્યું. |
| | | ૧—૮—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| એરાલ-કાલોલ | મિ. ચીમનલાલ કુબેરજી શાહ | ૬—૦—૦ | ઇનામ તથા મિઠાઈ વ્હેંચી. |
| | મિ. મહાનુખલાલ મગનલાલ શેઠે | ૧—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| | મહેરબાન કંજેટાના દરબાર સાહેબ તરફથી | ૮—૦—૦ | બે ખુરસીઓ આપી. |
| અનગઢ-ગોધરા | કંજરીના શેઠ ઠક્કર હરગોવિંદદાસ કાળીદાસે પોતાના પુત્રના લગ્ન પ્રસંગે | ૨૩—૦—૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| | | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | | ૩—૦—૦ | વિદ્યોત્તેજક ફંડમાં આપ્યા. |
| જણુગામ-છોટા-ઉદેપુર | સદ્ગૃહસ્થ પારેખ ચુનીલાલ મનસુખ અને કુતરીઆ મહારાજે શીવરાત્રીના પારણાને દિવસે | ૮૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| બાહી-ગોધરા | દહેમાઈવાળા શાહ કોદરલાલ મોતીચંદે | ૫—૦—૦ | સ્કૂલના ફંડમાં આપ્યા. |
| | | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| વાડાસિનોર-રેવાકાંઠા | મિ. એસ. સી. ગાંધી કલકત્તાવાળાએ | ૭૫—૦—૦ | નીઓ સાઇક્લો સ્ટાઇલ. |
| | મુંબઈના મિ. સી. એમ. કઠીકીઆએ | ૪૦—૦—૦ | આરીસ સારૂ ઘડિઆળ આપ્યું. |
| | મિ. એસ. એ. દેસાઈએ | ૬૦—૦—૦ | કબાટ આપ્યું. |
| | ગોધરાના ખા. સા. મહેરવાનજી હીરજીભાઈ કોઠાવાલાએ માંડવાની અંગ્રેજી નિશાળ | ૧૦—૦—૦ | ડોનેશન તરીકે |
| ઘોડા—કાલોલ | પરીક્ષા વખતે ગામલોક તરફથી | ૯—૦—૦ | પુસ્તકો વ્હેંચ્યાં. |
| | | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| મેથાલ—ગોધરા | અત્રેના ઠાકોરસાહેબે પોતાના છોકરાને નિશાળે બેસાડીને | ૫—૦—૦ | ઘડિઆળ સ્કૂલને આપ્યું. |

| | | | |
|---|---|---|---|
| વસનપુરા—પાન્ડુ-મેવાસ | ભાદરણપ્રાંત વડોદરાના રહીશ પટેલ ઇશ્વરભાઈ વસનભાઈએ પોતાના દીકરાના લગ્ન પ્રસંગે કન્યાવર્ગ તથા છોકરાની સ્કુલમાં | ૨૮—૦—૦<br>૨—૦—૦ | કન્યાવર્ગમાં ૫ તથા રકાબી વ્હેંચી.<br>છોકરાને પત વ્હેંચ્યાં. |
| પલાસા—કાલોલ | રતનપુર તા. સાવલીના પટેલ ધુળાભાઇ મુળજીભાઈ એ | ૧૬—૦—૦ | સ્કૂલ જમાડી સ્લેટો ચોપડી વગેરે વ્હેંચી. |
| વાંકાનગ્—ભાદરવા | પટેલ ડાહ્યાભાઇ જાદવભાઇએ | ૩૧—૦—૦ | સ્કૂલ જમાડી. |

ભરૂચ જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| વાવલી—જંબુસર | પા. નાથાભાઈ ઇશ્વરભાઈએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ભરૂચ—ભરૂચ | સકરકુઈ કન્યાશાળામા મે. દારાશાજી રતનજી હોમાવાલા સાહેબે તથા શ્રીમાન શેઠ શેખ ગુલામહુસેન અબદુલ્લાહભાઈ એ તાલીમુલ મંદ્રેસા ઉર્દુ કન્યાશાળામાં તથા સ્કુલમાં | ૧૦—૦—૦<br>૨—૦—૦ | કાપડ વ્હેંચ્યું.<br>સાકર વ્હેંચી. |
| માતર—આમોદ | પા. શંકરભાઈ મૂળજીભાઈએ | ૧૦—૦—૦ | પાણીની પ બેસાડી. |
| | કોઠીના પા. હરિભાઈ પ્રભુદાસે અત્રેની મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાને | ૧૬૦—૦—૦ | સ્કૂલો જમાડી પિત્તળના પ્ય વ્હેંચ્યા. |
| | કોઠીના પા. રણછોડ હરિભાઇએ મુખ્ય સ્કૂલને તથા કન્યાશાળાને | ૨૦૦—૦—૦ | સ્કૂલો જમાડી. |
| | " " | ૨૪—૦—૦ | પરબ બેસાડી. |
| | " " | ૧૨—૦—૦ | ફુટબોલ લા આપ્યો. |
| | શેઠ હીરાલાલ પ્રેમજીએ પોતાની દીકરી બેન ભાગીરથીના લગ્ન પ્રસંગે | ૩૨—૦—૦ | પ્યાલા મિઠાઇ ર વ્હેંચ્યાં. |
| | મે. ઠાકોર સાહેબે | ૧૫—૦—૦ | ખજુરીની સા ઓ પાથરવા આ |
| પાલેજ—ભરૂચ | મિ. સુંદરલાલ ફીરપાશંકરે અને મિ. નાથાભાઈ બહેચરભાઇએ | ૯—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| | મિ. ત્રેતાશંકર બાલાશંકરે ભટ્ટે | ૪—૮—૦ | ચણા વ્હેંચ્યા. |

---

# હિંદુસ્તાનનો ઇતિહાસ

અને

# રાજ્યવહીવટ.



કર્તા

ગુલાબભાઈ નારણજી જોશી,
એમ એ, એલ એલ. બી, એડવોકેટ.

મૅકમિલન અને કંપનિ, લિમિટેડ, મુંબઈ.

 ૧૯૨૭ [ કિંમત ૧ ૮-૦



## પ્રસ્તાવના.

આપણા દેશનું ભાવી આપણી આંખ આગળ ઘડાઈ રહ્યું છે રાજકીય, સામાજિક, ધાર્મિક અને આર્થિક સુધારાના મંડાણ મંડાયા છે આ સર્વદેશીય ઘડતર સમજવું એ આપણા દેશના વિદ્યાર્થીઓને જરૂરનું છે, તેથી વેદસમયથી તે અદ્યાપિ સુધીનો ઇતિહાસ ટુંકમાં પ્રસિદ્ધ કરું છું

સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ પરીક્ષા માટે તેમજ ગુજરાતી વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની જરૂરિઆતોને અનુસરીને આ પુસ્તક રચવામાં આવ્યું છે

આ પુસ્તક રચવામાં અનેક ઐતિહાસિક પુસ્તકોનો આધાર લીધો છે તેના ગ્રંથકર્તાઓનો તથા પ્રસિદ્ધકર્તાઓનો આ સ્થળે આભાર માનું છું

વિલ્સન કૉલેજ, મુંબાઈ. }<br>
તા ૧૫મી જુલાઈ, ૧૯૨૭ } (સહી) ગુલાબભાઈ નારણજી જોશી.

---

૧. **જાહેરખબરના દર.**

| મુદ્દત | એકપાન | અર્ધુપાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| ૭ માસ | રૂ ૬૦) | રૂ. ૪૦) | રૂ ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ. ૧૫) | રૂ ૧૦) |

ખાસ નોંધ.—નાણાં અગાઉથીજ લેવામાં આવશે,

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૨. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી, માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ. તંત્રી

Registered No. B. 43.

પુસ્તક ૬૭ ] ૪ [ અંક ૪

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## એપ્રિલ, સને ૧૯૨૮.

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમા જે રીતરિવાજ તથા માનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી મત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જુલાઈ ૧૯૨૭ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ

હેડ માસ્તર, પ્રે. રા ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમા પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ

સલાપોસ રોડ—અમદાવાદ

गुजरात शाळापत्र

## જાહેર ખબર.

હસ્તઉદ્યોગનું પ્રદર્શન હાલમા કેટલાંક કારણુસર બધ ગખવામા આવ્યુ છે.

ગણિત અને વ્યાકરણુ જેવા વિષયે વિદ્યાર્થીને સામાન્ય રીતે અઘરા પડે છે તેનું મુખ્ય કારણુ એ છે કે તે વિષયને અમૂર્ત બાબત સાથે સંબધ છે અને તેથી વિદ્યાર્થીઓને તેને સ્પષ્ટ ખ્યાલ આવી શકતે નથી. બાળકના જ્ઞાનને આરભ પદાર્થના પ્રત્યક્ષ જ્ઞાનથી થાય છે. પછી તેની મદદથી તે તેની કલ્પના કરે છે અને તેથી તે તેના ગુણુ અને સબધ સમજી શકે છે આ કારણુને લીધે વિદ્યાર્થીનુ શરૂઆતનુ જ્ઞાન સ્પષ્ટ અને સચોટ હોવુ જોઈએ, જેટલા પ્રમાણુમા તેનુ પ્રત્યક્ષ જ્ઞાન સ્પષ્ટ હોય છે તેટલા પ્રમાણુમા કલ્પના અને વિચારની ઉચ્ચતર ક્રિયા તે વડે થઈ શકે છે, તેથી બાળકનું જ્ઞાન જેમ બને તેમ વધારે પ્રમાણુમા પદાર્થની મદદથી તે મેળવી શકે એવી યોજના શિક્ષકે અવશ્ય કરવી જોઈએ. વસ્તુનુ પ્રત્યક્ષ જ્ઞાન, તેની કલ્પના અને છેવટે તેનો વિચાર કે ભાવ એ જ્ઞાનપ્રાપ્તિનો સ્વાભાવિક ક્રમ છે.

જ્યારે જ્ઞાનના વિકાસનો આવો નિયમ ધ્યાનમા રાખવામા આવતો નથી ત્યારે વિદ્યાર્થીઓ તેમનો વિષય ઝટ સમજી શકતા નથી. તેમના મગજ ઉપર જે આછી છાપ પડે છે તેથી તેઓ બરાબર વિચાર પણુ કરી

શકતા નથી. આ કારણને લીધેજ આધુનિક કેળવણીની યોજનામાં આરંભમાં ઇન્દ્રિયકેળવણી ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. જો ઇન્દ્રિયજ્ઞાન સ્પષ્ટ અને સચોટ હોય નહિ તો બીજી માનસિક ક્રિયા પણ યોગ્ય રીતે થઈ શકે નહિ એ સ્વાભાવિક છે. કેળવણીની જે જે નવી પદ્ધતિઓ છે તેમાં ઇન્દ્રિયજ્ઞાન સારા પ્રમાણમાં યોગ્ય રીતે બાળકોને મળે તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. વળી આપણી શિક્ષણની યુક્તિઓમાં પણ ઇન્દ્રિયોના ઉપયોગને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે; અને તે વડે જુદા જુદા વિષયોનું જ્ઞાન વિદ્યાર્થીઓ સરળ અને રસિક રીતે મેળવે તેવી ગોઠવણ કરવામાં આવી છે. ગણિતના વિષયમાં સામાન્ય-અમૂર્ત બાબત-વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે તેથી તેના સ્પષ્ટ ખ્યાલ માટે આરંભમાં વસ્તુની મદદ વડે સંખ્યા શીખવવી જોઈએ. શાળામાં આવતાં પહેલાં બાળક જે જ્ઞાન મેળવે છે તે બધું પ્રત્યક્ષ જ્ઞાન હોય છે તેથી બાળવર્ગમાં શિક્ષકે "૩", "૪", "૫", એમ કહેવાને બદલે "૩ લખોટા", "૪ લખોટા" એમ વારંવાર કહેવું જોઈએ. જે નવી સંખ્યા શીખવવાની હોય તે વસ્તુની મદદથી તેણે શીખવવી જોઈએ. સંખ્યાના સરવાળા તથા બાદબાકી વગેરે ક્રિયામાં પણ પદાર્થનો ઉપયોગ કરવો જોઈએ. આવી રીતે પદાર્થની મદદથી શીખવેલી સંખ્યાનો સ્પષ્ટ ખ્યાલ વિદ્યાર્થીને આવશે. જેમ જેમ તેનો અભ્યાસ વધતો જાય તેમ તેમ વસ્તુનો ઉપયોગ ઓછો કરવો જોઈએ. ઉપલા ધોરણમાં વસ્તુજ્ઞાનની ભાગ્યેજ જરૂર પડે છે પણ ગણિતની જે કંઈ નવી રીત શીખવવાની હોય તેને માટે તો પ્રથમ પ્રત્યક્ષ જ્ઞાનની મદદ લેવી પડશે.

ગણિતશિક્ષણમાં વિદ્યાર્થીઓને વિશેષ પ્રત્યક્ષ જ્ઞાન આપવાની જરૂર છે તે ઉપરાંત બીજી અગત્યની બાબત ધ્યાનમાં રાખવાની એ છે કે તેને જે કંઈ શીખવવામાં આવે તેનો તેના નિત્યજીવન સાથે સંબંધ હોવો જોઈએ. જે દાખલા ગણવાના હોય તે તેના અનુભવને લગતા હોય તેની ખાસ કાળજી શિક્ષકે રાખવી જોઈએ. ગામડાના વિદ્યાર્થીઓ જે બાબતનો અનુભવ મેળવે છે તેનો ઉપયોગ હિસાબ ગણવામાં કરવાની જરૂર છે. ગામડામાં જે જે પદાર્થ, પશુ, પ્રાણી જોવામાં આવે તથા ખેતીને લગતી જે જે ક્રિયાઓ તથા ત્યાંના જીવનને અંગે જે કામ કરવાનું હોય તેને લગતાજ હિસાબ લેવાથી વિદ્યાર્થીને વધારે રસ પડે છે કારણ કે તે તેઓ ઝટ સમજી શકે છે. સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર અને બીજા હિસાબમાં આવતી જે બાબત વિદ્યાર્થીના જોવામાં આવી હોય તેને

લગતાજ હિસાબ લેવાથી તે તેઓ તરત સમજી શકે છે. એક ખેડુત પાસે ૩ ભેંસો અને ૨ બળદ હતા; તો બધા મળીને કેટલા ઢોર તેને ત્યાં હતાં? તેમાથી તેણે ૨ ભેંસો વેચી દીધી તો તેની પાસે કેટલાં ઢોર રહ્યાં? એક માણસ એક ગાયના ૪૫ રૂપીઆ આપે તો ૫ ગાયનું શું આપશે? એક ખેડુતને એક વીઘા જમીનમાંથી ૧૦ મણ બાજરી આવે છે તો ૭ વીઘા-માથી કેટલી આવશે? આવી રીતેના જીવનઅનુભવમાં આવતી બાબતોને લગતા દાખલા લેવાની ખાસ જરૂર છે. કેટલીક વખત જે વસ્તુ તેમણે જોઈ હોતી નથી તે વિષેના હિસાબ તેમને કરવાના હોય છે. ગામડાનાં છોકરાએ નળ કે ટાંકી જોઈ હોતી નથી તેથી તેમને તે દાખલામાં ઝટ સમજણ પડતી નથી. તેવીજ રીતે એવા બીજા ઘણા દાખલા એવા હોય છે કે જેનો તેમને તાત્કાલિક ભવિષ્યમા કંઈ ઉપયોગ પણ હોતો નથી. જેવી રીતે વિદ્યાર્થીજીવનના પ્રસંગોનો ઉપયોગ આપણે ગણિતના વિષયમાં કરવો જોઈએ તેવી રીતે આપણે તેને હિસાબી કામમાં કોઈપણ જાતના હેતુ પુરા પાડતા નથી એટલે અમુક હિસાબ કરવાની શા માટે તેને જરૂર પડે છે તે જ્યાસુધી વિદ્યાર્થીને સમજાતું નથી ત્યાસુધી તેને તેમાં રસ પડતો નથી. આપણા નિત્યજીવનનું પ્રથક્કરણ કરીશું તો આપણને માલમ પડશે કે આપણને જેની જરૂર પડે છે તેનો આપણે વિચાર કરીએ છીએ અને પછી તે કામ કરવાને માટે તેની સંકલના કરીએ છીએ. આવી રીતે જેની જરૂર પડે છે તેમાં આપણું ચિત્ત ચોંટે છે એટલે તે બાબતમાં આપણને રસ પડે છે. જે બાબતની આપણને જરૂર હોતી નથી તે આપણી દૃષ્ટિમર્યાદા બહાર રહે છે. આ કારણને લીધે ગણિત શીખવવામાં પ્રથમ શિક્ષકે વિદ્યાર્થીને અમુક પ્રકારની ગણતરીની જરૂર પડે છે તે ધ્યાનમાં રાખી તેવી સ્થિતિમાં તેમને મૂકવા જોઇએ. દા૦ જો વિદ્યાર્થીને તેનો વર્ગ શણગારવો હોય તો તેને કેટલી લાંબી સાકળી જોઇશે તથા તેની શી કિંમત બેસશે, વગેરે બાબતને લગતા હિસાબ તેને કરવા પડે છે. આવા હિસાબમાં તેને રસ પડે છે કારણ કે તેને તેની જરૂર લાગી છે. આવી રીતે ઘણા દાખલાઓ પ્રશ્ન કે પ્રમેયના રૂપમાં વિદ્યાર્થી માટે શિક્ષક યોજી શકશે તેથી આ પ્રમાણે હિસાબ ગણવામા વિદ્યાર્થીને અમુક હેતુ સિદ્ધ કરવાનો છે એમ લાગે છે તો તેમાં તે વધારે ધ્યાન આપી શકે છે. દાખલા તેના અનુભવને લગતાજ હોવા જોઈએ. તે ઉપરાત શા માટે તે ગણવાના હોય છે એમ જો વિદ્યાર્થીને જણાશે તો તેમા તે વધારે ધ્યાન આપી શકશે. આ બે કારણને લીધે શિક્ષકે ગણિતના પાઠ્ય પુસ્તક ઉપર આધાર રાખવો જોઈએ નહિ પણ

તેણે પ્રસંગને અનુસરી દાખલા ઉપજાવી કાઢવા જોઈએ. તેવા દાખલા ગણવાનો શો હેતુ છે તે બાબત પણ વિદ્યાર્થીને સ્પષ્ટ જણાવવી જોઈએ. ઘણી વખત દાખલા ગણવાની ખાતર હિસાબ કરવાનું કામ સોંપવામાં આવે છે. અલબત તેને લીધે ગુણાકાર ભાગાકાર વગેરે કામ સરળ રીતે થાય છે પણ તેની સાથે તે દાખલાની તેમને જરૂર પડે છે તેથી તે ગણવામાં આવે છે તે બાબત તેમને સમજાવવી જોઈએ. સાધારણ રીતે ઘણા લાંબા ભાગાકાર તથા ગુણાકાર વિદ્યાર્થી પાસે કરાવવામાં આવે છે તેને લીધે વિદ્યાર્થીનામાં એકાગ્ર શક્તિ તેમજ ચોકસાઈનો ગુણ અલબત આવે છે, પણ તેનાથી તેની વિચારશક્તિ કેટલે દરજ્જે કેળવાય છે તે બાબત ધ્યાનમાં રાખવાની છે. ફક્ત લાંબા ગુણાકાર અને ભાગાકર કરવાથી તેને જોઈતો લાભ થતો નથી. ખરી રીતે તો જે હિસાબ અથવા પલાખાંની આપણને દરરોજના જીવનમાં જરૂર પડે છે તેનો સારો મહાવરો થવો જોઈએ. ગણિતના વિષયમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર જેવી ઉપયોગી ક્રિયા ઘણીજ ઝડપથી અને ચોકસાઈથી થવી જોઈએ. નીચલા ધોરણમાં આવું કામ જુદી જુદી રીતે ઘણો વખત થવાની જરૂર છે. બાળકે સ્વતઃ કંઈપણ વિચાર કર્યા સિવાય જલદીથી બરોબર આવા મનોયત્ન કરવા જોઈએ તેથી નાના દાખલા લઈ તેમને સરવાળા, બાદબાકી વગેરેનો ઘણો મહાવરો કરાવવો જોઈએ. જેવી રીતે આપણે લખવાનું કામ વિચાર કર્યા સિવાય સડસડાટ કરી શકીએ છીએ તેમ હિસાબ કરતી વખતે પણ સરવાળા, બાદબાકી વગેરે ક્રિયા તો ઘણી ચપળતાથી ચોક્કસ રીતે થવી જોઈએ. તેને માટે શિક્ષકે લેખાં તથા પલાખાં ગણાવવાનું કામ ઘણો વખત કરવું જોઈએ. આ બાબતમાં કચાશ રહેવાથી આગળના હિસાબ વિદ્યાર્થી કરી શકતા નથી. દા. ૪૧−૫+૩÷૩, ૯૫+૬−૩૧×૩. આવી રીતના મનોયત્ન ઘણા કરવાથી અઘરા દાખલા કરવાનું કામ સરળ થઈ જાય છે. કેટલીક વખત વિદ્યાર્થીઓ ટુંકી રકમના ગુણાકાર તથા ભાગાકારમાં પણ બધાં પગથીઆં લખીને કામ કરે છે. તેનું કારણ એજ છે કે ઉપર બતાવ્યા પ્રમાણે લેખાં તથા પલાખાં જલદીથી

કરવાની તેમને ટેવ પડી હોતી નથી દા. ૩૨૫×૧૫ નો વિદ્યાર્થી ૩૨૫ ×૧૫ ૧૬૨૫ ૩૨૫ ૪૮૭૫
આવી રીતે હિસાબ કરે તેને બદલે ૧૫ ના ઘડીઆનો
ઉપયોગ કરી તેણે મોઢેથી તે ગુણાકારનો જવાબ ૩૨૫ ×૧૫ ૪૮૭૫

મૂકી દેવો જોઈએ. તેવીજ રીતે ભાગાકારમાં પણ જોવામાં આવે છે.

```
૨૫)૯૨૫(૩૭
   ૭૫
   ૧૭૫
   ૧૭૫
   ૦૦૦
```

આમ કરવાને બદલે ૨૫ના ઘડીઆનો ઉપયોગ કરી

```
૨૫)૯૨૫(
   ૩૭
```

ટુંકી રીતે ભાગાકાર કરવો જોઈએ.

ભાગાકાર કરતી વખતે તેણે મનમાં તેનાં પગથીઆં ગણીને જવાબ મૂકવો જોઈએ. તે પ્રમાણે અપૂર્ણાંકના હિસાબમાં પણ લાંબી રીત માલમ પડે છે.

$૨\frac{૧}{૨}+૪\frac{૧}{૬}-૩\frac{૩}{૪}$ આવા હિસાબ તો મોંઢેથી ગણવા જોઈએ. આ ઉપરથી એ જણાઈ આવે છે કે મોંઢાનું ગણિત મોટા પ્રમાણમાં પાકું થવું જોઈએ. તે નહિ થવાને લીધે બધા પગથીઆં ગણીને વિદ્યાર્થીને લાંબી રીતે હિસાબ કરવાની ટેવ પડે છે. નીચલા ધોરણમા સંખ્યાનું કામ ઘણી ચપળતાથી બરાબર થવું જોઈએ. આવું કામ આગળ ઉપરના અભ્યાસ માટે ખાસ જરૂરનું છે. પલાખાં કે મોંઢાના દાખલા તો સ્વતઃ યંત્રવત્ થવાં જોઈએ, કારણ કે તેના ઉપર ગણિતનો સર્વ આધાર છે. પણ જ્યારે કોઠા કે કોષ્ટક ગોખાવવાં હોય ત્યારે ખાસ સંભાળ રાખવાની છે કે વિદ્યાર્થીઓ તે બાબત બરાબર સમજ્યા છે કે નહિ. જો વગર સમજે તે ગોખી નાખશે તો ફક્ત તે ગોખણપટીજ થશે. પણ તે કોઠા કે કોષ્ટક કેવી રીતે ઉપજાવી કાઢવામાં આવ્યા છે તે ખરી રીતે તેમને પ્રત્યક્ષ જ્ઞાનથી બતાવવું જોઈએ. આવી રીતે તેમને અનુભવદ્વારા સમજાવ્યા પછી તે બાબત યાદ રાખવાને માટે ગોખાવવાની જરૂર છે. સંખ્યા તેમજ કોઠા કે કોષ્ટકો તથા બીજી રીતો સમજાવતાં પહેલાં વિદ્યાર્થી પાસે ગણવાનું, માપવાનું, જોખવાનું, ઘણું કામ કરાવવું જોઈએ; તેમજ તોલ કે માપ તથા અંતર વગેરેની અટકળના ઘણા દાખલા તેમની પાસે કરાવવા જોઈએ. જો તેમણે આવા પ્રકારનું કામ કર્યું હશે તો તેઓ આગળ ઉપરના દાખલા બરાબર સમજી શકશે. વળી જે પલાખાં તથા કોઠા ગોખાવવાનાં છે તે કેવળ સમજ્યા વગર યાદ કરે એ ઇચ્છવા જોગ નથી. વળી તે વખતે વિદ્યાર્થીનું ચિત્ત તેમા હોવું જોઈએ તે ખાસ જોવાનું છે. ધ્યાન આપ્યા સિવાય બાળક ગમે તેમ બોલી જાય તો તેથી તેનો તેમાં વધારે વખત જાય છે માટે ચિત્ત દઈને તેમજ તેમાં તેને રસ પડે તેવી રીતે ગોખાવવાનું કામ થવું જોઈએ. સંખ્યાના સરવાળા, બાદબાકી તથા પલાખાં બહુજ થવાં જોઈએ એટલુંજ નહિ પણ સંપૂર્ણ રીતે તેમાં તેને રસ પડવો જોઈએ એ બાબત શિક્ષકે ખાસ યાદ રાખવાની છે. નીરસ ગોખણપટીથી વિદ્યાર્થીનો વધારે વખત જાય છે એટલુંજ નહિ.

પણુ તેને લીધે તેની યાદશક્તિનો વિકાસ થઈ શકતો નથી. ગોખવાની જે બાબત હોય તેમાં વિદ્યાર્થીને રસ પડવો જોઈએ, એટલે તે વખતે તેણે તેમાં બરાબર ધ્યાન આપવું જોઈએ. ઉપર જણાવ્યા મુજબ વિદ્યાર્થીને જે હિસાબ કરવો હોય તે વહેવારૂ હોવો જોઈએ. તેને તે વખતે તેવા કામની જરૂર પડે એટલુંજ નહિ પણુ આગળ ઉપર તેનો ઉપયોગ તે કરી શકે એવા દાખલા તેની પાસે કરાવવા જોઈએ. ઘણી વખત અવહેવારૂ હિસાબ કરવાનું વિદ્યાર્થીને કહેવામાં આવે છે. જે દાખલા તેને કરવાના હોય તે ખરી રીતે વાસ્તવિક હોવા જોઈએ. એક શિક્ષક વિદ્યાર્થીને ૪૦ જામફળ વહેંચી આપવા આપે છે. જો દરેકને ૩૬ જામફળ આપવામાં આવે તો દરેકને શું મળશે? તેમજ બજારમા નહિ મળતા ભાવ જેવા અશક્ય દાખલા લેવા જોઈએ નહિ. એક માણુસ એક રૂપીઆનું ૫ શેર તેલ વેચે તો તેને ૪૨ શેર તેલ વેચવાથી શું ઉપજશે? વિદ્યાર્થીઓ હિસાબ ગણતા હોય ત્યારે તેમને જે મુશ્કેલી નડતી હોય તેનો સ્પષ્ટ ખ્યાલ શિક્ષકને હોવો જોઈએ. દરેક વિદ્યાર્થીને શું અઘરૂં લાગે છે તેનો વિચાર કરીને તેણે તેને મદદ કરવી જોઈએ. પહેલા ધોરણમાં એક વિદ્યાર્થી સરવાળા નીચે પ્રમાણે કરે છે—

૩૬
૧૦
૯
૨૪
૭૭

તો તેની ભૂલના ઘણાં કારણો હોઈ શકે:—

(૧) તે જલદીથી સંખ્યા લખી શકતો નથી;

(૨) તે બરાબર ધ્યાન આપતો નથી;

(૩) મનમાં તે સરવાળો કરી શકતો નથી.

(૪) ૯+૪ અથવા ૬+૯ કેટલા થાય તે તે જાણતો નથી.

(૫) ઘણી વખત વિદ્યાર્થીઓ ઉપરથી, વચ્ચેથી તથા નીચેથી હિસાબ કરે છે.

(૬) દશક અને એકમના સરવાળાનું તેને જ્ઞાન હોતું નથી.

(૭) તેમજ તેને વદ્દી લેતા આવડતી નથી.

(૮) શૂન્યનું શું કરવું તેનું તેને ભાન હોતું નથી.

શિક્ષકે ધીરજ અને લાગણીથી આ બાબતો તેને શીખવવી જોઈએ અને બાળકને તે ભૂલ બરાબર સમજાવવી જોઈએ.

સરવાળા, બાદબાકી કરાવતી વખતે પહેલાં શિક્ષકે દશક અને વદ્દીનો

ઉપયોગ બાળકના મગજ ઉપર બરાબર ઠસાવવો જોઈએ. પ્રત્યક્ષ વસ્તુથી જ્યાંસુધી જ્ઞાનદૃઢ ન થઈ શકે ત્યાંસુધી મોંઢાના હિસાબ કરાવવામાં કાંઈ લાભ મળતો નથી, અને બાળકમાં એ બાબતની અચોક્કસ માહીતી રહી જાય છે, જે પછીથી સુધરવી મુશ્કેલ થઈ પડે છે; દા. તરીકે, ૨૫ મણકા; એના દશકનાં બે જૂથ પાડ્યાં હોય તો છૂટા ૫ મણકા રહ્યા. (૧) લખાણમાં ૨૫ લખાય છે તેમા '૫' નો આકડો કયા સ્થાનમાં અને તેની શી કીમત છે, '૨' નો આંકડો કયા સ્થાનમાં છે અને તેની શી કીમત છે વગેરે દરેક બાબત સંપૂર્ણ રીતે બાળકના મનમાં દૃઢ થવી જોઇએ. શરૂઆતમાં વસ્તુની સાથે આંકનો સંબંધ જોડી જ્ઞાન દૃઢ કરાવ્યા પછીજ મોંઢાના હિસાબ કરાવવામાં ઘણી સરળતા થઈ પડશે એટલુંજ નહિ પણ બાળકો માનસિક આંકડાનું ચિત્રપટ ખડું કરી હિસાબ સહેલાઈથી કરી શકશે. બીજી બાબત, જે ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે એવી રીતે બાળકોના માનસમાં એવા વિવિધ જાતનાં ચઢતા ક્રમમાં ચિત્રપટો તૈયાર કરવાનો તેમને મહાવરો કરાવવો જોઇએ. આથી વારંવારના અભ્યાસથી બાળકો સરવાળા બાદબાકી બહુજ ઝડપથી કરી શકે છે. કેટલાંક મનુષ્યોમાં આવી સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર કરવાની જે અસાધારણ શક્તિ કેળવાએલી જોવામા આવે છે તેનું કારણ તેમની ઝડપથી માનસિક ચિત્રપટો ખડાં કરવાની શક્તિ છે; અને એને લીધેજ તેઓ બહુજ ઝડપથી એ કામ કરી શકે છે.

બીજી બાબત વહેવાર દૃષ્ટિએ—મોંઢાના તેમજ લેખી દાખલામાં—સરળતા લાવવાની છે. એકજ હિસાબ જુદી જુદી રીતે થઈ શકતો હોય તો તેમા વહેવારૂ દૃષ્ટિ રાખી કઈ રીત સરળતાવાળી અને વધારે વહેવારૂ છે તે પણ શિક્ષકે બાળકને સમજાવવી જોઈએ. જો એમ થાય નહિ તો ટુંકી રીતે થઈ શકે એવા દાખલાઓ પણ લાંબી અને અવહેવારૂ રીતથી બાળકો ગણવા મંડી જાય છે.



# યુરોપની નવીન શાળાઓ

## બાકુલે ઇન્સ્ટિટ્યુટ*

આ શાળા એક નિયમિત શાળા કરતાં એક શિક્ષણનો અદ્‌ભુત પ્રયોગ છે એમ કહીએ તો ચાલે, પ્રો બાકુલેએ પોતાનાં તૈયાર કરેલા બાળકોથી લોકાર્નોની કૉન્ફરન્સને આશ્ચર્યમુગ્ધ કરી હતી. પ્રો. બાકુલે ઝેકોસ્લોવેકિઆના છે. આજે તે સંગીતકલાના આચાર્ય અને નવાયુગના શિક્ષક તરીકે આખા યુરોપ અમેરિકામાં સુપ્રસિદ્ધ છે. ઇ.સ. ૧૯૧૯ માં એક પણ ફૂટી બદામ વિનાના પ્રો૦ બાકુલે હતા. એક ધન્ય પળે અપંગ બાળકોના જીવનમા નવજીવન રેડવાનો સંકલ્પ તેમના મનમાં ઉગર્યો અને તેમણે તે બાળકોમા કામનો પ્રેમ, આદર્શવાદ અને સર્જનાત્મક આત્માવિર્ભાવ ઉત્પન્ન કરવાની પ્રતિજ્ઞા કરી. તે તેમા અપ્રતિહત મહેનત અને અપ્રતિમ કાર્યકૌશલ્યથી એટલા સફળ થયા કે અમેરિકનોએ તેમના કાર્યને સફળ કાર્ય તરીકે સ્વીકાર્યું; અને તે સ્વીકારીનેજ બેસી ન રહ્યા પણ અમેરિકાની રેડક્રોસ સોસાઇટીએ તેમને ૨૫૦૦૦ ડોલરનું દાન કર્યું. આ દાનથી બાકુલેએ "બાકુલે ઇન્સ્ટિટ્યુટ" સ્થાપ્યું. ત્યા તેઓ તેમના શહેર પ્રાગનાં ગરીબમાં ગરીબ બાળકોને ભેગાં કરી સંગીતનું મફત શિક્ષણ આપે છે. આ રીતે તૈયાર કરેલાં બાળકોને લઈ તેઓએ અમેરિકામા ફરી મુસાફરી કરી છે. ત્યાંની સફળતા એટલી મોટી થઈ કે બાકુલેએ હવે શાંતિના વિજય માટે બાળકોના ધર્મયુદ્ધની કલ્પના કરી છે; અને તે માટે યુરોપના શહેરે શહેરમા તેમજ આખી દુનિયામાં ફરી બાળકોના મંડળો સ્થાપી બાળકોનું સામ્રાજ્ય જમાવવાનું માથે લીધું છે. જર્મનિ, ડેન્માર્ક અને સ્વિટ્ઝર્લેન્ડમાં તેમણે આવાં મંડળો સ્થાપી પણ દીધાં છે.

પ્રો. બાકુલે આ બાળકોમાં સંગીત પ્રેરે છે એટલુંજ નહિ પણ તેમના જીવનને પલટાવી નાખે છે. તે તેમનામાં ભાવનાના બીજ રોપે છે અને તેમને આદર્શવાદી બનાવે છે. બાકુલેની કળાની કલ્પના શિક્ષણની એક પદ્ધતિરૂપે છે. તે શિક્ષણ કેવી રીતે આપે છે તે આપણને એક દાખલા ઉપરથી સમજાશે. બાકુલેએ કહ્યું હતું, કે એક વખત એક નવ વર્ષનો છોકરો કામ કરીને તેમની પાસે આવ્યો. તે બાળકે લાકડાના સાંધાવાળું

* ઝેકોસ્લોવેકિઆના મુખ્ય શહેરમાં.

એક કાન્ગારૂ પ્રાણી બનાવ્યું હતું. રૂદા નામની એક પંદર વર્ષની છોકરીએ એ ઉપરથી કિપ્લિંગની વાર્તામાંનાં સર્વ પ્રાણીઓ બનાવવાની કલ્પના કરી અને એ રીતે ટુંક સમયમાં અન્કલ ટીપો, આન્ટ જીરાફ વગેરે તૈયાર થયાં. આ તૈયારી કરવામાં દક્ષિણ આફ્રિકાનાં ફળફૂલ વિષેની વાત ચાલી અને તેમાંથી જુદી જુદી પ્રજાકીય ટેવોની વાર્તા આવી. આ રીતે તેમના-માંથી સર્જનાત્મક ક્રિયા શરૂ થઈ અને તેણે શિક્ષણનો માર્ગ સરળ કર્યો.

પ્રો. બાકુલેએ કેટલાંયે બાળકો તૈયાર કર્યાં છે. હાલ તેમની સાથે દુનિયાની મુસાફરીએ લગભગ ૫૦ બાળકો નીકળેલાં છે. તેઓ જ્યારે સંગીત કરે છે તે સમયે તેમનો અંતરાત્મા ડોલી ઊઠે છે. તેમના સંગીત વખતે ૧૨૦૦ સભ્યોનું આખું સભાગૃહ જાણે મંત્રમુગ્ધ હોય એમ શાંત થઈ જતું; અને મારા જેવા દેશી અને પાશ્ચાત્ય સંગીતથી કેવળ અજાણ્યાનું હૃદય પણ ડોલી ઊઠતું.

## પ્રો. સીઝેકની શાળા

આસ્ટ્રિઆના પાટનગર વીએનાના એક ખુણામાં આ વિશ્વવિખ્યાત શાળા આવેલી છે. આ શાળામાં વીએના શહેરની સર્વ શાળાઓમાંના ચિત્રના રસિક વિદ્યાર્થીઓને તેમનો અભ્યાસ વધારવા ત્યાં જવાનું કહેવામાં આવે છે. પ્રો. સીઝેક એક અસાધારણ વ્યક્તિ છે. એક મહાન શિક્ષક છે. ત્રીસ વર્ષ પહેલા પ્રો. સીઝેકની શાળા શરૂ કરવામાં આવી હતી, અને જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ ચિત્રકળાના મહાન આચાર્ય તરીકે પ્રો. સીઝેક જગતમા પ્રસિદ્ધ થયા છે. તેમના નાનાં નાના દસથી ચૌદ વર્ષનાં બાળકો આશ્ચર્યમુગ્ધ કરી નાખે તેવુ સુંદર કાર્ય કરી રહ્યાં છે. પ્રો. સીઝેકને મેં પૂછ્યું હતુ કે આપ કેવી રીતે શિક્ષણ આપો છો ? તેના જવાબમા તેમણે તુરતજ કહેલું કે "કેવળ મૌન સાધીને." આ જવાબથી ગુંચવાએલો જોઈ તેમણે આગળ જણાવ્યું કે હું બાળકોને શીખવતો નથી. તેઓ મને શીખવે છે. હું તો બગીચાની જગા સાફ રાખું છું; બાકી બગીચાનાં ફૂલો તો આપોઆપ વિકાસ પામે છે. ખરી વાત એ છે કે સીઝેક પોતાની હાજરીથીજ બાળકોમા પ્રેરણા ઉત્પન્ન કરે છે અને પરિણામે બાળકોનું અંતર્જ્ઞાન જાગૃત થાય છે. એ શાળામાં વાતાવરણજ કલાથી ભરેલું છે. તેમના વર્ગમાં કોઈ પણ પ્રકારનું બહારનું નિયમન નથી. બાળકોમાં પોતામાંજ જે સર્જનાત્મક શક્તિ છે તે શક્તિજ તેમને તેમના કામમાં

એકાગ્ર અને શાંત કરે છે. પોતાના સર્જનમાં એકાગ્રતાનો અનુભવ થએલો હોવાથી બાળકો બીજાના સર્જનમાં અંતરાય કરતા નથી. પણ કેટલીક વખતે તો વર્ગમાં એટલી ઉશ્કેરણી થઈ જાય છે કે પ્રો૦ સીઝેક તેને કારખાનામાં થતા ઘોઘાટ જેવો ઘોઘાટ ' એમ કહે છે. નિયમન માટે બહારનું કાંઇ હોય તો તે સંગીત છે. સંગીત અને તાલબદ્ધ ગતિ બાળકોની વધી ગએલી શક્તિને બહાર આવવાનું દ્વાર બને છે. તે ઉપરાંત સંગીત સર્જનાત્મક શક્તિને મદદ કરે છે એમ તેમનું માનવું છે.

બાળકો ઘેરથી કામ કરી લાવવામાં અતિશય આનંદ લે છે. તેમના ગુરુ પણ તેમાજ આનંદ માને છે. કરેલા કામની પ્રશંસા નથી કરવામાં આવતી, પણ ફક્ત આનંદ દર્શાવવામાં આવે છે. બાળકો પોતાના કામની નોંધ લખે છે અને તેમાં કલામય અને કાવ્યમય સુંદર નોંધો હોય છે. સીઝેક કહે છે કે બાળકના ભવિષ્યના ધંધાનો વિચાર કર્યા વિના તેનામાં કલામય સર્જનની શક્તિ ખીલવવી જોઈએ તેથી બાળક જે કોઈ કામમાં પડશે તે કામમા સર્જન લાવી શકશે. કલાના સર્જનનો પ્રવાહ આ રીતે છુટો મૂકવાથી મનુષ્ય જાતને માટે એક સુંદર નૈવેદ્ય આપણે ધરીએ છીએ.

## પ્રો. ડેલક્રોઝની શાળા

અહીંઆં ડેલક્રોઝ યુરિથ્મિક શાળા વિષે બે શબ્દો કહેવા જોઈએ. તેની લંડનની શાળામા હું ગયો હતો. તે શાળામા સંગીત સાથે તાલબદ્ધ ગતિ સૌન્દર્ય અને ભવ્યતાભરી શી રીતે થઈ શકે તે જોઈ શકાતું હતું. આ યુરિથ્મિક પદ્ધતિના ઉત્પાદક એમિલ જેકસ ડેલક્રોઝનો જન્મ વીએનામાં ૧૮૬૫ મા થયો હતો. પણ તેઓ સ્વીસ પ્રજાજન છે. તેઓની પદ્ધતિમાં તાલબદ્ધ ગતિ અને તેથી ઉત્પન્ન થતી સર્જનશક્તિનો વિચાર છે. અત્યારસુધી સંગીત સાથે ગતિ થતી, પણ ડેલક્રોઝે શરીરને એટલું સંસ્કારી કરવાનું ધાર્યું કે તાલના દરેક ધબકારાની સાથે શરીર આપોઆપ તાલ અને સંગીતમાં લય પામે. આ ગતિ અને સંગીતનો સમન્વય એ જેકસ ડેલક્રોઝની પદ્ધતિનું મૂળતત્ત્વ છે. '

લંડનની યુરિથ્મિક શાળા ઈ.સ. ૧૯૧૩ માં સ્થપાઈ તે સફળ પણ થઈ. માર્ચ ૧૯૨૦ માં લંડન, એડિનબરો અને બીજાં પ્રાંતોમાં ૨૮૦૦ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં આવ્યું હતું. એ પદ્ધતિના ત્રણ વિભાગ છે. તાલબદ્ધગતિ, કાનની કેળવણી અને સુમંવાદિતા. આ ત્રણેના સમન્વયથી આ પદ્ધતિ સફળ થાય છે. ઘણીખરી નવી શાળાઓમાં આ પદ્ધતિ હવે ઉપયોગમાં લેવામાં આવે છે.

સંગીત અને ચિત્રની એકલી શાળાઓ બાદ કરતાં આ બધી નવી પદ્ધતિની શાળાઓ છે. એક વખત નવી શાળા કોને કહેવી એ પ્રશ્ન ચર્ચાતો; કારણ કે જ્યારે સિદ્ધાંતોનો વ્યાવહારિક અમલ કરવામાં આવે છે ત્યારે સિદ્ધાંતો કેટલેક અંશે મોળા થાય છે અને વ્યવહારમાં તેનું સ્વરૂપ શિથિલ થઈ જાય છે. યુરોપમાં નવી શાળાઓ કહેવાતી એવી કેટલીક શાળાઓ હતી કે જે જરા પણ નવી ન હતી; તેમજ જુની એવી કેટલીક શાળાઓ હતી કે જે નવી નહોતી કહેવાતી છતાં વસ્તુસ્વરૂપે નવી હતી. આપણે પણ કેટલીક શાળાઓ આજે સાથે જોઈ છે. હવે તે નવી શાળાઓમાં શું હોવું જોઈએ તે ડૉ. એડોલ્ફ ફેરીયરની સાથે આપણે જોઈએ. ભવિષ્યની નવી શાળાઓ માટે તે ઉપયોગી થઈ પડવાનો મોટો સંભવ છેઃ—

૧ નવી શાળા પ્રાયોગિક શિક્ષણશાસ્ત્રની પ્રયોગશાળા હોય છે.

૨ નવી શાળા વસતીગૃહવાળી હોય છે. બેશક સુંદરગૃહ હોય તે સારા વસતીગૃહ કરતાં ઉત્તમ છે.

૩ નવી શાળા ઘણું ખરું ગામડાની બાજુમાં કુદરતના ખોળે પણ શહેરથી બહુ દૂર ન હોય તેવા સ્થળે હોય છે.

૪ નવી શાળાનાં બાળકો ૧૦ થી ૧૫ ના ટોળામાં એક શિક્ષક અને તેની સ્ત્રી અથવા બીજી કોઈ સ્ત્રીની સંભાળ નીચે હોય છે. બાળકો ઘરના વાતાવરણ કે સ્ત્રીની અસરમાંથી મુક્ત હોવાં જોઈએ.

૫ નવી શાળામા સહશિક્ષણ હોય છે. વસતીગૃહમાં સહશિક્ષણની અસર, જ્યાં જ્યાં તે અનુકૂળ વાતાવરણમાં સંભાળપૂર્વક આપવામાં આવ્યું છે ત્યાં ત્યાં છોકરા ને છોકરીઓ ઉપર સારી અસર થઇ છે.

૬ નવી શાળાઓ દરરોજ ૧॥ કલાક ઉદ્યોગની દૃષ્ટિથી નહિ પણ કેળવણીની દૃષ્ટિથી બાળકને હસ્તઉદ્યોગમા રોકે છે.

૭ હસ્તઉદ્યોગમાં સુતારીકામ સૌથી મુખ્ય સ્થાન લે છે. તેમજ ખેતી અને પાળેલાં પ્રાણીઓની સંભાળ એ પણ અગત્યનું કાર્ય છે.

૮ નિયમિત અભ્યાસક્રમ ઉપરાંત ઐચ્છિક વિષયો માટે સમય રોકે છે.

૯ ખુલ્લી હવામાં અર્ધ નગ્ન રીતે કસરત કરાવવામાં આવે છે તેથી શરીરનો વિકાસ જલદીથી થાય છે.

૧૦ પગે અથવા બાઇસિકલ ઉપર પર્યટન, આખી રાત્રી તંબુમાં રહેવું, અને પોતાનો ખોરાક પોતેજ બનાવી ખાવો, એ નવી શાળામાં મોટે ભાગે હોય છે.

૧૧ બૌદ્ધિક વિકાસ માટે નવી શાળાઓ સ્મરણદ્વારા સંભાર ભરવા કરતાં સ્વતંત્ર વિચારશક્તિને કેળવે છે.

૧૨ સામાન્ય અભ્યાસક્રમમાં વિશેષ વિષયો ઉમેરવામાં આવે છે.

૧૩ સત્ય વાતો અને પ્રયોગોદ્વારા બાળક જ્ઞાન મેળવે છે. કારખાનાં, પ્રદર્શન, સામાજિક સંસ્થાઓ, વગેરેમાંથી પોતે નિરીક્ષણ કરી જ્ઞાન મેળવે છે. જ્યાં બને ત્યાં તે પુસ્તકોમાંથી પણ લેવામા આવે છે.

૧૪ બાળકની પોતાની સક્રીયતા ઉપર શિક્ષણનો આધાર હોય છે. ડ્રોઇંગના શિક્ષણની તેમજ બીજા હસ્તઉદ્યોગની તેમાં જરૂર હોય છે. પણ તે બૌદ્ધિક વિકાસ માટેજ હોય છે.

૧૫ નવી શાળામા બાળકની સ્વાભાવિક રસવૃત્તિનો વિચાર થાય છે. ૪ થી ૬ વિવિધ રમતોનું વય છે. ૭–૯ આજુબાજુની વસ્તુઓમાં રસ હોય છે. ૧૦–૧૨ અમુક વસ્તુઓ તથા મનુષ્યોમાં રસ હોય છે. ૧૩–૧૫ સીધા અનુભવથી ઉત્પન થએલી રસવૃત્તિની ઉંમર છે, ૧૬–૧૮ ગુંચવણભરી વિવિધ રસવૃત્તિની વય છે, આ વયે સામાજિક, માનસશાસ્ત્રીય કે તાત્વિક વિચારણા થાય છે.

૧૬ સ્વતંત્ર રીતે કરવામાં આવતું વ્યકતિગત કામ નવી શાળામાં હોય છે.

૧૭ ખૂબ સચિત્ર કોપિ બુક કે સચિત્ર માસિક તૈયાર કરવાનું કામ નવી શાળામાં હોય છે.

૧૮ સવારના ૮ થી ૧૨ ઘણુંખરૂં બૌદ્ધિક શિક્ષણ માટે હોય છે. વ્યકતિગત કામ માટે બપોરનો સમય હોય છે. બાળકની ઉંમર પ્રમાણે સમયમાં એકાદ કલાકનો ફેરફાર થાય છે. ઘણુંખરૂં ૪ થી ૬ ના સમયમાં દસ વર્ષની નીચેનાં બાળક કોઈ જાતની સ્વતંત્ર તૈયારી કરતાં નથી. વ્યવસ્થિત અને સ્વતંત્ર રીતે શીખવવું એ નવી શાળાનો મુખ્ય હેતુ છે.

૧૯ દરેક દિવસે થોડાજ વિષય–એક બેનો અભ્યાસ કરવામાં આવે છે.

૨૦ નકી કરવામાં આવેલા અભ્યાસક્રમ ઉપરથી બાળક પોતાનું સમયપત્રક ઘડે છે.

૨૧ નૈતિક શિક્ષણ સંપૂર્ણ સ્વતંત્રતા અને નિર્ણયાત્મક શક્તિદ્વારા પ્રાપ્ત થએલા અનુભવથી આવવું જોઈએ. આ જાતનો અનુભવ મળે તે

માટે નવા શાળાઓમાં ન્હાના પ્રજાસત્તાક વહીવટ હોય છે. તેમાં. શાળાના સંચાલક શિક્ષકો, વિદ્યાર્થીઓ, અને કેટલાકમાં પુખ્ત ઉંમરના સહાયકોની એક સામાન્ય સભા શાળા ચલાવે છે. તેના નિયમો પણ તેઓજ ઘડે છે. જ્યાં સંચાલકોની નૈતિક અસર આ નાનકડા પ્રજાસતાકના આગેવાન ઉપર સારી હોય છે ત્યાં તે પદ્ધતિ ઘણું શિક્ષણ આપનારી હોય છે.

૨૨ જ્યાં આ સંપૂર્ણ લોકનિયુક્ત (બાલનિયુક્ત) પદ્ધતિ ચાલી શકે તેમ નથી હોતું ત્યાં ઘણીખરી નવી નિશાળોમાં બંધારણપૂર્વક રાજશાસનના ધોરણ ઉપર વ્યવસ્થા કરવામાં આવે છે. વિદ્યાર્થીઓ પોતાના આગેવાનો અથવા પ્રીફેકટસને ચૂંટે છે. તે ચૂંટાએલા આગેવાનો ઉપર કેટલીક સામાજિક જોખમદારીઓ રહે છે. આ આગેવાનીના પરિણામે જે જોખમદારી ઉત્પન્ન થાય છે તે નાગરિક ધર્મને માટે અતિશય સુંદર શિક્ષણ છે.

૨૩ ઘણા પ્રકારની સામાજિક ફરજો સોપવામાં આવે છે. ન્હાનાથી મ્હોટું સૌ કોઈનો વારો આ દિશામાં કાર્ય કરવાનો આવે છે.

૨૪ જેનામાં સર્જનાત્મક શકિત હોય છે તેમને ખાસ પારિતોષિક આપવામાં આવે છે. વખતોવખત સ્વતંત્ર રીતે કરવામાં આવેલાં કાર્યનાં પ્રદર્શનો ભરવામાં આવે છે અને તેમાં હસ્તઉદ્યોગના વૈજ્ઞાનિક અને સાહિત્યવિષયક કામ માટે સ્પર્ધા કરાવવામાં આવે છે.

૨૫ ન્હાની ભુલો માટે બાળકો પોતેજ ન્યાયપુરઃસર શિક્ષા કરે છે; પણ જ્યાં મોટી ભૂલ હોય છે ત્યાં તેને વિકારી માનસ ગણી તેના નિદાન અને ચિકિત્સા માટે સંચાલકના હાથમાં સોંપવામાં આવે છે. તેના માનસનું પ્રથક્કરણ કરી તેને સુધારવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

૨૬ એક બાળકના કાર્યની તેના પોતાનાજ કાર્યની સાથે તુલના કરવામાં આવે છે, અને તેમાં થએલા ફેરફારના હિસાબે વધારે ને વધારે કરવાનું ઉત્તેજન આપવામાં આવે છે.

૨૭ નવી શાળાઓ એલન કે કહે છે તેમ 'સૌન્દર્યનાં સ્થળો' છે. વ્યવસ્થા એ તેની પહેલી શરત છે. બાળકોના વાતાવરણમાં જણાતી અને તેમનીજ રચેલી ઔદ્યોગિક કલા, કલામય સ્વભાવમાં ઉદાત્ત લાગણીઓ ઉત્પન્ન કરી તેને લલિત કલા પ્રત્યે દોરી જાય છે.

૨૮ એકલા સંગીત કે કૉન્સર્ટમાં સંગીતની ઊંડી અને પવિત્ર છાપ તેના પ્રેમી ઉપર પડે છે. સંગીત સર્વ નવી શાળાઓમાં હોય છે.

૨૯ નૈતિક આત્મભાનની કેળવણી નાનાં બાળકોને વાર્તાના રૂપમાં આપવામાં આવે છે. આથી બાળકના અંતરમાંથી તેનો પડઘો પડે છે. એવી વાર્તાઓ વારંવાર કહેવાથી પોતાની જાત તથા બીજાઓ તરફની પોતાની જવાબદારીનું ભાન થાય છે. મોટા અવાજે આ માટે કેટલીક શાળાઓમા વાચન કરવામાં આવે છે.

૩૦ મોટા બાળકોને વ્યાવહારિક તર્ક-કેળવણી આપવા માટે નવી શાળાઓમાં વ્યક્તિગત અને સામાજિક વિકાસના કુદરતી કાયદાઓનો અભ્યાસ અને વિચારણા કરવવામા આવે છે. કેટલીક નવી શાળાઓમા ધર્મની વિશાળ દૃષ્ટિ રાખી જુદા જુદા પ્રકારના આદર્શો તરફ સહિષ્ણુતાવૃત્તિ કેળવવામાં આવે છે. આ ત્રીસ મુદ્દાઓ ઉપરથી હાલની યુરોપની નવી શાળાઓ વિષે ખ્યાલ આવી શકે તેમ છે. પ્રો. બાકુલે, સીઝેક, અને ડૉ. ડેકોઝની વિશિષ્ટ શાળાઓ પણ યુરોપમાં સુપ્રસિદ્ધ છે.

શારદામંદિર
સરખેજનો રસ્તો } ભોગીલાલ ત્રિભોવનદાસ ઠાકર

---

## સૃષ્ટિનિરીક્ષણ

---

યોજના ૨ જી

ગયા અંકમાં કુદરતના અભ્યાસ સંબંધી અમદાવાદની કાલુપુરની નિશાળની એક યોજના આપવામાં આવી હતી. એની અસર ઠીક જણાય છે; અને બીજી નિશાળોમાં પણ આવી યોજનાઓ યોજવામાં આવે છે અને તેની નોંધ રાખવામાં આવે છે એવું અમોને જણાવવામાં આવ્યું છે. તેવી કેટલીક યોજનાઓમાં સુરત સીટીની મહીધરપુરાની શાળાની એક યોજના અમને ગમી છે તે સારી હોવાથી આ વખતે આપવામાં આવે છે.

કુદરતના અભ્યાસની આવી યોજનાઓ બીજી શાળાના શિક્ષકો આ મુજબ અમને મોકલી આપશે તો આ વિષયની ચર્ચા સારી રીતે થઈ શકશે અને વિષયશિક્ષણ રસિક બની શકશે એવી અમને આશા છે.

મહીધરપુરાની યોજના નીચે પ્રમાણે છેઃ—

અમારી નિશાળના લત્તામાં દેસાઈ નામના એક ગૃહસ્થ રહે છે. તાપી નદીને સામે કિનારે અડાલજના રસ્તે તેમનું એક ખેતર છે. તેમાં આ વરસે જુવારનું વાવેતર કરવામાં આવ્યું હતું. અમારી નિશાળના વિદ્યાર્થીઓને ખેતરે પોંક ખાવા આવવાનું ઘણા વખતથી દેસાઈજીનું આમંત્રણ હતું. તેથી અમે સૌ તા. ૫-૧૧-૨૭ ને શનિવારે સવારમાં તેમના ખેતરે ગયા. ખેતરમાં બેસીને જુવારનો પોંક ખાવામાં કેવો અને કેટલો આનંદ આવે છે તે જાતે અનુભવ કર્યા વિના કલ્પી શકાય તેમ નથી. સુરત જિલ્લામાં તો આવો અનુભવ લગભગ સૌને હોય છે તેથી અમારી શાળાના વિદ્યાર્થીઓને તો ત્યાં જવાનું સાંભળતાંજ ઘણો આનંદ થયો. અમે બરાબર આઠ વાગે ખેતરે પહોંચ્યા.

દેસાઈજીના દુબળાઓએ (ખેતરના નોકરો) કાંટાઓ તથા બીજું બળતણ એકઠું કરી અંગેઠી તૈયાર કરી. અમે સૌ અંગેઠીને ફરતા ગોળ કુંડાળામાં બેસી ગયા. જુવારનાં 'તાજાં' કુમળા કણસલાં લાવવામાં આવ્યા અને પોંક તૈયાર થવા લાગ્યો. પાસેના ક્યારાઓમાંથી એક દુબળો તાજું લીલું લસણ અને કોથમીર લઈ આવ્યો અને સરસ ચટણી બનાવી. અમે ચણાની તીખી સેવ લઈ ગયા હતા. ખાંડ પાએલા વરિઆળી દાણા પણ લાવ્યા હતા. સૌ વાતો કરતા ગયા, અને ગરમાગરમ પોંક, સેવ, ચટણી અને વચ્ચે વચ્ચે વરિઆળી દાણા ખાતા ગયા. પોંક ખાઈ રહ્યા પછી અમને તાજા દહીંનો મઠો આપવામાં આવ્યો તેમાં મીઠું અને ચટણી મેળવી અમે એકેક પ્યાલો તે પીધો.

ખાતાં ખાતાં પોંક કેવી રીતે તૈયાર થાય છે; કણસલાં કેવાં હોય; તેમાં દાણા કેવી રીતે ગોઠવાયા હોય; તે કેવી રીતે છુટા પડે; પોંકને શા માટે ઝાટકવામાં આવે અને ગરમ પોંક કેમ વધારે મીઠો લાગે; મઠો શા માટે પીવામાં આવે અને લસણની ચટણીથી શો ફાયદો થાય; એવા એવા અનેક વિષયો વિષે અમે વાતો કરી. વિદ્યાર્થીઓને પણ અજબ આનંદ થતો જણાયો. સુરત જિલ્લામાં દર વરસે હજારો પોંક પાર્ટીઓ થાય છે પણ જે અવલોકન, આનંદ અને જ્ઞાન અમારી મંડળીને મળ્યું તે બીજે ભાગ્યેજ મળતું હશે હવે અમે ખેતરમાં ફરવા નીકળ્યા.

ખેતરમાં તાજા લીલાછમ જુવારના છોડ ઉગેલા હતા. બે દિવસ અગાઉ પોંક પાડેલો તેના સાંઠા નજીકમાં પડ્યા હતા. તેમાં

અને ખેતરમાં ઉભેલા છોડના રંગમાં અને દેખાવમાં ઘણો ફેર જણાતો હતો. જમીન પર પડેલા છોડ સુકાયા હતા અને ખેતરમાં ઉભેલા છોડ લીલા હતા. આ ફેરફાર શાથી થતો હશે તે છોકરાઓને પૂછતાં તેમને જણાયું કે જમીન પર પડેલા છોડને પાણી મળતું નથી તેથી તે સુકાઈ જાય છે.

છોડવાઓને પાણી શી રીતે મળે છે તે બતાવવા એક છોકરાને નજીક બોલાવી ખેતરનો એક છોડ ખેંચી કાઢવા તેને કહેવામાં આવ્યું. આમ કરતાં તેને મહેનત પડી કારણ કે છોડ જમીનમાં સખત ચોંટી ગયો હતો. છોડ શાથી ચોંટી રહેતો હશે તેની તપાસ કરતાં તેને જણાયું કે છોડને છેડે જમીનમાં તાંતણા જેવું હોય છે તેથી તે ચોંટી રહે છે અને ટટાર ઉભો રહે છે. જમીનમાં રહેલો આવો મૂળ કહેવાતો ભાગ છોડવાઓને તથા મોટાં વૃક્ષોને સખત પવનમાં પણ ટટાર ઉભાં રાખે છે અને પડવા દેતો નથી એમ હવે છોકરાઓને સમજાયું.

જુવારના છોડનાં તાંતણાંવાળા મૂળના ભાગનું અવલોકન કરતાં પ્રથમ તો તેને મરોડી ચોટેલી જણાઈ. તેને કાળજીથી કાઢી નાખી મૂળને અમે પાણીથી ધોઈ નાખ્યું. પછી જોવાના કાચથી તેનું બારીક અવલોકન કરતા અમને જણાયું કે દરેક તાંતણાના છેડે ટોપી જેવું કાંઈક જણાય છે. આ ટોપીને ચીરીને અંદર જોતાં તાંતણાના છેડે અણી જણાઈ. આ અણીદ્વારા મૂળ જમીનમાં પેસી શકે છે; અણી ઘસાઈ ન જાય તેટલા માટે ટોપીદ્વારા તેનું રક્ષણ થાય છે; ટોપીવાળો ભાગ ઘસાતો જાય તેમ અંદરથી બીજો નવો ભાગ તૈયાર થતો જાય છે અને તે અણીનું હંમેશાં રક્ષણ કરે છે વગેરે અવલોકનદ્વારા બાળકોને સમજાવવામાં આવ્યું. મૂળના તાંતણા જમીનમાં પેસી જઈ તેમાંથી પાણી તથા બીજો ખોરાક ચૂસી લઈ છોડવાનું પોષણ કરે છે તે પણ સમજાવવામાં આવ્યું.

પાસેના ભાગમાં નદીના ભાઠામાં પાપડીનું વાવેતર કરવામાં આવ્યું હતું. ત્યાં જઈ પાપડીના એક છોડને સાચવીને જમીનમાંથી ખેંચી કાઢી તેના મૂળનું અમે ઉપર મુજબ અવલોકન કર્યું અને જુવાર અને પાપડીના મૂળની સરખામણી કરી સોટીમૂળ તથા પુંજમૂળનો ભેદ સમજાવવામાં આવ્યો. આ ઉપરાંત ભાઠામાં અમને ભીંડા, વેંગણ, કોબી, ગાજર, મરચાં, મૂળા, આદુ તથા અળવીના છોડ જોવાને મળ્યા. તેમના મૂળનું અવલોકન કરી અમે તેમનું વર્ગીકરણ કર્યું.

પાસેના એક ઝાડ પર અકુની વેલ પથરાએલી હતી. તેના થડના ગાંઠા-ગાંઠાવાળા ભાગમાંથી મૂળના તાંતણા નીકળેલા હતા અને ઝાડની સાથે ચોંટી ગએલા હતા. આવાં મૂળ વેલને ઝાડ સાથે ચોંટી રહેવામાં કેવી મદદ કરે છે તે અમે જોયું.

ઉપર મુજબનું અમારૂં પર્યટન સમાપ્ત કરી દેસાઈજીનો ઉપકાર માની અમે ઘર તરફ વળ્યા. રસ્તામાં થોરની વાડો તથા કુંવરના છોડ અમારા જોવામાં આવ્યા. તેમને લીલા કંચન જેવા જોઈ તેમને પાણી પાઈ આવી સ્થિતિમાં કોણ રાખતું હશે એમ છોકરાઓએ પૂછ્યું. તેમને પોચા પાણીથી ભરેલાં કુંવારનાં મૂળ બતાવી સમજાવવામાં આવ્યું કે કેટલીક વનસ્પતિનાં મૂળ વરસાદના વખતમાં પાણી ચૂસી લઈ તેનો સંગ્રહ કરી રાખે છે અને કરકસરથી જરૂર પડે તેમ છોડને આપે છે. (વનસ્પતિમાં થોર, અને પ્રાણીમાં ઊંટ, પાણીનો સંગ્રહ કરી શકે છે અને જીવન નિભાવવા કરકસરથી વાપરે છે.) વનસ્પતિને પણ કરકસર કરતાં આવડે છે તે જાણી છોકરાઓને ઘણો આનંદ થયો.

ઉપર મુજબ વાતો કરતા જતા હતા ત્યા એક વડ અમારી નજરે પડ્યો. તેની વડવાઈ જોઈ છોકરાઓએ, એ શું હશે તે પૂછ્યું. બારીક અવલોકન કરતાં કેટલેક ઠેકાણે વડવાઈ વધીને જમીન સુધી ગએલી અને ઝાડને આધાર આપતી જણાઈ. ઝાડ વિસ્તારમા વધી પડે તો તેની શાખાઓ-માંથી આવી જાતનાં મૂળ નીકળે છે અને જમીનમા જઈ ઝાડને આધાર આપે છે તે તથા તેમને શાખામૂળ કહે છે તે સમજાવવામા આવ્યું. (આવાં મૂળ તાડ તથા ખજુરીને પણ હોય છે.)

વડના થડની નીચેના ભાગ ઉપર એક નાનો છોડ ઊગતો હતો તથા તેનાં મૂળ વડના થડની અંદર દાખલ થયા હતા તે બતાવી આવી કેટલીક વનસ્પતિ બીજા ઉપર આધાર રાખે છે અને પોતાનાં મૂળ વડે મોટા વૃક્ષના થડમાંથી ખોરાક મેળવે છે તે બતાવી, તેમને પરોપજીવી મૂળ કહે છે તે સમજાવવામાં આવ્યું.

(સુખડનાં મૂળ બીજા ઝાડનાં મૂળમાંથી ખોરાક મેળવે છે.)

આગળ જતાં નદીના કિનારે કેટલાક પાણીમાં ઊગતા છોડ અમે જોયા. તેનાં કેટલાંક મુળીઆં પાણી ઉપર દેખાતાં હતાં. તે હવા લેવા પાણી ઉપર આવે છે અને તેને હવામૂળ કહે છે તે સમજાવવામાં આવ્યું.

ઉપર મુજબનું અમારૂં આનંદપર્યટન સમાપ્ત કરી અમે સૌ ઘેર ગયા. આ પર્યટન વિષે ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ ટુંકી નોંધ તથા થોડાં ચિત્રો પાડી લાવ્યા હતા. જે થોડા સુધારા સાથે અત્રે આપવામાં આવે છે.

## મૂળના પ્રકાર



નોંધ:—

મૂળ

પ્રકાર:—

(૧) સોટીમૂળ-વાલ
(૨) પુંજમૂળ-જુવાર
(૩) શાખામૂળ-વડની વડવાઈ
(૪) પરોપજીવી મૂળ-ઝાડના થડમા ઊગતા છોડ
(૫) હવામૂળ-પાણીના છોડવા

કર્તવ્ય:—

(૧) છોડને આધાર આપી ટટાર રાખે
(૨) બારીક તાંતણાઓની અણીઓથી જમીનમા જઈ પાણી અને ખોરાક ચૂસે અને છોડને પોષણ આપે. ટોપી જેવો ભાગ અણીનું રક્ષણ કરે.
(૩) કેટલાક મૂળ પાણીનો સંગ્રહ કરે.

પ્રે. ટ્રે. કૉ. અમદાવાદ. } મનસુખરામ માણશંકર દ્વિવેદી

## શાન્ત વાચન

આપણી હાલની શાળાઓમાં અભ્યાસક્રમમાં વાચનનો વિષય રાખવામાં આવેલો છે; અને વાચન ઘણે ભાગે પાઠ્ય પુસ્તકોદ્વારાજ કરાવામાં આવે છે. અભ્યાસક્રમ પુરતો વાચનનો વિષય થઈ ગયો એટલે શિક્ષકો તેમાં સંતોષ માની બેસી રહે છે. વળી ઘણે ભાગે જે રીતનું વાચન જોવામાં આવે છે તે પણ યાંત્રિક અથવા સમજ વિનાનું હોય છે. આમ થવાનું મુખ્ય કારણ એ જણાય છે કે વાચનનો શો હેતુ છે તે શિક્ષકો અને વિદ્યાર્થીઓ સમજતા નથી. પાશ્ચાત્ય દેશોમાં અને અમેરિકા જેવા આગળ પડતા દેશમાં વાચનને વહેવાર દૃષ્ટિથી જોવામાં આવે છે. અમુક ફકરો સારી રીતે વાચતાં આવડ્યું, અને તેનો ભાવાર્થ સમજાયો એટલે બસ થયું એમ હવે સંતોષ માની લેવામાં આવતો નથી. એ દેશોમાં તો વિદ્યાર્થીનો વાચન પ્રત્યે પ્રેમ વધારવામા આવે છે એટલુંજ નહિ પણ તેઓ ઝડપથી અને સમજપૂર્વક વાચે અને તેનો સાંસારિક બાબતમાં

ઉપયોગ થઈ શકે એવા હેતુથી જુદી જુદી જાતના અખતરા કરવામાં આવે આવે છે. આપણી શાળાઓમાં એવા હેતુથી વાચન પ્રત્યે પ્રેમ વધારવાના અખતરા થતા નથી એટલે ઘણા જુના વખતથી જે પ્રથા ચાલી આવી છે તેની તેજ પ્રથાએ આપણે કામ કર્યે જઈએ છીએ. પણ હાલના આગળ વધતા જતા પ્રવૃત્તિમય જમાનામાં વાચનમાં વિશેષ રીતો દાખલ કરવાની, પછી તે અજમાવવાની, અને છેવટે તેના પરિણામોની નોંધ લઈ, વાચન કેમ વિશેષ અને હેતુપુરઃસર થાય તેવી યોજનાઓ ઘડવાની જરૂર છે. જો આપણે એમ કરીશું તોજ આપણે આપણાં બાળકોને સામાન્ય કેળવણી આપવામાં અને તેમને જીવનમાં ફતેહ મેળવવામાં લાયક બનાવી શકીશું. વળી હાલમાં વાચનને માટે જુદા જુદા સ્વરૂપમાં સાહિત્ય પણ ઘણું ભેગું થએલું છે. એકલાં પુસ્તકોથીજ વાચન થઈ શકે એમ સમજવાનું નથી. રસ્તે ચાલતાં, વેપારીઓની દુકાને, રેલ્વે સ્ટેશનો, મુસાફરી, તેમજ અન્ય માસિકો, ચિત્રો, એ બધું વાચનનોજ વિષય જે એમ કહીએ તો ખોટું નથી. પહેલાના વખતમાં જ્યારે જીવનમાં આટલી બધી પ્રવૃત્તિ નહોતી તેમજ લોકવ્યવહાર પણ એટલો બધો ગુંચવણ ભરેલો નહોતો ત્યારે કેવળ પાઠ્ય પુસ્તકોમાના વાચનથી ચલાવી શકાય તેમ હતું પણ હાલમાં તેમ કરવાથી આપણે ઉપયોગી કેળવણી આપી શકીએ છીએ એમ કહી શકાય નહિ. દરેક મોટા શહેરમા અને અમુક ગામડાંઓમાં પણ હવે જાહેર પુસ્તકાલયો જોવામાં આવે છે. ગામ પરગામથી સહેલાઈથી પુસ્તકો મગાવી શકાય છે અને પત્રવ્યવહારથી પણ જ્ઞાન મેળવી શકાય છે એટલે પાઠ્ય પુસ્તકના વાચનમાં આ સાધનો દ્વારા આપણે ઘણો વધારો કરી શકીએ તેમ છે. હાલમાં કોઈ પણ એવો ધંધો નથી કે જેમાં વાચનની સમજપૂર્વક વાચનની-જરૂર ન પડે. બીજી રીતે કહીએ તો જો વાચન ન આવડે તો એવો કોઈ પણ ધંધો નથી કે જેમાં વિદ્યાર્થી સફળતાથી જોડાઈ શકે.

શાળાઓમાં જે વાચન થાય છે તે માત્ર પરીક્ષાની દૃષ્ટિથીજ થાય છે; એટલે વાચન સંબંધી બીજા જે મુદ્દાઓ શિક્ષક અને વિદ્યાર્થી સમક્ષ રહેવા જોઈએ તે રહેતા નથી. હાલમાં વાચન સંબંધી જે બે બાબતો ઉપર ભાર મૂકવામાં આવે છે તે આ છેઃ (૧) ભાવાર્થ, (૨) ઝડપ. આપણી શાળાઓમાં આ બે હેતુ કેટલેક અંશે પાર પડે છે, પણ તે ઉપરાંત બીજા કેટલાક હેતુઓ છેઃ (૧) સામાન્ય માહીતી-જ્ઞાન, (૨) ધંધો, (૩) અનુભવ, (૪) આનંદ. જ્યાંસુધી આ બધા હેતુઓ વાચનથી સાધી શકાય નહિ ત્યાંસુધી વાચન યથાયોગ્ય થયું છે એમ આપણાથી કહી શકાય નહિ.

આ હેતુઓ સાધી શકાય એટલા માટે યુરોપ અને અમેરિકા જેવા દેશોમાં વાચનને સંપૂર્ણ બનાવવા માટે કેટલીક યોજનાઓ ઘડવામાં આવી છે તેમાં શાન્ત વાચનની પણ એક યોજના છે જેને આપણે ઘટતા ફેરફાર સાથે અમલ કરી શકીએ.

શાન્ત વાચન સંબંધી સામાન્ય સૂચનાઓ:—

**હેતુપૂર્વક વાચન**—હાલના શાસ્ત્રીય શિક્ષણમાં એ નિયમ છે કે જે કાંઈ આપણે શીખીએ અથવા જે કંઈ કામ કરીએ તેમાં શો હેતુ સમાએલો છે તે પહેલાં જોવું જોઈએ, અને પછી એ હેતુ કેવી રીતે સિદ્ધ કરવો તેને માટે યથાવિધિ યત્ન કરવો જોઈએ. હેતુ અને યત્ન વિના કોઈ પણ કાર્ય સફળ થતું નથી; અને એજ નિયમ શાન્ત વાચનને માટે સત્ય છે. દુન્યવી કાર્યો તથા બીજી પ્રવૃત્તિઓમા પણ જ્યાં વાચન થાય છે ત્યા અમુક હેતુ સમાએલો હોય છે. કેવળ શબ્દ વાંચી જવા એ હેતુથી આપણે વાંચતા નથી. દા. તરીકે, વર્તમાનપત્રો વાચીએ છીએ ત્યારે આપણો હેતુ ખબર જાણવાનો હોય છે; કાવ્ય વાંચીએ છીએ ત્યારે આનંદ મેળવવાનો હેતુ છે; ધંધાદારી જાહેરખબરો કે સૂચનાઓ વાંચીએ છીએ ત્યારે માહીતી મેળવવાનો હેતુ સમાએલો છે. આમ જ્યાં જોઈએ ત્યાં દરેક ક્ષણે વાચન સાથે હેતુ રહેલોજ હોય છે. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે શાળામાં હાલમાં જે વાચન થવું જોઈએ તે વહેવારને સંપૂર્ણ રીતે લક્ષમાં રાખીને થવું જોઈએ, અને શાળામાં બાળકો હેતુપુરઃસર વાચન કરે એવી યોજના હોવી જોઈએ.

**માનસિક શકિત અનુસાર વાચન**—દરેક બાળકમાં કુદરતી રીતે શક્તિઓનો વિકાસ જુદા જુદા પ્રમાણમા હોય છે. કોઈ બાળક વાંચીને તેનો ભાવાર્થ જલદીથી ગ્રહણ કરી શકે છે તો બીજું વાંચી અમુક ભાગજ યાદ રાખી શકે છે. વળી કોઇ બાળક માત્ર ઘણી ઝડપથી વાચી શકશે. આમ વાચન વખતે દરેક બાળક કોઇક ને કોઇક શક્તિનો ઉપયોગ કરે છે અને જેમ એકજ વાચન વખતે વધારે શક્તિઓનો એકી સાથે ઉપયોગ તેમ બાળકની કેળવણી સંબંધી વિકાસમા તેટલો વધારો થાય છે. કેવળ ઝડપથી કે શુદ્ધ ઉચ્ચાર સાથે વાંચી જવામા બાળકને કોઈ પણ જાતનો લાભ થતો નથી એટલા માટે શિક્ષકે જ્યારે જ્યારે વાચનનો વિષય લેવાય ત્યારે ત્યારે એ વાચનમાં સમજ અને હેતુ અને અને તેની સાથે વહેવાર હેતુ વગેરે બાબતો વાચનની યોજના કરતી વખતે લક્ષમાં

રાખવી જોઈએ. એ યોજનામાં તમામ હેતુઓ સરે એવો વાચનનો કાર્યક્રમ રાખવો જોઈએ, એટલુંજ નહિ પણ બાળકોની શક્તિઓનું નિરીક્ષણ કરી વિકાસ ન પામેલી શક્તિઓને વિકાસ પામવાની તકો આપવાની હોય છે. એટલા માટે વાચનના વિષયમાં વિવિધતા રાખવી જોઈએ.

**વ્યક્તિગત જરૂરિઆતો**—શાળામાં પાઠ પુસ્તકમાંથી થતા વાચનથી દરેક બાળકની અંગત જરૂરિઆનો તરફ ભાગ્યેજ લક્ષ આપી શકાય છે. ઉપર જણાવી ગયા પ્રમાણે દરેક બાળકની શક્તિ જુદા જુદા રૂપમાં ઓછા વધતા પ્રમાણમાં વિકાસ પામેલી હોય છે; અને એવી સ્થિતિ હોય ત્યારે દરેક બાળકને માટે વાચનનું એકજ જાતનું ધોરણ કે તેને માટે એકજ જાતનો વિષય રાખવો એ માનસશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે; તેથી દરેક શિક્ષકે વિદ્યાર્થીની જરૂરિઆતના પ્રમાણમાં સાહિત્ય–સાધન પણ વિવિધ જાતનું એકઠું કરી રાખવું જોઇએ, અને એ સાધનની મદદથી બાળકને જે સાધનની જરૂર પડે તે સાધન વાચવા આપવું જોઈએ. બાળકોની જરૂરિઆતો શોધી કાઢવા માટે નીચે પ્રમાણે વ્યવસ્થા થઈ શકે તેમ છે.

(૧) બાળકની કઈ શક્તિ ઓછી વિકાસ પામેલી છે તે શોધી કાઢવા માટે કસોટીરૂપ ફકરા વાંચવા આપવા.

(૨) વિદ્યાર્થીની શક્તિઓ તપાસી એકજ પ્રકારની ખામીવાળાં બાળકો હોય તેમની ટુકડીઓ પાડવી.

(૩) જે જે શક્તિઓ કેળવવી હોય તે શક્તિઓ કેળવી શકાય તેવું સાહિત્ય એકઠું કરી વાચવા આપવું.

(૪) સમૂહ પાડયા હોય તેને તેની જરૂરિઆતો પ્રમાણે વાચનના મનોયત્નો આપવા. એક ટુકડી પાછળ રહી જાય તો શિક્ષકે તેની સાથે રહી માર્ગદર્શક થવું; બાકીની ટુકડીઓને પોતાની મેળે કામ કરવા દેવું.

(૫) વખતો વખત આપેલા કામની પરીક્ષા કરી પરિણામ તપાસવું અને તે ઉપરથી નવા સમૂહ પાડવા.

**આત્મપરીક્ષા**—બાળકો પોતે કરેલા કામની પરીક્ષા કરે અને પોતાની શી ખામી રહી ગઈ છે તે શોધી કાઢે એટલા માટે તેમણે પોતાના કામની તુલના કરવી જોઈએ. એક વખત પોતાની ખામી શોધી કાઢવા પછી તે ખામી દૂર કરવા તે આપોઆપજ મંડયો રહેશે અને ક્રમે કરીને એનામાં ચારિત્ર્ય ઘડાતું જશે. બાળકો પોતાની ખામીઓ શોધી કાઢી શકે એટલા માટે શિક્ષક પ્રશ્નના જવાબો બાળકોને ઉતરાવે; અથવા તે પોતે પહેલેથી

કા. પા. ઉપર જવાબો લખી કાઢે અને તેના ઉપર કાગળ ચોઢી ગુપ્ત રાખે; અથવા લખેલા જવાબવાળાં પત્તાં બાળકોમાં વહેંચે. એવી રીતનું કામ તેમના કામની પરીક્ષા માટે કરવું જોઈએ. આમ કર્યા પછી બાળકો પોતાના જવાબો મેળવે. તે ખરા ખોટા જાણવા માટે અમુક નિશાની તેમની પાસે કરાવવી. આમ બાળકો પોતે પોતાના કામની પરીક્ષા કરતાં શીખશે; અને સાથે સાથે હરિફાઈ અને રસ ઉત્પન્ન થશે. દરેક બાળક આ પ્રમાણે બીજી વખત પરીક્ષા કરવામાં આતુર રહે છે અને જેમ બને તેમ બધાજ જવાબો ખરા લાવવા સતત મહેનત કરે છે.

**કાળા પાટીઆનો ઉપયોગ**—વર્ગમાં બાળકો બેસે તે પહેલાં શિક્ષક કા. પા. ઉપર મનોયત્નો લખી રાખે. એવા બે ત્રણ મનોયત્નો એકી સાથે પાટીઆ ઉપર હોય તો બાળકોની એક બીજાના કામમાં જોવાની ટેવ ઉત્પન્ન થતી નથી.

**મનોયત્નનાં પત્તાં**—આ યોજના યથાવિધિ થઈ શકે તેટલા માટે શિક્ષકે કેટલાંક એવાં પત્તાં તૈયાર કરી રાખવા જોઈએ કે જેથી બાળકોની જરૂરિઆતો પ્રમાણે તે વહેંચી શકાય. આવાં પત્તાં તૈયાર કરતી વખતે શબ્દોની પસંદગી કરવામાં ઘણી કાળજી રાખવાની જરૂરની છે. દરેક પત્તાને નંબર આપ્યા હોય તો ફરીથી વહેંચણી કરવામાં તેમજ શિક્ષકને પોતાને માટે તેનો ઉપયોગ કરવામાં ઘણી સરળતા થઈ પડે.

**ઝડપ વધારવા માટેનાં પત્તાં**—શરૂઆતમા આવાં પત્તાંની પહોળાઈ ચારથી પાંચ ઈંચની હોય તો સારૂં, પણ લંબાઈ શબ્દ કે વાકયનો વિચાર કરી રાખવી. શબ્દોની ઉંચાઈ એક ઈંચ જેટલી રાખવી જેથી બાળકો યોગ્ય અંતરેથી સહેલાઈથી વાંચી શકે. આવાં પત્તાં વાપરતી વખતે શિક્ષકે બાળકની નજરની સામાં તથા સાચાં પત્તા રાખવાં. બાળકની દૃષ્ટિને કાટખુણે આવે તેવી રીતે તે આગળ રાખવાં. પછી તેમાંના શબ્દ કે વાકય પ્રમાણે બાળક ક્રિયા કરે. પત્તાં વર્ગ સમક્ષ ઘણી થોડીવાર એટલે કે મિનિટ અડધી મિનિટ સુધી રાખવાં અને પછી તે લઈ લેવાં. જેમ જેમ ઝડપથી વાંચવાની ટેવ પડતી જાય તેમ પત્તાં રાખવાનો વખત પણ ઘટાડતા જવું.

---

# વિટામીન અને તેની ઉપયોગિતા

આજથી વીસ વર્ષ પહેલાં ડૉ. મેક કલમે વિટામીન સંબંધી જે શોધ ખોળ કરી હતી તે સંબંધી વિદ્વાનો હવે એક મત થયા છે અને વિટામીન સંબંધી તેઓ નીચે પ્રમાણે છેવટના નિર્ણય ઉપર આવ્યા છે.

**વિટામીન 'એ'**—'એ' વિટામીનો આંખના આરોગ્ય માટે જરૂરી છે, તેમજ શરીરની વૃદ્ધિ માટે તે ઉપયોગી છે. તે ન હોય તો આંખનાં દરદો થાય છે. આ વિટામીન દૂધ, ઈંડાં, પ્રાણીની ચરબી અને અમુક જાતની માછલીના કૉડલિવર તેલમાં માલમ પડે છે. માખણ, ઘી કે ચરબીમાં વિટામીન હોય છે તેનાથી ૨૦૦ ગણા વિટામીનો આ તેલમાં હોય છે. આવા વિટામીનો, સ્પીનાશ (ભાજી), કોબીજ, ભાજી (લુણી, તાંજળજો વગેરે), એસ્પેરેગસ, બાજરી, ગાજર, બટાટા પાર્સિનપ્સ, કેરી, વટાણા, ચણા, કેળા, જમરૂખ અને ટમાટા વગેરે શાકભાજી તથા કંદમૂળમાં માલમ પડે છે. ટમાટામા આ વિટામીનો ઘણા પ્રમાણમાં હોય છે.

**વિટામીન 'બી'**—'બી' વિટામીનો જ્ઞાનતંતુની નબળાઈ અટકાવે છે. આ જાતના વિટામીનોની શોધ રૂશિઆ અને જાપાન વચ્ચે લડાઈ થઈ તે વખતે થઈ હતી. એ વખતે જાપાનના નાવિકોમાં ખાસ કરી જ્ઞાનતંતુની નબળાઈનો રોગ લાગુ પડ્યો હતો અને એનું કારણ તેઓ છડેલા ચોખા અને માછલી ખાતા હતા તે હતું. પણ પાછળથી તેઓએ છડેલા ચોખા ખાવા છોડી દીધા અને એને બદલે વગર છડેલા મોળા ચોખા ખાવાનું શરૂ કર્યું અને એથી એમને ફાયદો થયો. આ વિટામીનો આવા વગર છડેલા ઘઉંની થુલીની રોટલી, આથાવાળી વસ્તુ, બીઆં, શાકભાજી, ફળ, અને માખણ તથા ઘીમાં જોવામાં આવે છે.

**વિટામીન 'સી'**—આ વિટામીનો ખાસ કરી શરીરની અંદરના રક્ત-પ્રવાહના શોધક છે. તેઓ ફળ, લીલી પત્તીની વનસ્પતિ, મૂળ, અને ખાસ કરી કોબીજ, લીંબું, નારંગી, ટમાટા, જમરૂખ, બોર, ગાજર, વટાણા, કેળાં, સ્પિનાશ, દ્રાક્ષ અને બીજાં કેટલાંક અનાજમાં જોવામાં આવે છે. લીલો ચારો ચરતી ગાયના દૂધમાં પણ આ વિટામીનો હોય છે. ખાટાં રસવાળાં ફળોમાં આવી જાતના વિટામીનો હોવાથી લાંબી દરિઆઈ મુસાફરી વખતે એવાં ખાટા રસવાળાં ફળો-લીંબું, નારંગી, વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે.

**વિટામીન 'ડી'**—આ વિટામીનો શરીરની નિર્બળ હાલતને અટકાવવામાં ઉપયોગી છે, અને હાડકામાં 'કેલ્શિઅમ' (ચાક જેવા પદાર્થ) ઉત્પન્ન કરે છે. તે માછલીના તેલમાં–ખાસ કરી કૉડલિવર તેલમાં ઈંડાની હાળમાં, દૂધમાં અને કેટલીક લીલી શાકભાજીમા હોય છે. કૉડલિવર તેલ એજ કારણને લીધે નબળા બાંધાનાં બાળકોને ઉપયોગી થઈ પડે છે.

**વિટામીન 'ઈ'**—આ જાતના વિટામીનની શોધ હમણાજ થઈ છે અને તેઓ વંધ્યત્વનાશક છે એમ સિદ્ધ થયું છે. કુટુંબવૃદ્ધિના ખાસ રહસ્યરૂપ કારણ તરીકે તેને ગણવામાં આવે છે. આ વિટામીનો ઘઉંમાં, વનસ્પતિના તેલમાં, તાજા માંસમાં અને લેટયુસ અને એવી બીજી શાકભાજીમાં આવે છે.

દાકતરી અથવા વૈદ્યવિદ્યામાં આ પાચ જાતના વિટામીનોની અગત્ય સ્વીકારવામાં આવી છે, પણ બીજી જાતના વિટામીનો પણ હશે એમ માનવામાં આવે છે. હાલ જે ઝડપથી વિટામીનોની શોધ થતી જાય છે તે જોતાં બીજા એવા કેટલાક વિટામીનો શોધી કાઢવામાં આવશે એમ માનીએ તો ખોટું નથી. ખોરાકથી ઉત્પન્ન થતાં કેટલાંક દરદો મટાડવા માટે આવા જીવન આપનાર વિટામીનોનો વધારે ને વધારે ઉપયોગ કરવામા આવશે એમ દાકતરો માનવા લાગ્યા છે. મનુષ્ય જાતનું જીવન જઠરની સારી ક્રિયા ઉપર આધાર રાખે છે અને જો જઠરને સક્રિય રાખવામાં આવે તો શરીરનાં બાકીનાં અવયવોને પોષક તત્ત્વો મળશે અને તેઓ દુરસ્ત રહેશે એ નિ:સંશય છે.

---

## કાઠિઆવાડનો ઇતિહાસ

આ દેશ પ્રાચીન ભારતમાં ઐતિહાસિક દૃષ્ટિએ જાણીતો હતો અને અત્યારે પણ ત્યાનાં ખંડિયેરો વગેરે તેની પ્રાચીનતાની ઝાંખી કરાવી રહ્યાં છે. હિંદુસ્તાનના એ દ્વીપકલ્પ ઉપર અનેક ઐતિહાસિક રંગો પલટાતા આવ્યા છે તેનું રૂપરેખાત્મક વર્ણન આપવામાં આવે છે.

**સીમા**—એક બાજુએ કચ્છનો અખાત અને બીજી તરફ ખંભાતનો અખાત આવેલો છે. દક્ષિણે અરબી સમુદ્ર છે. એ આખો દ્વીપકલ્પ હિંદુસ્તાનના એ સમુદ્રમાં આગળ પડતા અંગ તરીકે ઝૂરી રહ્યો છે. ઘણું

વર્ષો ઉપર ત્યાં વસેલી જુની જાતો પાસેથી વાયવ્ય કોણમાં કાઠી લોકોએ આવીને તે મુલકો પડાવી લીધા હતા. હાલ તેમનાં નાનાં નાનાં રાજ્યો આખા દ્વીપકલ્પમાં સંખ્યાબંધ જોવામાં આવે છે તે ઉપરથી આપણને સુપ્રતિત થાય છે કે અરસપરસ હુમલાઓ અને શાંતિના સમયમાં થઈ એ રાજ્યો પસાર થયાં છે. 'સૌરાષ્ટ્ર' એ નામ આપણને તે દેશમાં જુના વખતમાં પથરાઇ રહેલાં ગીચ જંગલોના સમયથી માંડીને ઉત્તરતઃ જુની દુનિયાના વેપારીઓ પશ્ચિમ તરફનાં શહેરોમાં વેપાર અર્થે આવીને વસ્યા ત્યાંસુધીની સ્થિતિનું ભાન કરાવે છે.

હિંદુસ્તાનનું સિરિઆ—આ સૌરાષ્ટ્ર દેશ જેને હિંદુસ્તાનનું સિરિઆ ગણવામાં આવ્યું છે, તેની પ્રજાના વીરત્વ કે શૌર્ય ઉપરના પ્રેમથી ઝળહળી રહેલો ઇતિહાસ અદ્યાપિ અમર છે અને તે ઉપરાંત જૈનધર્મીઓએ અદ્ભુત કળાના નમુનાઓ રચીને તે ભૂમિની અગત્યમાં વધારો કર્યો છે. શેત્રુંજય અને ગીરનારનાં જૈન દહેરાંઓમાં રચેલી સુશોભિત અને કાલ્પનિક સમૃદ્ધિવડે ઘણી મહાન પવિત્રતાવાળાં તે સ્થળો ગણાયાં છે અને તેથીજ કાઠિઆવાડ ઘણું આકર્ષક અને રમણીય ગણાયું છે. અહીં સિંધમાંથી ચુડાસમા, કચ્છમાંથી જેઠવા, વઢેલ અને વાળાથી શહોડ જાતો યાદવો પછી આ પવિત્ર ભૂમિમાં વસવાટ કરવા માટે આતુરતાથી આવી રહી. (યદુપતિ શ્રીકૃષ્ણ જામ સાહેબના વડીલ હતા.) વળી મહાન મૌર્ય રાજ્યના પ્રખ્યાત પ્રતિનિધિઓએ દરીઆકાંઠે આવેલા સોમનાથના સમીપમાં એક પ્રખ્યાત પત્થર ઉપર ઉદારતા, દયા અને ધર્મનો બોધ કોતરાવ્યો છે, તેથી પણ આ ભૂમિનું માહાત્મ્ય સદાને માટે વૃદ્ધિ પામ્યું છે તેમ છતાં પણ આ હિંદુસ્તાનના સિરિઆનો આટલો બધો આકર્ષક ઇતિહાસ ઘણા મુસાફરોની જાણ બહાર રહ્યો છે.

કૃષ્ણનું વૃત્તાંત—કાઠિઆવાડનો પ્રાચીન ઇતિહાસ મહાભારતના દેવતા શ્રીકૃષ્ણનાં અદ્ભુત પરાક્રમો સાથે સમન્વિત થએલો છે. શ્રીકૃષ્ણ ખરેખર એક મહાન યોદ્ધા હતા. એમને ઇશ્વરના અવતારરૂપ માનવામાં આવે છે. હજારો વર્ષથી લોકો તેમને ભક્તિભાવથી પૂજે છે. દ્વારકા જાઓ અને રસ્તાના જનારને પૂછો, અથવા ધૂળમાં રમતાં નાનાં બાળકને પૂછો કે કૃષ્ણ વિષે તેઓ શું જાણે છે; તો તેઓ કહેશે કે બહાદુર કૃષ્ણ, સુંદર, પ્રિય, રસિક પુરુષ, દુષ્ટ કંસના હણનારા હતા; એ પ્રમાણે તેમનો લાંબો ઇતિહાસ બોલી જશે. "કંસે આકાશવાણીથી સાપના ભયને

લીધે શ્રીકૃષ્ણનાં ભાંડુઓને કેવી રીતે મારી નાખ્યાં; વસુદેવ જે હિંદુસ્તાનના નાગ રાજાઓમાંનો એક મહાન રાજા હતો, તેણે કેવી રીતે કંસના પંજામાંથી તેમના બાળસ્વરૂપને બચાવીને ગોપ નંદના ઝુંપડામાં સહીસલામત તેમને મૂકયા હતા; કેવી રીતે શ્રીકૃષ્ણે ગોકુળમાં બાળક્રીડા કરી હતી, વગેરે ઐતિહાસિક બીનાઓ સુપ્રસિદ્ધ છે. ગોપીઓ કે મહીઆરીઓની વાર્તા સીતા અને રામની વાત જેવી હાલમાં લોકપ્રિય થઈ પડી છે. પાંડવોનાં પરાક્રમોનું મહાકાવ્યમાંથી એ બધું વર્ણન મળી શકે છે. શ્રીકૃષ્ણે પોતાની પુખ્ત અવસ્થામાં મથુરાના જાદવોને માટે આ નગર વસાવ્યું હતું. જે જાદવો કંસની બે રાણીઓના બાપ જરાસંધ (મગધ અધિરાજ) ના જુલમથી પીડિત હતા તેમને તેમના ત્રાસમાંથી મુક્ત કરવા માટે દ્વારકા વસાવ્યું હતું. અહીંઆંજ જાંબુવાન નામના મનુષ્ય-રીંછનો શ્રીકૃષ્ણે સંહાર કર્યો હતો; અને સોમનાથ કે પ્રભાસપાટણ આગળ ભીલના વિષમય શરથી તેમનું અવસાન થયું હતું. જે સ્થળે શ્રીકૃષ્ણે દેહત્યાગ કર્યો તે જગા હાલ પવિત્ર ગણાય છે. ત્યાં વાર્ષિક શ્રાદ્ધનો મેળો ભરાય છે અને ગોપીતળાવ જ્યાં ગોપીઓ દીલગીરી કે શોકથી ડૂબી ગઈ હતી ત્યાં અદ્યાપિ ગોપીચંદન કે પીળી માટી નીકળે છે અને તેના વડે વૈષ્ણવો પોતાના કપાળમાં શ્રીકૃષ્ણનું ઊર્ધ્વ પુંડ્ર કાઢે છે. આવી રીતે શ્રીકૃષ્ણ મનુષ્યની દૃષ્ટિ આગળથી અદૃશ્ય થઈને તેમના હૃદયમાં હંમેશના માટે વસી રહેલા છે. તેમની વાર્તાની વિગતો મહાન વિદ્વાનો વાંચીને મથન કરી રહ્યા છે. તેમની બાળક્રીડા, રાસાદિક ક્રીડાઓ વિચારી રહ્યા છે; શ્રીમદ્ ભાગવદ્ગીતામાં તેમણે અર્જુનને આપેલા ઉપદેશનું સ્મરણ કરી રહ્યા છે; અને કેટલાક વિદ્વાનો તેમના જેવા અનેક બનાવ (કાલિ કુમારિકા અને તેના બાળકનો હેવાલ જે દેવકી અને કૃષ્ણને મળતો આવે છે તે) વિષે વિચાર કરી રહ્યા છે.

**અશોક અને તેનાં કાર્યો**—શ્રીકૃષ્ણના અવસાન પછીનો કાઠિઆવાડનો ઇતિહાસ અંધકારમાં પાછો ડૂબી ગયો છે, અને ત્યારપછી મૌર્ય વંશના પ્રતાપી રાજા મહાન અશોકના સમયમાં ફરીથી તે દશ્યમાન થાય છે. હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસમાં ચંદ્રગુપ્તનો પૌત્ર આ મહાન બૌદ્ધ સમ્રાટ્ જે દૃઢ નિશ્ચયવાળો અને પરાક્રમી હતો અને માનુષ દયાનો ખાસ અવતાર હતો તેના જેવો બીજો કોઈ રાજા હિંદુસ્તાનના પ્રાચીન સમયમાં થયો નથી.

પ્રાણી માત્રના જીવન માટેની તેનામાં અસાધારણ દયાર્દ્રતા હતી.

જનાવરની ઇસ્પિતાલો બાંધવી; માણસના હિતની ખાતર રસ્તા ઉપર વૃક્ષો વાવવાં; માંદાંને માટે અમુક સ્થળે ઔષધસંગ્રહાલય સ્થાપવાં, વગેરે લોકોપયોગી કાર્યો અશોકે પોતાના રાજ્યમાં ચાલુ રાખ્યા હતાં. તેના અતિ વિસ્તાર પામેલા સામ્રાજ્યમાં આવેલાં પવિત્ર સ્થળોમાં જે શિલાઓ ઉપર લેખો કોતરાવ્યા છે તે શિલાઓ જાણે ઉપદેશ કરવા માટે બોલતીજ ન હોય એવો ભાસ આપે છે. જો કે તેના મહાન રાજ્યનો પડછાયો સ્વપ્નવત્ બની ગયો છે તોપણ હિમાલયથી તેમજ અફગાનિસ્તાનથી ગીરનાર પર્યંત જુનાગઢની ટેકરી ઉપરથી એ મહામંત્રનો પડઘો અદ્યાપિ પડી રહ્યો છે.

મૌર્ય રાજ્યની સત્તા નીચેથી સૌરાષ્ટ્ર પશ્ચિમ ક્ષત્રપ રાજાઓના કબજામાં ગયો. સિંધુ નદીની ખીણના પ્રદેશમા વસતા ગ્રીક બાક્ટ્રિઅન રાજાઓના તાબાના રાજાઓ હતા. આ રાજાઓ ઘણા બળવાન હતા. તેમનામાં સૌથી વધારે પ્રતાપી રાજા નહપાન હતો. તેના સિક્કાઓ જુનાગઢથી અને નાસિક આગળથી હાથ લાગ્યા છે. એ સિક્કાની છાપ ઉપરથી, તે રાજાની ભવ્ય ભમર, ગરૂડ જેવું નાક, દ્રઢતાસૂચક હડપચી, વગેરે જોતાં તે માણસનું શારીરિક અને માનસિક બળ કેવું હતું તેનું અનુમાન સ્હેજે થઈ આવે છે. તેના સિક્કાની બે બાજુઓ ઉપર શર અને વજ્રનાં કુળદર્શક ચિહ્નો જણાય છે. તેણે કાઠિઆવાડમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું, અને તેની સત્તા દક્ષિણ અને ગુજરાત સુધી હતી. ઇ. સ. ૪૦૦માં ક્ષત્રપ રાજાઓની સત્તા નષ્ટ થઈ અને ગુપ્ત રાજાઓ આવ્યા જેમાનો છેલ્લો સ્કંધગુપ્ત થયો, તેણે જુનાગઢ પાસેની શિલા ઉપર પોતાનો લેખ કોતરાવ્યો છે. તેમની પાસેથી દેશની સત્તા સૂર્યવંશી વલ્લભી રાજાઓના હાથમાં ગઈ.

અંધાધુંધીનો સમય—ઇ. સ. ૭૬૫ સુધી કાઠિઆવાડ વલ્લભીઓની સત્તા નીચે રહ્યું. ત્યારપછી તે અંધાધુંધી ને નાશના ચક્રવાતથી ડગમગી રહ્યું. પછી તે દેશ ઉપર પરદેશી જાતોની ચઢાઇઓ થઈ. પ્રથમ કાઠી લોકો જેઓ પાર્થિઅન વંશના હતા, તેઓએ તરવારના બળથી દેશનો કબજો લીધો અને તે બીજા હુમલાખોરોની સાથે અરસપરસ લગ્ન કરીને અહીંજ વસી રહ્યા, અને આખા દ્વીપકલ્પને પોતાનું નામ આપ્યું. તે હુમલાખોરો પૈકી બાબરીઆ, વળા મુખ્ય હતા. તેમના પછી ચુડાસમા રજપુત અને જેઠવા સિંધમાંથી આવ્યા. એ વેળા આખો દેશ લડાઈ, ટંટા લૂંટફાટ, દુકાળ અને મારામારીથી હેરાન થવા લાગ્યો. ઇ. સ. ૧૦૦૦માં જેઠવા, ચાવડા, ગોહિલ, વળા, કાઠી, વગેરે આવી વસ્યા. તેમણે કાઠિઆ-

આવાડનો ટેકરીઓ અને જંગલોવાળો પ્રદેશ પોતપોતાનાની મેળે વહેંચી લીધો; પણ સુલેહનો સમય બહુ ચાલ્યો નહિ. ઇ. સ. ૧૦૨૪માં ગઝનીનો મહમૂદ હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો. તે સોમનાથનાં બારણાં લઈ ગયો. પછીથી અલાઉદ્દીન ખીલજી અને મહંમદ તઘલખના સમયમાં પણ કાઠી રાજાઓનું શૂરાતન દબાઈ ગયું નહોતું. તેઓ મુસલમાન સત્તાના અંકુશમાંથી છુટા થવા માટે તક શોધી રહ્યા હતા.

મરાઠાના સમય—ગુજરાતના સુલતાનોનો અમલ ઉતર્યા બાદ અને ઔરંગઝેબના મૃત્યુ પછી કાઠિઆવાડના પ્રાચીન સરદારો એક એક કેડ બાંધી ઉભા થયા. પોરબંદર, રાજકોટ, નવાનગર, શિહોર, ધ્રાંગધ્રા એ સઘળાં પોતપોતાને માટે તત્પર થઈ રહ્યાં, અને તેઓ તથા તેમના વંશજોએ આખા પ્રાંતમાં અંધાધુંધી ફરી ચલાવી; પણ સત્ય કહીએ તો થોડા વખતમાં તેમને શિક્ષા મળી. તેઓએ મરાઠાઓનો વિચાર કર્યો નહોતો. ઇ. સ. ૧૭૨૫માં પિલાજી ગાયકવાડે વડોદરા લીધું ત્યાંસુધી તેમની સત્તાનું તેમણે માપ માપ્યું નહોતું. ઇ. સ. ૧૭૫૩માં તેઓ ઉપર એક જાત ચઢી આવી, અને એક પરદેશી ચઢાઇ કરનારની એડી નીચે ફરી તેઓ ચગદાયા. તે પુરુષના જુલ્મી તેમજ ઘણાં ત્રાસદાયક કૃત્યોનો અનુભવ દિલ્હીના મોગલ શહેનશાહના જુલમ કરતાં તેમને વધારે સખત લાગ્યો હતો. મયૂરાસન પર બેઠાં બેઠાં તેમને મોગલ શહેનશાહે ચાબુકના ફટકાથી શિક્ષા કરી હશે, પણ મરાઠાઓએ તેમને કરેલી હેરાનગતિ વીંછીના ચટકા જેવી લાગી હતી. પણ તેમના કષ્ટનો સમય થોડા વખતમાં પુરો થયો. ઇ. સ. ૧૮૨૦માં બ્રિટિશ રાજ્યે સર્વોપરિ સત્તા સ્થાપી અને કાઠિઆવાડની પ્રાચીન ભૂમિ કર્નલ વોકરની 'સેટલમેન્ટ' નામથી ઓળખાતી રાજનીતિને લઇને એક સૈકાથી મરાઠાઓના ત્રાસમાંથી છુટી થઈ છે

## આધુનિક અફઘાનિસ્તાન

અફઘાનિસ્તાનના હવાઇ વિમાની કાફલાના કપ્તાન રા. એ. ડી પટવર્ધન જેઓ હિંદના વતની છે અને હિંદુ છે તેમણે બનારસ હિંદુ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલરના નિમંત્રણને સ્વીકારી "આધુનિક અફઘાનિસ્તાન" એ વિષય ઉપર જાણવા જોગ ભાષણ નીચે પ્રમાણે આપ્યું હતું:—

તેમણે જણાવ્યું હતું કે થોડાંક વર્ષમાં અફઘાનિસ્તાનમાં ઘણોજ મોટો ફેરફાર થઈ ગયો છે. આજથી થોડાં વર્ષ પહેલાં જે દેશને બીજી બળ-

વાન પ્રજાઓ માત્ર એક બીજા' રાજ્યો વચ્ચે એક બીજાના હુમલા વખતે આડરૂપ ગણતી. હતી તેજ દેશ આજે સુવેઝની નહેરની આ બાજુના પ્રદેશોમાં આગળ પડતો અને સુધરેલી સ્થિતિએ પહોંચતો જાય છે. ભૂગોળની દૃષ્ટિએ એ દેશ એશિઆના લગભગ મધ્યસ્થાન અથવા કેન્દ્રરૂપ છે, અને એ બાબતમાં જેમ તે મધ્ય સ્થાન ભોગવે છે તેવીજ રીતે તેને એશિઆની રાજકીય પ્રગતિમા પણ કેન્દ્રરૂપ બનાવવો; એટલે કે જેમ યુરોપી પ્રજાઓનું લક્ષ જેમ 'જીનિવા'ના સ્થળ તરફ રાજનીતિની બાબતમા દોરાઈ રહ્યું છે તેમ અફઘાનિસ્તાનને પણ 'એશિઆનું જીનિવા' બનાવવું એવી ઉંચી અભિલાષા અફઘાનિસ્તાનના લોકોની છે. તેમની આવી ઉચ્ચ ભાવનાના અને તેમના દેશની એવા પ્રકારની પ્રગતિના મૂળ વિધાતા અફઘાનિસ્તાનના હાલના શાહ, ના. અમાનુલ્લા છે. એમણેજ સમગ્ર પ્રજામાં પ્રજાકીય ભાવનાની જાગૃતિ આણી છે.

તે દેશના લોકોના વર્તન અને ધાર્મિક જીવન સંબંધી તેમણે જણાવ્યું કે તેમનું ખાસ લક્ષણ ઇસ્લામ ધર્મ અને દેશની સ્વતંત્રતા પ્રત્યેનો પ્રેમ છે, પણ સાથે સાથે પરદેશીઓ પ્રત્યે તેમજ પરધર્મ પ્રત્યે તેમની ઉદાર વૃત્તિ પણ તેમનામા જોવામાં આવે છે. આપણા દેશનાં મુંબઈ જેવાં શહેરોની માફક ત્યાં કાબુલ જેવા સુંદર બાંધણીવાળાં શહેરો છે પણ ગ્રામ્ય પ્રદેશમાં જોઈએ તો જીવન સાદું જોવામાં આવે છે. અફઘાનિસ્તાનમાં દરેક માણસનું ધ્યેય નોકરી કરવાનું હોતું નથી. લોકો સ્વાશ્રયી, મજબુત, કદાવર, દુઃખ સહન કરનારા, અને બીજાઓની સામે વહેવારમાં નિખાલસ હોય છે. ગામડાના તમામ લોકો—એટલે કે જેને આપણે ગામડીઆ કહીએ તેવા લોકો નાના પ્રકારના હુન્નરઉદ્યોગમાં ગુંથાએલા રહે છે, પોતાના ખપ જોગી ખાદી તેઓ કાતે છે અને તેનું કાપડ વણે છે. લશ્કરી તાલીમ ત્યાં ફરજિઆત છે અને ૧૬ વર્ષના દરેક આદમીને લશ્કરી તાલીમ બે વર્ષ સુધી લેવી પડે છે. હિંદુઓને પણ તેમાં જોડાવું પડે છે. સીખ, પંજાબી અને આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાંના કેટલાક હિંદુઓ ત્યાંના વતની થઈ રહ્યા છે અને અફઘાનો તેમની સાથે ભાઈચારાથી વર્તે છે. હિંદુઓનાં ત્યાં મંદિરો પણ છે. ધાર્મિક ઉત્સવોને દિવસે કોઈપણ જાતના બાધ વિના વાજા' સાથે ધાર્મિક સંમેલનો રસ્તા ઉપર થઈ જઈ શકે છે. દીવાળીના દિવસોમાં હિંદુ લોકો એ તહેવાર બહુ ધામધુમથી ઉજવે છે, અને મુસલમાનો પણ તેમાં તેટલાંજ આનંદથી ભાગ લે છે. તેમજ બકરી ઇદના તહેવારમાં તેવીજ રીતે

હિંદુઓ તેમની સાથે લાભ લે છે. ગાયોની હિંસા થવી જોઇએ નહિ એવી શાહની ઇચ્છા છે.

કેળવણી વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે ના. શાહે આખા દેશમાં કેળવણી ફરજિઆત કરી છે. દરબારી કામકાજમાં દફતરી ભાષા ફારસી છે અને લોકભાષા 'પાસ્તુ' છે. કાબુલ જેવાં મોટાં શહેરોમાં હાઇસ્કૂલો છે અને ત્યાં ફ્રેંચ અને જર્મન ભાષા ફરજિઆત વિષય તરીકે શીખવવામાં આવે છે. પડદાનો રિવાજ શહેરો તેમજ ગામડાઓમાં છે ખરો પણ હાલમાં એ રિવાજની વિરુદ્ધ લોકલાગણી થતી જાય છે. વેશ્યાનો ધંધો ગેરકાયદેસર છે. તેમજ દારૂ બનાવવો અને પીવો એની પણ કાયદાથી મનાઈ છે. વ્યાપાર અને હુન્નરઉદ્યોગમાં દેશ આગળ વધ્યો છે, અને જાણવા જેવી બાબત એ છે કે નાણાં બજાર હિંદુ સરાફોને હસ્તક રહે છે. દેશની નાણાની સ્થિતિ નવેસરથી રચી છે તેથી નાણા સંબંધી સ્થિતિ મજબુત થઈ છે અને લોકોમાં વિશ્વાસ પણ સારી રીતે બેઠો છે.

સરકારી મુલ્કી, લશ્કરી અને દાક્તરી ખાતાં જર્મનિ, રશિઆ અને હિંદ દેશના લોકોની દેખરેખ હેઠળ છે પણ ધીમે ધીમે જેમ જેમ અફઘાન લોકો કેળવાતા જશે તેમ તેમ એ બધાં ખાતાંઓ તેમના હાથમાંજ રહે એવી ગોઠવણો કરવામાં આવી છે.

છેવટમાં તેમણે જણાવ્યું હતું કે અત્યારે આખી દુનીઆની નજર વિમાની કાફલા તરફ દોરાઈ રહી છે અને તમામ સુધરેલી પ્રજાઓ આકાશી માર્ગનાં આ સાધનોને સંપૂર્ણ રીતે ફતેહમંદ બનાવવા મચી રહી છે. અફઘાનિસ્તાન પણ એજ બાબતમાં ઝડપથી આગળ વધતું જાય છે. ઇ. સ. ૧૯૧૯ની સાલથી અફઘાનિસ્તાનમાં વિમાની કાફલાને માટે રૂશિઆના અમલદારોની દેખરેખ નીચે જમીન ઉપર મથકો બાંધવાની યોજના હાથ ધરવામાં આવી છે. કુદરતી કારણોને લીધે આ દેશમાં વિમાની માર્ગને માટે જોઈએ તેવી અનુકૂળતા નથી તોપણ અત્યારસુધીમાં આવાં પાંચ મથકો રશિયન અમલદારોની દેખરેખ નીચે બાંધવામાં આવ્યાં છે. રશિઆ અફઘાનિસ્તાનમાંથી આવતા વિદ્યાર્થીઓને વિજ્ઞાન સંબંધી મફત શિક્ષણ આપે છે અને કેટલાએક વિદ્યાર્થીઓ એ દેશમાં અત્યારે આવા પ્રકારની તાલીમ લઈ રહ્યા છે. લડાઈ વખતે પરદેશીઓનો વિશ્વાસ ન રાખી શકાય તેથી વિમાનના સુકાનીઓ અફઘાનોજ હોય તો સારૂં એમ સમજી અફઘાન વિદ્યાર્થીઓને શિક્ષણ લેવા પરદેશ મોકલવામાં આવે છે અને થોડા વખતમાં તેઓને હાથેજ અફઘાનિસ્તાનનાં વિમાનો ઊડતાં થશે.

# સર રમણભાઈનો સ્વર્ગવાસ

અમદાવાદના જાણીતા નાગરિક, ગુજરાતના હાસ્યાનંદ સંસારસુધારક તથા સાક્ષરરત્ન સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ તા ૬-૩-૨૮, મંગળવારના રોજ સ્વર્ગવાસ થયા છે તે જાણી અમો ઘણા શોકગ્રસ્ત થયા છીએ. એમના પિતાશ્રી એક જાણીતા કેળવણીકાર હતા. નાનપણથીજ રા. સા. મહીપતરામભાઈએ પોતાના મોટા એ નાના પુત્રને ઉંચા પ્રકારની કેળવણીના સંસ્કાર પાડયા હતા. સ્વ. સર રમણભાઈએ ગુજરાત કૉલેજમાં અને પછીથી મુંબઈની એલ્ફિન્સ્ટન.કૉલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૮૮૯ માં વકીલાતની પરીક્ષા પાસ કરી. અભ્યાસ દરમિઆન પણ તેમનો સાહિત્ય-રસ સુંદર કવિતાઓના રૂપમાં વહ્યા કરતો હતો. તેમની પ્રવૃત્તિઓ અનેક-વિધ હતી અને સંસારસુધારાનું કામ જે તેમના પિતાશ્રીએ શરૂ કર્યું હતુ તે તેઓએ પણ આગળ ચલાવ્યું. એને અંગે પણ તેમનું સાક્ષર-જીવન ઝળકતું હતું વિવાહવિધિ, જ્ઞાનસુધા વગેરે પુસ્તકો અને માસિકો-દ્વારા જનસમાજમાંથી અંધશ્રદ્ધા અને વહેમો દૂર કરવા તેમના સતત પ્રયાસો થતા આવ્યા હતા. ભદ્રંભદ્ર, રાઈનો પર્વત, હાસ્યમંદિર અને કવિતા અને સાહિત્ય વગેરે પુસ્તકોમા તેમનું સાક્ષરત્વ અનેરૂં જોવામા આવે છે એમનો હાલકો હાસ્યરસ અને કવિતા અને સાહિત્યમાનું પ્રખર કાવ્યવિવેચન ગુજરાતી સાહિત્યમા અદ્વિતીય સ્થાન ભોગવે છે. સાહિત્ય-પરિષદો સાથે તેમનો સંબંધ ઘણો નિકટ હતો, અને પ્રમુખસ્થાનેથી લેખો અને ભાષણોદ્વારા તેઓએ ગુજરાતી સાહિત્યભંડોળની સમૃદ્ધિ વધારી છે. વિશેષમા તેઓ "પ્રાર્થનાસમાજ" ના મુખ્ય ઉપદેશક હતા. જેમણે તેમના પ્રવચન સાંભળ્યા છે તેમનો આત્મા ભક્તિભાવથી ઉજ્જ્વળ થયો છે અને ઘાત મર્મસ્પર્શી સભાષણથી કેટલીક વ્યક્તિઓના હૃદયનો પલટો થયો છે.

સાક્ષરી જીવનમા દીપી ઊઠતું તેમનું હાલકાપણું રાજદ્વારી જીવનમાં પણ જણાઈ આવતું હતું. આથી તેઓ દરેક પક્ષને માનીતા હતા. તેઓ પ્રજાના સાચા દીલના સેવક હતા અને શહેર ની અનેક સામાજિક સંસ્થાઓ-ના કાર્યવાહક હતા. સુજનતાની મૂર્તિરૂપ સ્વ. સર રમણભાઈ પોતાના ગુણોને લઈને બહોળું મિત્રમંડળ ધરાવતા હતા. ગુજરાતને અને ખાસ કરી, અમદાવાદને તેમના અવસાનથી ખોટ પડી છે. તેઓ પોતાની પાછળ મોટું કુટુંબ મૂકી ગયા છે લેડી વિદ્યાગૌરીને તેમજ એમના કુટુંબને દુઃખ સહન કરવા શક્તિ આપો એવી ઇશ્વર પ્રત્યે અમો પ્રાર્થના કરીએ છીએ પ્રભુ સ્વ. સર રમણભાઈના આત્માને શાન્તિ આપો.

ઉત્તર ભાગમાં સને ૧૯૨૭ માં છોકરાઓ માટેની લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદી

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ સેન્ટર** | | ૩૨ | પોપટલાલ જગજીવન જાડેજા | ૩૫૨ |
| | | | ૩૨ | ત્રિકમલાલ સોમાભાઈ ભટ્ટ | ૩૫૨ |
| ૧ | મણીલાલ જેઠારામ ઘોડા | ૪૩૨ | ૩૫ | હીરજીભાઈ મનોરભાઈ પટેલ | ૩૫૧ |
| ૨ | દુર્લભજી ભવાનીશંકર જોશી | ૪૧૨ | ૩૫ | હરજીવન ગદાશંકર જાની | ૩૫૧ |
| ૩ | ચીમનલાલ ડાહ્યાભાઈ પંડ્યા | ૩૯૯ | ૩૭ | પરમાનંદ છગનલાલ ખાનધર | ૩૪૮ |
| ૪ | જગતપ્રસાદ જોષતારામ પટેલ | ૩૯૮ | ૩૮ | કચરાભાઈ રામચંદ પટેલ | ૩૪૭ |
| ૪ | વાડીલાલ ખેચરદાસ શાહ | ૩૯૮ | ૩૯ | શંકરલાલ નરભેરામ ઠાકર | ૩૪૬ |
| ૬ | મેથીઆસ જગજીવન ચોહાણ | ૩૯૭ | ૪૦ | કાન્તિલાલ નારણશંકર પંડ્યા | ૩૪૪ |
| ૭ | જટાશંકર ત્રીભોવન મ્હેતા | ૩૮૫ | ૪૦ | રસુલ સુલેમાન ગાંધી | ૩૪૪ |
| ૭ | સારાભાઈ લલ્લુભાઈ પટેલ | ૩૮૫ | ૪૨ | અંબાલાલ ધનાભાઈ પટેલ | ૩૪૩ |
| ૯ | જમનાદાસ છોટાભાઈ પટેલ | ૩૮૦ | ૪૨ | ડાહ્યાભાઈ ચતુરભાઈ પટેલ | ૩૪૩ |
| ૧૦ | કાન્તિલાલ ચુનીલાલ મ્હેતા | ૩૭૮ | ૪૨ | નાથાભાઈ ઉમેદભાઈ પટેલ | ૩૪૩ |
| ૧૧ | હુસેનમીઆં અહમદમીઆ મલેક | ૩૭૬ | ૪૫ | બાબળદાસ મેઘજી શાહ | ૩૪૨ |
| ૧૧ | મણીલાલ છગનલાલ ભટ્ટ | ૩૭૬ | ૪૬ | નાનુભાઈ ભીમભાઈ દેસાઈ | ૩૪૧ |
| ૧૩ | વ્રજલાલ જેઠાલાલ ઉપાધ્યાય | ૩૭૫ | ૪૭ | ધીરજલાલ પ્રાણજીવન જાની | ૩૪૦ |
| ૧૪ | વિનાયક રતનચંદ સોલંકી | ૩૭૨ | ૪૭ | કાસમરાવ પીરભાઈ રાણા | ૩૪૦ |
| ૧૫ | મુકુંદરાય પ્રેમાનંદ દવે | ૩૭૦ | ૪૯ | કાળીદાસ ખેચરભાઈ પટેલ | ૩૪૦ |
| ૧૬ | મણિલાલ હરિલાલ પટેલ | ૩૬૯ | ૪૭ | હેમચંદ આણંદજી શાહ | ૩૪૦ |
| ૧૭ | મોહનલાલ દયાળજી વ્યાસ | ૩૬૮ | ૫૧ | ચમનલાલ પ્રેમચંદ શાહ | ૩૩૯ |
| ૧૭ | ગીટસ મંગળભાઈ બુદ્દેલકંડી | ૩૬૮ | ૫૧ | ગોવરધનદાસ કુબેરદાસ ઉપા. | ૩૩૯ |
| ૧૯ | પુરુષોત્તમ સોમેશ્વર દવે | ૩૬૫ | ૫૩ | કમળાશંકર ભાઈશંકર ત્રિવેદી | ૩૩૮ |
| ૨૦ | ગોરધન નાગેશ્વર શુક્લ | ૩૬૩ | ૫૪ | રતનભાઈ ઇશ્વરભાઈ પટેલ | ૩૩૭ |
| ૨૦ | જણી નરસિંહ પરમાર | ૩૬૩ | ૫૫ | ગોવિંદલાલ માવજીભાઈ તલ | ૩૩૬ |
| ૨૨ | હુસેન લાલજી સિપાઈ | ૩૫૯ | ૫૫ | શીવસિંહ ભુપતસિંહ રાઠોડ | ૩૩૬ |
| ૨૨ | નરોત્તમ પોચાભાઈ કુંભાર | ૩૫૯ | ૫૭ | શાંતિલાલ હીરપાશંકર ત્રિવેદી | ૩૩૫ |
| ૨૪ | ચંદુલાલ ગુલાબચંદ શાહ | ૩૫૭ | ૫૮ | પાનાચંદ કેશવલાલ શાહ | ૩૩૪ |
| ૨૪ | રણછોડલાલ જેશંકર ત્રિવેદી | ૩૫૭ | ૫૯ | પુનમભાઈ મકાભાઈ પટેલ | ૩૩૨ |
| ૨૪ | રોબર્ટ કાનજી મેકવાન | ૩૫૭ | ૫૯ | સોમાભાઈ માણેકચંદ પટેલ | ૩૩૨ |
| ૨૭ | રામજી શામજી ઠાકર | ૩૫૫ | ૫૯ | વાડીલાલ વીઠલદાસ ભટ્ટ | ૩૩૨ |
| ૨૭ | ભોગીલાલ લીલાધર મ્હેતા | ૩૫૫ | ૬૨ | દલસુખ કેશવલાલ અમાર | ૩૩૧ |
| ૨૭ | ગૌરીશંકર રણછોડલાલ ભટ્ટ | ૩૫૫ | ૬૨ | રોબર્ટ શીવલાલ સોલંકી | ૩૩૧ |
| ૩૦ | મહમદમીઆં ખોદામીઆં મલેક | ૩૫૪ | ૬૪ | નરસિંહ હરજીવન પટેલ | ૩૨૯ |
| ૩૧ | હંસરાજભાઈ જીવાભાઈ પટેલ | ૩૫૪ | ૬૪ | તારાભાઈ સોભાગ્યચંદ શાહ | ૩૨૯ |
| ૩૨ | ખોડપરી માવપરી બાવા | ૩૫૨ | ૬૬ | ઈશ્વરભાઈ ગીરધરભાઈ પટેલ | ૩૨૮ |

| | | | |
|---|---|---|---|
| કેનદાસ પાનાભાઈ પટેલ | ૩૨૮ | ૧૦૯ દીપચંદ ધુધેચંદ શાહ | ૩૧૧ |
| ગળદાસ ગુલાબદાસ પટેલ | ૩૨૮ | ૧૦૮ નછાભાઈ પુંજાભાઈ પટેલ | ૩૧૦ |
| ચંતીલાલ કેશવલાલ રાવળ | ૩૨૭ | ૧૦૮ કેસરીસંગ નરસંગજી ઝાલા | ૩૧૦ |
| હાલાલ મગનલાલ પટેલ | ૩૨૭ | ૧૧૦ બેચરભાઈ છોટાભાઈ પટેલ | ૩૦૯ |
| ટવરલાલ ચુનિલાલ સોની | ૩૨૭ | ૧૧૦ હીરાલાલ ગણપતરામ ઉપા. | ૩૦૯ |
| ક્ષલાલ વ્રજલાલ શાહ | ૩૨૬ | ૧૧૨ અંબાલાલ લલ્લુભાઈ હાણી | ૩૦૮ |
| ામા પરસોત્તમ ખ્રિસ્તી | ૩૨૬ | ૧૧૨ દાદુભા અમુભા જાડેજા | ૩૦૮ |
| લાભાઈ રઘનાથજી ઠાકર | ૩૨૫ | ૧૧૨ કાન્તિલાલ રામશંકર મહેતા | ૩૦૮ |
| જસંગજી અગરસંગ ચોહાણ | ૩૨૫ | ૧૧૨ માણેકલાલ મોહનલાલ શુકલ | ૩૦૮ |
| રિશંકર બામટાશંકર વ્યાસ | ૩૨૫ | ૧૧૨ શીવલાલ છગનલાલ પટેલ | ૩૦૮ |
| ામાભાઈ મોતીભાઈ પટેલ | ૩૨૫ | ૧૧૭ ઇશ્વરભાઈ અમથાભાઈ પટેલ | ૩૦૫ |
| ાણેકલાલ મોહનલાલ બારોટ | ૩૨૫ | ૧૧૭ નટવરલાલ ડાહ્યાભાઈ મહેતા | ૩૦૫ |
| ંગા અમથા પરમાર | ૩૨૨ | ૧૧૭ નેમચંદ કેશવલાલ ગાંધી | ૩૦૫ |
| ાશીભાઈ ચતુરભાઈ પટેલ | ૩૨૧ | ૧૧૭ પોપટલાલ ગોપાળજી ત્રવાડી | ૩૦૫ |
| ાન્તિલાલ મોહનલાલ ત્રિવેદી | ૩૨૧ | ૧૧૭ રણછોડદાસ લલ્લુભાઈ પટેલ | ૩૦૫ |
| મહાસુખ મીઠાલાલ કડીઆ | ૩૨૧ | ૧૧૭ વાસુદેવ મણીલાલ ભટ્ટ | ૩૦૫ |
| મોમા વીરા રાવળ | ૩૨૧ | ૧૨૩ ચંદુલાલ હરિલાલ શાહ | ૩૦૪ |
| નરામગર ગોપાલગર અતીત | ૩૨૧ | ૧૨૩ ચુનીલાલ સોમનાથ ત્રવાડી | ૩૦૪ |
| મંગળદાસ રાયચંદ શાહ | ૩૨૦ | ૧૨૩ છોટાલાલ મૂળજીભાઈ વ્યાસ | ૩૦૪ |
| માણેકલાલ જેઠાલાલ ઉપાધ્યાય | ૩૨૦ | ૧૨૩ જટાશંકર પ્રહલાદજી રાવળ | ૩૦૪ |
| રેવાશંકર મોહનલાલ જોશી | ૩૨૦ | ૧૨૩ કચરાલાલ છગનલાલ જોશી | ૩૦૪ |
| બાલચંદ્ર અમરતલાલ જોશી | ૩૧૯ | ૧૨૩ મોહનલાલ જગજીવનદાસ ઠાકર | ૩૦૪ |
| ખીમુભા બેચરસિંહજી ચુડાસમા | ૩૧૯ | ૧૨૯ ઝુઝારખાનજી પીરોજખાનજી વિહારી | ૩૦૩ |
| બાબુલાલ શંભુલાલ ફીનારી. | ૩૧૮ | | |
| સરદારસીંગ છત્રસાગ ઝાલા | ૩૧૮ | ૧૩૦ ચુનીલાલ દેવચંદ શાહ | ૩૦૧ |
| શાંતિલાલ ગોવિંદલાલ લુહાર | ૩૧૮ | ૧૩૦ હરિલાલ જીવણલાલ રાવળ | ૩૦૧ |
| અહમદ મહમદ મલેક | ૩૧૭ | ૧૩૦ નથાન ખીજલ ખ્રિસ્તી | ૩૦૧ |
| દામોદર પુરુશોત્તમ ત્રવાડી | ૩૧૭ | ૧૩૦ સેંધાભાઈ નારણદાસ દરજી | ૩૦૧ |
| કેશવલાલ કાળીદાસ શાહ | ૩૧૭ | ૧૩૪ આશિર્વાદ ભગવાનભાઈ મક. | ૩૦૦ |
| નારણલાલ મગનલાલ પટેલ | ૩૧૬ | ૧૩૪ બબાભાઈ કાળીદાસ પટેલ | ૩૦૦ |
| નારણભાઈ શામળભાઈ પટેલ | ૩૧૬ | ૧૩૪ ઇશ્વરલાલ જેઠાલાલ પટેલ | ૩૦૦ |
| વીલફ્રેડ સુલેમાન પરમાર | ૩૧૬ | ૧૩૪ રામચંદ્ર અમુલખરાય બારોટ | ૩૦૦ |
| ગાંડાલાલ દામોદર છત્રપતિ | ૩૧૫ | ૧૩૮ અંબાલાલ આદરભાઈ પટેલ | ૨૯૯ |
| સોમા લીંબાભાઈ ખ્રિસ્તી | ૩૧૫ | ૧૩૮ નટવરલાલ ડાહ્યાલાલ દવે | ૨૯૯ |
| યુસુફ શનાભાઈ ખ્રિસ્તી | ૩૧૫ | ૧૩૮ શંકરલાલ ત્રીભોવનદાસ ત્રિવેદી | ૨૯૯ |
| વીરશંકર કુબેરરામ ગરોડા | ૩૧૪ | ૧૪૧ ગણપત અંબાશંકર ત્રિવેદી | ૨૯૮ |
| મણીબેન મંછારામ પંડ્યા | ૩૧૨ | ૧૪૧ ગાભરુચંદ કસ્તુરચંદ શાહ | ૨૯૮ |
| બાબુરાવ કિશ્નરાવ દીવતે | ૩૧૨ | ૧૪૩ ચંદ્રમણિશંકર ચુનીલાલ રાવળ | ૨૯૭ |
| કેશવલાલ મોહનલાલ શાહ | ૩૧૨ | ૧૪૩ છોટાલાલ નાગરદાસ પટેલ. | ૨૯૭ |
| અબ્દુલામીઆ મહમદમીઆ સૈ. | ૩૧૧ | ૧૪૩ દાઉદ પ્રેમાભાઈ ખ્રિસ્તી | ૨૯૭ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪૩ | મગનલાલ ઇશ્વરદાસ પટેલ | ૨૯૭ | ૧૮૪ | કોદરદાસ કાળાભાઈ પટેલ | ૨૮૪ |
| ૧૪૩ | મોહનલાલ નાગરદાસ શાહ | ૨૯૬ | ૧૮૭ | કલ્યાણરામ કલ્યાણજી ઉપાધ્યાય | ૨૮૩ |
| ૧૪૩ | શાંતિલાલ નર્મદાશંકર આચાર્ય | ૨૯૭ | ૧૮૭ | માણેકલાલ મનસુખરામ જાની | ૨૮૩ |
| ૧૪૫ | અનોપરામ હરગોવિંદ જોશી | ૨૯૬ | ૧૮૭ | રામપ્રસાદ અંબાલાલ જોશી | ૨૮૩ |
| ૧૪૫ | ધણીરામ મોહનલાલ પટેલ | ૨૯૬ | ૧૮૭ | શાંતિલાલ અમરતલાલ રાવળ | ૨૮૩ |
| ૧૪૫ | માણેકલાલ મફતલાલ શાહ | ૨૯૬ | ૧૮૭ | શાંતિલાલ દોલતચંદ શાહ | ૨૮૩ |
| ૧૫૨ | ઇશ્વરભાઈ શીવલાલ ગાંધી | ૨૯૫ | ૧૯૨ | અંબાલાલ લલ્લુભાઈ પટેલ | ૨૮૨ |
| ૧૫૨ | શંકરલાલ મૂળશંકર જોશી | ૨૯૫ | ૧૯૨ | અમરતલાલ ખોડીદાસ ઉપાધ્યાય | ૨૮૨ |
| ૧૫૪ | ચુનીલાલ પરભુદાસ પટેલ | ૨૯૪ | ૧૯૨ | ચીમનલાલ ભોગીલાલ શાહ | ૨૮૨ |
| ૧૫૪ | દુર્ગાશંકર શીવશંકર દવે | ૨૯૪ | ૧૯૨ | મણીલાલ ચુનિલાલ મહેતા | ૨૮૨ |
| ૧૫૪ | ગણપતરામ મગનલાલ ત્રિવેદી | ૨૯૪ | ૧૯૨ | નાથાલાલ મગનલાલ પ્રજાપતિ | ૨૮૨ |
| ૧૫૪ | કરૂણાશંકર દલસુખરામ ભટ્ટ | ૨૯૪ | ૧૯૨ | રતિલાલ જેઠાલાલ જોશી | ૨૮૨ |
| ૧૫૮ | દેસાઈભાઈ રામભાઈ હેલા | ૨૯૩ | ૧૯૮ | કેશવલાલ ઉમીઆશંકર જાની | ૨૮૧ |
| ૧૫૯ | ગોપાળદાસ વેણીદાસ પટેલ | ૨૯૨ | ૧૯૮ | રેવાભાઈ ભલાભાઈ પટેલ | ૨૮૧ |
| ૧૫૯ | મણીભાઈ નરસિંહભાઈ પટેલ | ૨૯૨ | ૧૯૮ | મંતરામ રામલાલ કલાલ | ૨૮૧ |
| ૧૬૧ | દામોદર શામળ માળી | ૨૯૧ | ૨૦૧ | દુર્ગાશંકર મહાશંકર નવાડી | ૨૮૦ |
| ૧૬૧ | નરસિંહ ગીરધર ભટ્ટ | ૨૯૧ | ૨૦૧ | કનૈયાલાલ કીરપાશંકર દવે | ૨૮૦ |
| ૧૬૧ | શાંતિભાઈ છોટાલાલ ભટ્ટ | ૨૯૧ | ૨૦૧ | રણછોડભાઈ ડુંગરભાઈ સોલંકી | ૨૮૦ |
| ૧૬૧ | સીતારામ કાળીદાસ ભટ્ટ | ૨૯૧ | ૨૦૧ | જમનાદાસ જેઠાલાલ મહેતા | ૨૮૦ |
| ૧૬૫ | બુઢા શારદુલ દેહારીઆ | ૨૯૦ | ૨૦૫ | રીસીમોન ભુદરભાઈ ખ્રિસ્તી | ૨૭૯ |
| ૧૬૫ | ભવાનીશંકર મૂળજી જોશી | ૨૯૦ | ૨૦૫ | મોતીલાલ નાથજીભાઈ પાઠક | ૨૭૯ |
| ૧૬૭ | ગજાનંદ જટાશંકર ત્રિવેદી | ૨૮૮ | ૨૦૭ | ગંગાધરપ્રસાદ ચુનિલાલ શાહ | ૨૭૮ |
| ૧૬૭ | યુસફ આશિર્વાદભાઈ ખ્રિસ્તી | ૨૮૮ | ૨૦૭ | પદમજી નરસિંગજી વજીર | ૨૭૮ |
| ૧૬૭ | જીલુભા દોલતસિંહ ચુડાસમા | ૨૮૮ | ૨૦૭ | પાઉલ મંગળભાઈ ખ્રિસ્તી | ૨૭૮ |
| ૧૬૭ | મૂળશંકર કેશવલાલ ત્રિવેદી | ૨૮૮ | ૨૧૦ | રામજી હમાભાઈ પટેલ | ૨૭૭ |
| ૧૬૭ | પુરશોત્તમ દેવજીભાઈ રાજગોર | ૨૮૮ | ૨૧૧ | ગોવિંદલાલ રામચંદ્ર દવે | ૨૭૬ |
| ૧૬૭ | જમનાદાસ મોતીલાલ ઠાકર | ૨૮૮ | ૨૧૧ | મણીલાલ પુરશોત્તમદાસ પટેલ | ૨૭૬ |
| ૧૭૩ | ડાહ્યાજી ઝીણાજી પગી | ૨૮૭ | ૨૧૩ | ભાઈલાલ ચુનિલાલ શાહ | ૨૭૫ |
| ૧૭૩ | મણીશંકર ભવાનીશંકર પંડ્યા | ૨૮૭ | ૨૧૩ | જેઠાલાલ ગાવજીદાસ પટેલ | ૨૭૫ |
| ૧૭૩ | પોપટલાલ પરશોત્તમ પટેલ | ૨૮૭ | ૨૧૩ | નરસિંહ જેઠાભાઈ ખ્રિસ્તી | ૨૭૫ |
| ૧૭૬ | જગન્નાથ મગનલાલ ઠાકર | ૨૮૬ | ૨૧૬ | જીઓન ભીખા ખ્રિસ્તી | ૨૭૩ |
| ૧૭૬ | જીવણલાલ મણીલાલ પટેલ | ૨૮૬ | ૨૧૬ | નુરમહમદ હુસેઈન શેખ | ૨૭૩ |
| ૧૭૬ | મૂળશંકર જેઠાલાલ જાની | ૨૮ | ૨૧ | ગીરજાશંકર જોઈતારામ ગોર | ૨૭૩ |
| ૧૭૬ | નાનાભાઈ ભીખાભાઈ પટેલ | ૨૮૬ | ૨૧૯ | મણીલાલ છનાલાલ પટેલ | ૨૭૨ |
| ૧૭૬ | શંકરભાઈ આશાભાઈ પટેલ | ૨૮૬ | ૨૨૦ | હરપ્રસાદ અંબાલાલ ભટ્ટ | ૨૭૦ |
| ૧૮૧ | ગુલામનબી જીવાભાઈ મનસુરી | ૨૮૫ | ૨૨૦ | નટવરલાલ મોતીલાલ શાહ | ૨૭૦ |
| ૧૮૧ | પરશોત્તમ અમથારામ સુથાર | ૨૮૫ | ૨૨૦ | યોહાન અનાજી મકવાણા | ૨૭૦ |
| ૧૮૧ | પુરશોત્તમ રણછોડદાસ સેવક | ૨૮૫ | ૨૨૩ | અંબાલાલ હરિલાલ શાહ | ૨૬૯ |
| ૧૮૪ | ગણપતિશંકર મૂળજીભાઈ દવે | ૨૮૪ | ૨૨૩ | જટાશંકર હરગોવિંદ વ્યાસ | ૨૬૯ |
| ૧૮૪ | કેશવલાલ ગીરધરલાલ વાળંદ | ૨૮૪ | ૨૨૩ | મોહનલાલ પુંજારામ પંડ્યા | ૨૬૯ |

| | | |
|---|---|---|
| ૨૨૬ | દેવશંકર ઉમીઆશંકર ગોર | ૨૬૮ |
| ૨૨૬ | ઇશ્વરભાઈ ગોકળભાઈ પટેલ | ૨૬૮ |
| ૨૨૮ | ફતેલાલ વલ્લભરામ નાયક | ૨૬૭ |
| ૨૨૯ | અંબાલાલ રતિલાલ શાહ | ૨૬૦ |
| ૨૨૯ | લક્ષ્મીશંકર કહાનજી ત્રવાડી | ૨૬૬ |
| ૨૩૧ | અંબાલાલ હરિભાઈ પટેલ | ૨૬૪ |
| ૨૩૧ | અંબાશંકર નાથાલાલ મહેતા | ૨૬૪ |
| ૨૩૧ | બળદેવલાલ જગન્નાથ રાવળ | ૨૬૪ |
| ૨૩૧ | જટાશંકર હલસુખરામ પંડયા | ૨૬૪ |
| ૨૩૫ | જેઠા દાદાભાઈ ખ્રિસ્તી | ૨૬૧ |
| ૨૩૬ | ઇશ્વરભાઈ ભીખાભાઈ પટેલ | ૨૬૦ |
| ૨૩૬ | લુકાસ લાઝરસ બારૈયા | ૨૬૦ |
| ૨૩૬ | મગનલાલ રણછોડદાસ રાઠોડ | ૨૬૦ |
| ૨૩૬ | મોતીલાલ અમરશીભાઇ પટેલ | ૨૬૦ |
| ૨૩૬ | શાન્તિલાલ ત્રીકમલાલ પટેલ | ૨૬૦ |
| ૨૪૧ | નાથજી મેપાજી મકવાણા | ૨૫૯ |
| ૨૪૧ | નરહરિ જેશંકર ત્રવાડી | ૨૫૯ |
| ૨૪૧ | હાટોરલાલ ગીરધરલાલ આચાર્ય | ૨૫૯ |
| ૨૪૪ | ધનશ્યામ કેશવદાસજી સાધુ | ૨૫૮ |
| ૨૪૪ | કાન્તિલાલ મણીલાલ પટેલ | ૨૫૮ |
| ૨૪૪ | ગપુરદાસ નરોત્તમદાસ ચોકશી | ૨૫૮ |
| ૨૪૪ | પુનમભાઈ ભુલાભાઈ રાવળ | ૨૫૮ |
| ૨૪૮ | હરિભાઈ રામદાસ પટેલ | ૨૫૭ |
| ૨૪૯ | પરભુદાસ ગગાભાઈ ગઢવી | ૨૫૬ |
| ૨૪૯ | રતિલાલ ઉજમશી શાહ | ૨૫૬ |
| ૨૫૧ | છોટાલાલ બબારામ ઓડે | ૨૫૫ |
| ૨૫૧ | મોહનલાલ મનસુખદાસ શાહ | ૨૫૫ |
| ૨૫૧ | શીવશંકર ગીરજાશંકર ન્યાતી | ૨૫૫ |
| ૨૫૪ | શીવલાલ કુ. માધવસીંહ ડાસમા | ૨૫૪ |
| ૯૬ | નારણલાલ મગનલાલ પરવ્યાસ | ૨૫૩ |
| ૯૬ | નારણભાઈ શામળભાઈ આચાર્ય | ૨૫૩ |
| ૯૬ | વીલફ્રેડ સુલેમાન પરગાર । પટેલ | ૨૫૩ |
| ૯૯ | ગાંડાલાલ દામોદર છત્રપતિજી | ૨૫૩ |
| ૯૯ | સોમા હીમાભાઈ ખ્રિસ્તી ૧૬ | ૨૫૨ |
| ૯૯ | યુસુફ શનાભાઈ ખ્રિસ્તી ૩ | ૨૫૧ |
| ૧૦૨ | વીરશંકર કુબેરરામ ગરોડા ૩૦ | ૨૫૦ |
| ૧૦૩ | મણીબેન મંછારામ પંડયા ૩૦ | ૨૪૯ |
| ૧૦૪ | બાપુરાવ કિશરાવ દીવને ૩૧ | ૨૪૯ |
| ૧૦૪ | કેશવલાલ મોહનલાલ શાહ ૩૧ | ૨૪૯ |
| ૧૦૬ | અબ્દુલામીઆં મહમદમીઆં સૈ. ૩૧ | ૨૪૭ |

| | | |
|---|---|---|
| ૨૬૫ | હરિલાલ લલ્લુભાઈ પંડયા | ૨૪૬ |
| ૨૬૫ | હેમીલટન દાઉદભાઈ ગનીઆ | ૨૪૭ |
| ૨૬૮ | હિંમતલાલ મણીલાલ શાહ | ૨૪૫ |
| ૨૬૮ | જીભાઈ ભગવાનદાસ પટેલ | ૨૪૫ |
| ૨૭૦ | અભરામ જીવામીઆં મલેક | ૨૪૪ |
| ૨૭૦ | કાળાભાઈ રેવાભાઇ પટેલ | ૨૪૪ |
| ૨૭૦ | મગનજી અજાજી વાઘેલા | ૨૪૪ |
| ૨૭૦ | હીરાભાઈ જેઠાભાઈ પટેલ | ૨૪૪ |
| ૨૭૦ | ત્રીકમલાલ ચુનિલાલ જોશી | ૨૪૪ |
| ૨૭૫ | નાનાલાલ ગંગારામ ગોર | ૨૪૩ |
| ૨૭૬ | છોટાલાલ ભાઇશંકર જોશી | ૨૪૨ |
| ૨૭૭ | માર્ટીન ડુંગરભાઈ ખ્રિસ્તી | ૨૩૯ |
| ૨૭૮ | હીમતલાલ જાદવજી ત્રિવેદી | ૨૩૭ |
| ૨૭૮ | યુસુફ પીટર ખ્રિસ્તી | ૨૩૭ |
| ૨૮૦ | શાંતિલાલ તાપીશંકર દવે | ૨૩૬ |
| ૨૮૦ | ઉસ્માન ઇસ્માઇલ બેલીમ | ૨૩૬ |
| ૨૮૨ | જાદવજી દરશનલાલ ઉપાધ્યાય | ૨૩૪ |
| ૨૮૩ | ડાહ્યાલાલ જીવતરામ વ્યાસ | ૨૩૦ |
| ૨૮૩ | હરગોવિંદ છગનલાલ ઠાકર | ૨૩૦ |
| ૨૮૩ | કાન્તિલાલ સાકળચંદ જૈન | ૨૩૦ |
| ૨૮૩ | લાલાજી હમીરજી વાઘેલા | ૨૩૦ |
| ૨૮૭ | જાનમહમદ વલીમહમદ શેખ | ૨૨૫ |
| ૨૮૭ | જેઠુભા માનસીંગજી ચુડાસમા | ૨૨૫ |
| ૨૮૯ | ઇશ્વરલાલ મોહનલાલ ભટ્ટ | ૨૨૪ |
| ૨૯૦ | અહમદઅલી અબાસઅલી તીરમીઝી | ૨૨૨ |
| ૨૯૧ | બાબુલાલ હીરાલાલ પારેખ | ૨૧૬ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | ઉમ્મરભાઈ જનુભાઈ શેખ | ૨૯૧ |
| ૨ | મહમદહુસેન ઇમામભાઇ શેખ | ૨૮૦ |
| ૩ | મીસરીખાન હસનખાન કીસ્યાણી | ૨૬૬ |
| ૪ | હમીદમીઆં હાજીમહમદમીઆ સૈયદ | ૨૫૦ |
| ૫ | કલંદરખાન કાલેખાન કીસ્યાણી | ૨૫૦ |
| ૬ | હબીબમીઆં આલમમીઆં કાઝી | ૨૫ |
| ૭ | હુસેનખાન હલીલખાન પઠાણ | ૨૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | નુરમહમદ શાહમહમદ શેખ | ૨૫૩ | ૨ | અબ્દુલકાદર અબ્દુલરહેમાન વોરા | ૩૬૨ |
| ૯ | અબ્દુલકરીમ મુસાજી શેખ | ૨૪૭ | ૩ | સૈયદઅલી સદરૂદ્દીન સૈયદ | ૩૩૫ |
| ૧૦ | અલીમીઆં જેનુમીઆં કાદરી | ૨૪૨ | ૪ | દાદાભાઈ મહમદભાઈ સલાર | ૩૨૫ |
| ૧૧ | બશીરહમદખાન અજમતખાન પઠાણ | ૨૩૦ | ૫ | ગુલામનબી જીવાભાઈ ગાંચી | ૩૨૦ |
| ૧૧ | મહમદભાઈ ઉમરભાઈ વોરા | ૨૩૦ | ૬ | જીવાભાઈ દોલુભાઈ કોરેશી | ૩૧૫ |
| ૧૩ | ગુલામજાફર ગુલામમહમદ શેખ | ૨૨૯ | ૭ | સાવલી મીયાભાઈ ચવાણ | ૩૧૨ |
| ૧૩ | મહમદહુસેઇન વઝીરભાઈ શેખ | ૨૨૯ | ૮ | સૈયદસાહેબ બાવાસાહેબ હુસેના | ૩૦૭ |
| ૧૩ | શહાબુદ્દિન અમીરભાઈ અબ્બાસી | ૨૨૯ | ૯ | સરદારસંગ રસુલા ગરાસીઆ | ૩૦૬ |
| ૧૬ | કાસમ ફજુજી શેખ | ૨૨૬ | ૧૦ | ઉમરભાઈ કાળુભાઈ ચીસ્તી | ૩૦૩ |
| ૧૭ | બહાઉદ્દીન મુફીજુદ્દીન સીદ્દીકી | ૨૧૯ | ૧૦ | નાઝીરહમદ બડામીઆં સૈયદ | ૩૦૩ |
| | **ગુજરાતી-ઉર્દુ** | | ૧૨ | મહમદભાઈ હુસેનભાઈ કાછોટ | ૨૯૭ |
| ૧ | યસીનખાન નાથેખાન પઠાણ | ૩૯૭ | | | |

## ઇનામપત્રક-ભરૂચ જિલ્લો.

| ગામ તાલુકો | નામ | કિંમત | હેતુ |
|---|---|---|---|
| સુણેવ-અંકલેશ્વર | માજી તલાટી મિ. ચીમનલાલ મંછારામે | ૫—૦-૦ | શકડ તથા કોરીઓ અને મિઠાઈ વ્હેંચી. |
| | તા. લોકલબોર્ડ મેમ્બર મિ. જમીયતરામ ભગુભાઈ પટેલે | ૫—૦-૦ | મિઠાઈ વ્હેંચી. |
| | તલપદાના પટેલ ગંગારામ માવજી | ૧—૦-૦ | ,, |
| | ગામના આગેવાન સદ્ગૃહસ્થોએ | ૪-૧૨-૦ | ,, |
| તવરાખેટ-ભરૂચ | ઘાંચી છગનલાલ કરસન તથા ઘાચી મૂળચંદ મીઠાલાલે | —— | સ્કૂલ જમાડી. |
| પાર્ડીઇદીસ-અંકલેશ્વર | મિ. પ્રભાશંકર ગૌરીશંકર ત્રિવેદીએ | ૧૫—૦-૦ | પ્યાલા તથા ચોપડીઓ વ્હેંચી. |
| | મિ. ગુમાન હરિભાઈ પટેલે | ૧૨—૦-૦ | સ્કૂલ જમાડી. |
| હાંસોટ-ભરૂચ | મિ. બગુભાઈ પ્રાણવલ્લભદાસ દેસાઈએ પોતાના ખર્ચે રૂ. ૩૫) નું ઘડિયાળ મુંબઇથી મંગાવ્યું | ૨૦—૦-૦ | સ્કૂલમાં ઘડિયાળ મૂકવા સારૂ આપ્યા. |
| | મિ. નગીનલાલ માણેકલાલ શેઠ | ૫—૦-૦ | |
| | મિ. રતિલાલ હરજીવનદાસ શેઠ | ૫—૦-૦ | |
| | ડૉ. બાલુભાઈ પરસોત્તમદાસ શેઠે | ૨—૦-૦ | |
| | સ્કૂલના આસિસ્ટંટો તરફથી | ૫—૦-૦ | |

| | | | |
|---|---|---|---|
| કનગામ-જંબુસર | સોની હાજીભાઈ ગોવનલાલે | ૧૯—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | ગામના સદ્ગૃહસ્થોએ | ૨૩—૦—૦ | ,, |
| | સીંધા કેસરીસંગ માધવસંગે | ૧૮—૦—૦ | ,, |
| | સીંધા મોહનસંગ કાળાઈ પાટવી | ૨૦—૦—૦ | ,, |
| નોંધણા— ,, | ભાદરણના અમીન મણિભાઈ ઇશ્વરભાઈએ | ૧૦—૦—૦ | પેંડા વ્હેંચ્યા. |
| મગણાદ— ,, | ગજેરાના પટેલ ફુલાભાઈ હરિભાઈએ | ૨૦—૦—૦ | પિત્તળના પ્યાલ તથા મિઠાઈ વ્હેંચી |
| | મહાપરાના પટેલ લક્ષ્મણભાઈ ભગવાનદાસે | ૬—૦—૦ | કન્યાઓને હીટન કકડા તથા મિઠાઈ વ્હેંચી. |
| વાવલી— ,, | પા. ઓધવભાઈ હરિભાઈએ | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| મંગલેશ્વર—ભરૂચ | મુખાઇના શેઠ નાનાલાલ મંછારામે | ૧૧—૪—૩ | પુસ્તકો વ્હેંચ્યાં |
| | | ૧—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| ભરૂચ—ભરૂચ | મે. દારાશા રતનજી હોમાવાલા સાહેબે છીપવાડ કન્યાશાળામા તથા ભંગી સ્કૂલમા | ૧૫—૦—૦ | મિઠાઈ વ્હેંચી |
| | | ૫—૦—૦ | |
| વાવલી-જંબુસર | પા. ફુલાભાઈ પુંજાભાઈ તથા પા. નાથાભાઈ હાંસજીએ તથા પા. હીગભાઇ ધર્મદાસે | ૧૦—૦—૦ | ચોપડીઓ વ્હેંચી |
| | | ૧૪—૮—૦ | રૂકાબી તથા ચો. દરે વિદ્યાર્થીને આપી |
| પાલેજ-ભરૂચ | મિ. રેવાશંકર બાલાશંકર ભટે | ૬—૦—૦ | ચણા વ્હેંચ્યા · |
| | મિ. નાથાભાઈ મહેચરદાનશાહે | ૪—૮—૦ | ચણા વ્હેંચ્યા |
| | મિ. સુંદરલાલ હીરપાશંકર | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| કાવા-જંબુસર | સાગમાના રહીશ ગફુર રામાએ | ——— | પતાસાં પતાસાં સાં વ્હેંચ્યાં |
| ઉચ્છદ— ,, | નહારના શા. હીરાભાઈ જીવાભાઈએ | ૧૫—૦—૦ | જર્મન સીલ્વરના પ્યાલા તથા પતાર વ્હેંચ્યાં. |
| | પા. સ્વરુભાઈ પુંજાભાઈએ | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| નોંધણા— ,, | અમીન ચતુરભાઈ ઇશ્વરભાઈએ | ૧૩૦—૦—૦ | ભરત અને ગુંથ |
| | | ૧૬—૦—૦ | શીખવવા માટે ઇ રાવી આપ્યા |
| ,, ,, | ટુંડજના દાદાભાઈ નરેંદભાઈએ | ૫—૦—૦ | સ્કૂલોમાં પતાસાં વ્હેંચ્યાં |
| ,, ,, | પા. ભગવાન હરિભાઈની વિધવા બાઈ ડાહીએ | ૫૦—૦—૦ | સ્કૂલો જમાડી |
| આમોદ-ભરૂચ | મે. ખા. સાહેબ મહમદ ઇબ્રાહીમ પટેલે | ૧૦—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| ઓરા-વાગરા | ગોત્રોજાના રામસંગ બાવા નાથા બાવા રજપુત ગરાસીએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |

| | | | |
|---|---|---|---|
| હાંસોટ-ભરૂચ | શેખ મેહમદ મુસ્તફા કોટડાવાળાએ અત્રેની ઉર્દુ સ્કુલમા- | ૩—૦—૦ | જલેબી વ્હેંચી |
| પીપલીઆ-,, | સુથાર રઘનાથ ગોકળે | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| ભરૂચ- ,, | નકરકુઈ ઉર્દુ કન્યાશાળામા મિ શેખ અહમદ શે. અમીર અલીહુવાળાએ | ૧૨-૧૧-૦ | ઉર્દુ કીતાબો આપી |
| | મિ. ગુલામનબી દાદાભાઈ બેન્ડવાળાએ | ૯—૦—૦ | ૧૩ ડઝન સ્લેટો આપી |
| | મિ. નાગરદાસ દેવચંદ ગાંજાવાળાએ | ૪—૦—૦ | કિતાબો તથા મિઠાઇ વ્હેંચી |
| દોરા-આમોદ | મિ.ડાહ્યાભાઈ મહેચરભાઈશેખે | ૩૫—૦—૦ | સ્કૂલો જમાડી તથા મીઠાઈ વ્હેંચી |
| ધાણાદ-,, | પા. ડાહ્યાભાઈ ધોરીભાઈએ | ૩૫-૧૨-૦ | સ્કૂલ જમાડી |
| | પા. મોતીભાઈ ધોરીભાઈએ | ૪૨—૮—૦ | ,, |
| | સ્કૂલ કમિટિના મેમ્બર સાહેબે રાજ હમીરસંગ મોહને | ૩૩—૪—૦ | ,, |
| ઉચ્છદ-જંબુસર | નહારના રહીશ હીરા જીવાએ | ૧૫—૦—૦ | જર્મનનાં પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં |
| | ઉચ્છદના પા. લલ્લુ પુંજાભાઇ | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| કોબલા-આમોદ | સ્કૂલ કમિટિના મેમ્બર સાહેબોએ | ૩—૦—૦ | પુસ્તકો ઇનામ તરીકે વ્હેંચ્યાં |
| અલદર-ભરૂચ | માજી પોલીસપટેલ અને સ્કૂલ | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | કમિટિના મેમ્બર પા. વિઠ્ઠલભાઈ વસ્તાભાઈએ | ૨—૦—૦ | પેંડા વ્હેંચ્યા |
| જનીસાડા-વાગરા | મિ. જેસંગ બાવા અભેસંગ વાઘેલાએ | ૧૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| | મિ. પરબતસંગ અભેસંગ વાઘેલાએ | ૧૧—૦—૦ | ,, |
| ભાડભુત-ભરૂચ | પા. ચુનિલાલ નાથુભાઇએ | ૪—૦—૦ | સાકર વ્હેંચી. |
| સીમળથા-આમોદ | ગામના આગેવાનોએ | ૧૨૫—૮—૦ | વડીઆળભેટ આપ્યું તથા સ્કૂલ જમાડી |
| ભરૂચ-ભરૂચ | મિ. દિનકરરાવ નરભેરામ દેસાઈએ | ૯—૦—૦ | ઇનામ વ્હેંચ્યાં. |
| ,, | મિ. ઠાકોરલાલ ચીમનલાલ મુન્સી | ૫—૦—૦ | ,, |
| ,, | મિ. મૂળચંદ જીવચંદ કાપડીઆએ | ૫—૦—૦ | ,, |
| કોબલા-આમોદ | પોલીસ પટેલ વિઠ્ઠલભાઈ કહાનદાસે | ૨૧—૦—૦ | સ્કૂલ જમાડી |

| | | | |
|---|---|---|---|
| ઝાડેશ્વર-ઝાડેશ્વર | મે. ડાયરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, મુંબઇનાએ | ૫—૦—૦ | સ્કાઉટોને દૂધ પાયું |
| ,, | ,, ,, | ૨૫—૦—૦ | ,, ડ્રેસ સીવડાવવા સારૂ આપ્યા |
| | મે. પ્રેસિડેન્ટ તા. લો. બો. મિ. એચ. જે. અમીન | ૨૫—૦—૦ | ,, |
| ચમનપુર-જંબુસર | મિ. કાલીદાસ ત્રીકમભાઈએ | ૩—૦—૦ | મિઠાઈ વ્હેંચી |
| વાવલી— ,, | મિ. ઇશ્વરલાલ લક્ષ્મીદાસે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| પાલેજ-ભરૂચ | મિ. રેવાશંકર બાલશંકર ભટે | ૬—૦—૦ | ચણા વ્હેંચ્યા |
| | મિ. નાથાભાઈ બહેચરભાઈએ | ૬—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| લુવારા-વાગરા | ભજન મંડળીએ | ૧૨—૦—૦ | સ્કૂલ જમાડી |
| શુકલતીર્થ— | મિ. પ્રતાપસિંહ ગુમાનસિંહે | ૨—૦—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| ડોભલા-આમોદ | મિ. પ્રભુદાસ બાજીભાઈએ | ૨૫—૦—૦ | સ્લેટ, પેન, ચોપડીઓ વ્હેંચી |
| ગજેરા-જંબુસર | મિ. દેસાઈ સોમાભાઈ બાબરભાઈએ | ૩૫—૦—૦ | જર્મનના પ્યાલા વ્હેંચ્યાં. |
| | મિ. અમિન ચતુરભાઈ હરિભાઈએ | ૩૦—૦—૦ | ,, |
| | મિ. મોતીભાઈ ધોળીભાઈએ | ૨૫—૦—૦ | ,, |
| માંડવા-અંકલેશ્વર | મિ. ગોવિંદ નારાયણે | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| | મિ. ચંદ્રસી સીતાભાઈએ | ૨—૦—૦ | સાકર વ્હેંચી |
| | મિ. જીવણ ખુશાલે | ૧૪—૦—૦ | સ્કૂલ જમાડી |
| ભરૂચ-ભરૂચ | મિ. દારાશા રતનજી હોમાવાલાએ | ૨૦૦—૦—૦ | લોન સ્કૂલ બોર્ડમાં આપી. |
| ઇખર-આમોદ | સ્કૂલ કમિટિના મેમ્બરોએ | ૩—૪—૦ | મિઠાઈ વ્હેંચી |
| | હેડમાસ્તર હીરાલાલ ઇશ્વરદાસે | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા |
| | પટેલ મહમદ અલીભાઈએ | ૫—૦—૦ | ,, |
| અલાટ-વાગરા | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૧૦૪—૪—૦ | સ્કૂલ જમાડી, કપડાં આપ્યાં તથા મિઠાઈ |
| પાલેજ-ભરૂચ | ભટ્ટ રેવાશંકર બાલશંકરે | ૪—૮—૦ | ચણા વ્હેંચ્યા |
| | શા. નાથાભાઈ બહેચરભાઈએ | ૪—૮—૦ | પતાસાં વ્હેંચ્યા |
| ત્રાલસા-ભરૂચ | ગામલોક તરફથી | ૧૨૫—૦—૦ | સ્કાઉટોને ડ્રેસ આપ્યા |
| માતર-આમોદ | મિ. ગોપાળ ઇશ્વરભાઈએ | ૬૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| કેશોદ-ભરૂચ | મિ. માધવભાઈ ગોવિંદભાઈ પટેલે, ગામલોકોએ | ૨૫—૦—૦<br>૧૪—૦—૦ | ઘડિઆળ આપ્યું |
| શામળથા-આમોદ | મિ. સરદારસંગ જેસંગે | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| દાંદાના— ,, | મિ. બકોરભાઈ નાથજીભાઈએ | ૬—૦—૦ | મિઠાઈ વ્હેંચી |
| કેરવાડા— ,, | ઠક્કર લલ્લુભાઈ પરભુદાસે | ૮—૪—૦ | કન્યાશાળામાં વાડકીઓ વ્હેંચી |

| | | | |
|---|---|---|---|
| હાંસોટ— „ | સુખડીઆ ઘેલાભાઇ દયારામે | ૮—૦—૦ | પેંડા વ્હેંચ્યા |
| | ગામના આગેવાન ગૃહસ્થોએ | ૨૦—૦—૦ | પાણી પીવા સારૂ આપ્યા |
| | | ૧૫—૦—૦ | પેંડા વ્હેંચ્યા |
| સમની-આમોદ | ગામના શેઠોએ | ૧૫—૦—૦ | કપડા, રકાબી, પ્યાલાં છોકરીઓને વ્હેંચ્યા તથા મિઠાઈ છોકરાઓને વ્હેંચી. |
| સીમળથા-„ | મિ. મોહન બાપુભાઈ પાટીદારે | ૬—૪—૦ | પિત્તળનાં પવાલાં સાકર સાથે વ્હેંચ્યા |
| ગંધાડા-અંકલેશ્વર | મિ. મનોરભાઇ ગોકળભાઇએ | ૨૧—૦—૦ | સ્કૂલ જમાડી. |
| અંભેટા-વાગરા | મિ. શુમાનસિંહ સબ્જરસિંહે | ૧૬—૦—૦ | „ |
| નોબણા-જંબુસર | પટેલ શીવાભાઈ બકોરભાઇએ | ૨૫—૦—૦ | „ |
| કોબલા-આમોદ | મિ. વિઠ્ઠલભાઈ કહાનદાસે | ૧૫—૦—૦ | „ |
| નહાર-જંબુસર | વાળંદ ફકીરા નાથાએ | ૮—૦—૦ | „ |
| ગજેરા—„ | પટેલ ઘેળાભાઈ મકનભાઈએ | ૮—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| કેરવાડા-આમોદ | પટેલ હરિચંદ હેમચંદે | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| લણીગામ-જાગેશ્વર | પટેલ બહેચર દાદાભાઈએ | ૧૦—૦—૦ | „ |
| „ | પટેલઝીણાભાઇ ખુશાલભાઈએ | ૧૭—૦—૦ | „ |
| | પટેલ મોહનભાઈ ખોડાભાઈએ | | |
| કોબલા-આમોદ | પટેલ મિઠાભાઇ વરઘભાઈએ | ૨૦—૦—૦ | „ |
| નહાર-જંબુસર | મિ. કાળીદાસ રામસંગે | ૮—૦—૦ | „ |
| નાદીડા-વાગરા | પટેલ કાભાઈ ભઈજીભાઈએ | ૧૮—૦—૦ | „ |
| પાલેજ-ભરૂચ | ભટ્ટ રેવાશંકર બાલાશંકરે | ૬—૦—૦ | ચણા વ્હેંચ્યા. |
| | શા. નાથાભાઈ બહેચરભાઈએ | ૬—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| બોરી—„ | પા. મયુરભાઈ કલ્યાણભાઈએ | ——— | સ્કૂલ જમાડી. |
| વાવલી-જંબુસર | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૧૪—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| પાલેજ-ભરૂચ | ભટ્ટ રેવાશંકર બાલાશંકરે | ૭—૮—૦ | પતાસાં વ્હેંચ્યા. |
| | શા. નાથાભાઈ બહેચરભાઈએ | ૭—૮—૦ | ચણા વ્હેંચ્યા. |
| | બારોટ પ્રભુભાઇ શંકરભાઇએ | ૩—૦—૦ | પાણીની પરબ બેસાડી. |
| તવરા— „ | બાઇ ચંચળ રામસંગ માવસંગની દીકરીએ | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| દેરા-આમોદ | બાઇ સુરજ નાથાભાઇ મોરારશેખની વિધવાએ | ૩૦—૦—૦ | „ |
| ભરૂચ—ભરૂચ | મિ. દારાશા રતનજી હોમાવાળાએ | ૧૫—૦—૦ | બે ટેબલ કન્યાશાળામાં સીવણ કામ સારૂ આપ્યા. |
| પાલેજ—„ | ભટ્ટ રેવાશંકર બાલાશંકરે | ૭—૮—૦ | ચણા વ્હેંચ્યા. |
| | શા. નાથાભાઇ બહેચરભાઇએ | ૭—૮—૦ | પતાસાં વ્હેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ાસણા–આમોદ | મિ. બાબરભાઇ સોભાભાએ | ૧૬—૦—૦ | સ્કૂલ જમાડી. |
| નરભાણ-આમોદ | પટેલ મથુરભાઈ વનમાળીદાસે | ૧૨—૦—૦ | ,, |
| ાજેરા–જંબુસર | આદરણના પટેલ રામભાઈ મથુરભાઇએ<br>પટેલ લાલભાઇ નારણભાઇએ | ૧૦૫—૦—૦ | પ્યાલા રકાબી તથા મિઠાઇ વ્હેંચી. |
| બેરસમ-વાગરા | મિ. હરિભાઇ વણારસીએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| શીમળથા–આમોદ | પટેલ બાપુભાઇ વેણીભાઇએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | ગામલોક તરફથી તથા પટેલ ઇશ્વરભાઇ નરસિભાઇએ | ૨૩—૦—૦ | ઘડિઆળ આપ્યું અને મિઠાઇ વ્હેંચી. |
| રમનપુર–જંબુસર | પટેલ કાળીદાસ ત્રીકમભાઇએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| પગુથન–ભરૂચ | ત્રાળંદ ભગવાન ત્રીકમે | ૫૦—૦—૦ | ,, |
| દીવા–અંકલેશ્વર | પટેલ ઇસ્માઇલ કાસમભુલાએ | ૫૦—૦—૦ | હાર્મોનિયમ આપ્યું. |
| લખીગામ–જાગેશ્વર | લુવારાના બ્રાહ્મણ શીવશંકર ભવાનીશંકરે | ૮—૦—૦ | સ્કૂલ જમાડી. |

---

---

## જોઈએ છે

દેહ્રી, ડિસ્ટ્રિક્ટ કરાંચીની પ્રાથમિક ગુજરાતી બૉયઝ અને ગર્લ્સ સ્કૂલો માટે ગુજરાતી ક્વૉલિફાઈડ અથવા ટ્રેઇન્ડ શિક્ષકો જોઈએ છે. સ્ત્રી પુરુષનું જોડું હશે તો તેને પસંદ કરવામાં આવશે. પગાર ગવર્મેન્ટ સ્કેલ પ્રમાણે આપવામાં આવશે. સીંધ માટે એલાઉન્સ રૂ. ૫) વધારે. અરજી કરનારે પોતાની અરજીમાં ઉમર અને હોદ્દા સાથે, નીચે સહી કરનારને તા. ૧૫-૪-૨૮ પહેલાં મળી જવી જોઇશે.

(અંગ્રેજીમાં સહી) એસ. અબ્દુલ હક.

એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર, લોકલબોર્ડ સ્કૂલ્સ—કરાંચી.

# જાહેરખબર

કાઠિઆવાડની પ્રવેશક અને વર્નાક્યૂલર ફાઇનલની ખચીત ફતેહ માટે સર્વ માન્ય થઈ પડેલાં અગાઉનાં (સને ૧૯૨૭ સુધીની પરીક્ષાના સવાલ જવાબ સાથેનાં) નીચેનાં પુસ્તકો ખરીદો.

| | |
|---|---|
| ૧. પા. જે. વી. કૃત **હિંદનો ઇતિહાસ** | કિં. રૂા. ૦-૧૧-૦ |
| ૨ વ૦ ફા૦ ની **પરીક્ષાનો ભોમીઓ** | કિં. રૂા. ૨—૨-૦ |
| ૩ હિંદી રાજ્ય બંધારણ અને **બ્રિટિશ રાજ્યની શાસનપદ્ધતિ** | કિં. રૂા. ૦—૬-૦ |
| ૪ સપ્રેકૃત નવી ભૂમિતિનો શિક્ષક | „ ૦-૧૨-૦ |
| ૫ પા. ઉ. ના. કૃત બાલોપયોગી મુખગણિત | કિં. રૂા. ૦—૪-૦ |

ઉપર મુજબના પુસ્તકોની વિશેષ હકીકત માટે લખો.

☞ સૂચીપત્ર તથા કેલેન્ડર માટે લખો-મફત મળશે.

તા. ક. ઉપર મુજબનાં નં. ૧ તથા ન. ૨ નાં પુસ્તક ખરીદનારને નંબર ૩ નું પુસ્તક અડધી કિંમતે મળશે.

લખો—**ધી સરસ્વતી બુક ડેપો.**-મુ. **નડિઆદ.**

---

**માસ્તર્સ ગુજરાતી કૉપિબુક** (ગુજરાતી તથા બાળબોધ ૭ ભાગમા) દરેક નંબરની કિંમત ૦-૧-૦ વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટસ એજન્સિએ તથા કાઠિઆવાડના તથા કચ્છનાં ઘણાં ખરાં સ્ટેટોએ શાળામા ચલાવવા તરીકે મંજુર કરેલીછે.

યોજક

ઉસમાન બચલ ખુડખુડીઆ, મ્હોબતસિંહજી મોતીભાઈ રાણા તથા મંગળજી હરજીવન.

**ઉર્દુ ખુશખતના કૉપિબુક** નંબર ૧ થી ૬ સુધી. ઉર્દુ સ્કુલો માટે પ્રત્યેક નંબરની કિંમત ૦-૨-૦ મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ શાળાઓમાં ચલાવવા માટે મંજુર કરેલ છે. તેમજ મધ્યપ્રાંતોને બિરારના કેળવણી ખાતાએ તેમજ મ્હેસૂર સંસ્થાનના કેળવણી ખાતાએ મંજુર કરેલ છે.

**પ્રાથમિક અંકગણિત**—આવૃત્તિ ૩ જી મૂલ્ય ૦-૭-૦ મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ આ પુસ્તકને **પાઠય પુસ્તક તરીકે** મંજુર કરેલું છે. આ પુસ્તકમા પ્રાથમિક શાળાનાં ધોરણ બે, ત્રણ અને ચારના અભ્યાસક્રમ મુજબ મનોયત્નો અને ઉદાહરણોની ક્રમિક યોજના કરવા ઉપરાંત શિક્ષકવર્ગને ગણિતશિક્ષણમા માર્ગદર્શક થાય તેમ કરવા પ્રયાસ કરેલો છે.

યોજક { ઉસમાન બચલ ખુડખુડીઆ.
મ્હોબતસિંહજી મોતીભાઈ રાણા.
મોહનલાલ હરજીવન પંચોળી.

ઉપરનાં તમામ પુસ્તકો મંગાવવાનું ખર્ચ જુદું. સામટી નકલો ઉપર યોગ્ય કમિશન આપવામાં આવશે.

બુકસેલર-બેચર **મેઘજી** એન્ડ સન્સ, રાજકોટ-કાઠિઆવાડ.

# મેકમિલન તરફથી પ્રકટ થએલી ગુજરાતી ચોપડીઓ

| પુસ્તકનું નામ. | કર્તાનું નામ. | કિંમત |
|---|---|---|
| **ઈતિહાસ.** | | |
| ઇંગ્લંડનો ઇતિહાસ | બર્વે અને મહેતા | ૨—૮— |
| ગુજરાતના ઇતિહાસમાની સહેલી વાર્તાઓ | પી. કે. દેસાઈ | ૦—૮— |
| હિંદના ઇતિહાસની સહેલી વાર્તાઓ | ઈ. માસ્ડન | ૦—૧૨— |
| ઇતિહાસના પ્રાથમિક પાઠો | ,, | ૧—૦— |
| માધ્યમિક શાળાઓ માટે હિંદુસ્તાનનો ઇતિહાસ | ,, | ૧—૪— |
| અંગ્રેજી રાજ્યનો ટુંકો ઇતિહાસ | એન્ડર્સન અને માર્સ્ડન | ૧—૮— |
| **વ્યાકરણ.** | | |
| ડિગ્લોટગ્રામર ગુજરાતી અને અંગ્રેજી ભાગ ૧ લો | જે. સી. નેસ્ફીલ્ડ | ૦—૫— |
| ,, ,, ભાગ ૨ જો | ,, | ૦—૮— |
| ગુજરાતી ભાષાના વ્યાકરણનાં મૂળતત્ત્વો ભાગ ૧ લો | કે પી. ત્રિવેદી | ૦—૪—૦ |
| ભાગ ૨ જો | ,, | ૦—૫—૦ |
| ગુજરાતી ભાષાનું માધ્યમિક વ્યાકરણ | ,, | ૧—૮—૦ |
| ,, બૃહદ્ વ્યાકરણ | ,, | ૩—૮—૦ |
| **સાહિત્ય** | | |
| ભાષા અને સાહિત્ય | એન. બી. દિવેટીઆ | ૫—૦—૦ |
| ગીતાંજલી | રવિન્દ્રનાથ ટાગોર | ૧—૦—૦ |
| ગુજરાતી કાવ્યસંગ્રહ | કે. એચ. ધ્રુવ અને દેરાસરી | ૦—૬—૦ |
| પૂર્વની કથા વાર્તાઓ પુ. ૧ લું મણકો ૧ લો | | / |
| હિતોપદેશમાંથી હિંદુસ્તાની કથાવાર્તાઓ | જે. સી. નેસ્ફીલ્ડ | ૦—૨—૬ |
| પુ. ૨ જું મણકો ૧ લો, અનવરી સુહાલીમાંથી પરશ્યન કથાવાર્તાઓ | ,, | ૦—૩—૬ |
| પુ. ૫ મું મણકો ૩ જો હાતીમતાઈનાં અદ્ભુત કામો | ,, | ૦—૫—૬ |
| **ગણિત.** | | |
| ગણિત ભાગ ૧ લો | જી. કે. ગોખલે | ૦—૧૨—૦ |
| ,, ભાગ ૨ જો | ,, | ૦—૧૪—૦ |
| ,, ભાગ ૩ જો | ,, | ૨—૦—૦ |
| **આરોગ્યશાસ્ત્ર.** | | |
| કન્યાઓ માટે આરોગ્યશાસ્ત્ર | એચ. એસ હચીસન | ૦—૧૦—૦ |
| આરોગ્યશાસ્ત્રનું પહેલું પુસ્તક | આર. એમ. જોશી | ૦—૬—૦ |
| **કોપિબુકો.** | | |
| ચોપડી ૧ લી કાના, મરોડ, રેશા વગેરે | | ૦—૧—૬ |
| ચોપડી ૨ અક્ષરો | | ૦—૧—૬ |
| ચોપડી ૩ અક્ષરો, સાદા શબ્દો વગેરે | | ૦—૧—૬ |
| ચોપડી ૪ સાદા શબ્દો | | ૦—૧—૬ |
| ચોપડી ૫ જોડાક્ષરો | | ૦—૧—૬ |
| ચોપડી ૬ વાક્યો અને કહેવતો | | ૦—૧—૬ |
| ચોપડી ૭ વાક્યો વગેરે | | ૦—૧—૬ |
| **ભૂગોળ.** | | |
| મેકમિલનનો એટલાસ ૦—૧૨—૦ | ભૂગોળના પ્રાથમિક પાઠો | ૧—૨—૦ |
| નીચલા વર્ગો માટે ભૂગોળ | | ૨—૮—૦ |

પ્રસિદ્ધ કર્તા—મેકમિલન એન્ડ કંપનિ લિ૦ ૨૭૬ હોર્નબી રોડ, મુંબઈ

| મુદ્દત | એકપાન | અડધુપાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ ૬૦) | રૂ. ૪૦) |
| છ માસ | રૂ. ૬૦) | રૂ ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |
| એક માસ | રૂ ૨૦) | રૂ. ૧૫) | રૂ ૧૦) |

ખાસ નોંધ:—નાણાં અગાઉથીજ લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ

૨. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમા જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી, માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ

તંત્રી

---



---



---

પુસ્તક ૬૭ ] [ અંક ૫-૬.

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

મે—જુન, સને ૧૯૨૮.

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને આખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને પાકા વિજ્ઞાનને આપ વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ,
M.Lc., F.R.G.S., I.L.S.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



પા "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં [illegible]
[illegible] —અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૭ ] મે-જૂન સને ૧૯૨૮. [ અંક ૫-૬

# ફિલિપ્પિન સરકારનો ધંધાદારી શિક્ષણને લગતો કાયદો

હાલમાં મુંબઈ સરકારે ધંધાદારી શિક્ષણને લગતા પ્રશ્ન ઉપર વિચાર ચલાવવાને એક કમિટી નીમી છે, તેથી ફિલિપ્પિનની સરકારે એ સંબંધી જે યોજના ઘડી છે તે આપણી પ્રજાને જાણવાજોગ હોવાથી તેનો અહેવાલ નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે.

ત્યાંની સરકારે " વૉકેશનલ એજ્યુકેશન એક્ટ "–ધંધાદારી શિક્ષણને લગતો એક કાયદો ઘડ્યો છે અને તેને માટે વાર્ષિક ૫૦૦,૦૦૦ * પેસો એટલે કે રૂ. ૭,૫૦,૦૦૦ ની ખરચની જોગવાઈ કરવામાં આવી છે. એ કાયદાની કલમો નીચે પ્રમાણે છેઃ—

ખેતીવાડી અને ધંધાને લગતા શિક્ષણના ઉત્તેજનાર્થે પ્રાંતો, શહેરો અને મ્યુનિસિપાલિટિઓને ખેતી, વેપાર, ધંધો અને હુન્નરઉદ્યોગ સંબંધી શિક્ષણને ઉત્તેજન આપવામાં ફિલિપ્પિન ટાપુની વિદ્યાપીઠ તેમજ દેશની બીજી સંસ્થાઓને ધંધાને લગતા વિષયોના શિક્ષણ માટે શિક્ષકોને તૈયાર કરવા માટે, તેમજ એ શિક્ષણ સંબંધી નાણાંની જોગવાઈ અને ખરચની

* એક પેસોની કિંમત રૂ. ૧॥ થાય છે.

વ્યવસ્થા કરવા અર્થે અને એવા બીજા હેતુઓ માટે આ કાયદો ઘડવામા આવ્યો છે.

ધારાસભાની બેઠક વખતે ફિલિપ્પિન ટાપુઓની સેનેટ અને પ્રતિનિધિઓએ પોતાના અધિકારની રૂઇએ આ કાયદો મંજુર કરવોઃ—

**કલમ ૧.** સરકારી તીજોરીમાથી જે રકમ બીજા ખાતાઓ માટે અલગ રાખવામા આવી ન હોય તે રકમમાથી નીચે જણાવેલા હેતુઓ માટે એકંદર ૫૦૦,૦૦૦ પેસોની રકમ અલાયદી રાખવામા આવે છે અને તેની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામા આવે છે. જે પ્રાંતો, શહેરો અને મ્યુનિસિપાલિટિઓ આ કાયદાનો લાભ લેવા ઇચ્છતા હોય, અને તેમાની કલમોને અનુસરવા માગતા હોય તેમની વચ્ચે આ રકમ વહેંચી આપવામા આવે છે. ધંધાદારી શિક્ષણની જે શાળાઓ હોય અથવા જે નવી ઉઘાડવાની હોય તેને માટે ખેતી અને ધંધાદારી શિક્ષણની શાળાઓના મકાનો બાંધવામા જોઈતા સરસામાન ખરીદવામા, ખેતીવાડીના શિક્ષકો, સુપરવાઇઝરો, ડાયરેક્ટરો અને ધંધો, વેપાર, અને દેશના અર્થશાસ્ત્રના શિક્ષકોના પગાર આપવા માટે, તેમજ એ વિષયનું શિક્ષણ આપવા માટે શિક્ષકો તૈયાર કરવા માટે, અને આ કાયદાનો અમલ કરવા, અને ખેતીવાડી તેમજ ધંધાદારી શિક્ષણની સારી વ્યવસ્થા અને તેનો કુશળ વહીવટ ચલાવવા માટે તે સબંધી અભ્યાસ, સંશોધન, અને રિપોર્ટ કરવાના હેતુથી આ રકમ 'બ્યૂરો ઓવ એજ્યુકેશન'–કેળવણીખાતાને સોંપવામાં આવે છે, અને તે રકમ કાયદામા જણાવ્યા પ્રમાણે ખરચવામા આવશે.

**કલમ ૨.** સને ૧૯૨૮ ના ડિસેમ્બર માસે પુરા થતા મહેસુલી વરસ માટે આ રકમની જોગવાઈ કરવામા આવશે અને કાયદામા જણાવેલા હેતુઓ અર્થે તેની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામા આવશે:—

(અ) શાળાઓના મકાનો બાંધવામા અને જોઈતા સરસામાન ખરીદવામા મદદરૂપે............................................પે. ૧૦૦,૦૦૦

(બ) ખેતીવાડીના શિક્ષકો, સુપરવાઇઝરો અથવા તો ડાયરેક્ટરોના પગાર આપવા માટે............................................પે. ૧૫૦,૦૦૦

(ક) ધંધો, વેપાર, અર્થશાસ્ત્ર અને હુન્નરઉદ્યોગના શિક્ષકોના પગાર આપવા માટે............................................પે ૧૫૦,૦૦૦

(ડ) માધ્યમિક ખેતીવાડી શિક્ષણના સુપરવાઇઝરો અને શિક્ષકોને કેળવવા અર્થે ખેતીવાડીશિક્ષણનું ખાતું સ્થાપવા ખેતીવાડીની કૉલેજને અને ફિલિપ્પિનની વિદ્યાપીઠને મદદરૂપે............................................પે. ૨૫,૦૦૦

આ ઠરાવ યોગ્ય અધિકારી મારફત કેળવણીખાતાના ડિરેક્ટર ઉપર કલવામાં આવશે અને જો એ ઠરાવને તેમની મંજુરી મળશે તો આ દાની કલમોને આધારે જે પ્રાન્ત, શહેર કે મ્યુનિસિપાલિટિએ અરજી હશે અને જેને તે મેળવવાનો હક પ્રાપ્ત થયો હશે તેને માટે નાણાં પવાને, જરૂરી સત્તા માટે કેળવણીખાતાના સેક્રેટરીને ભલામણ કરમાં આવશે.

કલમ ૪. આ કાયદાની કલમ ૨ ની પેટા કલમ (ડ) માં જણાવ્યા માણેની રકમ ફિલિપ્પિનની વિદ્યાપીઠને ફાળા તરીકે આપવામાં આવશે ને એ વિદ્યાપીઠની કાર્યવાહક સમિતિ ખેતીકામની કોલેજમાં ખેતીના ક્ષણ સંબંધી અભ્યાસક્રમો ઘડવામાં, અને તે ચાલુ રાખવામાં આ રકમ રચશે, અને આ કાયદાની રૂએ ખેતીશિક્ષણની જે શાળાઓ ઉઘડશે માં કામ કરવા માટે ખેતીકામના શિક્ષકોને એ કોલેજમાં અનુભવસહિત શિક્ષણ આપવામાં આવશે.

કલમ ૫. આ કાયદાની કલમ ૨ ની પેટા કલમ (ઈ)માં જણાવ્યા પ્રમાણેની રકમ, પ્રાન્તો, શહેરો કે મ્યુનિસિપાલિટિઓને, ખેતીશિક્ષણના શિક્ષકો, સુપરવાઇઝરો અથવા ડાઇરેક્ટરોને, તેમજ ધંધો, વેપાર, દેશના અર્થશાસ્ત્ર અને હુન્નરઉદ્યોગના શિક્ષકોને તૈયાર કરવામાં અથવા તેમને માટે પેન્શન આપવામાં મદદ તરીકે આપવામાં આવશે, તે એવી શરતે કે તૈયાર થતાં અથવા તો પેન્શન લેતા શિક્ષકોએ તેમની લાયકાત અને અભ્યાસ સંબંધી કેળવણીખાતાના ડિરેક્ટર તરફની માગણી પુરી પાડવી અને જે પ્રાન્તો, શહેરો કે મ્યુનિસિપાલિટિઓ તેમને પેન્શન આપતી હોય ત્યાં ઓછામાં ઓછું જેટલાં વરસ સુધી કાયદાની શરતો પ્રમાણે મદદ કે પેન્શન લીધું હોય તેટલા વરસ સુધી, તેઓએ કામ કરવા બંધાવું.

કલમ ૬. આ કાયદાની રૂઈએ કેળવણીખાતામાં 'ધંધાદારી શિક્ષણ વિભાગ' એ નામે એક ભાગ પાડવામાં આવે છે અને તેમાં ધંધાદારી શિક્ષણનો એક સુપ્રિટેન્ડેન્ટ અને ખાસ તાલીમ પામેલા માણસો અને સુપરવાઇઝરોનું એક મંડળ સ્થાપવામાં આવે છે. આ મંડળ પ્રાન્તો, શહેરો કે મ્યુનિસિપાલિટિઓને ધંધાદારી શિક્ષણની શાળાઓ અને વર્ગો સ્થાપવામાં, અને ખેતી, ધંધો, હુન્નરઉદ્યોગ, વેપાર અને તેને લગતી પ્રવૃત્તિ અને દેશનાં અર્થશાસ્ત્ર સંબંધી શિક્ષણ આપવામાં ખાસ ઉપયોગી થઈ પડે એવી મતલબનાં અભ્યાસ, સંશોધન તથા રિપોર્ટ તૈયાર કરશે. ખેતી અને તે સંબંધીની રીતો તથા ખેડુતવર્ગની જવાબદારીઓનો,

ધંધો, હુન્નરઉદ્યોગ અને તે સંબંધી કારીગરોની જવાબદારીઓનો, હુન્નરઉદ્યોગ સંબંધીની પદ્ધતિઓનું વર્ગીકરણ અને તે સંબંધીની પ્રવૃત્તિઓનો, વેપાર, તેને લગતી પ્રવૃત્તિ અને વેપારીની તે સંબંધીની જવાબદારીઓનો, ગૃહવ્યવસ્થા, ગૃહવિદ્યા, ધંધાદારી શિક્ષણ આપતી શાળાઓના વહીવટ સાથે સંબંધ ધરાવતી બાબતો, નિયમો અને પ્રશ્નોના અભ્યાસનો, તેમજ ધંધાદારી શિક્ષણના વિષયો માટે અભ્યાસક્રમ અને સૂચનાઓનો આવા અભ્યાસ સંશોધન અને રિપોર્ટમાં સમાવેશ થશે. જ્યારે કેળવણીખાતાના ડિરેક્ટરને યોગ્ય લાગે ત્યારે, ખેતીશિક્ષણ માટે, ખેતી સંબંધી આવા અભ્યાસ, સંશોધન તથા રિપોર્ટો ખેતીશિક્ષણ ખાતાની સાથે મળીને અથવા તેની મારફતે કરવામાં આવશે; વેપારી શિક્ષણ માટે વેપાર અને તેને લગતા જ્ઞાન સંબંધી અભ્યાસ, સંશોધન તથા રિપોર્ટ, વેપારી અને હુન્નરઉદ્યોગ ખાતા સાથે મળીને અથવા તેની મારફતે કરવામાં આવશે; ધંધાદારી શિક્ષણને લગતો વહીવટ, તે સંબંધી અભ્યાસ, સંશોધન તથા રિપોર્ટો, ખેતીકામની કૉલેજ અને ફિલિપ્પિનની વિદ્યાપીઠની સાથે મળીને અથવા તેની મારફતે કરવામાં આવશે. આ કાયદાની કલમોનો અમલ કરવાને કેળવણીખાતાના ડિરેક્ટરને જરૂર પડે તો બીજી મદદ મેળવી લેવા વધારાની સત્તા આપવામાં આવશે.

**કલમ ૭.** આ કાયદો પસાર થાય ત્યારથી અને ત્યારપછીથી કેળવણીખાતા માટે જે રકમો ફાજલ પાડી શકાય તેનો, આ કાયદાની છઠ્ઠી કલમમાં જણાવ્યા પ્રમાણે સાથે મળીને કામ કરવા માટે તેમજ અભ્યાસ, સંશોધન અને રિપોર્ટો કરવા માટે અને આ કાયદાનો અમલ કરવા તથા તેની રૂએ વહીવટ ચલાવવા માટે સુપરિન્ટેન્ડન્ટ, તેનો આસિસ્ટન્ટ, અને ખાતાને જે અધિકારીઓની જરૂર પડે તેઓનો પગાર આપવા માટે, તેમજ તેને બીજું જે ખરચ જરૂરી લાગે તે માટે, ઉપયોગ કરવામાં આવશે.

**કલમ ૮.** આ કાયદાની રૂએ જે શાળાઓ સ્થાપવામાં આવે તે માધ્યમિક શાળાઓ એટલે કે કૉલેજો કરતાં ઉતરતી પંક્તિની શાળાઓ ગણાશે. આ શાળાઓના શિક્ષણનો મુખ્ય હેતુ, વિદ્યાર્થીઓને ઉપયોગી કામ માટે લાયક બનાવવાનો, તેમજ ચૌદ વરસની ઉમર ।। ઉપરના વિદ્યાર્થીઓ જે ખેતીકામમાં લાગ્યા હોય, અથવા તો જેઓ ધંધા અને હુન્નરઉદ્યોગ સંબંધી કામ માટે તૈયાર થતા હોય અથવા તો જેઓ તેમાં જોડાયા હોય તેવાઓની જરૂરિઆતો પુરી પાડવાનો રહેશે.

અમુક પ્રકારના સરસામાનનો ઉપયોગ, અભ્યાસક્રમ, શિક્ષણની

પદ્ધતિ, શિક્ષકો, સુપરવાઇઝરો, અને ડાઇરેક્ટરોની લાયકાત, ખેતીશિક્ષણ-ની શાળાઓ માટે ખેતીનું કામ કરવા માટે ખેડવા લાયક જમીન કેટલી મળે તેમ છે તે, અને ધંધા અને હુન્નરઉદ્યોગને લગતી શાળાઓમાના શિક્ષણ અર્થે કેવી જાતની દુકાનો તથા સરસામાન જોઇશે તે બધું નક્કી કરવાની કેળવણીખાતાના ડિરેક્ટરને કુલ સત્તા આપવામા આવે છે.

**કલમ ૯.** મૂળ જે શાળાઓ સ્થપાઈ હોય અથવા આ કાયદાની રૂએ ચાલુ રહી હોય તે સવળી શાળાઓ મફત શિક્ષણ આપનારી શાળાઓ થશે અને શિક્ષણની ફી અથવા બીજું કોઈ જાતનું ખરચ તે શાળાઓના વિદ્યાર્થીઓ પાસેથી લેવામાં આવશે નહિ.

**કલમ ૧૦.** શાળાઓ માટે તેમજ ખેતીકામ માટે જેટલી અને જે જમીન જરૂરી અને સગવડ પડતી હોય તેટલી અને તે, પ્રાન્તની સરકારી જમીનમાથી, તેમને માટે ખાસ અલાયદી રાખવા, પ્રાન્તો, શહેરો અને મ્યુનિ-સિપાલિટિઓને ગવર્નર જનરલને અરજી કરવાની સત્તા આપવામા આવે છે.

**કલમ ૧૧.** આ કાયદાની કલમો પ્રમાણે અમલ કરવા માટે કેળવણીખાતાના સેક્રેટરીની મંજુરી મેળવી, ડિરેક્ટરને કાયદાકાનુન પ્રકટ કરવાની જરૂર લાગે ત્યારે તેમ કરવાની સત્તા આપવામા આવે છે.

**કલમ ૧૨.** મંજુરી મળેથી આ કાયદો અમલમાં આવશે.

મંજુરી મળી–૩ જી ડિસેમ્બર, ૧૯૨૭.

---

## શાન્ત વાચન (૨)

વાચનનો વિષય એ એક ફૂટ પ્રશ્ન છે. એટલે એને માટે અમુકજ પદ્ધતિ પ્રમાણરૂપ છે એમ તો નજ કહી શકાય. જે પદ્ધતિનું અહીં નિરૂપણ કરવામાં આવે છે તેમાં પણ સ્થાનિક સગવડ પ્રમાણે અને બાળકોની શક્તિઓના વિકાસને ધ્યાનમા રાખીને તેમા આવશ્યક ઘટતા ફેરફાર પણ કરવા ઉચિત થઈ પડશે શાન્તવાચન સંબંધી અહીં જે પદ્ધતિનું સ્વરૂપ બતાવવામાં આવે છે તે પણ એક માર્ગદર્શક સ્વરૂપ છે એમ સમજવાનું છે. આ પદ્ધતિના ૭ મોટા વિભાગ કરવામા આવ્યા છે, પણ તે દરેક વિભાગ એક બીજાથી નિરાળો છે એમ સમજવાનું નથી; કારણ કે એ દરેક વિભાગ-નો એક બીજા સાથે એવો સંબંધ છે કે તેમા પૃથકતા આવી શકતી નથી. જે વિભાગ પાડવામા આવ્યા છે તેમા મુખ્ય હેતુ બાળકોની અમુક

પ્રકારની શક્તિઓ કેળવવાનો છે. આ યોજનાના નીચે પ્રમાણે હેતુપૂર્વક ૭. વિભાગ કરવામાં આવ્યા છેઃ--

(૧) વાચનમાં ઝડપ વધારવાનાં મનોયત્નો;

(૨) વાચન કરતી વખતે સમજશક્તિ વધે એવા મનોયત્નો;

(૩) શબ્દ કે અર્થ શોધી કાઢવાના મનોયત્નો;

(૪) વાચનમાંના મુદ્દા કે ભાવાર્થને યોગ્ય પ્રબંધમાં મૂકવાના મનોયત્નો;

(૫) યાદશક્તિ કેળવવાના મનોયત્નો;

(૬) વાચનના વિષયમાંથી તારવણી કરવાની શક્તિ વધારવાના મનોયત્નો.

આ પ્રમાણે, શાન્ત વાચન કરાવતી વખતે મુખ્ય છ હેતુઓ ધ્યાનમાં રાખવાના છે, અને એ દરેક હેતુ કેવી રીતે પાર પાડી શકાય તેને માટે દરેક વિભાગમાં વળી ત્રણ પ્રકારે વાચનની વ્યવસ્થા થઈ શકે તેમ છે; (૧)ક્રિયાત્મક વાચન અથવા નાટ્યપ્રયોગ; (૨) મુખપાઠ કે મોંઢાના જવાબો; (૩) લેખી કામ. આમ વાચનના વિષયમા હેતુપૂર્વક જુદી જુદી શક્તિઓ કેળવવાની યોજના ઘડવામા આવેલી હોય છે. આપણી પ્રાથમિક શાળાઓમાં બાળવર્ગથી સાતમા ધોરણ સુધીમા વાચનની આવા પ્રકારની વ્યવસ્થા થઈ શકે તેમ છે. નીચલાં ધોરણોમા ખાસ કરી ત્રણ ધોરણ સુધીમાં જે બાબત ધોરણના પ્રમાણમાં અઘરી પડતી હોય તે જો મૂકી દેવામાં આવે તો તેમાં વાંધો નથી. દાખલા તરીકે, ધો. ૧ સુધીમાં લેખી કામ હોતું નથી; તો ત્યાં ક્રિયાત્મક વાચન અથવા વાર્તાના રૂપમાં કે નાટ્યપ્રયોગના રૂપમા, અથવા શબ્દ-પદ શોધી કઢાવવાની યોજના સરળતાથી અમલમાં મૂકી શકાય તેમ છે. ધો. ૪ થી ઉપરનાં ધોરણોમાં લગભગ તમામ યોજના સારી રીતે અમલમા મૂકી શકાય તેમ છે. એટલા માટે બાળવર્ગથી ધો. ૭ સુધીમાં ઉપર જણાવી ગયા તે પ્રમાણે ફેરફાર સાથે શાન્તવાચન સંબંધીની જે યોજના આપવામાં આવી છે તે વાચનનો વિષય વધારે રસિક અને ફળદાયી કરવામાં બહુ ઉપયોગી થઈ પડે તેમ છે. એમાં સારા શિક્ષકની ખાસ જરૂર રહે છે; કારણ કે પદ્ધતિ ગમે તેવી શાસ્ત્રીય હોય તોપણ શિક્ષકના ઉત્સાહ, ખંત, કાળજી અને રસ ઉપર યોજનાની સફળતાનો આધાર છે એ કહ્યા વિના ચાલે તેમ નથી. હવે ઉપરના ૭ વિભાગમાં જે જે યોજનાઓ છે તેનું વિવરણ નીચે પ્રમાણે કરવામાં આવે છેઃ—

## ૧. ઝડપ વધારવાની યોજના

ક્રિયાત્મક યોજના—

(૧) ચિત્રસંગ્રહ

વર્ગમાં બાળકો વર્તમાનપત્રો કે જાહેરખબરોનાં ચોપાનીઆં વગેરેમાંથી રમકડાં, કપડાં, પ્રાણી કે પદાર્થને લગતાં જુદી જુદી જાતનાં ચિત્રો લાવી એકઠાં કરી રાખે અને તે બધાં એક પેટીમાં મૂકી રાખે. આ પેટી બાળકોની 'જ્ઞાનની તીજોરી' છે. શિક્ષકે એ પેટી પ્રત્યે બાળકોની મમતા કેળવવી. શિક્ષકે બાળકોને રસ પડે એવાં અને સાથે સાથે જ્ઞાન આપે એવાં ચિત્રો પસંદ કરી લેવાં અને એ દરેક ચિત્રનાં નામવાળાં પત્તાં તૈયાર કરી રાખવાં, તેમજ દરેક ચિત્ર સંબંધી જે જે ક્રિયાઓ બાળકથી થઈ શકે તેવી હોય તેના સૂચનરૂપે બીજાં પત્તાંઓમાં સૂચનાઓ લખી રાખવી; પણ એટલું ધ્યાનમાં રાખવું કે સૂચનાઓ લાંબા વાક્યના રૂપમાં ન થાય. દા. તરીકે, બાળકની જ્ઞાનપેટીમાં ટોપી, ગાડી, ખુરશી, રેલગાડી, ઘોડો, હાથી, વગેરેના ચિત્રો છે; તો તે સંબંધી શિક્ષક પાસે નામનાં પત્તાં અને બીજાં સૂચનાનાં પત્તા હોવા જોઈએ. હવે વર્ગ સમક્ષ 'ટોપી આપો,' 'ખુરશી લાવો,' વગેરે સૂચનાવાળાં પત્તાં થોડી વાર એક પછી એક ધરી રાખવાં. (કેટલાં પત્તાં વર્ગ સમક્ષ રજુ કરવાં તે શિક્ષકે વર્ગની શક્તિનો ખ્યાલ રાખી દરેક વખતે નક્કી રાખવું). પછી એક બાળકને તે સૂચનાનુસાર કામ કરવા કહેવું, અને જો તે બાળક સાચું ચિત્ર વર્ગને બતાવે તો તે ચિત્ર તેની પાસે રહેવા દેવું, અને જો ખોટું ચિત્ર બતાવે તો તે ચિત્ર તેણે પાછું પેટીમા મૂકી દેવું જોઈએ. બધાં બાળકોને આમ ક્રિયા કરવાનો પ્રસંગ આપવો અને દરેકને સરખા વારા આવે એની શિક્ષકે કાળજી રાખવી. આ રમતનો હેતુ એ છે કે કયું બાળક વધારેમાં વધારે ચિત્રો લઈ શકે છે.

(૨) સવાલ અને જવાબની રમત—

બાળકોને પરિચિત હોય એવા અથવા જે વિષયોથી શિક્ષકે તેમને પરિચિત કર્યા હોય તેવા વિષયો સંબંધી સવાલનાં અને જવાબના પત્તાંના સમૂહો શિક્ષકે તૈયાર કરવા. જેમકે,

| (૧) સવાલ | (૨) જવાબ |
|---|---|
| ગાયને પગ કેટલા ? | ચાર. |
| હાથના આંગળાં કેટલાં ? | પાંચ |
| ટોપીનો રંગ કેવો ? | લાલ |

આમ વિવિધ વિષયોને લગતા પ્રશ્નો લઈ વર્ગને બે સમૂહમાં વહેંચી દેવો. શિક્ષકે જવાબનાં પત્તાં હોય તે વર્ગમાં વહેંચી દેવાં; પછી પ્રશ્નનાં પત્તાંમાંનું એક પત્તું લઈ ઝડપથી વર્ગની સામે ફેરવવું અને પછી તે પત્તું પોતાના મેજ ઉપર મૂકી દેવું. જે વિદ્યાર્થી પાસે એ પ્રશ્નના જવાબવાળું પત્તું હોય તે જો તરત વર્ગની સામે આવી બતાવે તો તેના પક્ષને અમુક દોકડા મળે. પાછું તે જવાબનું પત્તું બીજા પક્ષમાં જાય; એમ પત્તાંની અરસપરસ બદલી થાય અને રમત ચાલે. શિક્ષકે વિષયોની પસંદગી બાળકની સામાન્ય સમજ અને માહીતી વધે એવા હેતુથી કરવી અને વિષયો પણ જુદા જુદા લેવા.

(૩) ચિત્રો અને તેને ઓળખાવનારા શબ્દો—

શિક્ષક પાસે ચિત્રોનો સંગ્રહ હોય તે પ્રમાણે તે ચિત્રોની ઓળખ આપનારાં શબ્દોવાળાં પત્તાં પણ તૈયાર હોય. હવે વર્ગની સામે શિક્ષક ચિત્રનું પત્તું અને એ પત્તાંની નીચે એક બીજું શબ્દનું પત્તું વર્ગની સામે થોડી વાર ધરી રાખે. જો શબ્દનું પત્તું ચિત્રને ઓળખાવતું હોય તો વર્ગના બાળકો ઝડપથી હાથ ઉંચા કરે અને જો કોઈ બીજુંજ પત્તું હોય તો તેઓ એમને એમ બેસી રહે. કદાચ ભૂલથી બાળક હાથ ઉંચો કરે અથવા એમને એમ બેસી રહે તો શિક્ષકે તે બાળકને ફરીથી પ્રસંગ લઈ માહીતગાર કરવું. એવું પણ બને કે એવાં વધારે બાળકો પણ ભૂલ કરે તો તે વખતે તેમને યોગ્ય શિક્ષણ આપવા માટે રમતમાંથી જુદાં પાડી દેવાં અને ફરીથી તેવાં બાળકો વર્ગની આગળજ એવી રમત કરે; આથી બીજા બાળકોને પણ તેમાં ગમત પડશે.

ધો. ૩ અને ઉપરનાં ધોરણો માટે આવી રમત કરવી હોય ત્યારે અઘરા વિષયો પસંદ કરવા. ત્રીજા ધોરણમાં ભૂગોળ સંબંધી વ્યાખ્યા કે વેપારમાર્ગો સંબંધી ચિત્રો એકઠાં કરી શકાય. ધો. ૪ થી ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય, વ્યાકરણ વગેરે વિષયોમાંથી એવી યોજના થઈ શકે. ઉપલાં ધોરણોમાં ચિત્રો અને શબ્દોના પત્તાને બદલે ઉપરના વિષયની માહીતી મળી શકે એવાં પત્તાં તૈયાર કરવા જોઈએ, અને એ પ્રમાણે વાચનનો જુદા જુદા વિષયો સાથે સંબંધ જોડી તેને વિસ્તૃત બનાવી શકાય.

(૪) ક્રિયાસૂચન—

આમાં વ્યક્તિગત તેમજ સમૂહગત ક્રિયાનું સૂચન થઈ શકે છે. વ્યક્તિગત સૂચન કરવાનું હોય ત્યારે આખા વર્ગને બે ટુકડીમાં વહેંચી નાખવો.

ધારો કે વર્ગમાંથી ગમે તે એક વિદ્યાર્થીને ક્રિયા કરવાનું સૂચવવું છે તો શિક્ષક કા. પા. ઉપર આજ્ઞાર્થ વાક્ય લખે અને તરતજ ભૂંસી નાખે, અથવા એવા વાક્યવાળું તૈયાર કરેલું પત્તું હોય તે વર્ગની સામે રાખી ઝડપથી ફેરવે. પછી કોઈપણ વિદ્યાર્થીને એ વાક્યમાં સૂચિત કરેલી ક્રિયા કરવાનું કહેવામાં આવે. હવે બાળક જો તે ક્રિયા યથાયોગ્ય કરી શકે તો તેને શિક્ષકે અમુક ટોકડા આપવા, અને એમ બંને પક્ષમાંથી વિદ્યાર્થીઓ પાસે વાક્યોદ્વારા ક્રિયાઓ કરાવવી, અને પછી છેવટે કયો વિભાગ વધારે ટોકડા મેળવી શકે છે તે જોવું. આથી વિદ્યાર્થીઓમાં સમૂહભાવના કેળવાય છે અને સાથે સાથે વાચન, અર્થ અને ક્રિયા સમજવાની પણ તેમનામાં ઝડપ વધતી જાય છે. આજ્ઞાર્થ વાક્યો ધોરણનાં પ્રમાણમાં સાદાં કે અઘરાં રાખવાં. દા. તરીકે; નીચલાં ધોરણોમાં—

(૧) ઊભા થાઓ; (૨) બેસી જાઓ; (૩) હાથ ઉંચા કરો; (૪) મેજ આગળ આવો; (૫) બહાર જાઓ; (૬) (૭) દોડતા આવો; (૮) પાટીઆમાં નામ લખો; (૯) (૧૦) ખૂબ હસો. (૧૧) ચોપડી આપો; (૧૨) ટોપીનો રંગ કેવો છે. (૧૩) મારી પાસે આવો. આવાં વાક્યો બાળવર્ગમાં હોઈ શકે. એથી ઉપલાં ધોરણોમા એટલે કે ધો. ૩ સુધીમાં વાક્યોની પસંદગી કરવી હોય ત્યારે તેમા એક બે ક્રિયાઓ કરવાની આવે તેવાં વાક્યો હોવાં જોઈએઃ જેમકે, (૧) ચોપડી ઉઘાડી પાંચમો પાઠ કાઢો; (૨) મારા મેજમાંથી કલમ કાઢી મને આપો; (૩) તમારા ભાઈ બંધને મારી પાસે તેડી લાવો. (૪) તમને ગમતી બે ચીજોનાં નામ આપો; (૫) કા. પા. ઉપર બે પક્ષીના નામ લખો; (૬) ઊભા થઈ તાળી પાડો.

ધો. ૪ થી ઉપરનાં ધોરણોમાં એ પ્રમાણે મિશ્ર અને સંયુક્ત વાક્યો લઈ એકથી વધારે ક્રિયાઓનું સૂચન થાય અને બાળકો બુદ્ધિપૂર્વક એ ક્રિયાઓ કરી શકે તેવી રીતનાં વાક્યો શિક્ષકે યોજવાં જોઈએ અને વિવિધ વિષયો લઈ બાળકોનો વિચાર પ્રદેશ વધારવો જોઈએ. એકલા વાચનના પાઠ્યપુસ્તકોમાંથીજ વાક્યો પસંદ ન કરવાં, પણ ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિદ્યા, આરોગ્ય, વગેરે વિષયોમાંથી વાક્યો પસંદ કરી વર્ગ સમક્ષ તે મૂકવાં.

જેવી રીતે વ્યક્તિગત સૂચન કરવાની યોજના થઈ શકે છે તેવીજ રીતે આખા વર્ગને પણ સૂચન થઈ શકે. એ વખતે આખા વર્ગમાંથી કયું બાળક તે પ્રમાણે ક્રિયા નથી કરી શકતું તે ધ્યાનમાં રાખવું; એવાં જેટલાં

બાળકો હોય તેટલાં શિક્ષકે વર્ગમાંથી જુદાં પાડવાં અને તેમની પાસે પછીથી વર્ગ આગળ ફરીથી બીજા વાક્યો લઈ એવી ક્રિયાઓ કરાવવી; આથી વર્ગમાં બીજાં બાળકોને પણ વિશેષ ગમત પડશે.

(૫) જવાબ શોધી કાઢવા—

નીચલાં ધોરણોમાં શિક્ષક કા. પા. ઉપર લખી પ્રશ્ન પૂછે. ઉપલાં ધોરણોમાં પાઠ્ય કે બીજા પુસ્તકમાંથી એકાદ પાઠમાં કે ફકરામાં એ પ્રશ્નનો જવાબ હોય તેવો પ્રશ્ન પૂછે, અને પછી શિક્ષક કહે કે તરતજ અથવા નિશાની કરે કે તરતજ બાળકો તે ફકરામાંથી તે પ્રશ્નનો જવાબ શોધી કાઢે. સૌથી પહેલાં જે બાળક જવાબ શોધી કાઢે તે ઊભો થઈ જાય. આમાં વર્ગની ટુકડીઓ પાડવી અને જે ટુકડીમાંથી બાળક પહેલું ઊભું થાય તે ટુકડી જીતી ગણાય.

(૬) ચિત્રો ઓળખી કાઢવાની ગમત—

બાળકો વર્તમાનપત્રો વગેરેમાંથી સામાન્ય પદાર્થ, પ્રાણી, કે બીજા વિષયોને લગતાં ચિત્રો કાપી કાઢી વર્ગમાં એકઠા કરે. શિક્ષકે એ બધાં ચિત્રોના વર્ગ પાડી એકજ વર્ગનાં ચિત્રોનો એક સમૂહ, એમ જુદા જુદા ચિત્રસમૂહ કરી રાખે. પછી આ બધાં ચિત્રો સરખી સંખ્યામાં દરેક વિદ્યાર્થીને વહેંચી આપે. હવે શિક્ષકે કા. પા. ઉપર તે ચિત્રોમાંથી એકાદ ચિત્રનું નામ લખવું. ધારો કે ઘેટું, ઘર, પોપટ, એવાં ચિત્રો છે; તો શિક્ષકે કા. પા. ઉપર તેમાંથી એકનું નામ લખવું, અને પછી તરતજ તે ભૂંસી નાખવું. જે જે બાળકો પાસે એ પ્રાણી કે પદાર્થનું ચિત્ર હોય તે બધાં બાળકો દોડી આવી વર્ગ સામે તે ચિત્ર ધરી ઊભા રહે. બાકીનાં બાળકો એ ચિત્રનું નામ બોલે. હવે જે બાળક પાસે પાટીઆ પર લખેલા નામવાળું ચિત્ર હોય અને જો તે આગળ આવે નહિ તો બીજા આગળ આવેલાં બાળકો પોતાનાં ચિત્રો તે બાળકને સોંપી દે. જો બધાંજ બાળકો આગળ આવી ગયાં હોય તો શિક્ષક તે બધા ચિત્રો પોતે લઈ લે. કયું બાળક ચિત્ર ઓળખવામાં પાછળ પડી જાય છે તે અથવા કયું બાળક પોતાની પાસે જે ચિત્રો હોય છે તે જલદીથી આપી દઈ છુટું થઈ જાય છે તે જાણવાનો આ રમતનો હેતુ છે. (આ રમત ગંજીફાની રમતને મળતી આવે છે જેમાં બાળકો પત્તાં મેળવી છુટાં થઈ જાય છે; અને જે પાછળ રહી જાય છે તે હાર્યો ગણાય છે કારણ કે એની પાસે મેળવ્યા વિનાનાં કેટલાંક પત્તાં રહી જાય છે.)

# સૃષ્ટિનિરીક્ષણ

યોજના ૩ જી.

શાળાપત્રમાં સૃષ્ટિનિરીક્ષણની ચર્ચા શરૂ થયા બાદ અમારા તરફ જુદા જુદા સ્થળેથી અનેક યોજનાઓ આવતી જાય છે. તેમાંની ભરૂચ શહેરની પ્રાથમિક શાળાની યોજના આ વખતે આપવામા આવે છે.

ડિસેમ્બર માસની એક સવારે અમારી નિશાળના ચોથા ધોરણના વિદ્યાર્થીઓને લઈને કુદરતના અભ્યાસ અર્થે નર્મદા નદીના તટ ઉપર આવેલા ફુરજા આગળ અમે ગયા. સૂર્યોદય થવાની તૈયારી હતી. તટ ઉપરથી નદીમા દૃષ્ટિ કરતા પાણીમાંથી વરાળના ગોટેગોટા આકાશ તરફ જતા જણાતા હતા અને નદીનું પાણી સ્હેજ ગરમ જણાતું હતુ. આમ શાથી બનતુ હશે એમ પુછાવાથી અનેક પ્રશ્નોદ્વારા નીચેની હકીકત સમજાવવામા આવી.

દિવસના ભાગમાં સૂર્ય તપે છે અને તેની ગરમીની અસર પાણી અને જમીન ઉપર થાય છે. જમીન પર તપનક્રિયા જલદી શરૂ થાય છે અને પાણી ઉપર ધીમે ધીમે થાય છે. આ ગરમીને જમીન હવામાં પાછી ફેંકે છે અને સૂર્યનો તાપ ઓછો થતા જમીન જલદીથી ઠંડી થાય છે. પાણીમાં આ ક્રિયા ધીમે ધીમે થાય છે. પાણીને ગરમ થતા વાર લાગે છે અને ગરમ થયા બાદ ગરમીને હવામા પાછી ફેંકવાની ક્રિયા બહુ ધીમે થાય છે તથા ગરમીની અસરથી કેટલુંક પાણી વરાળ રૂપે ઊડી જાય છે. જમીન વહેલી ઠંડી થઈ જાય છે અને પાણીને ઠંડું થતા વાર લાગે છે તથા સવાર સુધી વરાળરૂપે પાણી ઊડી જવાની ક્રિયા ચાલુ રહે છે એ શિઆળામા સૂર્યોદય પહેલા નદી કે દરીઆકિનારે ઊભા રહેવાથી આપણને સ્પષ્ટ જણાય છે. હવાની ઉષ્ણતાનયનશક્તિ અતિ મંદ છે તેથી પાણી ઉપર પડેલી ગરમી વાતાવરણને સમતોલ રાખી હવામાં બહુ ફેરફાર થવા દેતી નથી. આથી શિઆળામાં દરીઆકિનારાના સ્થળોમા અતિશય ઠંડી કે ઉનાળામાં અતિશય ગરમી જણાતી નથી.

સૂર્યોદય થયા બાદ જમીન અને પાણી ઉપર તપનક્રિયા ફરી શરૂ થાય છે. આ ક્રિયા ફરી શરૂ થાય તે પહેલાં શિઆળામાં નદી, તળાવ તથા કુવાનું પાણી સ્હેજ ગરમ જણાય છે, તેનું કારણ પણ પાણી અને જમીનમાં ઉષ્ણતાવહનશક્તિ ઓછા વધના પ્રમાણમા છે તે છે.

હવાને વજન હોવાથી પૃથ્વીની - સપાટી પરની હવા દબાણને લીધે જાડી હોય છે અને જેમ જેમ ઉંચે જઇએ તેમ તેમ હવા પાતળી હોય છે. પાતળી હવાના કરતાં જાડી હવા ઉપર ગરમીની અસર વધારે થાય છે. વળી પૃથ્વીની સપાટી પરની હવામાં પાર્થિવ રજકણો વિશેષ પ્રમાણમાં આવેલાં હોય છે. આ રજકણો તપે છે તેથી હવા તપેલી લાગે છે. જેમ જેમ આપણે ઉંચે જઈએ તેમ તેમ પાર્થિવ રજકણો ઓછા હોય છે તેથી ત્યાંની હવા ઠંડી જણાય છે. ઘણા ઉંચા પર્વતો પર ઘણા મહીનાઓ સુધી બરફ જામેલો રહે છે તેનું કારણ પણ આજ છે.

દિવસના ભાગમાં સૂર્યની ગરમીથી જમીન સખત તપે છે અને રાત્રે જમીન એકદમ ઠંડી થાય છે. દરરોજ આવી ક્રિયા ચાલુ રહે છે તેથી જમીન પરના મોટા ખડકો તથા પત્થરો તુટી જાય છે અને પવન વરસાદ તથા ઘર્ષણથી તેનાં કાંકરા, રેતી અને ધૂળ બની જાય છે.

આ પ્રમાણે નર્મદા નદીમાં જણાના વરાળના ગોટાઓ ઉપરથી ગરમીની જમીન અને પાણી ઉપર શી અસર થાય છે; વાદળાં કેવી રીતે બંધાય છે; પવનથી તે કેવી રીતે ઘસડાઈ જાય છે અને વાદળામાં એકઠું થએલું પાણી વરસાદ, ધુમસ અને ઝાકળના રૂપમાં પૃથ્વી પર કેવી રીતે પાછું આવે છે; વરસાદનું પાણી ડુંગરાઓની પોચી જમીનમાં ઉતરી જઈ ખાડાટેકરાવાળા ભાગમાંથી નદીરૂપે કેવી રીતે વહે છે; આ વહેતા પાણીના પ્રવાહની અસર કઠણ તથા પોચી જમીન પર થવાથી નદીની ભેકો તથા કોતરોનું બનવું, ખડકોનું ઘસાવું, પત્થરોનું ગોળ બનવું, વગેરે વગેરે વિષયો પર અમે પુષ્કળ વાતચીત કરી.

ફુરજા પર જુદા જુદા બંદરેથી માલ ભરીને અનેક વહાણો આવ્યાં હતાં. કેટલાંક વહાણોમાંથી માલ ઉતરાતો હતો અને કેટલાંકમાં નવો માલ ભરાતો હતો તે ઉપરથી નદી તથા દરીઓ વેપારને કેવી અને કેટલી મદદ કરે છે તે અમે જોયું. એક વહાણ નદીને સામે કિનારે જતું હતું તેમાં બેસીને અમે સામે કિનારે ગયા. કિનારા પર અનેક વૃક્ષો ઝૂકી રહ્યાં હતાં તેમનું તથા ભાઠાની જમીનમાં તમાકુ તથા શાકભાજીનું વાવેતર કર્યું હતું તેનું અમે અવલોકન કર્યું.

ઓછા વધતા વિસ્તારના પ્રમાણમાં દરેક ઝાડને જાડું પાતળું થડ હોય છે અને ઝાડને જોઈતો આધાર આપી તે તેને ટટાર ઊભું રાખે છે. વેલા જેવી કેટલીક વનસ્પતિનાં થડ નાજુક હોવાથી ટટાર ઊભાં રહી

શકતાં નથી. કેટલાક વેલા જમીન ઉપર પથરાય છે અને કેટલાક પાંદડાં, ..ડીઓ, અને વધારાનાં મુળીઆંદ્વારા બહારની વસ્તુના અવલંબનદ્વારા ઉંચે ચઢે છે. વડના જેવાં બહુ વૃદ્ધિ પામતા વૃક્ષો શાખામૂળ એટલે વડવાઈદ્વારા ટટાર ઊભા રહેવા જોઈતી ગોઠવણ કરી લે છે.

કિનારા પરનાં ઉંચા વૃક્ષોનાં મુળીઆં તુટી ગએલી ભેકડોના કેટલાક ભાગમાંથી જમીનમાં ઊંડાં ઉતરી જતાં જણાતાં હતાં. મુળીઆં જમીનમાંથી પાણી તથા ખોરાક ચૂસી ઝાડને પોષણ આપે છે તે અમે શીખી ગયા હતા.

અમારી સામે એક ખજૂરીતું ઝાડ હતું. તેના ઉપરના ભાગમાં છેદ આપવામાં આવ્યો હતો અને તે જગ્યાએ એક માટલું લટકાવેલું હતું. આ માટલું નીચે ઉતરાવી તપાસતાં રસથી ભરેલું જણાયું. એવામાં એક નાળિએરીનું ઝાડ અમારી નજરે પડયું. નાળિએરમાં પાણી શી રીતે પહોંચતું હશે અને ખજૂરી પર લટકાવેલા માટલામાં પાણી કયાંથી આવતું હશે-તે સંબંધી વિદ્યાર્થીઓએ પૂછતાં તેમને સમજાવવામાં આવ્યું કે મુળીઆં જમીનમાંથી જરૂર પડતા ક્ષારો અને પોષક તત્ત્વોથી મિશ્રિત પાણી એકઠું કરે છે અને થડમાં મોકલે છે. થડ તેને ડાળે ડાળે અને પાંદડે પાંદડે પહોંચાડે છે. તાડ, ખજૂરી, શેરડી, પપમ તથા રબરના ઝાડનું અવલોકન કરવાથી થડ મારફત પાણી ઉપર ચઢવાની ક્રિયા સ્પષ્ટ જણાય છે. થડને છેદ આપવાથી આ પાણી બહાર નીકળી પડે છે અને તાડી, રબર વગેરે આવા રસમાંથી બને છે.

અમારી સામે વચમાંથી આડાં વેરેલાં કેટલાંક થડ પડયાં હતાં. તેમને તપાસતાં નીચે દર્શાવેલા ભાગો અમને માલમ પડયાઃ—

(૧) વચમાં પોચો ગર્ભ, (૨) ફરતો કુંડાળાકારે અંદરથી સૂકો અને બહારથી પોચો કાષ્ટભાગ, (૩) બહારના ભાગમાં ફરતી છાલ.

કાષ્ટભાગ વધતો જાય છે અને નવાં નવાં કુંડાળાં થતાં જાય છે. આ ઉપરથી વૃક્ષની ઉંમર કહી શકાય છે. કાષ્ટભાગ જેમ જેમ વધતો જાય તેમ તેમ છાલને પણ વધવું પડે છે. અંતરછાલ ભીની ભેજવાળી હોવાથી પ્રમાણસર વિસ્તારમાં વધી શકે છે અને બહારની છાલ સૂકી હોવાથી પ્રમાણમાં વધી શકતી નથી તેથી તે તુટીને તરડાઈ જાય છે. મુળીઆં મારફત મેળવેલાં તત્ત્વોને થડ ઝાડના ઉપરના ભાગમાં મોકલી દે છે.

વચ્ચેનો ગર્ભભાગ સૂકો અને કાષ્ટભાગ સખત હોય છે તેથી તે ઝાડને મજબુત આધાર આપે છે. ગુંદર જેવાં તત્ત્વો આ ભાગમાં રહેલાં હોય છે. ગર્ભથી છાલ સુધી પહોંચતી આડી લીટીઓ જણાય છે. આમાં પોષક તત્ત્વોનો સંગ્રહ કરે તેવાં રજકણો આવેલાં હોય છે.

ઝાડના પાંદડાં નાઇટ્રોજન, કાર્બન અને સ્ટાર્ચ જેવા પદાર્થો બનાવે છે અને થડથી આંતરછાલદ્વારા રસના રૂપમાં પોષણ માટે નીચે મોકલે છે.

આ ઉપરથી જણાશે કે મુળીઆંઓ થડ મારફત એક રસ ઉપર મોકલે છે અને પાંદડાંઓ થડ મારફત એક રસ નીચે મોકલે છે.

શેરડી અને તાડ તથા ઘાસ જેવી વનસ્પતિને, ગર્ભ, કાષ્ટભાગ અને છાલ જેવા જુદા જુદા ભાગો હોતા નથી. તેમને તેની જરૂર પણ હોતી નથી. તેમનો શિરોભાગ વિસ્તારમાં મોટો ન હોવાથી તેમને મજબુત થડની જરૂર હોતી નથી. તેમના થડમાં રેસાઓ જેવા તાંતણાઓનું સંગઠન થએલું જણાય છે. આ રેસાઓ પોષક રસથી ભરેલા અનેક રજકણોથી જોડાએલા હોય છે અને તેમની મારફત ઉપર ચઢનારો અને નીચે ઉતરનારો રસ જાય છે.

દરેક જાતની વનસ્પતિનાં થડ પાણી તથા પોષક તત્ત્વોનો સંગ્રહ કરે છે અને જરૂર પડે ત્યારે તે ઉપયોગમાં લે છે. બટાકા, શકરીઆં, ગાજર, આદુ, ડુંગળી જેવી જાતની વનસ્પતિનાં થડ જમીનમાં વૃદ્ધિ પામે છે અને પોતે એકઠો કરેલો જીવનરસ છોડવાની વૃદ્ધિ માટે આપે છે. બટાકાની ગાંઠો, શકરીઆં, ગાજર વગેરે મૂળ નથી પણ થડનો ભાગ છે એ જાણવા જેવું છે.

વસન્ત ઋતુમાં પાંદડાં ખરી પડે છે અને નવો જીવનરસ પેદા થઈ શકતો નથી ત્યારે આવી રીતે એકઠો થએલો રસ ઉપયોગમાં લઈ વૃક્ષ નવાં પાંદડાં પેદા કરે છે.

વિદ્યાર્થીઓએ લીધેલી, આ અવલોકનની ટુંકી નોંધ અને તેમણે પાડેલાં ચિત્રો થોડા સુધારા સાથે નીચે આપવામાં આવે છેઃ—

## થડ, તેના પ્રકાર અને રચના




થડના પ્રકાર

अ (૧) ટટાર ઊભાં રહે તેવાં; (૨) જમીન પર પથરાય તેવાં; (૩) જમીન-માં જઈ વૃદ્ધિ પામે તેવાં, (૪) અવલંબનની મદદથી પ્રકાર માટે ઉપર ચઢતા.

ચ (૧) ગર્ભ, કાષ્ટ અને છાલ ભાગવાળાં-મધ્યમાં કુંડાળાવાળાં-બહારના ભાગથી વધતાં.

(૨) ગર્ભ, કાષ્ટ અને છાલ ભાગ વિનાના-રેસાઓથી બનેલાં-અંદરના ભાગથી વધતાં.

કર્તવ્યઃ—

(૧) વનસ્પતિને આધાર આપે;

(૨) મુળીઆંઓએ મેળવેલા રસ ઉપર મોકલે અને પાંદડાંઓએ બનાવેલા રસ નીચે લઈ જાય;

(૩) જીવનરસનો સંગ્રહ કરે અને જરૂર પડે ત્યારે વાપરે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ
અમદાવાદ. } મનસુખરામ મણિશંકર દ્વિવેદી

## બૃહદ્ ભારત*

ભારતીય લોકોની સંસ્કૃતિ એશિઆ માઇનોરમાં પશ્ચિમ છેડા સુધી પહોંચી ગઈ હતી એ સિદ્ધ કરવાને માટે પ્રથમ હું એસિરિઅન ઇષ્ટીકા લેખનો પુરાવો આપું છું.

બોગાઝ કયુઈના લેખ ઉપરથી એમ જણાય છે કે ઇ. સ. પૂ. ૧૪૦૦માં હીટાઇટ્સ અને મીટાનિઝ-આ બે લડાયક જાતોની વચ્ચે થએલી સુલેહમાં દેવોની સાક્ષ્ય તરીકે મિત્ર, ઇંદ્ર અને વરુણ એ દેવતાઓનો નિર્દેશ થયો છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ ત્રણ ઋગ્વેદકાલીન દેવતાઓ ભારતમાંથી એશિઆ માઇનોર સુધી પહોંચ્યા હતા એટલુંજ નહિ પણ ઉપર કહેલા લોકોમાં તેઓ માનવંત પદવી પામ્યા હતા, તેથી કાં તો તે લોકોમાં ભારતીય વૈદિક ધર્મ પ્રચલિત હોવો જોઇએ અથવા તો ભારતીય દેવોમાંથી કેટલાક દેવોને લઈને તેમની પૂજા ત્યાં ચાલતી હોવી જોઈએ. આજ સમયના બીજા લેખમાં પણ બે રાજકુટુંબની વચ્ચેના વિવાહ સંબંધમાં નાસત્યા (આશ્વિન દેવો)ની સ્તુતિ કરવામાં આવી છે. એ ઉપરથી પણ ભારતીય સંસ્કૃતિની પરરાષ્ટ્રો ઉપર છાપ પડેલી દેખાય છે. મારી એવી કલ્પના છે કે ભારતીય રાજ્યોનો વિસ્તાર અહીં સુધી બલ્કે કાસ્પિઅન સમુદ્ર સુધી હોવો જોઈએ.

* રા. રામચંદ્ર બળવંત આથવલેએ આપેલું વ્યાખ્યાન. (પ્રસ્થાન)

એ પછીના સમયમાં સેમિરામિસ નામની એસિરિઅન રાણીએ હિંદુસ્તાન ઉપર સ્વારી કર્યાનો ઉલ્લેખ મળી આવે છે. તેમજ ભારતીય લોકોમાંની કેટલીક જાતિઓ એસિરિઅન જાતિ હેઠળ આવી ગઈ હતી એમ કહેવાય છે. આજ અરસામાંનાં કેટલાક ભારતીય સ્ત્રી પુરુષોમાં ચિત્રો મિજિપ્તના મેંફિસ પ્રદેશમાં મળી આવ્યાં છે; તેમજ મિજિપ્તમાં સર્પમાળા પહેરનાર શિવનું મંદિર પણ જડયું છે. એ મંદિર કયા દેવતાનું છે એ વિષે પાશ્ચાત્ય સંશોધકો શંકિત હતા. પણ ફ્રેન્ચ ઑફિસરોની સાથે મિજિપ્તમા ગએલા કેટલાક હિન્દી સૈનિકોએ એ મંદિરમાં જઈ શિવમૂર્તિ તાબડતોબ ઓળખી તેને નમસ્કાર કર્યા ત્યારે પાશ્ચાત્ય પંડિતોની ખાત્રી થઈ કે આ તો શિવમંદિર છે. આ ઉપરથી ઇ. સ. પૂ. ૧૨૩૦ના અરસામાં ભારતીય લોકોની વસાહતો મિજિપ્ત સુધી પણ ફેલાઈ હતી એ નિઃશંક માની શકાય.

આજ સમયમાં મધ્ય એશિઆમાં કુચાન, સોગડીઆ, વગેરે દેશોમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો હતો. ચીનમાં બૌદ્ધ ધર્મનો પ્રસાર ઇ.સ. પૂ. બીજા સૈકામાં સિથિઅન લોકો મારફતે થયાનો ઉલ્લેખ છે.

જ્યારે આમ એક તરફ ભારતીઓ પરદેશમાં છુટથી વસીને ધર્મપ્રચાર ચલાવતા હતા ત્યારે બીજી બાજુ મધ્ય એશિઆના કુશાન અને હૂણ લોકો પણ ટોળાબંધ હિંદુસ્તાનમાં ઉતરતા હતા. એવી રીતે દેશમાં અને દેશ બહાર પણ પરદેશી લોકોને ભારતીય લોકો સાથે નિકટ સંબંધ થયો. અહીં આવેલા પરદેશીઓએ જો કે રાજસત્તા જમાવી લીધી પણ એ જિત લોકો તરફથીજ હારી ગયા એમ કહેવાય; કારણ કનિષ્ક રાજા ઉશવદાત ને રુદ્રદામન જેવા રાજાઓ હિંદુ ધર્મી બની તે ધર્મના આધારસ્તંભ બની ગયા. કનિષ્કને તો અહીંના ધાર્મિક લોકો તરફથી દેવપુત્રની પદવી મળી. આ કનિષ્ક અશ્વઘોષ પંડિતનો શિષ્ય હતો. તેના રાજ્યમાં તક્ષશિલા એ ભારતીય સંસ્કૃતિનું મુખ્ય કેન્દ્ર બની ગયું. ભારતીય ધર્મ અને સંસ્કૃતિનો પરદેશીઓ ઉપર એટલો તો પ્રભાવ હતો કે ઇ.સ.પૂ. ૧૫૦ માં અહીં આવેલા એક ગ્રીક રાજાએ વૈષ્ણવ ધર્મનો જાહેર રીતે સ્વીકાર કર્યો. બૌદ્ધ સાહિત્યમાં મિલિન્દપ્રશ્ન ઉપરથી પણ એવાજ એક ધર્મ પરિવર્તનનો દાખલો મળે છે.

ભારતીય સંસ્કૃતિએ આવી રીતે ચારે દિશા તરફ પોતાનો અપ્રતિહત સંચાર કરવા માંડ્યો, તોપણ તેમાં ખાસ કરીને પૂર્વ અને આગ્નેય એશિઆ તરફ સૌથી વધારે હિંદુ સંસ્કૃતિનો ફેલાવો થયો. મધ્ય એશિઆથી માંડીને એક દિગ્વિજયી રાજાની પેઠે ભારતીય સંસ્કૃતિનો દિગ્વિજય છેક જાપાનની શીમા સુધી પહોંચી ગયો. આ ધર્મસંસ્કૃતિના ફેલાવામા સેંકડો બલ્કે હજારો ધર્મોપદેશકોએ ભાગ ભજવ્યો છે. તેમાંના ઘણાઓનાં નામો ઇતિહાસને અજ્ઞાત છે. જેટલા જ્ઞાત છે તેમાંથી પણ ઘણાની કથા અત્યંત મનોરંજક છે. પણ તેનો વિસ્તાર હું અહીં કરી શકતો નથી. આ ધર્મોપદેશમાં કશ્યપમાતંગ અને ધર્મરક્ષની અત્યંત આકર્ષક કથા 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થએલા ક્ષીતિમોહન બાબુના 'ચીનના પ્રવાસ'-વર્ણનમાં આપેલી છે. તેમાં જેટલી વાતો આપી નથી તેટલીજ અહીં ટુંકમાં કહીને આગળ જવા માગું છું.

મેં ઉપર કહ્યુંજ છે કે બૌદ્ધ ધર્મનો પ્રચાર મધ્ય એશિઆથી પૂર્વ તરફ થયો. એને માટે હમણાંજ બહુ સરસ પુરાવા મળી આવ્યા છે.

ગયા ઑગસ્ટના 'મૉડર્ન રિવ્યુ'માં મધ્ય એશિઆની શોધખોળ એ નામના શ્રી. ચક્રવર્તિનો એક મનોરંજક લેખ પ્રસિદ્ધ થયો છે તેમાં એ વિષેની વિગતવાર હકીકત આવી છે. તેમાં ટુન હુઆન્ગ ગામના વિહારોમાં એક ગંજાવર લાયબ્રેરી મળ્યાનો ઉલ્લેખ છે. તેમાં લગભગ ૧૫,૦૦૦ હસ્તલિખિત ગ્રન્થો મળ્યા છે. એ ગ્રન્થો સંસ્કૃત, પ્રાકૃત, સોગડીઅન, મેન્ચીઅન, તુર્ક, તિબેટી, ચીની, ખોટાની, કુચીઅન વગેરે ઘણી ભાષામાં લખાએલા છે. એમાં અદ્‌ભુત વાત તો એ છે કે હિંદુસ્તાનમાં જે સંસ્કૃત ગ્રન્થોનાં મૂળ મળતાં નથી તેનાં અહીં પરદેશી ભાષામાં તરજુમા થએલ દેખાય છે. ભારતીય સંસ્કૃતિનું કેન્દ્ર મધ્ય એશિઆમાં પણ કેટલું વિશાળ થયું હતું એ આ વાત ઉપરથી આપને સમજાશે. મધ્ય એશિઆમાંથી ઇ. સ. પહેલા સૈકાથી સાતમા શતક સુધી ભારતીય સંસ્કૃતિનો પ્રવાહ અખંડ વહેતો હતો. ઇ. સ. પહેલા સૈકામાં ચીનના રાજાના દરબારમાં બૌદ્ધ ધર્મ પ્રસ્થાપિત થવા લાગ્યો. ત્રીજા સૈકામાં જે ધર્મરક્ષ ભિક્ષુ ચીનમાં ગયો તે મૂળ ભારતી હતો. તેના ગુરુ પણ એક ભારતીય આચાર્ય હતા. ધર્મરક્ષની પેઠે કુમારવિજય નામના ભિક્ષુ પણ મૂળ ભારતી હતા. એનો બાપ મધ્ય એશિઆમાં જઇને વસ્યો હતો અને ત્યાં કુઆના રાજ્યમાં તે પોતાના પાંડિત્યના પ્રભાવથી રાજગુરુ થયો અને કુચીઅન રાજકન્યા સાથે તેનું લગ્ન થયું. તેમનો પુત્ર કુમારવિજય. ચીનમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવામાં તેનો મોટો હિસ્સો છે. જેમ હિંદુસ્તાનમાંથી સેંકડો પંડિતો અને ભિક્ષુઓ ચીન, કોરીઆ અને જાપાનમાં ગયા તેમ ચીનમાંથી પણ હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરવા માટે ઘણા ચીની પંડિતો આવતા હતા. તેમાના ફાહીન, ઇત્સીંગ, હુએનસીંગનાં નામો બહુજ મશહુર હોવાથી હું તેમનો માત્ર નામનિર્દેશ કરીનેજ આગળ જાઉં છું.

ઈ. સ. ૪૦૧ માં ચીની રાજપુત્ર ત્રાનયંગ યાંગયાંગ હિન્દુ ભિક્ષુ પાસે અભ્યાસ કરવા અહીં આવ્યાનો ઉલ્લેખ છે. પરદેશમાંથી કાશ્મીર નેપાલ, વિક્રમશિલા અને ઉદંતપુરમાં સંસ્કૃતનો અભ્યાસ કરવા ઘણા પરદેશી પંડિતો આવતા હતા, ચીન પછી કોરીઆમાં પણ ભારતીય સંસ્કૃતિનો ફેલાવો થયો. ઇ. સ. ૩૮૪ માં મતાનંદ નામનો એક બૌદ્ધ ભિક્ષુ કોરીઆમાં ગયો. ત્યાં એને રાજા તરફથી ભારે સ્વાગત મળ્યું એવો ઉલ્લેખ છે. કોરીઆદ્વારા જાપાનમાં પણ બૌદ્ધ ધર્મ દાખલ થયો. ઇ. સ. ૭૩૬ માં બોધિસેન નામનો ભારદ્વાજ ગોત્રનો એક બ્રાહ્મણ પોતાની સાથે શિલ્પ-

શાસ્ત્રીઓ, સંગીતશાસ્ત્રીઓ અને ધર્મશાસ્ત્રીઓ લઈ જાપાનમાં ગયાનો ઉલ્લેખ છે. તે ઠેકાણે તે આમરણ રહ્યો. જાપાનમાં તેમની એટલી બધી કીર્તિ થઈ કે હજી પણ તેનો 'બ્રાહ્મણભિક્ષુ' તરીકે ગૌરવપૂર્વક ઉલ્લેખ કરવામાં આવે છે. આજ અરસામાં પશ્ચિમ એશિઆ તરફ પણ ભારતીય સંસ્કૃતિનો બીજો પ્રવાહ વહેતો હતો. તેના પુરાવા તરીકે હું તુર્કસ્તાનમાં મળેલા આઠમી સદી અગાઉના શિવમંદિરનો ઉલ્લેખ કરૂં છું. આઠમા સૈકામાં જાપાનમાં આર્યધર્મમાંનાં વિશિષ્ટ અવતારતત્ત્વ અને ભક્તિતત્ત્વ જાપાનમા દાખલ થયાં. જાપાનની માફક તિબેટમાં પણ ધર્મનો સારી પેઠે પ્રચાર થયો. તેમાં શ્રીરંગમૂર્તિ રાજાની બે પત્નીઓ–એક ચીન રાજપુત્રી, અને બીજી નેપાળ રાજપુત્રી–એમના દ્વારા તિબેટમાં બૌદ્ધ ધર્મ દાખલ થયો. છઠ્ઠા સૈકા પછી તિબેટમા પ્રસાર થએલા તાંત્રિક બૌદ્ધ ધર્મનો મૂળ સંસ્થાપક પણ પદ્મસંભવ નામનો એક બ્રાહ્મણભિક્ષુજ હતો. ઇ. સ. ૬૨૦ માં સોળ તિબેટી પંડિતો કાશ્મીરના બ્રહ્માણોની પાસે અધ્યયન કરતા હતા. સંસ્કૃત વ્યાકરણની ઢબ ઉપર આ પંડિતોએ તિબેટી વ્યાકરણની રચના કરી.

ઇ. સ. ૭૪૭માં શાન્તરક્ષિત નામના ભિક્ષુ તિબેટ રાજાના ગુરુ થયા. ઉપર કહેલા ધર્મસંસ્કૃતિના ફેલાવામાં કળા અને સાહિત્યનો પણ ફેલાવો સાથે સાથે થયો છે એ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે. બૌદ્ધ ધર્મની સાથે થોડે અંશે બ્રાહ્મણધર્મની અસર પણ તિબેટ ઉપર થઈ હતી એ ધ્યાનમાં રાખવું જોઇએ. દેવી સરસ્વતીનું તિબેટમાં મળેલું ચિત્ર આ વાતને ટેકો આપશે. ઉત્તર ચીનના એક સરોવરના કાંઠા ઉપર ભારતીય શિલ્પશાસ્ત્રના સારામાં સારા નમુના જોયાનો ઉલ્લેખ ક્ષિતિમોહન બાબુ કરે છે. હાલ મધ્ય એશિઆમાં મળેલા વસ્તુસંગ્રહમાં ભારતીય શિલ્પકળાના સેંકડો નમુનાઓ છે. ચીન અને તિબેટની લાયબ્રેરીઓમાં ધાર્મિક સાહિત્ય ઉપરાંત લૌકિક સાહિત્ય વિશાળ છે. આ ઉપરથી ભારતીય સાહિત્યકળાનો પણ પરદેશીઓ ઉપર ભારે પ્રભાવ પડયો હતો એ આપ જાણી શકશો.

અત્યારસુધીની હકીકતમાં ભારતીઓનો પરદેશમાં રાજ્યસ્થાપન થયાનો બહુજ થોડો ઉલ્લેખ છે. પણ હવે પછી જે પ્રદેશનું હું આપની આગળ વર્ણન કરવા માગું છું તેમાં ધર્મ, સંસ્કૃતિ અને રાજ્ય આ ત્રણે બાબતમાં ભારતીઓની છાપ પડેલી દેખાય છે. એ પ્રદેશો તે બંગાળાના ઉપસાગરની આગ્નેય દિશામાં આવેલા બેટોની હાર. અહીં ભારતીય સંસ્કૃતિ-

ની પરાકાષ્ઠા થઈ છે. તેની વિગતવાર હકીકત આપવા માટે કાળમર્યાદાને લીધે હું અસમર્થ છું માટે લાચાર છું. તોપણ ટુંકમાં તેની હકીકત આપની સમક્ષ રજુ કરૂં છું.

અત્યારસુધી હિંદુઓની ખુસ્કીના માર્ગોની વસાહતો જોઈ. પણ આ બેટોમાં કેવળ સમુદ્રમાર્ગેથીજ ભારતીઓએ પ્રવેશ કર્યો. આ વસાહતો મુખ્યત્વે ચંપા, કમ્બોજ, જાવા, સુમાત્રા, મલાયા દ્વીપકલ્પ અને બલિ વગેરે પ્રદેશોમાં થએલી છે. તેમાં પ્રથમ વૈદિક ધર્મનોજ મુખ્યત્વે પ્રસાર થયો, અને સાથે સાથે બ્રાહ્મણોનું રાજ્ય પણ થયું. બૌદ્ધ ધર્મ તો ત્યાં મોડો ગએલો જણાય છે. આ પ્રદેશમા ત્રણ વખત હિંદુઓના સંઘ ગયા છે. પહેલો સંઘ ઇ. સ. પહેલા સૈકામાં, બીજો પાંચમા સૈકામાં અને ત્રીજો નવમા સૈકામાં. પહેલાં જેમા કેવળ વૈદિક ધર્મનો અને હિંદુ રાજ્યનો પ્રભાવ દેખાય છે.

જાવાના ટાપુઓમાં અને કામ્બોડિઆના પહેલવહેલા હિંદુ રાજ્યનો સંસ્થાપક કૌડિન્ય કરીને એક બ્રાહ્મણ હતો. ઇ. સ. ની પહેલી સદીમાં તે ત્યાં ગયો. જતાં પહેલા તેમને ઈશ્વરનો આદેશ મળ્યો અને એક મંદિરમાં ધનુષ્યબાણ મળ્યા. એ સાથે લઈ, પોતાની સાથે માણસો લઈ એ કામ્બોડિઆ ગયો. ત્યાં પોતાની યોગસિદ્ધિઓ વડે એ ભારે લોકપ્રિય થયો. આખરે તે દેશની રાણી સાથે તેનું લગ્ન થયું. કૌંડિણ્યે ફાઉનંદ રાજવંશ સ્થાપન કર્યો. કૌડિણ્યની પેઠે બીજા પણ બ્રાહ્મણો આ ટાપુઓમાં ગયા છે. કામ્બોડિઆમાં આંકોરવટ નામનું એક સ્થાન છે. તેમાં એમ લખ્યું છે કે "બ્રાહ્મણ અગસ્ત્ય આર્યદેશના રહીશ હતા. તે શૈવ મતાનુયાયી હતા. તેમનામાં અલૌકિક શક્તિ હતી. તેના પ્રભાવથી તેઓ અહીં આવી પહોચ્યા. તેમણે અહીં આવી ભદ્રેશ્વર નામના શિવલિંગની સ્થાપના કરી. તે અહીંજ પરલોકવાસી થયા."

આ બેટોમા, તેમાં ખાસ કરીને, જાવા, કમ્બોડિઆ, ચંપા, સુમાત્રા, મલાયા, બર્મા અને સિઆમમાં ભારતીય સંસ્કૃતિની અક્ષય્ય છાપ પડી છે, એ તે તે દેશમાં મળી આવેલાં બ્રહ્મા, શિવ, વિષ્ણુ, સરસ્વતી વગેરેનાં મંદિરો ઉપરથી સાબીત થશે. સિઆમમાં તો ૧૬મા શતક સુધી પણ હિંદુઓનું વર્ચસ્વ દરેક બાબતમાં હતું. શ્રી. કાલીનાથ નાગ લખે છેઃ—

"તેણે પોતાની પ્રથમ સંસ્કૃતિ હિંદુસ્તાનના બ્રાહ્મણો પાસેથી અને પછી મલબાર અને કોરોમાન્ડલ કાંઠાના વેપારીઓ પાસેથી મેળવી."

વળી બલિ બેટને વિષે પ્રો. ચેટરજી લખે છેઃ—

"અહીંના અસલના વતનીઓએ બ્રાહ્મણ ધર્મ સ્વીકાર્યો, તેની સાથે અહીં બ્રાહ્મણ પુરોહિતો અને યજ્ઞસંસ્થા પણ આવી ગઈ. આજે પણ, બલિની પ્રજા હિંદુ દેવતાઓ સહિત હિંદુ ધર્મને જાળવી રહી છે. હિંદુ ધર્માચાર, તત્ત્વજ્ઞાન અને જાતિની પ્રથા આજે પણ ત્યાં દેખાય છે. તેમજ યમ, ઇંદ્ર, કુબેર, સરસ્વતી વગેરે બ્રાહ્મણ દેવતાઓ અને દેવીઓને તેઓ હજી માને છે અને પૂજે છે."

કાલીનાથ નાગ પોતાના આ બેટોના પ્રવાસ વર્ણનમાં તેમાંના હિંદુ અને બૌદ્ધ મંદિરો વિષે કૌતુકપૂર્ણ ઉલ્લેખ કરે છે. તેમાં એક સ્થળે લખે છેઃ—

"એક નિશાળમાં જતાં ત્યાંના શિક્ષકે મને એમ કહ્યું કે થોડા દિવસ પહેલાં બલિ બેટમાં મનુસ્મૃતિના કાયદાને પ્રમાણ તરીકે માનતા હતા."

ચંપા બેટમાં સંસ્કૃત શિલાલેખો ઘણા મળી આવે છે. ચંપા રાજ્યના જિલ્લાનાં નામો પણ પાંડુરંગ, વિજય, કૌઠર વગેરે સંસ્કૃત નામો છે. આ બેટમાં હિંદુ સંસ્કૃતિ પુરેપુરી છે. શિષ્ટ ભાષા સંસ્કૃત મનાય છે. અર્થ-પૂર્ણ શાસ્ત્ર, કાશીકાવૃત્તિ, હોરાશાસ્ત્ર, પડ્દર્શન વગેરે ગ્રન્થો ત્યાં મળી આવ્યા છે. રાજાનાં નામો પણ શ્રીમાન હરિવર્મ જેવાં ભારતીય નામો છે. શૈવ પન્થનો એક વખત અહીં ખૂબ પ્રચાર થયો હતો. જાવા અને સુમાત્રા બેટોમાં પાંચમા શતકથી પંદરમા શતક સુધી હિંદુ સંસ્કૃતિ સંપૂર્ણ સ્થપાઈ ગઈ હતી. વૈદિક અને બૌદ્ધ—બન્ને ધર્મો હળીમળીને રહેતા. અહીંના ભારતીય શિલ્પશાસ્ત્રના નમૂનાઓ અત્યંત આશ્ચર્યકારક છે. તે વિષે ડૉ. બાગચી લખે છેઃ—

"એ દેશોએ ભારતીય કલાના જે વિશાળ અવશેષો આજે પણ સંગ્રહી રાખ્યા છે તેને જંગલી લોકોના હુમલાઓ પણ નષ્ટ કરી શક્યા નથી, અને તે આજે પણ કલારસિકને વિસ્મય પમાડે છે. સાહિત્ય અને કલાની બાબતમાં હિંદુસ્તાને આપેલા ઋણની સાક્ષ્ય હજુ પણ જાવા પૂરે છે."

મલાયા દ્વીપકલ્પમાં આજ પણ ભારતીય સંસ્કૃતિના અવશેષો મળી આવે છે. તેની ભાષા, લિપિ. સાહિત્ય, વ્યાવહારિક શબ્દો, તત્ત્વજ્ઞાન, આ બધાના ઉપર ભારતીય સંસ્કૃતિની છાપ પૂરેપૂરી દેખાય છે. બલિ બેટમાં શ્રી ગણપતિની એક ભવ્ય મૂર્તિ અને બીજા અનેક દેવતાની મૂર્તિઓ મળી આવી છે.

# પાઠની નિરીક્ષા વખતે ધ્યાનમાં રાખવા લાયક મુદ્દા

અ. પાઠનો હેતુ

(૧) વિદ્યાર્થી કે વિષયને ઉદ્દેશી હેતુનો વિચાર કરવામાં આવ્યો છે ?

(૨) શિક્ષકે એ હેતુને ધ્યાનમાં રાખ્યો છે ? જો તેમ ન હોય તો તેનાં શા કારણો છે ?

(૩) શિક્ષકે વિદ્યાર્થીઓને એ હેતુ કહ્યો હતો ? તે હેતુ બરાબર સમજ્યા હતા ?

બ. પાઠનું સ્વરૂપ અથવા પદ્ધતિ

(૧) પાઠના સ્વરૂપને ઓળખી કયા વર્ગમાં તેને મૂકશો !

ક. તૈયારી અથવા આરંભ

(૧) આરંભ વર્ગને ઉત્તેજિત કરે એવો હતો ? બહુ લાંબો ? બહુ ટુંકો ?

(૨) નવા વિષય માટે વિદ્યાર્થીઓ ઉત્સુક થયા કે કેમ ?

(૩) હેતુ સ્પષ્ટ થયો હતો કે કેમ ?

ડ. વિષયની રજુઆત

(૧) વિષય–વિષયની હકીકત યથાર્થ સ્વરૂપમાં હતી કે કેમ ?

(૨) વિષય વિદ્યાર્થીઓની લાયકાત પ્રમાણે હતો ? અને પ્રમાણમાં હતો ?

(૩) વિષયના મુદ્દા વ્યવસ્થાપૂર્વક ગોઠવ્યા હતા ?

(૪) શૈલી–શિક્ષણશૈલીથી વિદ્યાર્થીઓની શક્તિઓ કેળવાઈ કે કેમ ?
(૧) તર્કશક્તિ, (૨) જ્ઞાન, (૩) રસવૃત્તિ.

(૫) પાઠ બહુ અઘરો કે બહુ સહેલો હતો ? વિદ્યાર્થીઓ સ્વપ્રયત્ન કરતા હતા કે કેમ ?

(૬) વિદ્યાર્થીઓને રસ પડયો હતો ? જો રસ ન પડયો હોય તો શા કારણથી ? વિષયમાં ખામી હતી કે શિક્ષકમાં ? ગરમી, થાક કે એવાં બીજાં કારણો હતા ?

(૭) સમજુતી અને દ્રષ્ટાંત સ્પષ્ટ, મુદ્દાસર અને ઉત્તેજક હતા ?

(૮) નકશા, ચિત્રો અને કા. પા. ઉપરનું ચિત્રકામ, એ બધાંનો બરાબર ઉપયોગ થયો હતો ? એ બધાં સ્પષ્ટ દેખાય તેવાં હતાં ? બધાંને યોગ્ય રીતે જગાએ મૂકવામાં આવ્યાં હતાં ?

ઈ. ચર્ચા અને ઉપયોગ

(૧) શિક્ષકે મુદ્દા ફરી ફરી બોલીને કે દૃષ્ટાંતોથી વિષયનું દૃઢીકરણ કર્યું હતું ?

(૨) તેના વહેવારૂ ઉપયોગની સૂચના શિક્ષક કે વિદ્યાર્થીઓએ કરી હતી ?

(૩) તેનો ઉપયોગ વહેવારૂ હતો ? નૈતિક દૃષ્ટિએ તેનો ઉપયોગ હતો ?

(૪) પાઠને અંતે વિદ્યાર્થીઓમાં જ્ઞાનની ઉત્કંઠા વધી હતી ?

ફ. કાળું પાટીઉં

(૧) કા. પા. યોગ્ય જગાએ હતું ?

(૨) તેનો જોઈએ તેટલો ઉપયોગ થયો હતો ? તેનો નકામો ઉપયોગ કરવામાં આવ્યો હતો ?

(૩) કા. પા. ઉપરનું કામ સ્વચ્છ હતું ? વ્યવસ્થાપૂર્વક હતું ? લખાણ વાંચી શકાય તેવું હતું ? અક્ષર યોગ્ય પ્રમાણમાં મોટા હતા ?

(૪) શિક્ષકે કે વિદ્યાર્થીઓએ કા. પા. ઉપર કામ કર્યું હતું ? કઈ રીત વાસ્તવિક હતી ? કા. પા. ઉપર લખાણ થતું હતું તે વખતે વિદ્યાર્થીઓને કામમાં રોક્યા હતા ?

ગ. પ્રશ્નો

(૧) પ્રશ્નો સ્પષ્ટ, મુદ્દાપૂર્વક અને ચોકસ હતા ?

(૨) તર્કશક્તિ ઉત્તેજિત કરે, એવા સવાલ હતા ? કે વધારે સૂચક પ્રશ્નો હતા ? પ્રશ્નો જવાબપૂર્તિ કરે તેવા હતા ? પ્રશ્નો ફરી ફરી પુછાતા હતા ?

(૩) ઘણે ભાગે એકજ શબ્દમાં જવાબ આવે એવા પ્રશ્નો હતા ? 'હા', કે 'ના' જવાબમાં આવે એવા હતા ?

(૪) પ્રશ્નોનો ક્રમ બરાબર હતો ?

(૫) વર્ગમાં પ્રશ્નો બરાબર વહેંચાયા હતા ?

(૬) જવાબ પ્રત્યે ધ્યાન અપાયું હતું ? તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો ?

(૭) વિદ્યાર્થીઓએ પ્રશ્નો પૂછ્યા હતા ?

હ. શિક્ષક

(૧) શિક્ષકની રીતભાત સમભાવવાળી અને આનંદી હતી ? શિક્ષકે વર્ગ ખુશ રાખ્યો હતો ?

(૨) વર્ગને કાબુમાં રાખી શકયા હતા ? મંદતા કે આળસને અટ-કાવ્યાં હતાં ?

(૩) શિક્ષક ચપળ અને સમયસૂચકતાવાળા હતા ?

(૪) શિક્ષકની ભાષા, ઉચ્ચાર અને વ્યાકરણની દૃષ્ટિએ શુદ્ધ હતી ?

(૫) શિક્ષકનો અવાજ સ્પષ્ટ સંભળાય તેવો હતો ? બહુ ઉંચો કે બહુ ધીમો અવાજ હતો ? તેનો અવાજ મધુર અને પ્રસંગાનુસાર ભેદ બતાવે તેવો હતો ?

(૬) શિક્ષકનું વર્તન સ્વાભાવિક અને મનોહર હતુ ?

# વાચનનો આરંભ કેવી રીતે કરવો

કોઈપણ વિષયનું વાચન શીખવતા પહેલાં પ્રથમ તે વિષે બાળકોને વાતચીત કરતા શીખવવું. શાળામા વાર્તા શિક્ષકે કહેવી. અને તેનું થોડું ઘણું અનુકરણ કરાવી બાળકો પાસે તે વાર્તા ફરીથી કહેવરાવવી. એ રીતે અનુસરવાથી વિચારબળ અને ભાષાજ્ઞાનમાં સારો સુધારો થાય છે. બાળક પાસે વાર્તા કહેવરાવતી વખતે તેની તાદૃશ કલ્પનાશક્તિ શિક્ષક કેળવે છે. તેમજ સાદા અને સ્પષ્ટ શબ્દોનો ઉપયોગ કરાવી તેને મધુર ચોકખી રીતે બોલવાની ટેવ પાડે છે. સારી વાર્તાઓથી બાળકને રસ પડે છે તેથી તેની ધ્યાનશક્તિ સુધરે છે; તેમજ તેનું ધ્યાન કેળવાય છે. વિચારનો સરલ રીતે આવિર્ભાવ થતાં તેનું ભાષાજ્ઞાન પ્રૌઢ થાય છે.

શાળામાં પ્રથમનાં બે કે ત્રણ વર્ષ પર્યંત વાંચતાં શીખવવાની રીત તે એક પ્રકારની કળા મેળવવા બરાબર છે. વિચારને ગ્રહણ કરવો ને તે દર્શાવવા માટે નવા ચિહ્નો વાપરવાની કોશિષ કરવી એ બાળકનું આરંભનું વાચન છે. નવા શબ્દોનો ઉચ્ચાર ગ્રહણ કરવો એ બાળકને આરંભમાં પડતી મુશ્કેલી છે તેની પહેલા અક્ષરોના આકાર અને તેના ઉચ્ચાર બાળકને યાદ રાખવા પડે છે અને અક્ષરોના નવા નવા સમૂહ બનાવીને નવા શબ્દો ઝડપથી ઓળખવાનો તેને મહાવરો કરવો પડે છે.

બાળકો પોતાની મેળે નવા શબ્દો ઓળખવાનો પ્રયત્ન કરે તેમાં શિક્ષકે નીચે પ્રમાણે મદદ કરવી.

અ. નવા શબ્દો વાપરી નવા અક્ષરોનો ઉચ્ચાર ગ્રહણ કરાવવો. તેજ શબ્દોના અક્ષરો પ્રમાણે વિભાગ પડાવી તેનો છુટક ઉચ્ચાર કરાવવો, જેથી તેમને સ્પષ્ટ ઉચ્ચાર કરતાં મુસ્કેલી નડે નહિ.

બ. નવા શબ્દોના ઉચ્ચાર ચારે ઇંદ્રિયોનો ઉપયોગ કરાવી સમજાવો. જેમકે (૧) આકાર બતાવીને, (૨) આકારનો ઉચ્ચાર સ્પષ્ટ સંભળાવીને, (૩) બાળક પાસે સ્પષ્ટ ઉચ્ચાર કરાવીને, (૪) તેમનીજ પાસે કાળા પાટીઆપર લખાવીને.

નવો શબ્દ શિક્ષકે પ્રથમ પોતે બોલવો, પછી છુટો પાડી બાળક પાસે બોલાવવો; નવો શબ્દ બાળક પાસે બોલાવવો, તે પછી કાળા પાટીઆ પર તેમની પાસે લખાવવો, ત્યારબાદ બરાબર જોવા દેવો. આવી રીતે ચારે ઇંદ્રિયોનો ઉપયોગ થવાથી નવા શબ્દોનું ગ્રહણ સુદૃઢ બનશે.

વાંચવાના આરંભના પાઠમાં મનોરંજક અને મજા પડે તેવી વાર્તાઓ દાખલ કરવી. વિચાર ઝડપથી પોતાનું કામ કરે એવી અસર ઉપજાવી બાળક પાસે વંચાવવું. વાર્તા વાંચનાં પહેલાં તેને મોંએથી કહીને સંભળાવવાથી વિચારને સારૂં ઉત્તેજન મળે છે અને વાંચવાનું શીખવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે.

બાળકો વાર્તામાં આગળ વધે અને તેનો મનોવિકાસ થાય એવા મનોરંજક પ્રશ્નો પૂછીને શિક્ષકે તેમના વિચારને ઉત્તેજન આપવું. બાળકના વિચારનું આ પ્રમાણે સારી રીતે માર્ગદર્શન કરવાથી તેના રસની વૃદ્ધિ થાય છે ને તેનું ધ્યાન દૃઢ થાય છે. બાળકો જે વાર્તા વાંચે છે તેમાં સત્ય કેટલું છે, ને તેની અગત્ય કેટલી છે તેનો અભિપ્રાય બાંધે છે. પ્રથમ આરંભની વાર્તાઓમાં તેમને પુરેપુરો આનંદ માનવા દેવો.

સ્થળ, માણસ, અને કાર્યનાં સ્પષ્ટ માનસિક ચિત્રો તેઓ એકદમ કલ્પે એવી તેમની કલ્પનાશક્તિ શિક્ષકે કેળવવી જોઈએ. ચિત્રોથી, કાળા પાટીઆ પરની આકૃતિઓથી અથવા નાટયપ્રયોગથી તેને ઘણું સૂચન મળે છે.

દરેક બાળક આખો પાઠ વાંચે તે વખતે. વર્ગના બધા વિદ્યાર્થીઓ લક્ષ આપે છે કે નહિ તે શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવું. તે વેળા વારંવાર તેમનું ધ્યાન ખેંચવા માટે તેમાં રસ ઉત્પન્ન કરવાની જરૂર છે.

વાક્ય કે વાક્યના પદસમૂહમાં કેટલાક શબ્દો બાળકો સાથે જોઈને એકદમ ઓળખે એવી નીચે પ્રમાણે પ્રથમ ઝડપથી વાંચવાની તાલીમ આપવી:–

(अ) પાટીઆ પર એવા શબ્દો સાથે લખવા.

(ब) વાક્યના વિભાગો એક ક્ષણવાર દેખાડીને પાછા તેને કપડાથી ઢાંકવા.

(क) પુંઠા પર ટુંકાં વાક્યો કે પદો લખીને તેમની આગળ જરા વાર ધરવાં.

(ड) વાંચતી વખતે યોગ્ય જગાએ વિરામ ચિહ્નો કરાવીને શબ્દોને સાથે સાથે બોલાવવા.

ઉપર પ્રમાણે શબ્દોનો સમૂહ પાટી વાક્યોમાં ઉપયોગ કરાવી તેમના વિચારમાં વધારો કરવાની ટેવ પ્રાથમિક શાળામાં થવી જોઈએ, અને પછી ઉપલા વર્ગોમાં તે ચાલુ રહેવી જોઈએ.

વાચનમાં ઉપયોગી અને યોગ્ય ઉચ્ચાર નીચેની રીતે કેળવી શકાય.

(अ) બોલતી વખતે શિક્ષકે સરલ અને સ્વાભાવિક અવાજનો ઉપયોગ કરવો;

(ब) બાળકને લાયક મનોરંજક વાર્તાઓ કહેવી;

(क) વાર્તાના અગત્યના મુદ્દા પરત્વે પ્રશ્નો પૂછવા;

(ड) વાર્તાના પ્રસંગનો નાટ્યપ્રયોગ યોજવો;

(इ) શિક્ષકે પોતે મનોરંજક રીતે પ્રસંગોપાત વાંચી સંભળાવવું.

વર્ગમાં જે કંઈ કામ ચાલતું હોય તે પ્રસંગે શિક્ષકની ચપળ આંખ ચારે તરફ ફરતી રહેવી જોઈએ. તેણે ચોપડીમાં મોં ઘાલી અંદર જોયાં કરવું નહિ. નવા અને અઘરા શબ્દો શીખવતી વખતે તેણે કાળા પાટીઆનો છૂટથી ઉપયોગ કરવો.

## ચક્રવૃદ્ધિ વ્યાજનો દર શોધવાની રીત

સાદા વ્યાજના દાખલામાં આપેલી બાબતોનો બારીક રીતે વિચાર કરતાં જણાય છે, કે મુદત, મુદ્દલ, દર અને વ્યાજ એ ચાર પૈકી ગમે તે ત્રણ આપ્યાં હોય તો તે વડે ચોથી બાબત નીકળી શકે છે.

ધારો કે ૩૦૦ રૂ. નું ૫ વરસમાં ૪૫ રૂ. સાદું વ્યાજ થાય છે, તો વ્યાજનો દર શો હશે?

પ્રથમ એક વરસનું વ્યાજ કાઢવું.

| | | |
|---|---|---|
| વ. | વ. | રૂ. વ્યાજ |
| ૫ : | ૧ | : : ૪૫ : (ઇષ્ટ વ્યાજ) |

ઇષ્ટ વ્યાજ = (૪૫×૧)/૫ = ૯ રૂ. વ્યાજ

૯ રૂ. વ્યાજ એ ૩૦૦ રૂ. મુદ્દલનું ૧ વર્ષનું વ્યાજ છે.

| | | |
|---|---|---|
| રૂ. મુ. | રૂ. મુ. | રૂ. વ્યાજ. |
| ૩૦૦ : | ૧૦૦ | : : ૯ : (ઇષ્ટ વ્યાજ) |

ઇષ્ટ વ્યાજ = (૧૦૦×૯)/૩૦૦ = ૩ રૂ.

૩ રૂ. એ ૧૦૦ રૂ મુદ્દલનું ૧ વર્ષનું વ્યાજ; માટે વ્યાજનો દર ૩ ટકા.

ચક્રવૃદ્ધિ વ્યાજના હિસાબોમાં મુદ્દલ, મુદત, દર, વ્યાજ એ ચાર પૈકી ગમે તે ત્રણ આપ્યાં હોય તો બાકીની ચોથી બાબત નીકળે છે ખરી, પણ તે રીત સાદા વ્યાજના હિસાબો જેટલી સહેલી નથી. તે બધી રીતો ગણિતમાં બતાવેલી છે, એટલે અહીં આપવામાં આવી નથી. ફક્ત દર કાઢવા વિષે સહેલી રીત અહીં બતાવીશું.

ઉદાહરણ. ૩૦૦ રૂ. નું ૨ વરસનું ૬૩ રૂ. ચક્રવૃદ્ધિ વ્યાજ થાય છે, તો વ્યાજનો દર શો હશે?

આમાં પ્રથમ ૧ રૂ. મુદ્દલની ૨ વરસની રાશ કાઢવી પડશે,

| | | |
|---|---|---|
| રૂ. વ્યાજ | રૂ. મુ. | રૂ. રાશ |
| ૬૩ + | ૩૦૦ = | ૩૬૩ |
| રૂ. મુ. | રૂ. મુ. | રૂ. રાશ |
| ૩૦૦ : | ૧ | : : ૩૬૩ : (ઇષ્ટ રાશ.) |

ઇષ્ટ રાશ = (૩૬૩×૧)/૩૦૦ = ૧.૨૧ રૂ.

રૂ. ૧.૨૧ એ ૧ રૂ. મુદ્દલની ૨ વર્ષની રાશ છે.

હવે વિદ્યાર્થીઓ વર્ગમૂળ જાણતા હોય તો ૧ રૂ.ની ૧ વરસની રાશ ગણી શકે. પણ પાંચમા ધોરણમાં વર્ગમૂળ-ઘનમૂળના હિસાબ ચાલેલા હોતા નથી. તેથી નીચે આપેલી રીતે ગણવાથી ગમે તેટલા વરસની એક રૂ.ની રાશ પરથી દર શોધી શકાશે.

આ રીતમાં સંખ્યાના અવયવો કાઢતાં આવડવું જોઈએ; અવયવો શોધવાનું શિક્ષણ ચોથા ધોરણમાં મળેલું હોવાથી તે કામ તેઓ કરી શકશે.

૨૫ = ૫×૫ એટલે ૨૫ મા બે વખત પાચ પાચ આવે છે.

૨૨૫ = ૫×૫ ×૩×૩ એટલે ૨૨૫ મા બે વખત પાચ અને બે વખત ત્રણ આવેલા છે.

એમ વિદ્યાર્થીઓને મહાવરો કરાવવા ૮ નો વર્ગ કેટલો, કઈ સંખ્યાનો વર્ગ ૮૧ છે, કઈ સંખ્યાનો ઘન ૨૧૬ છે વગેરે પ્રશ્નો પૂછવા. બરાબર મહાવરો થયા પછી મોટી સંખ્યાના અવિભાજ્ય અવયવ શોધાવવા.

ઉદાહરણ.

૪૨૮૭૫ ના અવિભાજ્ય અવયવ શોધો.

૪૨૮૭૫= ૫×૮૫૭૫

= ૫×૫×૧૭૧૫

= ૫×૫×૫×૩૪૩

= ૫×૫×૫×૭×૪૯

= ૫×૫×૫×૭×૭×૭

આ સખ્યામા અવિભાજ્ય અવયવો ૫ અને ૭ ત્રણ વખત આવેલા છે માટે ૪૨૮૭૫ ની સંખ્યામા

૫×૭, ૫×૭; ૫×૭ એ પ્રમાણે ત્રણ સમાન ભાગ થતા ૫ અને ૭ આવે છે.

આ પ્રમાણે વિદ્યાર્થીઓ સંખ્યાના અવયવ ઝડપથી શોધી શકે તો તેથી વધારે કામ ચાલે. હવે તેનો ઉપયોગ ચક્રવૃદ્ધિ વ્યાજનો દર કાઢવામા કેવી રીતે થઈ શકે છે, તે જોઈએ.

ઉદાહરણ:—દર વરસે દર સેંકડે ૧૦ ટકા પ્રમાણે ૩ વર્ષમા ચક્રવૃદ્ધિ વ્યાજે એક રૂપીઆની રાશ કેટલી?

રૂ મુ. રૂ. મુ. રૂ. વ્યાજ

૧૦૦ : ૧ :: ૧૦ : (ઇષ્ટ વ્યાજ)

ઇષ્ટ વ્યાજ= $\frac{૧×૧૦}{૧૦૦}$ = ·૧

·૧ રૂ. વ્યાજ+૧ રૂ. મુદ્દલ=૧·૧ રૂ. એ ૧ રૂ. મુદ્દલની ૧ વર્ષની રાશ.

પહેલા વર્ષની રાશ તેજ બીજા વર્ષનું મુદ્દલ.

રૂ. મુ. રૂ. મુ. રૂ. રાશ.

૧ : ૧·૧ :: ૧·૧ : ઇષ્ટ રાશ

ઇષ્ટ રાશ= $\frac{૧·૧×૧·૧}{૧}$ =૧·૧×૧·૧=૧·૨૧.

૧·૨૧ એ ૧ રૂ. મુદ્દલની બે વરસની રાશ.

બીજા વર્ષની રાશ તે ત્રીજા વર્ષનું મુદ્દલ.

| રૂ.મુ. | | રૂ.મુ. | | રૂ. રાશ | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | : | ૧·૨૧ | :: | ૧·૧ | : | ૪ટ રાશ. |

$$ ૪ટ રાશ=\frac{૧·૨૧×૧·૧}{૧}=૧·૨૧×૧·૧=૧·૩૩૧. રૂ. $$

રૂ. ૧·૩૩૧ એ ૧ રૂ. મુદ્દલની ૩ વર્ષની રાશ.

ત્રિરાશિનાં પદ મૂક્યા વગર એકદમ રાશ (૧·૧×૧·૧×૧·૧) એ પ્રમાણે કાઢવાથી રૂ. ૧·૩૩૧ નીકળી શકે છે.

આ ઉપરથી નીચે પ્રમાણે નિયમ નીકળે છે.

(૧) એક મુદ્દલની એક વર્ષની રાશના જેટલાં વર્ષ તેટલા ઘાત= જેટલાં વર્ષનું વ્યાજ ગણવાનું હોય તેટલા ઘાત એક મુદ્દલની એક વર્ષની રાશના ઘાત.

પહેલા દાખલામાં જોયું કે રૂ. ૧·૩૩૧ એ રૂ. ૧ મુદ્દલની ત્રણ વર્ષની રાશ. એટલે ૧ મુદ્દલની એક વર્ષની રાશના ત્રણ ઘાત આવે છે.

(૨) ચક્રવૃદ્ધિ વ્યાજમાં એક મુદ્દલની એક વર્ષની રાશમાં જેટલાં દશાંશસ્થળ આવે, તેથી બમણાં બે વર્ષની રાશમાં, ત્રણગણાં ત્રણ વર્ષની રાશમાં આવે છે. એમ એક વર્ષની રાશમાં જેટલાં દશાંશસ્થળ આવે તેનાથી જેટલાં વર્ષ કર્યાં હોય તેટલા ગણાં દશાંશસ્થળ એક મુદ્દલની આપેલી મુદ્દતની રાશમાં આવે છે.

માત્ર મુદ્દત પૂર્ણાંકમાં આપેલી હોવી જોઈએ.

ઉપર જોઈ ગયા કે આપેલા દાખલામાં પહેલા વર્ષની રાશમાં એક દશાંશસ્થળ આવે છે, ને ત્રણ વર્ષની રાશ કાઢતાં ત્રણ દશાંશસ્થળ આવે છે. એ ઉપરથી નક્કી થાય છે, કે પહેલા વર્ષની રાશમાં એક દશાંશસ્થળ હોય તો જેટલા વર્ષની રાશ કાઢવાની હોય તેટલાં દશાંશસ્થળ એમાં આવે. તેમજ જો બે દશાંશસ્થળ હોય તો વર્ષથી બમણાં દશાંશસ્થળ આવે. તેનાથી ઉલટું આપેલી રાશમાં જેટલાં દશાંશસ્થળ આવ્યાં હોય તેને વર્ષની સંખ્યાએ ભાગવાથી પહેલા વર્ષની રાશમાં દશાંશસ્થળ આવવાંજ જોઈએ. જેમકે ૭ વર્ષની રાશમાં ૧૨ દશાંશસ્થળ આવ્યાં હોય તો પહેલા વર્ષની રાશમાં (૧૨÷૬=)૨ દશાંશસ્થળ આવેજ. આ પ્રમાણે આપેલી રાશના દશાંશસ્થળ ઉપરથી પહેલા વર્ષની રાશમાં કેટલાં દશાંશસ્થળ આવે એ નિયમ સમજાવી વિદ્યાર્થીઓને મહાવરો થવા સવાલો પૂછવા.

હવે ચક્રવૃદ્ધિ વ્યાજના દાખલામાં દર શોધી કાઢવા ઉપલા નિયમો કેવી રીતે લાગુ પાડી શકાય તે જોઈએ.

# બાળ મનોવિકાસ

નવા જન્મેલા બાળકમાં તેનું સર્વ આત્મભાન આત્મલક્ષી હોય છે. શરૂઆતમાં હું અને તેથી નિરાળું આ જગત એ બે ભેદ નથી હોતા. જગતનું અસ્તિત્વ તે સમયમાં તેને માટે નથી; પણ ધીમે ધીમે બહારનું દબાણ જેમ જેમ તેના પર થતું જાય છે તેમ તેમ તે અંદરથી બહાર આવતું જાય છે. શરૂઆતમાં આત્મલક્ષી બાળક ઇન્દ્રિયજ્ઞાન ઉપર સ્થિર થાય છે, અને સંવેદના–વસ્તુદર્શનદ્વારા તેનું વ્યક્તિત્વ પ્રાદુર્ભૂત થતું જણાય છે. સ્થિર દૃષ્ટિએ એકાગ્રતાથી જોઈ રહેતું બાળક આ વસ્તુદર્શન-દ્વારા ધ્યાનથી બાહ્ય જગતને પકડે છે. આ સ્થિર એકાગ્રતા તેની સ્થિર દૃષ્ટિમાં વ્યક્ત થાય છે. ગાંડાની એક દૃષ્ટિથી જોઈ રહેવાની રીત અને બાળકની એકાગ્રતાભરી સ્થિર દૃષ્ટિ બન્નેમાં ભેદ છે. પહેલામાં આત્મ-આવિર્ભાવ વિનાની જડ દૃષ્ટિ છે ત્યારે બાળકમાં–તેની દૃષ્ટિમાં આત્માનો આવિર્ભાવ જણાય છે. આ સ્થિતિ પ્રથમના વર્ષમાં ચાલે છે અને ત્યારપછી બાળક બહારની વસ્તુઓને ઝડપથી પકડવા માંડે છે. દરેક બાળકમાં આ ક્રમ તેના સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રમાણે હોય છે. જ્યારે બાળક જગતને આ વર્ષોમાં ઇન્દ્રિયજ્ઞાન અને વસ્તુદર્શનથી ગ્રહણ કરે છે તે વખતમાં તેની શારી-રિક તંદુરસ્તીની સંપૂર્ણ સંભાળ લેવાની જરૂર છે, અને તેની જીવનભરની શરીરની દૃઢતા અને મજબુતીને માટે કાળજી રખાવી જોઈએ. આ સમયમાં તેના શિક્ષણનો કેવો પ્રબંધ હોવો જોઈએ–કુદરતના ખોળે તેને કેવી રીતે મૂકવું જોઈએ તે તો હજુ વિચારકો અને શોધકોને માટે વિચારવાનો પ્રશ્ન છે.

જેમ તે હવે મોટું થતું જાય છે તેમ હવે તેનામાં આત્મા અને જગતના પડદો પડવા માંડે છે અને તેનો અંતરાત્મા ક્રિયાદ્વારા પ્રગટ થતો જણાય છે. આ સમયમાં બાળકનું સર્જનાત્મક સ્વભાવ બાહ્ય જગતને પોતાની મરજી પ્રમાણે કલ્પે છે. તેની કલ્પનાઓ તેને મન તો કેવળ સાચી છે, અને તે આ પોતે માનેલા સત્યમાં એટલું એકાગ્ર હોય છે કે મોટા માણસો પણ ભાગ્યેજ એટલી હદ સુધી એકાગ્ર હોય છે. લાકડીનો તે ઘોડો બનાવે છે અને પોતે જાતે તે પોતાની સૃષ્ટિમાં અનેક રીતે સાચો વીર માની ઘૂમે છે. અંતરાત્માનાં ઉંચાં સ્વરૂપો જેવાં કે વિચારો, લાગણીઓ વગેરે હજુસુધી તો મોટે અંશે તેનામાં આત્મલક્ષી હોય છે. આ સમયમાં બાળકના અંતરાત્માને યોગ્ય સમયે સ્પર્શ કરવાનો હોય છે અને તે સ્પર્શ આપણે જાણીએ છીએ તેમ મોન્ટેસોરી પદ્ધતિમાં કર-વામાં આવે છે. આ વખતની તેની દરેકે દરેક ક્રિયા ધ્યાનમાં રાખવાની જરૂર છે. તેમજ તે ક્રિયાઓદ્વારા તેનો વિકાસ કઈ દિશામાં જાય છે તે

સમજવું પણ તેની ભવિષ્યની વૃદ્ધિને માટે આવશ્યક છે. આ સમયમાં બાળકનું વય ૭ વર્ષની આસપાસનું હોય છે.

હવે ધીમે ધીમે બાળકની ક્રિયાઓ આત્મલક્ષીમાંથી પરલક્ષી બનતી જાય છે અને તે ક્રિયાઓમાં જેમ જેમ સફળતા મળે છે તેમ તેમ તેના અંતરાત્મામાં લાગણીના ઉભરાઓ ઉત્પન્ન થાય છે.

આ ઉભરાઓ તેના અવાજમાં, તેના આનંદમાં અને તેની રમતોમાં સ્પષ્ટ રીતે જણાય છે. હવે બાળક કેવળ ઇન્દ્રિયજ્ઞાનના પ્રદેશમાંથી લાગણીઓના પ્રદેશમાં પ્રવેશ્યું છે. આ સમયે જો તેને સંભાળપૂર્વક કેળવવામાં આવે છે તો તેમાંથી સુંદર પરિણામ ઉત્પન્ન થાય છે. આ સમયમાં ઉત્પન્ન થતી સ્થિતિમાં તેની તરફ બેદરકારી રાખવામાં આવે છે, તો બાળક માનસિક રોગી થાય છે, અને તેનામાં અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે. બાળકને વિચારના-તર્કના પ્રદેશમાં આસ્તેથી દોરવાનો આ સમય છે. પણ તે લાગણીઓદ્વારાજ; કડક નિયમથી નહિ. આ સમયે કાવ્યો, નાટકો, સંગીતાદિ લલિત કલાઓ તેમજ સાહિત્ય, વિજ્ઞાન કલા, સમાજસેવાના મહાન વીરોની પૂજામાંથી બાળક વિચારોની સૃષ્ટિમાં-તર્કના પ્રદેશમાં પ્રવેશ કરે છે. લાગણીઓ ને અનુકૂળ વિષયોદ્વારા બાળક આગળ વધે છે, અને તેનો વિકાસ વૃદ્ધિંગત થતો જાય છે. આ વખત બાળકનું વય લગભગ ૧૪-૧૫ વર્ષનું હોય છે.

હવે બાળકના વિચાર પરલક્ષી સ્વરૂપ સારી રીતે પકડે છે. તેને અમૂર્ત વિચારમાં રસ પડે છે. આ વખતે યુનિર્સિટીના હાથમાં બાળકને મૂકવાનો સમય આવી લાગે છે, અને વિજ્ઞાનની રીતે બાળકનો વિકાસ સધાય છે. આ સ્થિતિ તર્કપ્રધાન ભાગ ભજવે છે, અને બાળક મનુષ્યની ઉંચી કોટિમાં આવવા માંડે છે. તેનું સ્વતંત્ર વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે જાગૃત થાય છે, અને તે વિચાર અને વિવેકદ્વારા બાહ્ય જગતની અંતરાત્માની દૃષ્ટિથી તુલના કરવા માંડે છે અને તેના મંથનદ્વારા પોતાને અનુકૂળ વિચારણા ઉત્પન્ન કરે છે.

અહીંથી વિકાસ થતો અટકે છે, એવું માનવું બરાબર નથી. અંતરાત્માના આવિર્ભાવનું કામ કાંઈ અહીં બંધ થતું નથી. તે તો અનેકવિધ વ્યક્ત થાય છે. અંતરાત્માનો વ્યષ્ટિ તથા સમષ્ટિ સાથેનો સંબંધ, તેનું પરિણામ અને તેમાંથી ઉત્પન્ન થતા ધર્મો એ પુખ્ત વયના મનુષ્યોના શિક્ષણનો વિષય છે. તેનો વિચાર આજે આપણે કરવાનો નથી.

આ પ્રમાણે આપણે નવા માનસશાસ્ત્રની દૃષ્ટિએ અંતરાત્માનો જગત સાથેનો સંબંધ જોયો અને તેનો ક્રમ વિચાર્યો.

ભોગીલાલ ત્રિભોવનદાસ ઠાકર

ઇ. સ. ૧૩ મા સૈકાના હંસદેવ નામના જૈન સાધુના 'મૃગપક્ષીશાસ્ત્ર'

| | પ્રાણી અથવા પક્ષીનું નામ | કેટલી જાત | મુખ્ય રંગ | પૂર્ણ યુવાવસ્થાનો સમય અને મુદત | કામવૃત્તિનો સમય |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧ | સિંહ | ૭ જાત | સોનેરી, ધોળાશ પડતો ભૂખરો અથવા ધોળાશ પડતો લાલ | ૬–૧૨ વરસ | વર્ષાઋતુ |
| ૨ | વાઘ | ત્રણ જાત | પીળાશ પડતો લાલ અથવા સોનેરી | ૬–૧૦ વરસ | વર્ષા અને પાનખર ઋતુ |
| ૩ | જરખ | બે જાત | કાળાશ પડતો લાલ અથવા પીળાશ પડતો લાલ | ૬—૯ વરસ | ,, ,, |
| ૪ | રીંછ | ત્રણ જાત | કાળો અથવા કાળાશ પડતો સફેદ | ૩—૯ વરસ | વસંત |
| ૫ | ગેંડો | બે જાત | કાળો | ૬–૨૦ વરસ | ઉનાળો |
| ૬ | હાથી | તેર જાત | કાળો | ૯–૪૦ વરસ | વસંત અને વર્ષા ઋતુ |
| ૭ | ઘોડો | સાત જાત | સફેદ, લાલ, કાળો અથવા મિશ્ર રંગ | ૪–૧૬ વરસ | વસંત |
| ૮ | ઊંટ | ચાર જાત | રાતો, સફેદ કે ભૂરો | ૪–૧૬ વરસ | શિઆળો |
| ૯ | ગધેડું | ત્રણ જાત | ધોળાશ પડતો કાળો, રાખોડી કે ભૂરો | ૩—૮ વરસ | વર્ષા ઋતુ |
| ૧૦ | ભૂંડ-ડુક્કર | સાત જાત | કાળો, સફેદ કે ભૂરો | ૨—૫ વરસ | શિઆળો |
| ૧૧ | ભેંસ | પાંચ જાત | કાળો, કાળાશ પડતો સફેદ કાળાશ પડતો લાલ કે વાદળી | ૪–૧૨ વરસ | ,, |
| ૧૨ | બળદ | સાત જાત | સફેદ, લાલ, કાળો, ભૂરો, અથવા જુદા જુદા રંગ | ૪–૧૨ વરસ | ,, |
| ૧૩ | ગાય | બે જાત | ,, | ૪–૧૨ વરસ | ,, |
| ૧૪ | બકરું | પાચ જાત | ,, | ૨—૭ વરસ | વસંત અને પાનખર ઋતુ |
| ૧૫ | હરણ | ચૌદ જાત | લાલ, સોનેરી અથવા કાળાશ પડતો લાલ | ૩—૭ વરસ | ,, ,, |
| ૧૬ | સાબર | ચાર જાત | લાલ, કાળો, સફેદ અથવા કાળાશ પડતો લાલ | ૩—૭ વરસ | ,, ,, |
| ૧૭ | વાંદરો | આઠ જાત | લાલ, કાળો, સફેદ અથવા ભૂરો | ૨—૭ વરસ | પાનખર અને શિઆળાની ઋતુ |
| ૧૮ | શિયાળ-લોકડી | ૭ જાત | પીળાશ પડતો લાલ, ભૂરો અથવા ધોળાશ પડતો કાળો | ૨—૭ વરસ | વર્ષા ઋતુ |

પ્રમાણે કેટલાંક પ્રાણી અને પક્ષીઓનું વર્ગીકરણ અને પિછાન·

| ગર્ભાધાનથી પ્રસૂતિ સુધીનો સમય | સ્વભાવ-શાંત, ઉગ્ર કે મંદ | સત્વ અથવા જાતિ | જીવનનો વધુમાં વધુ સમય | મુખ્ય ખોરાક |
|---|---|---|---|---|
| ૯-૧૨ માસ | ઉગ્ર સ્વભાવ | બીજો વર્ગ-શ્રેષ્ઠ | ૨૦ વરસ | માસ |
| ૯-૧૦ માસ | ઘણો ઘાતકી | બીજો વર્ગ-મધ્યમ | ૧૬ ,, | માસ |
| ,, | ખરાબ સ્વભાવ | બીજો વર્ગ-કનિષ્ઠ | ૧૪ ,, | માસ |
| ,, | ઉગ્ર સ્વભાવ | કનિષ્ઠ | ૧૪ ,, | માસ |
| ૧૦-૧૨ માસ | ક્રૂર સ્વભાવ | ત્રીજો વર્ગ-કનિષ્ઠ | ૩૨ ,, | માસ |
| ૨૧-૨૪ માસ | શાંત સ્વભાવ | બીજો વર્ગ-શ્રેષ્ઠ | ૧૦૦ ,, | શેરડી વગેરે |
| ૧૦-૧૨ માસ | ,, | ,, ,, | ૨૫ ,, | ઘાસ વગેરે |
| ,, | ,, | ત્રીજો વર્ગ-શ્રેષ્ઠ | ૩૦ ,, | ઝાડની પત્તી વગેરે |
| ૯-૧૨ માસ | ,, | ત્રીજો વર્ગ-કનિષ્ઠ | ૧૨ ,, | ઘાસ વગેરે |
| ૩—૪ માસ | ખરાબ સ્વભાવ | ,, ,, | ૧૦ ,, | મૂળ વગેરે |
| ૧૦-૧૧ માસ | શાંત સ્વભાવ | બીજો વર્ગ-કનિષ્ઠ | ૨૦ ,, | ઘાસ, પરાળ |
| ... | ,, | બીજો વર્ગ-શ્રેષ્ઠ | ૨૦ ,, | ,, |
| ૯-૧૦ માસ | ,, | ,, ,, | ૨૦ ,, | ,, |
| ૪—૫ માસ | ,, | બીજો વર્ગ-મધ્યમ | ૯ ,, | ઘાસ વગેરે |
| ,, | ,, | ,, ,, | ૯ ,, | ,, |
| ,, | ,, | ,, ,, | ૯ ,, | ,, |
| ૩—૪ માસ | નીચ સ્વભાવ | ત્રીજો વર્ગ-કનિષ્ઠ | ૧૦ ,, | ફળ, અનાજ |
| ૪—૫ માસ | લુચ્ચો સ્વભાવ | ,, ,, | ૧૦ ,, | માસ |

| | પ્રાણી અથવા પક્ષીનું નામ. | કેટલીજાત | મુખ્ય રંગ | પૂર્ણ યુવાવસ્થાનો સમય અને મુદત્ | કામવૃત્તિનો સમય |
|---|---|---|---|---|---|
| ૧૯ | બિલાડી | પાચ જાત | સફેદ, કાળો, ભૂરો અથવા પીળાશ પડતો ભૂખરો | ૧½–૩ વરસ | વસત |
| ૨૦ | ઉંદર, સસલું | ચાર અને એક જાત | કાળો, ધોળાશ પડતો કાળો, સફેદ કે ભૂરો | ૮–૧૬ માસ | વર્ષા અને શિઆળાની ઋતુ |
| ૨૧ | વરૂ, કુતરો | ત્રણ અને છ જાત | નાલ, કાળો, સફેદ, ભૂરો અને બીજા રંગો | ૨—૭ વરસ | ,, ,, |
| ૨૨ | હંસ | સાત જાત | સફેદ અથવા ધોળાશ પડતો વાદળી | ૨—૫ વરસ | પાનખર ઋતુ |
| ૨૩ | લાલ હંસ હંસનીજાત | ત્રણ જાત | ધોળાશ પડતો અથવા કાળાશ પડતો લાલ | ૧½–૫ વરસ | વસંત |
| ૨૪ | બગલું અને બીજા ચાર પક્ષી | દરેકની બે જાત | સફેદ,, કાળો કે વાદળી | ૧½–૫ વરસ | વસંત અને ઉનાળો |
| ૨૫ | ગરૂડ, શકરો—બાજ | ત્રણ અને બે જાત | સફેદ, કાળો અથવા ધોળાશ પડતો કાળો | ૨—૬ વરસ | ,, ,, |
| ૨૬ | સમળી અને બગલું | ચાર અને ચાર જાત | સફેદ, કાળો, લાલ અથવા કાળાશ પડતો લાલ | ૨—૬ વરસ | વર્ષા ઋતુ |
| ૨૭ | કાગડો | બાર જાત | કાળો, છેક કાળો, વાદળી, કાળાશ પડતો સફેદ | ૧½–૨ વરસ | ,, |
| ૨૮ | ઘુવડ, કૌશિક પક્ષી | ત્રણ અને ચાર જાત | કાળાશ પડતો લાલ, કાળો, ભૂખરો, લાલ | ૧½–૩ વરસ | શિઆળો |
| ૨૯ | પોપટ, કોયલ | ત્રણ અને ચાર જાત | લીલો, વાદળી, કાળાશ પડતો લાલ, અથવા કાળાશ પડતોસફેદ | ૧½–૩ વરસ | વસંત અને ઉનાળો |
| ૩૦ | મોર | ૭ જાત | વાદળી, લીલો કે લાલ | ૧½–૩ વરસ | ઉનાળો અને વર્ષા ઋતુ |
| ૩૧ | કબૂતર, નીલજય | ત્રણ અને બે જાત | વાદળી ઝાંઈ મારતો લીલો, ભૂરાશ પડતો વાદળી | ૧½–૪ વરસ | શિઆળો |
| ૩૨ | કૂકડો | ચાર જાત | ધોળાશ પડતો લાલ અથવા ભૂખરો | ૧—૨ વરસ | બારેમાસ |
| ૩૩ | ચકલી, કકે ઋતુપક્ષી | બે જાત | સફેદ, કાળો અથવા ભૂખરો | ૧—૨ વરસ | ,, |
| ૩૪ | બગલું | બે જાત | ધોળો, કાળો, વાદળી અથવા ભૂખરો | ૧—૨ વરસ | ,, |
| ૩૫ | ખંજન, ચાતક | બે અને ત્રણ જાત | કાળો, વાદળી, ધોળાશપડતો કાળો | ૧—૨ વરસ | શિઆળો અને વસંત |
| ૩૬ | પ્લવ અને બીજા પક્ષી | ... | કાળો, સફેદ, લાલ અથવા ભૂખરો | ૧—૨ વરસ | ,, |

| ગર્ભાધાનથી પ્રસૂતિ સુધીનો સમય | સ્વભાવ-શાંત ઉગ્ર કે મંદ | સત્ત્વ અથવા જાતિ | જીવનનો વધુમાં વધુ સમય | મુખ્ય ખોરાક |
|---|---|---|---|---|
| —૫ માસ | નીચ સ્વભાવ | ત્રીજો વર્ગ-કનિષ્ઠ | ૫ વરસ | માંસ, રાંધેલું અન્ન |
| ૧ માસ | ખરાબ સ્વભાવ | ,, ,, | ૧૬ ,, | અનાજ વગેરે |
| —૪ માસ | ક્રૂરસ્વભાવ, શાંતસ્વભાવ | ત્રીજો વર્ગ-શ્રેષ્ઠ | ૧૦ ,, | માંસ,રાંધેલું અન્ન |
| ૧ માસ | શાંતસ્વભાવ | ત્રીજો વર્ગ-શ્રેષ્ઠ | ૭ ,, | કમળ |
| ,, | ,, | ,, ,, | ૬ ,, | ,, |
| ,, | ,, | ,, ,, | ૫ ,, | માંસ વગેરે |
| ,, | શાંત સ્વભાવ | ત્રીજો વર્ગ-મધ્યમ | ૧૦ ,, | અનાજ વગેરે |
| ,, | મંદ સ્વભાવ | ત્રીજો વર્ગ-મધ્યમ | ૮ અને ૪ વરસ | અનાજ, માંસ |
| ,, | ,, | ત્રીજો વર્ગ-કનિષ્ઠ | ૫ ,, | માંસ, ખોરાક, જીવડાં |
| ,, | ,, | ,, ,, | ૫ ,, | માછલી વગેરે |
| ,, | શાંત સ્વભાવ | ત્રીજો વર્ગ-શ્રેષ્ઠ | ૫ ,, | દૂધ, માંસ |
| ,, | ,, | ,, ,, | ૬ ,, | ,, ,, |
| ,, | ,, | ,, ,, | ૩ ,, | ,, ,, |
| ,, | મંદ સ્વભાવ | ત્રીજો વર્ગ-શ્રેષ્ઠ | ૨૬ ,, | માંસ, જીવડાં |
| ,, | ,, | ત્રીજો વર્ગ-મધ્યમ | ૨૬ ,, | ,, ,, |
| ,, | ,, | ત્રીજો વર્ગ-કનિષ્ઠ | ૨૬ ,, | ,, ,, |
| ,, | શાંત સ્વભાવ | ત્રીજો વર્ગ-શ્રેષ્ઠ | ૨૬ ,, | ,, ,, |
| ,, | ,, | ,, ,, | ૨૬ ,, | ફળો વગેરે |

# 'એક્સ રેઈઝ'–'ક્ષ' કિરણો

હાલમાં જ્યારે કોઈ દરદીનું દરદ બહારના ઉપચારોથી અથવા બહારનાં સાધનોથી જાણી શકાતું નથી ત્યારે તે દરદીના શરીરની અંદરની હાલત 'એક્સ રેઈઝ' થી તપાસવામાં આવે છે એ સર્વને સુવિદિત છે. 'એક્સ રેઇઝ'ની શોધ થયા પછી દાકતરો એવા કેટલાંએક દરદોનું એ કિરણોની મદદથી કારણ શોધી શકે છે અને તે પ્રમાણે સારવાર કરી દરદને મટાડી શકે છે. આ કિરણોનો ઉપયોગ બીજી બાબતોમાં પણ થઈ શકે છે. ચોરીનો ધંધો કરનારાની ચોરીઓ પકડવામાં પણ એ અગત્યનું સાધન થઈ પડ્યું છે. પેટમાં ગળી ગએલી વસ્તુઓ તે વડે જાણી શકાય છે. આવી જાતનાં કિરણોની શોધ કરવા માટે ઘણા પ્રખ્યાત વિદ્વાનીઓ ઘણાં વરસથી અખતરો કર્યે જતા હતા પણ એ શોધનું માન પ્રો. રોન્જન નામના એક ફ્રેંચ વિદ્વાન દાકતરને મળ્યું છે.

ઇ. સ. ૧૮૯૫ માં તે પોતાની પ્રયોગશાળાના એક અંધારા ઓરડામાં હવા કાઢી નાખેલી એવી એક કાચની નળીમાંથી નીકળતાં અમુક જાતનાં કિરણોને તપાસી રહ્યા હતા. કાચની નળીની આસપાસ પણ કાળા પડદા રાખ્યા હતા કે જેથી દેખી શકાય તેવાં કિરણો તેમાંથી બહાર ન નીકળી શકે. આ નળી સાથે વિજળીનું જોડાણ કર્યું એટલે "બેરિયમ પ્લેટિનો સાયેનાઇડ' નામનો પદાર્થ જે થોડે દૂર પડેલો હતો તે ઝળકી ઉઠ્યો, અને એના કારણરૂપે આંખે દેખી ન શકાય તેવાં પણ કાળા પડદાને ભેદી બહાર નીકળતા કિરણો હશે એમ તેમની ખાત્રી થઈ, અને એજ 'એક્સ રેઈઝ' કિરણો નામે પ્રસિદ્ધ થયાં.

શહેરમાં વિજળીના દીવા કરવામા જેમ એક ગોળામાં ત્રાંબાનાં તારની યોજના હોય છે તેવી રીતની 'એક્સ' કિરણની હવા ખાલી કરેલી નળીમાં પણ હોય છે. એ નળીમાં એક ધનવિદ્યુત્ છેડો અને બીજો ઋણવિદ્યુત્ છેડો હોય છે. આ નળીને વિજળીના તાર જોડે સાંધવામાં આવે છે ત્યારે વિજળીની શક્તિ ધનવિદ્યુત્ છેડામાંથી ઋણવિદ્યુત્ છેડામાં જાય છે અને ત્યાં એક પ્રકારનાં કિરણો ઉત્પન્ન થાય છે જે એક સેકંડે ૧૯,૦૦૦ના માઇલના વેગે દોડે છે. આ કિરણો કોઈ પણ કઠણ ધાતુ સાથે અથડાય ત્યારે ત્યાંથી 'એક્સ' કિરણો પેદા થાય.

હવાવાળી કરતા હવા વગરની જગામાથી વિજળીને પસાર થવું બહુ અઘરૂં પડે છે, અને એવી જગામાંથી પસાર થતાં વિજળીક બળ પણ

વધારે જોઈએ છે. સામાન્ય વિજળીના દીવા માટે જે વિજળીક બળ જોઈએ છે તે કરતાં આવાં 'એક્સ' કિરણો ઉત્પન્ન કરવા માટે ઘણું વધારે એટલે કે ૯૦,૦૦૦ થી ૧,૫૦,૦૦૦ વોલ્ટનું બળ ઉત્પન્ન કરી કાચની નળીમા દાખલ કરવામા આવે છે.

'એક્સ' કિરણોથી જે છબી પાડવામા આવે છે તે સામાન્ય કેમેરાથી પડતી છબી જેવી હોતી નથી. જે વસ્તુમાથી થઈ એ કિરણો પસાર થઈ શકે તે વસ્તુનો પડછાયો એક તકતી અથવા ફિલ્મ ઉપર પડે છે. આવી તકતીઓ ઉપર 'સિલ્વર બ્રોમાઇડ'નું દ્રાવણ વધારે જાડું લગાડેલું હોય છે. જે વસ્તુની આ કિરણોથી છબી પાડવી હોય તે વસ્તુને ફોટોગ્રાફીની માફક સામે રાખવામા આવતી નથી પણ તેને નળી અને તકતીની વચ્ચે મૂકવી પડે છે એટલે તે વસ્તુનો પડછાયો તકતી ઉપર પડે છે. 'એક્સ' કિરણો હાડકાં વગેરે શરીરના કઠણ પદાર્થોમાથી પસાર થઈ શકતાં નથી એટલે તેમનો પડછાયો પડે છે. હોજરી અને આતરડા જેવા પોચા ભાગોમાંથી તે સહેલાઈથી જઈ શકે છે એટલે એ ભાગોનો પડછાયો પડતો નથી, તોપણ અમુક દવાઓ દરદીને આપવાથી એ ભાગોમાંથી કિરણો સહેલાઈથી જઈ શકતાં નથી અને એથી એ ભાગોનો પડછાયો પડે છે. આવી રીતે શરીરની તપાસમા આ કિરણોનો ઉપયોગ થાય છે.

(કુમાર)

# પુસ્તકાલય અને બાળકો

શાળામા હાલમાં અપાતી કેળવણી માત્ર અક્ષરજ્ઞાનનેજ મુદ્દત કરે છે, અને હાલ તુરત તો માનસિક વિકાસના માત્ર પ્રથમ પગથીઆરૂપજ છે. તેમાં વળી આપણા ગૃહતંત્રો બાળકોની કેળવણી તરફ આંખ આડા કાન કરતા થઈ ગયા છે. શાળામાં નિયમિત રીતે જઈને બાળક પાછું આવે એટલે આપણી ફરજ અદા થઈ એમ ઘણાખરાં માબાપો માને છે. માબાપથી અલગ થઈ શાળાના શિક્ષક તથા અન્ય સહાધ્યાયીઓ જોડે બાળક ભળે છે. શાળામાં એક શિક્ષકને એટલા બધાં બાળકો સોંપાય છે કે તે પ્રત્યેક બાળકના વિકાસ તરફ ધ્યાન આપી શકવા અસમર્થ નીવડે છે. પરિણામે એવું બને છે કે બાળક અટૂલું બની જાય છે; શાળાનું ભણતર એને બોજારૂપ લાગે છે; અને એનો સાચો માનસિક વિકાસ શિક્ષકના અસ્તિત્વ છતાં અટકી પડવા ખૂબ સંભવ રહે છે. હાલની શાળામાં ચાલતી

પ્રણાલિકા યોગ્ય માનસિક વિકાસને તેના નૈસર્ગિક વહેણમાં વહેવા દેવા કરતાં તેને કૃત્રિમ વહેણમાર્ગે વહેવડાવે છે, એટલે પરિણામે બાળક મુંઝાય છે. આ પ્રથાથી રુચિ હોય યા ન હોય તોપણ બાળકમાં દરેક જાતનું થોડુંઘણું જ્ઞાન પરાણે ઠસાવી દેવાનો પ્રયત્ન થાય છે. એમાંથી બચવાનો અને પોતાની વૃત્તિ અનુસાર મોજથી જ્ઞાન સંપાદન કરવાનો એકજ સરળ માર્ગ બાળક માટે ખુલ્લો છે, અને તે એ કે સાધનો મોજુદ હોય તો તેને મનપસંદ વાચન તેની પાસે શરૂ કરાવી દેવું, કે જેથી પોતાને રુચિકર હોય તેવું જ્ઞાન તે ઉમંગથી તથા સહેલાઈથી ભેગું કરતું જાય. આ પ્રમાણેનાં સાધનોમાં મુખ્ય ભાગ ભજવનાર પુસ્તકાલયોનો બાળવિભાગ છે. આ વિભાગ કાર્યદક્ષ પુસ્તકીની દેખરેખ નીચે હોવો જોઈએ. બાળકની જ્ઞાનસંચય કરવાની ઇચ્છા ઘણીજ તીવ્ર અને રાક્ષસી હોય છે. યોગ્ય રીતે જો એ ઇચ્છા પોષવામાં આવે તો નાનપણમાંજ એનાં કુતૂહલ તથા જિજ્ઞાસા, પિપાસા સંતોષાતી જાય, તેમજ એનામાં જ્ઞાન તથા જ્ઞાનને પાચન કરવાનું 'મનન' પણ સાથેજ ખીલે. એ સુયોગને લઈને બાળકો યોગ્ય દેશરત્નો નીવડે તે માટે સુદૃઢ પાયો પણ એજ વગે નખાય. આ હેતુ સિદ્ધ કરવા તરફ જેટલા પ્રયત્નો થાય તેટલા ઓછા છે. બાળપુસ્તકાલયનો પુસ્તકી બાળસ્વભાવ, બાળકુતૂહલ અને બાળજિજ્ઞાસાથી ખૂબ પરિચિત હોવો જોઈએ. બાળવયમાં વીરરસ, નીતિ વગેરે પોષાય એવું સરળ અને સહેલું વાચન બાળક સમક્ષ પ્રથમ તો વાર્તારૂપે મુકાવું જોઈએ. રમતગમત સાથે જ્ઞાનસંપાદન કરવાનાં સાધનો મળી જાય તો બાળકને વધુ ને વધુ જ્ઞાન સંચય કરવાની ભૂખ ઉપડયાજ કરવાની. ખાસ અગત્યની વાત તો એ છે કે બાળકનું પુસ્તકાલય બાળવયનેજ યોગ્ય પુસ્તકોથી ભરેલું હોવું જોઈએ.

## પુસ્તકાલય અને વિદ્યાર્થીઓ

કિશોરાવસ્થા આવતાં બાળકમાં સુવ્યવસ્થિત, આગ્રહી અને નિયમિત થવાના ગુણો આવવા માંડે છે. દેશદેશાંતરના ઇતિહાસ, પ્રાણીપદાર્થનું પ્રાથમિક વિજ્ઞાન વગેરે નાનાં પણ રસ પડે એવાં પુસ્તકોદ્વારા એને મળે એવી ગોઠવણ થવી જોઈએ. શાળાના તેમજ સાર્વજનિક પુસ્તકાલયોમાંથી આવાં પુસ્તકો એને સહેલાઈથી મળે એવો પ્રબંધ થવો જોઈએ. મારા, ટુંકા પણ બારીક અવલોકનના અનુભવ ઉપરથી હું કહી શકું છું કે કિશોરાવસ્થામાં હાલ બાળકોને તેમની ઉમ્મરની યોગ્યતા પ્રમાણે યોગ્ય વાચન મળવા ઉપરાંત, તેના હાથમાં રસિક નવલકથાઓ, નાટકો, કાવ્યો વગેરે આવે છે.

## પુસ્તકાલય અને યુવકો

કિશોરાવસ્થામાં અથવા તો કિશોર અવસ્થામાંથી યુવાવસ્થામાં પ્રવેશ કરતાં બાળકોને આવા શૃંગારરસથી ભરેલા વાચનથી કાંઈ જુદીજ અસર થાય છે. આવી એક નવલકથા વાંચતાં, એનામાં એ વયે ડોકીઆં કરતી તીવ્ર લાગણીઓ, ક્રોધ, વ્હાલ, તિરસ્કાર, રસિકતા, દયા વગેરે ખૂબ જોરથી ઉછળવા માંડે છે. પરિણામે એ ઉમ્મરે શૃંગારરસથી ભરેલાં પુસ્તકો વાંચનાર યુવાન આડે માર્ગે દોરવાઈ જવાનો ભય રહે છે. કોણ કહી શકે કે સરસ્વતીચંદ્ર, વેરની વસુલાત, જયા–જયન્ત, કલાપીનો કેકારવ, સુમનગુચ્છ વગેરે પુસ્તકો વાંચી કેટલાએ કાચી ઉમ્મરના યુવાનોના હૃદયમંદિરમાં સંસારમાં ન ફળે એવી કેટલીએ કલ્પના પોષાતી હશે? કેટલા યુવાનોને કુમુદસુંદરી કે જયા જેવાં સ્રીપાત્રોનો, તેમજ યૌવનના ઉમરામાં ઉભેલી કેટલી બાળાઓને સરસ્વતીચંદ્ર જેવા સ્વામીનો મોહ લાગ્યો હશે? અને પાછળથી એ તૃષ્ણાને લઈને એમનાં જીવન બરબાદ થયાં હશે! કોલેજમાં વિદ્યાભ્યાસ કરતા કેટલા યુવાનોને કલાપીની હૃદયત્રિપુટી વગેરેના મુક્ત કંઠે વખાણ કરતા, તેમજ 'કલાપી આદર્શ સ્નેહી હતો, એનુંજ જીવન સાર્થક ગણાય' વગેરે બાબતોનો વાદવિવાદ કરતા મેં સાંભળ્યા છે. એવી એવી કેટલીએ બાબતો આપણી જાણ બહાર હશે કે જેને લઈને યુવાવસ્થામાં પ્રવેશ કરતા યુવકોનાં જીવનનાવ હેલે ચઢયાં હશે. યોગ્ય પુસ્તકો સાચા મિત્રો કરતાં પણ વધુ વફાદાર છે; તેમજ અયોગ્ય પુસ્તકો અનિષ્ટ મિત્રો કરતાં પણ વધુ બુરા છે. પુસ્તકોનું વાચન ધીરે ધીરે પણ સચોટ છાપ પાછળ મૂકતું જાય છે. અને એણે પાડેલી છાપ અથવા એણે જગાડેલા ભાવો ઉત્તરોત્તર દૃઢ થતા જાય છે અને જીવનનાવ જાણ્યેઅજાણ્યે અમુક દિશામાં હડસેલાવા માંડે છે. અયોગ્ય પુસ્તકોના વાચનથી વાંચનારનું જીવન ધૂળધાણી થાય છે. માટે પુસ્તકાલયપ્રવૃત્તિના નાવિકોનું તથા પુસ્તકાલયના પુસ્તપાઓનું આ બાબત તરફ ખાસ ધ્યાન ખેંચું તો અયોગ્ય ન ગણાશે. વાંચનારનું ચારિત્ર સુદૃઢ થાય એટલી ઉમ્મરે ન પહોંચે ત્યાંસુધી અમુક જાતનાં પુસ્તકો એને વાંચવા માટે ખુલ્લાં ન હોવાં જોઈએ અગર તો વાચકની ભાવના જાણી લઈ એની ઉમ્મરને લાયક પુસ્તકોજ એની આગળ ધરી તે વંચાવવા માટે ઉત્તેજિત કરવો જોઈએ. આ કાર્ય ઘણે અંશે અઘરું તેમજ અસંભવિત જેવું લાગશે પણ તેમ કર્યા સિવાય પુસ્તકાલયના ઉપયોગથી લાભને બદલે જરુર હાનિ થવાનો સંભવ છે. જ્ઞાનપ્રચારના જ્ઞાન સાથે નીતિ વગેરે કેળવી આદર્શ શહેરીઓ ઉત્પન્ન કરવા

માટે પુસ્તકાલયોની જરૂર છે. પણ અયોગ્ય વાચનદ્વારા સમાજમા સડો પેસે અગર વાચનારનાં જીવનની બરબાદી થાય એવા ભાવો પોષાય તો પુસ્તકાલયપ્રવૃત્તિને જરૂર લાછન લાગે.

### પુસ્તકાલય અને સ્ત્રીઓ

જ્યાંસુધી સ્ત્રીઓમા યોગ્ય કેળવણી ફેલાય નહિ ત્યાસુધી ભવિષ્યમા સારા નાગરિકો ઉત્પન્ન થવા દુર્લભ છે એ જગજાહેર વાત છે. હિંદુ સંસારમા એવા ઘણા બંધનો છે કે જેને લઈને સ્ત્રીઓ પુસ્તકાલયનો જોઈએ તેટલો ઉપયોગ કરી શકતી નથી. કુટુંબજાળ તેમજ ગૃહકાર્યને લઈને સ્ત્રીઓને વાચનને માટે નિયમિત વખત મળતો નથી એટલે તેઓ વાચનાલયોનો નિયમિત રીતે ઉપયોગ કરી શકતી નથી; બલ્કે ભાગ્યેજ નહિ જેવી સખ્યામા સ્ત્રીઓ વાચનાલયોમા જઈ શકે છે. આ કારણને લીધે પુસ્તકાલયોએ સ્ત્રીઓને આગણે જવું જોઈએ. આ દિશામા કેટલેક સ્થળે યોગ્ય હીલચાલ શરૂ થઈ ગઈ છે શાળામા જતા કિશોર વયના બાળકોની મદદ આ કામમા બહુ ઉપયોગી થઈ પડી છે. એમની મદદથી મહોલ્લે મહોલ્લે અને ઘેરેઘેર સ્ત્રીઓને ઘરબેઠા યોગ્ય પુસ્તકો પુરા પાડવામા આવે છે અને સ્ત્રીવાચકવર્ગની સંખ્યા પ્રતિદિન વધતી જાય છે. જો સમગ્ર ગુજરાત આ હીલચાલને નિયમિત કરી ઉપાડી લે તો દશ વર્ષમા નવા ગુજરાતનો ઉદય થાય

કુંવરજી નાયક

## વિદ્યાર્થીઓ અને વાચન

ગુજરાત કાઠિઆવાડમા નવો ઉત્સાહ પ્રવેશ પામતા ઘણી નાની જગાએ પણ યુવકોએ સાહિત્યસભાઓ સ્થાપી છે. આમાની ઘણી તો કોઈ વર્ષમા એકાદ બે વાર મળી ચાપાણી પી છૂટી પડે છે, કોઈ કોઈ તે ઉપરાત એકાદ હસ્તલિખિત સામયિક ચલાવે છે. લેખનપ્રવૃત્તિને નિરુત્સાહ કરવા માગતો નથી પણ સદ્‌ગત કાન્તના શબ્દોમા હું કહીશ કે "લખવાની ઇચ્છા હોય તો તે મારી વાત છે. માત્ર લખવાલાયક અનુભવ જોઈએ. વિશેષ અનુભવ વગર ભેદક લેખ લખાતા નથી." આવી સાહિત્યસભામા મે ઘણી વાર જોયુ છે કે મંડળની અસ્મિતાથી લેખકો એક બીજાને વખાણતા થઈ જાય છે અને તેથી હલકું સાહિત્ય પેદા કરી તૃપ્તિ મેળવી લેવાની ટેવ પડે છે. આના કરતા ગામેગામ વાચનારની મંડળીઓ સ્થપાય અને દરેક સભ્ય કોઈ પુસ્તકનો અભ્યાસ કરી તે મંડળીમા કાંઈક

વાંચે તો સર્વેનું જ્ઞાન વધે, દરેકને ઘણું વાંચ્યાનો લાભ મળે. નિરવધિ પુસ્તકોના આ જમાનામાં જ્ઞાન વધારવાનું આજ ખરૂં સાધન છે. આ મંડળીમાં કોઇ સર્વને સમાન 'રસવાળું' અને હિતકર વાચન પણ થાય તો વિશેષ લાભ. પહેલાં આપણા સમાજમાં માણભટ્ટો જ્ઞાનપ્રપા પર બેસવાનું કામ કરતા. આપણા સમાજમાં આપણે ભણેલાઓએ, વિદ્યાપીઠના પદવીધરોએ અને વિદ્યાર્થીઓએ, આખું વરસ નહિ તો માત્ર પોતાની છુટ્ટીઓના સમયમાં આ કામ કરવું જોઈએ. તેથી વાચનારાને વાંચતા આવડશે એ પણ લાભ થશે. આપણા પદવીધરોને પણ શુદ્ધ રીતે વાંચતાં નથી આવડતું. ગુજરાતમાં બહુ થોડાને સારી રીતે વાંચતાં આવડે છે એમ એક ટીકાકારે સાહિત્યપરિષદના સંબંધમાં પણ કહ્યું હતું. આપણે જીવનચરિત્રો વિશેષ વાંચવાં જોઈએ જેથી માણસ કાંઈક કરી શકે છે એ ખ્યાલ આપણને બરાબર થાય અને આપણા સમાજમાં કાંઈક ચેતન આવે. હમણાં બહાર પડેલું પ્રો. કર્વેનું જીવનચરિત્ર પણ સુંદર છે. એટલે સાહિત્યસભાઓ વાંચનમંડળીઓ, અભ્યાસમંડળીઓ બની જાય અને પછી હસ્તલિખિત સામયિક કાઢવું હોય તો કાઢે એ મને વધારે લાભપ્રદ લાગે છે.

## પુસ્તકાલય અને સંગ્રહસ્થાન

પુસ્તકાલય લોકનિયમિત એક જાહેર સંસ્થા છે તો તેને મળતી બીજી પણ કેટલીક પ્રવૃત્તિઓને આપણે પુસ્તકાલય જોડે સાંધી શકીએ. આમાં સૌથી પ્રથમ મને નાનુંશું એક સંગ્રહસ્થાન સાંભરે છે. આ પ્રદેશમાં પુરાતત્ત્વનાં અવશેષો છે કે નહિ તે તો હું જાણતો નથી. પણ ઘણુંખરા પ્રદેશોમાં તે પ્રદેશને રસિક લાગે તેવું કાંઈક તો હોય છેજ. વડોદરા રાજ્યે અનેક વિદ્યોત્તેજક પ્રવૃત્તિઓ કરી છે. પણ કોણ જાણે કેમ આ દિશામાં તેણે ઘણા વખત પહેલાં ભરવું જોઈતું પગલું હજી ભર્યું નથી. શ્રીમંત સરકાર ગુર્જરેશ કહેવાય છે. ગુજરાતની હિંદુ રિયાસતના સર્વથી યશસ્વી કાલનું સ્થાન, ચાલુક્યોનું પાટણ અને સિદ્ધપુર વડોદરાની હદમાં છે, તેથી પણ પ્રાચીન ઇતિહાસ અને કલાના અપૂર્વ અવશેષોવાળું મોઢેરા પણ વડોદરાની હદમાં છે: હમણાંજ મેં જાણ્યું કે અમરેલી પાસે, ગુપ્ત સમયથી પણ પ્રાચીન ઇતિહાસના અવશેષોવાળું એક સ્થાન છે. આમાંથી કશાનું રક્ષણ કે સંશોધન થતું નથી. હિંદમાં બે મુસ્લીમ રિયાસતો ભોપાળ અને નિઝામ સાંચી, અજન્ટા અને ઇલોરાની હિંદુ કલાને સાચવવા લાખોનો ખરચ કરે છે અને વડોદરા ગુર્જરેશને ત્યાં "રાણીવાવનાં હાડ" એકે એકે ગુમ થાય છે, સહસ્રલિંગનું નામનિશાન નથી, મોઢેરા ખળભળી

# ધોરણ સાતમું

વિષય—વ્યાકરણ.
સા૦ હેતુ—વિચારશક્તિ ખીલવી ભાષાજ્ઞાનની શુદ્ધિ અને વૃદ્ધિ કરવાનો.
વિ૦ હેતુ—૧. વિભક્તિ વિષે વિશેષ વિચાર શીખવવાનો.
૨. પ્રહેલી-બીજી વિભક્તિના વિશિષ્ટ ધર્મ સમજાવવાનો.
૩. અભિહિત-અનભિહિત કર્તા-કર્મની સમજણ આપવાનો.
સાહિત્ય—ખાસ કંઈ નથી.

શિક્ષક—દલસુખરામ ચુનીલાલ ત્રિવેદી
તારીખ ૩-૧૨-૨૭, શનિવાર
સમય—૪૦ મિનિટ

| પાઠના વિભાગ અને મુદ્દા. | શિક્ષણશૈલી. | કાળા પાટીઆની નોધ. |
|---|---|---|
| ૧. આરંભ.<br>अ વર્ગવ્યવસ્થા.<br>च પૂર્વજ્ઞાનની કસોટી અને પૂર્વાપર સંબંધ. | કાર્યારંભે ડ્રિલ; સાધનોની વ્યવસ્થિત ગોઠવણ પ્ર વિભક્તિઓ કેટલી છે? પ્ર. છઠ્ઠી વિભક્તિ કેવી વિભક્તિ કહેવાય છે? પ્ર. વાક્યમા મુખ્ય પદ કયું? પ્ર. ક્રિયાપદના પ્રકાર ગણાવો. પ્ર પ્રયોગના નામ આપો. પ્ર. ક્રિયાપદ વિષે વિશેષ વિચાર કરવાથી શુ શું જાણવામા આવે?<br>ઉપર મુજબ પ્રશ્નો પૂછીને વિભક્તિ, ક્રિયાપદ અને પ્રયોગ વિષે પૂર્વજ્ઞાનની કસોટી કરી કચાશ જણાય તો દૂર કરવી અને પાઠના મુખ્ય વિષય પરત્વે ઉપયોગી વાતના સંસ્કાર જાગૃત કરવા. | વિભક્તિ સાત છે.<br>છઠ્ઠી વિભક્તિ-વિશેષણ વિ૦<br>મુખ્યપદ-ક્રિયાપદ; પ્રકાર-અકર્મક; સકર્મક.<br>પ્રયોગ-કર્તરિ, કર્મણિ, ભાવે. |

| મુખ્ય વિષય. | | |
|---|---|---|
| વિભક્તિ વિષે. વિશેષ વિચાર. કારક વિભક્તિ. વિશેષણ વિભક્તિ. | સાતે વિભક્તિના વપરાશવાળાં વાક્યો કા. પા. ઉપર રજુ કરવા. છઠ્ઠી સિવાયની બધી વિભક્તિઓનો સંબંધ ક્રિયાપદ સાથે હોય છે એ પ્રશ્નો પૂછીને નક્કી કરાવવું. | કારક વિભક્તિઓ–૧લી, ૨જી, ૩જી, ૪થી, ૫મી, ૭મી. કારક=ક્રિયાની સાથે સંબંધ. |
| | ( વનનું જાનવર, રાજાનો મહેલ, દેવદત્તનું પુસ્તક આદિ ) | વનનું જાનવર. વગડાઉ જાનવર. |
| | પ્ર. જાનવર ક્યાનું ? પ્ર. એવોજ અર્થ જળવાય એવુ વિશેષણ મૂકો. | વિશેષણ વિભક્તિ–છઠ્ઠી. |
| | પ્ર. મહેલ અને પુસ્તક વિષે રાજા અને દેવદત્તને શાનો સંબંધ છે ? | |
| | પ્ર. છઠ્ઠી વિભક્તિ કોની ગરજ સારે છે? પ્ર. કેવો સંબધ ધરાવે છે? | |
| પહેલી–બીજી વિભક્તિ. | બંને વિભક્તિના પ્રત્યય અને મુખ્ય અર્થ પૂછવા. | પ્રત્યય. મુખ્ય અર્થ.<br>પહેલી વિ૦— × નિર્દેશ.<br>બીજી વિ૦— × ને કર્મ. |
| | પ્ર. 'લખું છુ' પરથી લખનાર કોણ એ વિષે વિચાર કરો. | |
| | ( કર્તા–'હું' પહેલો પુરુષ એકવચન–કર્તા નિશ્ચિત છે. ) | |
| વિભક્તિ અને ક્રિયાપદના કામ. | પ્ર. 'લખું છુ' પરથી શું લખું છુ એનો વિચાર કરો. જુદા જુદા ઉત્તરમાથી ધારેલા ઉત્તર નોધવા. | હું ગ્રંથ લખું છું.<br>" ચોપડી " "<br>" પુસ્તક " "<br>} કર્તા–હું–અભિહિત. કર્મ–અનભિહિત. |

૨. અભિહિત કર્તા.
 અનભિહિત કર્મ.

૩. અનભિહિત કર્તા.
 અભિહિત કર્મ.

પ્ર. કર્તા જણાવવાનું કામ કોણે કર્યું ? પ્ર. કર્તા માટેનો શબ્દ દર્શાવવાનું કામ કોણ કરે ?
પ્ર. કર્મ જણાવવાનું કામ ક્રિયાપદ કરે છે ?
પ્ર. કર્મ કોણ મૂકી બતાવે ? પ્ર. ક્રિયાપદ સિવાય એ કામ કોણ કરે ?

ઉપર મુજબ પ્રશ્નોદ્વારા નોધમા જણાવેલાં વાક્યો વિષે વિચાર કરાવવો. અનભિહિત કર્તા અને અભિહિત કર્મની સમજણ આપવી.

ત્રીજા આસનની નોધમાં અંતે રજુ કરેલો સર્વસામાન્ય સિદ્ધાંતોનો ઉદાહરણ સહિત કોઠો કા. પા. ઉપર દર્શાવવો.

વિદ્યાર્થીઓ પાસે નોટબુકમાં નોધ લેવડાવી કામ પૂર્ણ કરવું.

પ્ર. કર્તા અને કર્મ મૂકી બતાવવાનું કામ કોનું કોનું છે ?
પ્ર. કઈ વિભક્તિ કર્તા મૂકવાનું કામ કરે છે ?
પ્ર. અભિહિત કર્તા એટલે શું ?
પ્ર. કર્મ અભિહિત હોય ત્યારે ક્રિયાપદ કેવા પ્રયોગમાં હોય ?

ક્રિયાપદ કર્તા જણાવે છે-કર્તા-અભિહિત પહેલી વિભક્તિ શબ્દનો નિર્દેશ કરે છે.
ક્રિયાપદથી કર્મ જણાવાતું નથી.
બીજી વિભક્તિ-મુખ્ય અર્થ કર્મ છે.

મેં ગ્રંથ લખ્યો. } કર્તા-મેં-અનભિહિત.
,, ચોપડી લખી.
,, પુસ્તક લખ્યું. } કર્મ-અભિહિત.

હું ગ્રંથ-ચોપડી-પુસ્તક લખું છું. [ અભિહિત કર્તા; ૧લી વિભ૦ નામાર્થે]
મેં ગ્રંથ લખ્યો-ચોપડી લખી-પુસ્તક લખ્યું. [અભિહિત કર્મ; ૧લી વિભ૦ નામાર્થે.]
મેં ગ્રંથ લખ્યો, ચોપડી લખી, પુસ્તક લખ્યું. [ અનભિહિત કર્તા; ૩જી વિ૦]

હું ગ્રંથ લખું છું. } અ. કર્મ. ૧ અપ્રત્યય બીજી વિ૦
રામ દેવદત્તને બોલાવે છે. } ૨ સપ્રત્યય બીજી વિ૦

# સરકારી જાહેરખબર

## (૧)

## ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

### નં. ૧૨૧૫૨.

તા. ૨૪ મી જૂન સને ૧૯૧૫ ના બૉમ્બે ગવર્નમેન્ટ ગેઝેટના ભાગ ૧ લાના પૃષ્ઠ ૧૬૨૧-૧૬૨૪ મે છાપેના, કેળવણીખાતાની તા ૧૪ મી જુન સને ૧૯૧૫ ની સરકારી જાહેરખબર નં. ૧૭૩૮ 'એ'મા જણાવેલા નિયમાનુસાર, તેમજ તે નોટિફિકેશનના સંબધમા થએલા સુધારા સંબધી નોટિફિકેશનો નં. ૩૪૩૮, ૩૧૦૭ અને ૨૨૮૮ જે તા. ૨૧ મી ડિસેમ્બર સને ૧૯૧૮, તા. ૧૬ મી જુન સને ૧૯૨૧, અને તા. ૨૭ મી જાન્યુઆરિ સને ૧૯૨૫ ની છે, અને જે અનુક્રમે તા ૨૬ મી ડિસેમ્બર સને ૧૯૧૮, તા. ૩૦ મી જુન સને ૧૯૨૧ અને તા. ૧૯ મી ફેબ્રુઆરિ સને ૧૯૨૫ ના બૉમ્બે ગવર્નમેન્ટ ગેઝેટના ભાગ ૧લાના પૃષ્ઠ ૨૪૬૪, ૧૬૦૨ અને ૪૯૩-૪૯૬ મે અનુક્રમે પ્રકટ કરવામા આવેલ છે તે, અને મે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના નં. ૬ ડી. તા ૧૪ મી ઑક્ટોબર સને ૧૯૨૫ મુજબ સને ૧૯૨૯ ના એપ્રિલ માસમા લેવામા આવનારી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચે જણાવેલા પાઠ્ય પુસ્તકો પસંદ કરવામા આવ્યા છે —

ગુજરાતી

**પહેલો વિષય—**

ભાગ ૧—કેળવણી ખાતાની સાતમી ચોપડી (છઠ્ઠી આવૃત્તિ) ગદ્ય પદ્યના સઘળા પાઠો.

મુખપાઠ—૭, ૧૧, ૧૫, ૨૪, ૨૮, ૩૨, ૪૦, ૪૪ અને ૫૩ એ પાઠોની કવિતાઓમાથી ૩૦૦ લીટીઓ

ઉર્દુ-વર્નાક્યુલર

**પહેલો વિષય—**

(અ) સાતમા ધોરણ માટેનો ઉર્દુ અભ્યાસક્રમ (પંજાબ સીરીઝ), બીજી આવૃત્તિ, પાના ૫ થી ૧૦૨ સુધી.

(બ) મુસદ્દાસ-ઇ-હાલી, ૫૦ બન્ધ અથવા ૫૬ મા બન્ધથી શરૂ કરી ૩૦૦ લીટીઓ (હેમિસ્ટિક્સ)

---

* ગુ શા. પુ ૬૩ અંક ૨ પા ૯

ઉર્દુ-વર્નાક્યુલર (ગુજરાતી)
(ગુજરાતી પાચમી ચોપડી)

છઠ્ઠો વિષય-(ઐચ્છિક)

(છેલ્લી આવૃત્તિ, ૧૯૨૫) પાઠો-૧, ૨, ૪, ૫, ૬, ૧૫, ૧૬, ૧૭, ૨૧, ૨૨, ૩૫, ૪૦, ૪૧, ૪૫, ૫૨, ૫૭, ૫૯, ૬૧, ૬૪ અને ૭૨ (બધા મળી ૨૦ પાઠો)

વર્નાક્યુલર-ઉર્દુ
વર્નાક્યુલર (ગુજરાતી).

પહેલો વિષય—

(અ) ગુજરાતી સાતમી ચોપડી (છેલ્લી આવૃત્તિ) પાઠો ૧, ૪, ૫, ૬, ૮, ૯, ૧૨, ૧૪, ૧૭, ૧૮, ૨૦, ૨૨, ૨૩, ૨૫, ૨૬, ૨૭, ૩૦, ૩૧, ૩૩, ૩૫, ૩૭, ૩૮, ૩૯, ૪૧, ૪૨, ૪૩, ૪૬, ૪૯, ૫૦, ૫૪, ૬૧, ૬૨, ૬૩, ૬૬ અને ૭૩ (બધા મળી ૩૫ પાઠો).

(બ) કવિતા—ગુજરાતી સાતમી ચોપડીમાંથી ૧૫, ૧૯, ૨૮, ૩૨ અને ૪૪ મા પાઠમાંની બધી મળી પાંચ કવિતાઓ.

ઉર્દુ

છઠ્ઠો વિષય—

(અ) સાતમા ધોરણ માટેનો ઉર્દુ અભ્યાસક્રમ, (પંજાબ સીરીઝ), બીજી આવૃત્તિ, પાના ૫ થી ૮૨ સુધી.

(બ) મુસદ્દાસ-ઇ-હાલી ૩૩ બન્ધ અથવા ૪૦ મા બન્ધથી શરૂ કરી ૧૯૮ લીટીઓ.

ભૂમિતિ

ત્રીજો વિષય—કેળવણીખાતાની 'નવી ભૂમિતિ' ભાગ ૧, વિભાગ ૧ સંપૂર્ણ અને વિભાગ ૨ અને ૨૩ માંના સઘળાં પ્રમેયો અને કૃત્યો અને તેમાંથી નીકળતા સહેલા પ્રશ્નો.

ઉ. ભા.ના મે. એ. ઇ. સાહેબની ઑફિસ. અમદાવાદ, તા. ૨૩ મી જાન્યુઆરિ ૧૯૨૮.

(અંગ્રેજીમાં સહી) કે. એસ. વકીલ
એ. ઇ. ઉ. ભા.

(મે. ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના પત્ર નં. ૧૩૩૬૫ તા. ૧૭ મી ફેબ્રુઆરિ ૧૯૨૮ મા કરેલી સૂચનાનુસાર)

(૨)

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ.

ઇ. સ. ૧૯૨૯ ની સાલમાં થનારી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પુસ્તકો મંજુર કરવામા આવ્યા છેઃ—

ગુજરાતી ઉમેદવારો માટે

(અ) ગદ્ય–કન્યા વાચનમાળા પુસ્તક ૭મા ના સઘળા પાઠો.

(બ) પદ્ય–કન્યા વાચનમાળા પુસ્તક ૭મામાંથી ૬, ૯, ૧૨, ૨૨, ૨૬ અને ૩૦ પાઠો.

ઉર્દુ ઉમેદવારો માટે

(અ) ગદ્ય–મોલ્વી સૈયદ અહમદ અશરફી કૃત "સરમાય–યે–ઉર્દુ"–માંથી નીચેના પૃષ્ઠ સિવાયના સઘળા પાઠો:—

હાકીકાત–કી–જિંદગી પૃષ્ઠ ૧ થી ૧૦.

સવાનેહ ઉમરી કે ફવાઇદ પૃષ્ઠ ૭૭ થી ૮૨.

સીવીલીઝેશન યા તહઝીબ પૃષ્ઠ ૯૩ થી ૧૦૨.

ઉમીદ–કી–ખુશી પૃષ્ઠ ૧૧૦ થી ૧૨૧.

બુકા–એ–દવામ કે દરબાર–પૃષ્ઠ ૧૨૧ થી ૧૪૨.

રેકાત પૃષ્ઠ ૧૪૨ થી ૧૪૯.

(બ) પદ્ય–હમ્દ પૃષ્ઠ ૧૪૯.

દૌલત ઔર વક્ત–કા–મુનાઝીરા પૃષ્ઠ ૧૫૫ થી ૧૫૭.

ઇલાજ–એ–ગુન્હાં પૃષ્ઠ ૧૫૭ થી ૧૫૮.

મુસદ્દીસત્ પૃષ્ઠ ૧૭૩ થી ૧૭૬.

ઇન્ઝો ઇન્કસાર પૃષ્ઠ ૧૭૬.

ખાકે–એ–હિંદ પૃષ્ઠ ૧૮૬ થી ૧૮૮.

અને મોલ્વી મહમદ ઇસ્માઇલ કૃત "ઉર્દુ પાંચમી ચોપડી" જે મોલ્વી સૈયદ અહમદ અશરફ અશરફીકૃત "સરમાય યે ઉર્દુ" નામના પહેલા વિષય તરીકે પાઠ્ય પુસ્તકને બદલે ઐચ્છિક પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરવામાં આવ્યું છે તેમાંથી ઉર્દુ પહેલા વિષય માટે નીચેના પાઠ નક્કી કરવામાં આવ્યા છે.

(અ) ગદ્ય—પાઠો ૨, ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૨, ૧૫, ૧૮, ૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯, ૩૨, ૩૪, ૩૫, ૩૬, ૫૫ અને ૫૬ (બધા મળીને કુલ ૨૦ પાઠો)

(બ) પદ્ય–પાઠો ૧, ૪, ૬, ૮, ૧૩, ૧૪, ૧૭, ૧૯ અને ૨૦. (બધા મળીને કુલ ૯ પાઠો,)

ઉ. ભા. ના. એ. ઇ. સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૨૩–૧–૧૯૨૮.

(અંગ્રેજીમાં સહી) કે. એસ. વકીલ
એ. ઇ. ઉ. ભા.

(ઉ. ભા. ના. મે. એ. ઇ. સાહેબના પત્ર નં. ૧૩૩૬૫ ના. ૧૭–૨–૧૯૨૮ માં કરેલી સૂચનાનુસાર)

( ૩ )

મે. ડિરેક્ટર ઑવ્ પબ્લીક ઇન્સ્ટ્રક્શનના પત્ર નં. એસ. ૧૦૯ (એફ)-૭-ડી પુના તા. ૫ મી માર્ચ ૧૯૨૮ નાં આધારે નીચે જણાવેલી ઉર્દુ ચોપડીઓ, ઉર્દુ પાઠ્ય પુસ્તક તરીકે પ્રાથમિક સ્કૂલોમાં ચલાવવા માટે મંજુર કરવામાં આવી છે.

| ચોપડીનું નામ | પ્રકટ કર્તાનું નામ | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | ચોપડીનું નામ | પ્રકટ કર્તાનું નામ | નકલ દીઠ કિંમત |
|---|---|---|---|---|---|
| (૧) ઉર્દુ બાળપોથી | મેસર્સ શીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર. | ૦—૧—૩ | (૭) ,, છઠ્ઠી | મેસર્સ શીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર | ૦—૧૨—૯ |
| (૨) ,, પહેલી ચોપડી | ,, | ૦—૩—૩ | (૮) ,, સાતમી | ,, | ૦—૧૩—૯ |
| (૩) ,, બીજી ,, | ,, | ૦—૫—૩ | (૯) ,, મહારાષ્ટ્રનો ઇતિહાસ | ,, | ૦—૩—૯ |
| (૪) ,, ત્રીજી ,, | ,, | ૦—૭—૯ | (૧૦) ગુજરાતનો ,, | ,, | ૦—૩—૯ |
| (૫) ,, ચોથી ,, | ,, | ૦—૯—૯ | (૧૧) કર્નાટકનો ,, | ,, | ૦—૪—૦ |
| (૬) ,, પાંચમી ,, | ,, | ૦—૧૧—૯ | (૧૨) દેશીનામું | ,, | ૦—૫—૬ |

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૧૪૫૦૮ તા. ૧૩ મી માર્ચ ૧૯૨૮માં કરેલી સૂચનાનુસાર)

**મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓના ઉપયોગમાં લેવા માટેની લાયબ્રેરી અને ઇનામ તરીકેની જેને મંજુરી આપવામાં આવેલી છે તેવાં પુસ્તકોની યાદી**

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રકટ કર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | પૈમન-એ-વફા | મોહમદ અસલામ | નાસીમ બુકડીપો, લાહોર | ૦—૫—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | |
| ૨ | અમીઘાન-એ-આરબ | ,, | ,, | ૦—૪—૦ | ,, | |
| ૩ | ચાર સહાઈલીમાં | ,, | ,, | ૦—૧૨—૦ | ,, | |
| ૪ | ગઝલ | ,, | ,, | ૦—૮—૦ | ,, | |
| | | | ,, | ૦—૩—૦ | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | ઇલમુલહીસબ-એ-દેહાતી ભાગ પહેલો | બાબુ રામસરૂપ વૈશ બી. એ., એસ. સી. | બ્લેકી એન્ડ સન્સ, લિમિટેડ, મુંબઈ | ૦—૯—૬ | લાયબ્રેરી માટે |
| ૮ | ,, ભાગ બીજો | ,, | ,, | ૦-૧૧-૬ | ,, |
| ૯ | ઇલમુલ હીસબ-એ-ફસબતી ભાગ પહેલો | ,, | ,, | ૦—૯—૬ | ,, |
| ૧૦ | ,, ભાગ બીજો | ,, | ,, | ૦-૧૧-૬ | ,, |
| ૧૧ | ઇલિમુલહીસબ, ભાગ ત્રીજો | ,, | ,, | ૦-૧૨-૬ | ,, |
| ૧૨ | એના-એ-હીસબ, ભાગ ૧ લો | મોહમદ હસન મોહમદ આદમ | મોહમદ હસન મોહમદ આદમ, હેડમાસ્તર, મ્યુનિ. ઉર્દુ બૉયઝ સ્કૂલ, દાદર, મુંબઈ | ૦—૧—૩ | ,, |
| ૧૩ | ,, ભાગ ૨ જો | ,, | ,, | ૦—૧—૬ | ,, |
| ૧૪ | દાર્સ-એ-શફાકત ભાગ ત્રીજો | સી. એચ. ડૉનાલ્ડ, એફ. આઈ. એસ. | મેકમિલન એન્ડ કૉ. લિ. મુંબઈ | ૦—૫—૦ | ,, |
| ૧૫ | કવાઇદ-એ-ઉર્દુ (બીજી આવૃત્તિ, લુગડાનું પૂઠું) | મોલ્વી અબ્દુલ હાક, બી. એ. | અંજુમન-એ-તરક્કી-એ ઉર્દુ, ઔરંગાબાદ, ડેક્કન | ૨—૦—૦ | ઉર્દુ સ્કૂલો, હાઇસ્કૂલો અને ઉર્દુ ટ્રેનિંગ સંસ્થાઓની લાયબ્રેરી માટે |

નં. ૨૨૦ તા. ૨૫-૨-૨૮.

સેક્રેટરી, ઉર્દુ સ્કૂલ બુક કમિટી, મુંબઈ.

(અંગ્રેજીમા સહી) આઈ. એ. એહમદી.

ઉર્દુ સ્કૂલ્સ બુક કમિટી, મુંબઈ.

( ૪ )

કેળવણીખાતાના શાળામા ભીંતે ટાંગવાના નકશા છાપવાનું, પ્રકટ કરવાનું, સ્ટોકમાં રાખવાનું અને વેચવાનું કામ હવેથી સરકાર તરફથી પુનાની સરકારી ફોટોઝીંકો ઑફિસને સોંપવામા આવ્યું છે.

( કે. ખા. મે. એ. ઇ. સાહેબના હુકમ નં. ૬૩૨, તા. ૧૭-૪-૨૮ માં કરેલી સૂચનાનુસાર )

( ૫ )

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૪૯ થી )

## ઉત્તર ભાગમાં સને ૧૯૨૭ માં છોકરાઓ માટેની લેવાએલી વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદી

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | ખેડા સેન્ટર. | | ૩૧ | પરસોત્તમ ત્રીકમભાઈ પટેલ | ૩૫૮ |
| | | | ૩૨ | શીવાભાઈ રણછોડદાસ પટેલ | ૩૫૬ |
| ૧ | રમણલાલ ગોરધનદાસ શાહ | ૪૫૩ | ૩૩ | મોહનલાલ નાથાલાલ બારોટ | ૩૫૧ |
| ૨ | મોહનલાલ ગીરધરદાસ ચોકશી | ૪૨૩ | ૩૩ | રણછોડભાઈ મૂળજીભાઈ | ૩૫૧ |
| ૩ | કનકલાલ ઇશ્વિરલાલ પંડયા | ૪૦૮ | | કાછીઆ | |
| ૪ | રમણલાલ શંકરલાલ શાહ | ૪૦૬ | ૩૩ | ચતુરભાઈ નારણભાઈ પટેલ | ૩૫૧ |
| ૫ | ભુપતસિંદ મૂળજીભાઈ મહીડા | ૪૦૩ | ૩૬ | ગીરધરભાઈ ભાઇલાલ પટેલ | ૩૫૦ |
| ૬ | શીવાભાઈ નાથાભાઈ પટેલ | ૪૦૦ | ૩૭ | નારણભાઈ દત્તારામભાઈ બારોટ | ૩૪૯ |
| ૭ | ગોવિંદભાઇ મથુરભાઈ પટેલ | ૩૯૬ | ૩૭ | જેસંગભાઈ હરિભાઇ પટેલ | ૩૪૯ |
| ૮ | નરહરિ ગોવિંદલાલ ભટ્ટ | ૩૮૨ | ૩૭ | વાઘજીભાઈ મંગળભાઇ પટેલ | ૩૪૯ |
| ૮ | રતનસીંગ ફતેસીંગ ગઢવી | ૩૮૨ | ૪૦ | જીભાઇ બાબર મકવાણા | ૩૪૮ |
| ૮ | વીલીયમ દગોબર્ટ ખ્રિસ્તી | ૩૮૨ | ૪૦ | પરસોત્તમભાઇ ચતુરભાઈ પટેલ | ૩૪૮ |
| ૧૧ | ભુલામીઆ નથુમીઆં મલેક | ૩૮૦ | ૪૨ | રમણલાલ ધીરજરામ પુરોહિત | ૩૪૭ |
| ૧૨ | અપયન ટીશા મકવાણા | ૩૭૩ | ૪૨ | બાવાભાઇ નારણભાઈ વાઘરી | ૩૪૭ |
| ૧૨ | આશાભાઈ શીવાભાઈ પટેલ | ૩૭૩ | ૪૪ | છોટાલાલ ગીરધરલાલ પટેલ | ૩૪૬ |
| ૧૪ | ચીમનલાલ જેઠાલાલ જોશી | ૩૭૦ | ૪૪ | છોટાભાઈ વાઘજીભાઈ પટેલ | ૩૪૬ |
| ૧૫ | છોટાભાઈ હીરજીભાઈ પટેલ | ૩૬૭ | ૪૪ | અંબાલાલ ચુનિલાલ શાહ | ૩૪૬ |
| ૧૫ | અંબાલાલ જેઠાલાલ રાવળ | ૩૬૭ | ૪૭ | કાશીભાઈ મંગળભાઈ પટેલ | ૩૪૪ |
| ૧૭ | ડાહ્યાલાલ ભાઇલાલ શાહ | ૩૬૫ | ૪૮ | ફ્ર્બીઆન દાનભાઇ મકવાણા | ૩૪૩ |
| ૧૮ | મકબુલશા મોતીશા ફકીર | ૩૬૪ | ૪૮ | આશાભાઈ લલ્લુભાઈ પટેલ | ૩૪૩ |
| ૧૯ | શંકરભાઈ નરસિંહભાઇ પટેલ | ૩૬૩ | ૫૦ | ઉમેદભાઇ ઝવેરભાઇ પટેલ | ૩૪૦ |
| ૧૯ | સોમાભાઈ નારણભાઈ પટેલ | ૩૬૩ | ૫૧ | હનુમાનભાઈ મોતીભાઈ પટેલ | ૩૩૯ |
| ૨૧ | માતમભાઈ આરતભાઈ | ૩૬૨ | ૫૧ | શંકરભાઇ ભાઇજીભાઈ પટેલ | ૩૩૯ |
| | બ્રહ્મભટ્ટ | | ૫૩ | સોમાભાઈ ઝવેરભાઈ પટેલ | ૩૩૭ |
| ૨૧ | ચંદ્રશંકર જટાશંકર શુકલ | ૩૬૨ | ૫૪ | અલોઇસિ અમબ્રોઇસમકવાણા | ૩૩૫ |
| ૨૧ | અંબાલાલ હીરાલાલ શાહ | ૩૬૨ | ૫૫ | હરગોવિંદ ગોરધન ભટ્ટ | ૩૩૪ |
| ૨૪ | હીરાભાઈ પ્રતાપભાઈ બારોટ | ૩૬૧ | ૫૫ | જીવણલાલત્રીભોવનદાસ પરીખ | ૩૩૪ |
| ૨૪ | છોટાભાઈ ફુલાભાઈ પટેલ | ૩૬૧ | ૫૫ | શીવાભાઈ મોતીભાઇ પટેલ | ૩૩૪ |
| ૨૬ | તખાભાઈ નરપાભાઈ બારૈયા | ૩૬૦ | ૫૮ | હરમાનભાઈ નાનાભાઈ પટેલ | ૩૩૩ |
| ૨૬ | હીરાલાલ પ્રભાશંકર પંડયા | ૩૬૦ | ૫૯ | બાબરભાઈ સેવકરામ જોષી | ૩૩૨ |
| ૨૬ | ગણીલાલ મોહનલાલ તલાટી | ૩૬૦ | ૬૦ | ડાહ્યાભાઈ દામોદરદાસ ભટ્ટ | ૩૩૧ |
| ૨૯ | એફ્રેમ નાથા પરમાર | ૩૫૯ | ૬૦ | ઇબ્રાહીમ રણછોડ પરમાર | ૩૩૧ |
| ૨૯ | મૂળજીભાઈ મણીશંકર પંડયા | ૩૫૯ | ૬૨ | કાળાજી અજુજી રાઠોડ | ૩૩૦ |

| | | |
|---|---|---|
| ૬૩ | ગણુપતરામ હીંમતભાઈ બ્રહ્મભટ્ટ | ૩૨૯ |
| ૬૩ | મણીલાલ પુંજાલાલ શાહ | ૩૨૯ |
| ૬૫ | ચંદુલાલ મણીલાલ દરજી | ૩૨૮ |
| ૬૬ | હરિપ્રસાદ મણીલાલ દવે | ૩૨૭ |
| ૬૬ | શંકરલાલ છોટાલાલ જોશી | ૩૨૭ |
| ૬૬ | ચતુરભાઈ ભીખાભાઈ પટેલ | ૩૨૭ |
| ૬૬ | ગોરધનભાઈ ઉમેદભાઈ પટેલ | ૩૨૭ |
| ૬૬ | નાથાભાઈ જેઠાભાઈ પટેલ | ૩૨૭ |
| ૭૧ | અદાજી દાજીજી ખાંટ | ૩૨૬ |
| ૭૧ | પરસોત્તમ પુનમભાઈ પટેલ | ૩૨૬ |
| ૭૧ | મણીલાલ કેદારલાલ શાહ | ૩૨૬ |
| ૭૪ | ચતુરભાઈ ગલાભભાઈ પટેલ | ૩૨૫ |
| ૭૪ | હીરાભાઈ શામળભાઈ પટેલ | ૩૨૫ |
| ૭૬ | ભીખાભાઈ ભુલાભાઈ પટેલ | ૩૨૪ |
| ૭૭ | પ્રાણશંકર સોમેશ્વર ભટ્ટ | ૩૨૩ |
| ૭૭ | જેઠાલાલ નારણદાસ શાહ | ૩૨૩ |
| ૭૭ | ભીખાભાઈ ગીરધરભાઈ વાળંદ | ૩૨૩ |
| ૮૦ | હાથીભાઈ ગોકળભાઈ વાઘેલા | ૩૨૨ |
| ૮૧ | મોતીલાલ હીમતલાલ જોશી | ૩૨૧ |
| ૮૧ | હરિપ્રસાદ જટાશંકર પંડયા | ૩૨૧ |
| ૮૧ | શાંતિલાલ હરજીવનદાસ પંડયા | ૩૨૧ |
| ૮૧ | મોહન ડાહ્યા પરમાર | ૩૨૧ |
| ૮૧ | ડાહ્યાભાઈ ઉમેદભાઈ પટેલ | ૩૨૧ |
| ૮૬ | શંકરભાઈ જેઠાભાઈ પટેલ | ૩૨૦ |
| ૮૬ | હીરાલાલ છોટાલાલ પંડયા | ૩૨૦ |
| ૮૬ | ચીમનલાલ મગનલાલ સરૈયા | ૩૨૦ |
| ૮૬ | નટવરલાલ રણછોડદાસ શાહ | ૩૨૦ |
| ૮૬ | ઇસબભાઈ હસનભાઈ વ્હોરા | ૩૨૦ |
| ૯૧ | ચીમનલાલ હરિપ્રસાદ દવે | ૩૧૯ |
| ૯૧ | ઝીણાભાઈ જીભાઈ રાજ | ૩૧૯ |
| ૯૧ | ચીમનલાલ ભોગીલાલ તલાટી | ૩૧૯ |
| ૯૪ | ચુનિલાલ શંકરરામ ભટ્ટ | ૩૧૮ |
| ૯૪ | અબ્દુલરહેમાન અકબરમીઆ મલેક | ૩૧૮ |
| ૯૬ | મનહરલાલ હીરાલાલ ભટ્ટ | ૩૧૭ |
| ૯૬ | ભાઈલાલ મોતીભાઈ પટેલ | ૩૧૭ |
| ૯૬ | સોમાભાઈ આશાભાઈ પટેલ | ૩૧૭ |
| ૯૬ | રતિલાલ ગાણેકલાલ શાહ | ૩૧૭ |
| ૧૦૦ | વલ્લભભાઈ જીભાઈભાઈ પટેલ | ૩૧૬ |
| ૧૦૧ | ગોરધનભાઈ સોમાભાઈ બીનધનજીભાઈ પટેલ | ૩૧૫ |
| ૧૦૧ | અંબાલાલ મણીલાલ ઉપાધ્યાય | ૩૧૫ |
| ૧૦૩ | છોટાલાલ લલ્લુભાઈ દવે | ૩૧૪ |
| ૧૦૩ | નટવરલાલ મૂળજીભાઈ ઠાકર | ૩૧૪ |
| ૧૦૫ | બેચરભાઈ હીરાભાઈ કુંભાર | ૩૧૩ |
| ૧૦૫ | ભીખાભાઈ ત્રીકમભાઈ ઠક્કર | ૩૧૩ |
| ૧૦૭ | સુલેમાન દાઉદ ખ્રિસ્તી | ૩૧૨ |
| ૧૦૭ | ભાઈલાલભાઈ હરિભાઈ પટેલ | ૩૧૨ |
| ૧૦૭ | રણછોડભાઈ હરજીવનદાસ ઠક્કર | ૩૧૨ |
| ૧૧૦ | અજીતસીંગ દેવદાસ ખ્રિસ્તી | ૩૧૧ |
| ૧૧૦ | અમરસિંહ હીંમતસિંહ રાજ | ૩૧૧ |
| ૧૧૨ | રામનાથ રેવાશંકર જોશી | ૩૧૦ |
| ૧૧૨ | મોતીભાઈ જેઠાભાઈ પટેલ | ૩૧૦ |
| ૧૧૨ | સોમચંદ ગોવિંદભાઈ ખ્રિસ્તી | ૩૧૦ |
| ૧૧૫ | દામોદર સાંકળેશ્વર જોશી | ૩૦૮ |
| ૧૧૬ | સોમાભાઈ હીમતસિંહ રાજ | ૩૦૭ |
| ૧૧૬ | શાનિલાલ પુંજાલાલ સેવક | ૩૦૭ |
| ૧૧૬ | કનુભાઈ ભગુભાઈ બ્રહ્મભટ્ટ | ૩૦૭ |
| ૧૧૯ | ઝવેરભાઈ બાપુજી બારૈયા | ૩૦૬ |
| ૧૧૯ | મોહનલાલ છગનલાલ ભટ્ટ | ૩૦૬ |
| ૧૧૯ | ઉમેદભાઈ વાઘજીભાઈ પટેલ | ૩૦૬ |
| ૧૧૯ | રમણલાલ ત્રીભોવનદાસ શાહ | ૩૦૬ |
| ૧૨૩ | પ્રાણલાલ જેશંકર ભટ્ટ | ૩૦૫ |
| ૧૨૩ | દેવશંકર ગોકળજી પંડયા | ૩૦૫ |
| ૧૨૩ | છોટાભાઈ મનોરભાઈ નરોત્તમદાસ પટેલ | ૩૦૫ |
| ૧૨૩ | મહાદેવદાસ ચુનિલાલ શાહ | ૩૦૫ |
| ૧૨૩ | મણીલાલ છોટાલાલ શાહ | ૩૦૫ |
| ૧૨૮ | ઇશ્વરભાઈ કાળીદાસ પટેલ | ૩૦૪ |
| ૧૨૮ | મોતીભાઈ કીશોરભાઈ પટેલ | ૩૦૪ |
| ૧૩૦ | ગુલાભાઈ કાભાઈભાઈ બારૈયા | ૩૦૩ |
| ૧૩૦ | મણીલાલ દેવજીભાઈ કાછીઆ | ૩૦૩ |
| ૧૩૨ | હીરાલાલ મગનલાલ ભટ્ટ | ૩૦૨ |
| ૧૩૨ | અબાસમીઆં અમીનમીઆં મલેક | ૩૦૨ |
| ૧૩૨ | ગુલામનબી સરજુભાઈ મલેક | ૩૦૨ |
| ૧૩૫ | રણછોડભાઈ પરસોત્તમભાઈ પટેલ | ૩૦૧ |
| ૧૩૫ | નહારસિંહ જયસિંહ સોલંકી | ૩૦૧ |

| | | |
|---|---|---|
| ૧૩૫ | શાંતિલાલ મોતીલાલ શાહ | ૩૦૧ |
| ૧૩૫ | મોહનલાલ મગનલાલ તપોદન | ૩૦૧ |
| ૧૩૯ | શનાભાઈ જગાભાઈ ભોઈ | ૩૦૦ |
| ૧૪૦ | વલ્લભદાસ કેશવલાલ પરીખ | ૨૯૯ |
| ૧૪૦ | નીરણભાઈ ચેલાભાઈ પટેલ | ૨૯૯ |
| ૧૪૦ | નારણભાઈ કીશોરભાઈ પટેલ | ૨૯૯ |
| ૧૪૩ | મગનભાઈ ડુંગરભાઈ બારોટ | ૨૯૮ |
| ૧૪૪ | જીવણલાલ ડાહ્યાભાઇ બ્રહ્મભટ્ટ | ૨૯૭ |
| ૧૪૪ | વીઠલભાઈ મંગળભાઈ પટેલ | ૨૯૭ |
| ૧૪૪ | અમરતલાલ ડાહ્યાલાલ શાહ | ૨૯૭ |
| ૧૪૭ | ગીરધરભાઇ નાથાભાઈ પટેલ | ૨૯૬ |
| ૧૪૭ | રમણલાલ અંબાલાલ શાહ | ૨૯૬ |
| ૧૪૭ | વાડીલાલ માણેકલાલ મોની | ૨૯૬ |
| ૧૫૦ | હીરાલાલ જગન્નાથ જોશી | ૨૯૫ |
| ૧૫૦ | કાળાજી શનાજી પગી | ૨૯૫ |
| ૧૫૦ | અંબાલાલ ગીરજાશંકર પંડ્યા | ૨૯૫ |
| ૧૫૦ | છગનભાઈ નાથાભાઇ પટેલ | ૨૯૫ |
| ૧૫૦ | હરમાનભાઈ ગોકળભાઈ વર જભાઈ પટેલ | ૨૯૫ |
| ૧૫૫ | સોમપુરી કૈલાસપુરી ગોસાઇ | ૨૯૪ |
| ૧૫૫ | કેશવલાલ લલ્લુભાઈ જોશી | ૨૯૪ |
| ૧૫૫ | કમરૂદ્દીન અલ્લાઉદ્દીન મલેક | ૨૯૪ |
| ૧૫૫ | ઉમેદસિંહ બાજીસિંહ સોલંકી | ૨૯૪ |
| ૧૫૯ | નટવરલાલ અંબાલાલ ભટ્ટ | ૨૯૩ |
| ૧૫૯ | રામભાઇ લલ્લુભાઈ બીન ગોકળભાઈ પટેલ | ૨૯૩ |
| ૧૫૯ | ચીમનલાલ ડાહ્યાભાઇ પાઠક | ૨૯૩ |
| ૧૫૯ | રતિલાલ મગનલાલ શાહ | ૨૯૩ |
| ૧૬૩ | સોમાભાઈ ચતુરભાઈ કાછીઆ | ૨૯૨ |
| ૧૬૩ | પુંજાભાઈ જેઠાભાઈ પટેલ | ૨૯૨ |
| ૧૬૩ | જમનાદાસ પરશોત્તમદાસ શાહ | ૨૯૨ |
| ૬૩ | સોમાભાઇ ધીરાભાઇ વાઘરી | ૨૯૨ |
| ૬૭ | નાનાલાલ પ્રહલાદભાઈ બ્રહ્મભટ્ટ | ૨૯૧ |
| ૧૬૭ | છોટાભાઈ મનોરભાઈ ગીરધરભાઈ પટેલ | ૨૯૧ |
| ૧૬૭ | હરમાનભાઈ સોમાભાઇ પટેલ | ૨૯૧ |
| ૧૬૭ | રણછોડભાઈ રેવનદાસ પટેલ | ૨૯૧ |
| ૧૭૧ | વલ્લવભાઈ શવદાસભાઈ પટેલ | ૨૯૦ |
| ૧૭૧ | કનૈયાલાલ પુનમચંદ શાહ | ૨૯૦ |
| ૧૭૩ | ચતુરભાઈ ફુલાભાઈ પટેલ | ૨૮૯ |
| ૧૭૩ | સુરજરામ કાશીભાઈ પટેલ | ૨૮૯ |
| ૧૭૩ | કાન્તિલાલ ડાહ્યાભાઈ ત્રવાડી | ૨૮૯ |
| ૧૭૩ | શંકરભાઇ સોમાભાઈ વાળંદ | ૨૮૯ |
| ૧૭૭ | શંકરલાલ મૂળજીભાઈ બ્રહ્મભટ્ટ | ૨૮૮ |
| ૧૭૭ | મગનભાઈ ફુલાભાઈ બીન બાજરભાઇ પટેલ | ૨૮૮ |
| ૧૭૭ | પુરૂશોત્તમ પ્રાણસુખ વણકાર | ૨૮૮ |
| ૧૮૦ | અપીયન અનફ્રીઅમ પરમાર | ૨૮૭ |
| ૧૮૦ | સોમાભાઈ વાઘજીભાઈ પટેલ | ૨૮૭ |
| ૧૮૨ | મંગળભાઈ જમાભાઈ બારૈયા | ૨૮૬ |
| ૧૮૨ | માધવગર મથુરગર ગોસાઇ | ૨૮૬ |
| ૧૮૨ | ચંદુલાલ મોહનલાલ પંડ્યા | ૨૮૬ |
| ૧૮૨ | અંબાલાલ બાપુજી પટેલ | ૨૮૬ |
| ૧૮૨ | બાપુભાઇ આશાભાઇ પટેલ | ૨૮૬ |
| ૧૮૭ | હરમાનભાઇ ગોકળભાઇ ગ લાલભાઈ પટેલ | ૨૮૫ |
| ૧૮૭ | ઠાકોરભાઇ છોટુભાઇ ત્રિવેદી | ૨૮૫ |
| ૧૮૯ | હીરાલાલ જેસંગભાઇ બારોટ | ૨૮૪ |
| ૧૮૯ | મણીલાલ ડાહ્યાભાઇ લુહાર | ૨૮૪ |
| ૧૮૯ | ચંદુલાલ લખાભાઈ મહેતા | ૨૮૪ |
| ૧૮૯ | જમનાદાસ ચુનિલાલ શાહ | ૨૮૪ |
| ૧૮૯ | ચંદુલાલ છોટાલાલ તલાટી | ૨૮૪ |
| ૧૯૪ | મગનજી મોમાજી બારૈયા | ૨૮૩ |
| ૧૯૪ | યાકુબ જગજીવનદાસ ખ્રિસ્તી | ૨૮૩ |
| ૯૪ | પીયુસ મહીજી પરમાર | ૨૮૩ |
| ૧૯૭ | ખુશાલપુરી લક્ષ્મણપુરી ગોસાઇ | ૨૮૨ |
| ૧૯૭ | શનાભાઈ બેકોરભાઈ પટેલ | ૨૮૨ |
| ૧૯૭ | અંબાલાલ નાયાલાલ શાહ | ૨૮૨ |
| ૨૦૦ | ઇસુદાશ તુલજી ખ્રિસ્તી | ૨૮૧ |
| ૨૦૦ | રમણીકલાલ વીઠલદાસ પરીખ | ૨૮૧ |
| ૨૦૦ | છગનભાઈ કીશાભાઈ પટેલ | ૨૮૧ |
| ૨૦૦ | પુંજાલાલ કીરપાશંકર શુકલ | ૨૮૧ |
| ૨૦૦ | રમણલાલ મૂળજીભાઈ શાહ | ૨૮૧ |
| ૨૦૫ | શીવપ્રસાદ હીંમતલાલ દવે | ૨૮૦ |
| ૨૦૫ | પ્રતાપસીંગ જાલમસીંગ રાઠોડ | ૨૮૦ |
| ૨૦૫ | પરશોત્તમ કેશવલાલ ઠાકર | ૨૮૦ |
| ૨૦૮ | ચંદુલાલ ભાઇલાલ ભાવસાર | ૨૭૯ |
| ૨૦૮ | નાથાભાઈ ગોરધનદાસ દરજી | ૨૭૯ |
| ૨૦૮ | રેવાશંકર ભીખાભાઈ દવે | ૨૭૯ |
| ૨૦૮ | હસુમીઆ અમીરમીઆ કુરેશી | ૨૭૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૦૮ | છોટાભાઈ ઘેરીભાઈ પટેલ | ૨૭૯ | ૨૪૭ | માસેમન મોરારભાઈ ખ્રિસ્તી | ૨૬૪ |
| ૨૦૮ | કાળીદાસ આશાભાઈ પટેલ | ૨૭૯ | ૨૪૭ | શંકરભારથી ભગુનભારથી ગો. | ૨૬૪ |
| ૨૧૪ | બાબરજી લલ્લુજી બારૈયા | ૨૭૮ | ૨૪૯ | ચંદુલાલ ગણપતરામ જોશી | ૨૬૪ |
| ૨૧૪ | શીવાભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૨૭૮ | ૨૫ | અંબાલાલ મથુરભાઈ પટેલ | ૨૬૩ |
| ૨૧૪ | ઝીણાભાઈ ગમાભાઈ વાઘરી | ૨૭૮ | ૨૫૧ | ભીખાભાઈ ડોસાભાઈ મલેક | ૨૬૨ |
| ૨૧૭ | શાદખ પ્રેમચંદ ખ્રિસ્તી | ૨૭૭ | ૨૫૨ | મંગળભાઈ જમાભાઈ બારૈયા | ૨૬૧ |
| ૨૧૮ | ઇચ્છાભાઈ જીવણભાઇ બોઈ | ૨૭૬ | ૨૫૧ | રેવાપરી વીરામપરી ગોસાઇ | ૨૬૧ |
| ૨૧૮ | રવજીભાઈ ડાહ્યાભાઇ પટેલ | ૨૭૬ | ૨૫૪ | માથીજી બોધાજી બારૈયા | ૨૬૦ |
| ૨૨૦ | દેવશંકર સોમેશ્વર ભટ્ટ | ૨૭૫ | ૨૫૪ | પુનમભાઇ જુગાભાઇ બારૈયા | ૨૬૦ |
| ૨૨૦ | રટેફન રણછોડ મકવાણા | ૨૭૫ | ૨૫૪ | છગનલાલ દામોદર જોશી | ૨૬૦ |
| ૨૨૦ | ડાહ્યાભાઈ ખુશાલભાઈ પટેલ | ૨૭૫ | ૨૫૪ | જમીયતરામ ગણપતરામ જોશી | ૨૬૦ |
| ૨૨૦ | ગોરધનભાઇ મોમાભાઈ મથુ- | ૨૭૫ | ૨૫૪ | તહેવરમીઆં મહમદમીઆં મલેક | ૨૬૦ |
| | રભાઇ પટેલ | | ૨૫૪ | ઇશ્વરભાઇ પરશોત્તમભાઇ પટેલ | ૨૬૦ |
| ૨૨૦ | શંકરભાઈ પ્રભુદાસ પટેલ | ૨૭૫ | ૨૫૪ | ઇશ્વરભાઈ તળશીભાઈ બીન | |
| ૨૨૦ | મણીલાલ અંબાલાલ ત્રિવેદી | ૨૭૫ | | દેસાઇભાઇ પટેલ | ૨૬૦ |
| ૨૨૬ | નારણભાઈ સોમાભાઈ બીન | ૨૭૪ | ૨૫૪ | મણીલાલ અંબાલાલ પટેલ | ૨૬૦ |
| | અમાઇદાસ પટેલ | | ૨૬૨ | ગવકદાસ સેવાદાસ સાધુ | ૨૫૯ |
| ૨૨૭ | લલ્લુભાઈ વેણીદાસ પટેલ | ૨૭૩ | ૨૬૩ | મણીલાલ શંકરલાલ બારોટ | ૨૫૮ |
| ૨૨૭ | પ્રભુદાસ શંકરભાઇ પટેલ | ૨૭૩ | ૨૬૩ | મુળજીભાઇ નારણભાઇ દરજી | ૨૫૮ |
| ૨૨૭ | ચંદુલાલ નાનાલાલ સેવક | ૨૭૩ | ૨૬૩ | શોમાભાઇ ફુલાભાઇ પારેખ | ૨૫૮ |
| ૨૨૭ | ભાનુપ્રસાદ બાલકીષ્ણ ત્રિવેદી | ૨૭૩ | ૨૬૬ | અમરસંગ પરતાપસંગ રાવળજી | ૨૫૭ |
| ૨૩૧ | કેશવલાલ છોટાલાલ ગલાબ- | ૨૭૨ | ૨૬૭ | ગંગાબેન લખાભાઈ પટેલ | ૨૫૬ |
| | ભાઈ બારોટ | | ૨૬૭ | સુંદરલાલ બાપુલાલ પટેલ | ૨૫૬ |
| ૨૩૧ | મેઘરભાઈ અંબાલાલ પટેલ | ૨૭૨ | ૨૬૭ | હીમતસિંહ માહેબસિંહ રાણા | ૨૫૬ |
| ૨૩૧ | ડાહ્યાભાઈ ચતુરભાઈ પટેલ | ૨૭૨ | ૨૬૭ | પરશોત્તમ અંબાલાલ વાળંદ | ૨૫૬ |
| ૨૩૧ | પ્રભુભાઈ મથુરભાઈ પટેલ | ૨૭૨ | ૨૭૧ | નટવરલાલ હીમતલાલ બારોટ | ૨૫૫ |
| ૨૩૫ | રતિલાલ ભેરૂસીંગ બારોટ | ૨૭૧ | ૨૭૧ | ચાવજીભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૫૫ |
| ૨૩૫ | રમણલાલ મોહનલાલ ભટ્ટ | ૨૭૦ | ૨૭૩ | મહીજીભાઇ જીતાભાઇ બારૈયા | ૨૫૪ |
| ૨૩૫ | છગનભાઈ દેવરાત રાત | ૨૭૧ | ૨૭૩ | મંગળ દલસુખ સુથાર | ૨૫૪ |
| ૨૩૮ | નટવરલાલ સાકળચંદ ચોકશી | ૨૭૦ | ૨૭૫ | સુસમાર્ન જગજીવનદાસ ખ્રિસ્તી | ૨૫૩ |
| ૨૩૮ | અંબાલાલ અમથાભાઇ પટેલ | ૨૭૦ | ૨૭૨ | હરિલાલ સોમેશ્વર જોશી | ૨૫૩ |
| ૨૩૮ | સોમાભાઈ મોતીભાઈ પટેલ | ૨૭૦ | ૨૭૭ | મણીભાઇ ડાહ્યાભાઇ પટેલ | ૨૫૨ |
| ૨૪૧ | મહેમુદીનમીઆં હુસેનમીઆં | ૨૬૯ | ૨૭૭ | સોમાભાઇ નરસિંહભાઇ પટેલ | ૨૫૨ |
| | મલેક | | ૨૭૯ | મોહનભાઇ દામોદરભાઇ સુતાર | ૨૫૧ |
| ૨૪૨ | રણછોડભાઈ ફુલાભાઈ વાઘરી | ૨૬૮ | ૨૭૯ | અંબાલાલ બકાભાઇ પટેલ | ૨૫૧ |
| ૨૪૩ | બાપુભાઇ બાબરભાઈ પટેલ | ૨૬૭ | ૨૮૧ | અંબાલાલ તુળશીદાસ બારોટ | ૨૫૦ |
| ૨૪૩ | મંગળભાઈ મુનદાસભાઈ પટેલ | ૨૬૭ | ૨૮૧ | છત્રસીંગ ફતેરામ ભાટ | ૨૫૦ |
| ૨ ૬ | અબ્દુલવહાબ અબ્દુલસાલમ | ૨૬૬ | ૨૮૧ | ડાહ્યાભાઇ ફુલાભાઇ પટેલ | ૨૫૦ |
| | કાઝી | | ૨૮૧ | મણીલાલ મૂળજીભાઈ રાવળ | ૨૫૦ |
| ૨૪૫ | ગોપાળભાઈ શનાભાઈ પારેખ | ૨૬૬ | ૨૮૫ | મોહનલાલ દેસાઇભાઈ પટેલ | ૨૪૯ |

| | | |
|---|---|---|
| ૨૮૫ | અમૃતલાલ મંગળદાસ શાહ | ૨૪૯ |
| ૨૮૫ | પુનમચંદ ચુનિલાલ સુખડીઆ | ૨૪૯ |
| ૨૮૮ | ચંદુલાલ મથુરભાઈ ધાગટ | ૨૪૮ |
| ૨૮૮ | મંગળભાઈ ધુળાભાઇ પગી | ૨૪૮ |
| ૨૮૮ | ડાહ્યાભાઇ હરમાનભાઇ પટેલ | ૨૪૮ |
| ૨૯૧ | યુસુફમીઆં જુલાંમીઆં સૈયદ | ૨૪૭ |
| ૨૯૨ | મોહનજી ધુળાજી બારૈયા | ૨૪૬ |
| ૨૯૨ | રૂપાભાઇ જસાભાઇ ચાવડા | ૨૪૬ |
| ૨૯૨ | જીવણલાલ ધુળાભાઇ કાછીઆ | ૨૪૬ |
| ૨૯૨ | મણીભાઇ ઇશ્વરભાઇ પટેલ | ૨૪૬ |
| ૨૯૨ | સોમાભાઈ ઇશ્વરભાઇ પટેલ | ૨૪૬ |
| ૨૯૨ | મણીભાઈ શીવાભાઇ બીન બાબરભાઇ પટેલ | ૨૪૬ |
| ૨૯૮ | છોટાભાઇ કાશીદાસ પટેલ | ૨૪૫ |
| ૨૯૯ | ધુળાભાઇ બાબરભાઈ પટેલ | ૨૪૪ |
| ૩૦૦ | રણછોડભાઇ મોતીભાઇ લી બાચીઆ | ૨૪૩ |
| ૩૦૦ | ધુળાભાઇ રાઈજીભાઇ પરમાર | ૨૪૩ |
| ૩૦૦ | સોમાભાઈ મૂળજીભાઇ પટેલ | ૨૪૩ |
| ૩૦૦ | જમનાદાસ તવરીદાસ રાણા | ૨૪૩ |
| ૩૦૪ | ઇશ્વરભાઇ મહીજીભાઇ વાળંદ | ૨૪૨ |
| ૩૦૫ | શાંતિલાલ છગનલાલ બારોટ | ૨૪૧ |
| ૩૦૫ | માંડાભાઈ મથુરભાઇ ભાટ | ૨૪૧ |
| ૩૦૫ | ચીમનભાઇ નાથાભાઇ પટેલ | ૨૪૧ |
| ૩૦૫ | રમણલાલ પ્રેમાનંદ વૈદ | ૨૪૧ |
| ૩૦૯ | અંબાલાલ નાથાલાલ પંડયા | ૨૪૦ |
| ૩૦૯ | મગનભાઈ ભીખાભાઇ પટેલ | ૨૪૦ |
| ૩૧૧ | ચીમનભાઇ હરગોવિંદભાઈઆ | ૨૩૯ |
| ૩૧૧ | મંછુલાલ શંકરદાસ શાહ | ૨૩૯ |
| ૩૧૧ | શંકરભાઇ ઝીણાભાઇ વાઘેલા | ૨૩૯ |
| ૩૧૪ | સીકંદરમીઆં ઉમરાવમીઆં મ. | ૨૩૭ |
| ૩૧૪ | મંગળભાઇ ભીખાભાઇ પટેલ | ૨૩૭ |
| ૩૧૪ | શીવાભાઇ ભાઇલાલભાઇ પટેલ | ૨૩૭ |
| ૩૧૭ | ભવાનસિંહ સામનસિંહ દાભી | ૨૩૬ |
| ૩૧૮ | શીવાભાઈ જેઠાભાઇ પટેલ | ૨૩૫ |
| ૩૧૯ | વાઘજીભાઇ મગાભાઈ બારૈયા | ૨૩૪ |
| ૩૨૦ | ડાહ્યાભાઈ સોમાભાઇ વાળંદ | ૨૩૩ |
| ૩૨૧ | રમણલાલ શીવલાલ જોષી | ૨૩૨ |

| | | |
|---|---|---|
| ૩૨૧ | ગણપતરામદેવશંકરભાઈપંડયા | ૨૩૨ |
| ૩૨૧ | સોમાભાઈ લલ્લુભાઇ પટેલ | ૨૩૨ |
| ૩૨૪ | પરશોતમ ઝવેરદાસ શાહ | ૨૩૧ |
| ૩૨૫ | જેસીંગ માધવસીંગ છાસટીઆ | ૨૩૦ |
| ૩૨૫ | વખતસીંગ જીવાભાઈ રાવળજી | ૨૩૦ |
| ૩૨૭ | આશાભાઇ મૂળજીભાઇ પટેલ | ૨૨૯ |
| ૩૨૭ | ચંદુલાલ ભોગીલાલ શાહ | ૨૨૯ |
| ૩૨૯ | ચીમનલાલ ગોરધનદાસ બારોટ | ૨૨૮ |
| ૩૨૯ | કોહ્યાભાઈ હીરાભાઇ રાવળ | ૨૨૮ |
| ૩૩૧ | શીવાભાઇ શંકરભાઇ બારૈયા | ૨૨૬ |
| ૩૩૨ | મોતીભાઇ શનાભાઇ પાટણવાડીઆ | ૨૨૫ |
| ૩૩૨ | શીવલાલ હરજીવનદાસ રાણા | ૨૨૫ |
| ૩૩૪ | ગોરધનભાઇગોપાળભાઇવાળંદ | ૨૨૪ |
| ૩૩૫ | મફતલાલગીરધરલાલસાદીવાળા | ૨૨૦ |
| ૩૩૬ | માધવસંગ રાયસંગ ગોહેલ | ૨૧૮ |
| ૩૩૭ | ઉમેદખાન બાપુખાન પઠાણ | ૨૧૬ |
| ૩૩૮ | કનુભાઇ ચુનિલાલ શાહ | ૨૧૫ |
| ૩૩૯ | મોહનલાલ જેઠાભાઇ પટેલ | ૨૧૧ |
| ૩૩૯ | નારણભાઇ સોમાભાઇ બીન રામભાઇ પટેલ | ૨૧૧ |
| ૩૪૧ | મણીલાલ છગનલાલ શાહ | ૨૦૮ |
| ૩૪૨ | સોમાભાઈ શંકરભાઈ પટેલ | ૨૦૨ |

## ઉર્દુ–ગુજરાતી.

| | | |
|---|---|---|
| ૧ | મહમદ મુબારક આરબ | ૨૫૯ |
| ૨ | હુસેનમીઆં બાવામીઆં સૈયદ | ૨૨૧ |
| ૩ | કાજમઅલી અહમદમીઆં સૈયદ | ૨૧૮ |
| ૪ | મહમદભાઈ આસમભાઈ મલેક | ૨૧૭ |
| ૫ | અહમદઅલી ગુલામઅલી સૈયદ | ૨૧૫ |
| ૬ | હસનમીઆં મહમદમીઆં સૈયદ | ૨૧૭ |
| ૭ | અહમદમીઆં અકબરમીઆં શેખ | ૨૦૯ |
| ૮ | મકાસાહેબ લાલુમીઆં બાપુમીઆં સૈયદ | ૨૦૬ |
| ૯ | અમાનખાંન કાસમખાંન પઠાણ | ૨૦૫ |
| ૧૦ | મોહમદભાઈ અબ્બાસીશાહ માર્ફે | ૨૦૧ |

## ઈનામનો મેળાવડો, પામોલ.

મોજે પામોલ, તા ચાસ્મા, જિલ્લે ખેડાની લો બો. શાળામાં તા. ૨૬-૨-૨૮ ના રોજ શિક્ષકસંમેલન, કેળવણી-પ્રદર્શન તથા ઈનામનો મેળાવડો કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે ગામ લોક તરફથી સારો ઉત્સાહ બતાવવામાં આવ્યો હતો અને રૂ. ૪૯૯-૧૪-૦ ની રકમ ભેટ તથા ઈનામ તરીકે આપવામાં આવી હતી.

## ઈનામપત્રક ભરૂચ જિલ્લો

| ગામ તાલુકો | નામ. | કિંમત | હેતુ |
|---|---|---|---|
| પાલેજ—ભરૂચ | ભટ્ટ રેવાશંકર બાલાશંકરે | ૬—૦—૦ | ચણા વ્હેંચ્યા. |
| | શા. નાથાભાઈ બહેચરભાઈએ | ૬—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| દાંદા—આમોદ | સોની મણીશંકર ગીરધરલાલે | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| માતર—આમોદ | કોટણાના ઇશ્વર કલ્યાણે | ૬૫—૦—૦ | કન્યાશાળા જમાડી. |
| | દોરાના પા. ભાઇલાલભાઇ જેસંગભાઇએ | ૩—૦—૦ | સાકર વ્હેંચી. |
| | મિ. હીરાભાઇ પ્રેમભાઇએ તથા મિ. શંકરભાઇ મૂળજીભાઇએ | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| માંડવા—અંકલેશ્વર | મહેરબાઈ રૂસ્તમજી પીરોજશા મહેતાએ | ૪૫—૦—૦ | ઘડિઆળ આપ્યું. |
| | | ૯—૦—૦ | કન્યાશાળા તથા મુખ્ય સ્કૂલમાં સાકર વ્હેંચી. |
| દોરા—આમોદ | પા. દેસાઇ ગોવિંદે | ૨૫—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| સાયણ—અંકલેશ્વર | પટેલ કાળીદાસ વિશ્વનાથે | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ઝઘડિયા—ભરૂચ | અત્રેના ઠાકોરસાહેબ તરફથી | ૧૫—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| ત્રાંકલ—વાગરા | પોલીસપટેલ નાથાભાઇ દાદાભાઇએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| દોરા—આમોદ | પા. દેસાઇભાઇ ગોવિંદભાઇએ | ૩૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| પાલેજ—ભરૂચ | ભટ્ટ રેવાશંકર બાલાશંકરે | ૪—૮—૦ | ચણા વ્હેંચ્યા. |
| | શા. નાથાભાઇ બહેચરભાઇએ | ૪—૮—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | શા. નાથાભાઇ રૂપચંદે | ૪—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| ધમણાદ—આમોદ | મિ. મોતીજી છત્રસંગ જેસંગબાવાએ | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | **સુરત જિલ્લો** | | |
| ફુલપાડા—ચોર્યાસી | કાળા નાગર કાળીદાસે | ૧૨—૦—૦ | પિત્તળના પ્યાલા તથા સાકર વ્હેંચી |
| જહાંગીરપોર— | નવસારીના બાઇ ધનજી શા. ભગવાન ખુશાલજીની વિધવાએ | ૩૪૫—૦— | ગેલેરી તથા ઘડિઆળ ભેટ આપ્યું |

| | | | |
|---|---|---|---|
| ભાટપોર-ચોર્યાસી | ગામના ગૃહસ્થોએ | ૯૫—૦—૮ | પુસ્તકો વ્હેંચ્યાં |
| તીથલ-વલસાડ | મુંબઈના શેઠજી પુરુષોતમદાસ જીવણદાસે | ૩૫—૦—૮ | સ્લેટ, પેન, તથા મિઠાઇ વ્હેંચી |
| ભેરલાવ-પારડી | શેઠ અમરચંદ નરસઇજીએ તથા ઊમેદચંદ નરસઇજીએ | ૫—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| ઊગત-જલાલપોર | સ્કૂલ કમિટિના મેમ્બર મિ. રતનજી ફરામજી | ૨૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને ચોપડીઓ કપડાં તથા મિઠાઇ વ્હેંચી |
| | ,, ,, મિ. જેરાસભાઇ ફકીરભાઇએ | ૧૦—૦—૦ | |
| | શેઠ કાવસજી ડોસાભાઇએ | ૨૫—૦—૦ | |
| ફુલપાડા-ચોર્યાસી | ગામના આગેવાન ગૃહસ્થોએ | ૩૩૬—૮—૦ | સ્કૂલમાં બેસવાની ગેલેરી કરાવી તથા પત્થર જડાવ્યા |
| વેસુ- ,, | શેઠ પેસ્તનજી ડોસાભાઇએ | ૫—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| ભુદારી- ,, | ગામ લોકો તરફથી | ૨૮—૮—૦ | ઘડિયાળ, થર્મોમિટર, ગેલ નં. ૨, તથા પિત્તળનું પવાલું નં. ૧ ભેટ આપ્યું |
| સલવાવ-પારડી | મિ. લલ્લુભાઇ ડાહ્યાભાઇએ | ૧૫—૦—૦ | પાણી પીવા સારૂં પિત્તળનું બેડું ૧, પવાલું ૧, તથા લોટા નં. ૨ ભેટ આપ્યાં. |
| ભેજીદ-ચોર્યાસી | શેઠ જહાંગીરજી ભીખાજીએ | ૧૧—૬—૬ | વાચનમાળાની ચોપડીઓ વ્હેંચી |
| ખરસાડ-જલાલપોર | મિ. દેસાઇ ખંડુભાઇ એદરજી વેસ્માકરની વિધવાબાઇ લક્ષ્મીકુંવરે | ૫૧—૬—૬ | સીવવાનો સંચો તથા છીંટ આપી |
| સેગવાડ-માંડવી | મિ. કેશવભાઈ ખુશાલભાઇએ | ૨૦—૪—૦ | સ્કૂલ જમાડી |
| એરૂ-જલાલપોર | મિ. છોટુભાઇ વસનજીએ | ૫—૦—૦ | છીંટ છોકરીઓને વ્હેંચી |
| | મિ. ગોપાળજી ડાહ્યાભાઇએ | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| ડાલર-વલસાડ | ગામલોકો તરફથી | ૨૧—૫—૦ | પુસ્તકો, છીંટ, ટોપી, પતાસાં વગેરે વ્હેંચ્યાં |
| કાંજણરણછોડ-,, | વરીઆવના શેઠ પરિાજશા સોરાબજીએ | ૩—૦—૦ | ,, |
| વેસુ-ચોર્યાસી | મુંબઇના શેઠ પેસ્તનજી ડોસાભાઇ | ૩૦—૦—૦ | પુસ્તકો વ્હેંચ્યાં |
| | સુરતના શેઠ જહાંગીરજી ભમાસજી ડૉકટરે | ૧૦—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| તેજલાવ-ચીખલી | ગામ પંચ તરફથી | ૨૩—૯—૦ | સ્લેટ, ચોપડીઓ તથા બાગનો સામાન વગેરે આપ્યા |
| વાલછીપા-પારડી | ગામના આગેવાનોએ | ૩૮—૮—૦ | પરબ માટે વાસણો વગેરે આપ્યા |
| બહુધાન-માડવી | કસબાના સદ્‌ગૃહસ્થ શેઠ માણેકજી દેરાબજીએ | ૫—૦—૦ | સાકર વ્હેંચી |
| ભગવા-ઓરપાડ | મિ અરદેસર એમ ભગવાગરે | ૫—૦—૦ | મિઠાઇ વ્હેંચી |
| | સ્કૂલ કમિટિના મેમ્બર મિ. ગિરજાશંકર રેવાશંકર દવેએ | ૨—૦—૦ | ,, |
| સરોલી- ,, | મિ. લલ્લુભાઇ દયાળે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી તથા પતાસા વ્હેંચ્યાં |
| ભાઠુત- ,, | શેઠ કસ્તુરચંદ મંછગ્રાહે | ૪૫—૦—૦ | સ્કૂલ જમાડી તથા પતાસા વ્હેંચ્યાં |
| કતારગામ— | બાઇ ચંપા બેન પ્રાગજી રણછોડજીએ | ૧૮—૩—૯ | પિત્તળની પવાલી ઢાકણા સાથે ભેટ આપી. |
| મોટાવરાછા,ચોર્યાસી | મિ. તારાચંદ કેસરજીએ | ૫—૦—૦ | પતાસા વ્હેંચ્યા |
| ખણામા-જલાલપોર | મિ ભગવાનજી ભીમાભાઇ દેસાઇએ | ૧૩૬—૦—૦ | મંચો સીવણકામ સારૂ આપ્યો, તથા |
| | ,, | ૨૨—૦—૦ | ઘડિઆળ આપ્યું. |
| | અ. સૌ. વજુ બ્હેન રઘનાથજી દેસાઇએ | ૧૦૦—૦—૦ | હાર્મોનિઅમની પેટી આપી |
| | મિત્રમંડળ તરફથી | ૩૦—૦—૦ | જર્મન સીલ્વરનાં પવાલા કન્યાઓને વ્હેંચ્યા |
| ડિંડોલી-ચોર્યાસી | વે. બે. ના મેમ્બર નાથુભાઇ મકનજી દેનાઇએ | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| ભેસ્તાન- ,, | મિ. પ્રભુભાઇ રામસિંહે | ૫—૦—૦ | પેંડા વ્હેંચ્યા |
| | મિ. કેસુરજી હરિભાઇ પટેલે | ૨—૮—૦ | પતાસા વ્હેંચ્યા |
| ચીખલી— | વેતરાણના મિ. મકનજી દયાળજીએ | ૮૨—૮—૦ | પાટલીઓ આપી |
| અંબાડા-જલાલપોર | મિ. માવજીભાઇ ગોપાળ મિસ્ત્રીએ | ૫૦—૦—૦ | ઘડિઆળ આપ્યું |
| | ,, | ૫—૦—૦ | પતાસાં વ્હેંચ્યા |
| સ્યાદલા-ઓરપાડ | પટેલ દુર્લભભાઇ ભગાભાઇએ | ... | સ્કૂલ જમાડી |
| કતારગામ— | મિ. નાગરજી ગોપાળજી દેસાઇએ | ૧૦—૦—૦ | ઈનામ આપ્યુ |

# જાહેરખબર

## તુરત જોઈએ છે.

### જાફરાબાદ સંસ્થાનમાં.

(૧) જાફરાબાદ સરકારી ગુજરાતી શાળા માટે થર્ડ ઇયર ટ્રેન્ડ અનુભવી માસ્તર હેડમાસ્તરની જગ્યા માટે પગાર રૂ. ૫૦)

(૨) એજ શાળા માટે ફર્સ્ટ ઈઅર ટ્રેન્ડ બે માસ્તરો. પગાર રૂ. ૨૦)

ઉપર જણાવેલી જગ્યાએ માટે પરીક્ષાની તેમજ લાયકાતની સર્ટિફીકેટો વિગેરે સહીત આગલી નોકરીનો અનુભવ જણાવી, બનેતો જાણીતા ગૃહસ્થની ઓળખ સાથે, અરજી કરવી. મરૂડ જંજીરા સ્ટેટ કોલાબા ડિસ્ટ્રીકટ.

16-3-28. (Sd.) P. R. Kapadia,

દીવાન, જંજીરાસ્ટેટ અને જાફરાબાદ સંસ્થાન.

---

મૅક્‌મિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# ઇંગ્લિશ લોકોનો ઇતિહાસ*

( મિ. ઇ. જે. એસ. લેના ઇંગ્લિશ પુસ્તકનું ભાષાંતર )

મૅક્‌મિલન અને કંપનિ, લિમિટેડ,

મુંબઈ.

૧૯૨૮

 [ કિંમત ૧-૪-૦

## નીતિપાઠનું ઇનામ

તા. ૨૭-૨-૨૮ ના રોજ પી. આર ટ્રે કૉલેજમાં નીતિપાઠની હરિફાઇની પરીક્ષા લેવામા આવી હતી તેમા સૌથી સારો પાઠ આપનાર બીજા વર્ષના સ્કોલર રમિકલાલ ચુ.લાલને રૂ ૨૦) નું ઇનામ આપવામા આવ્યુ છે.

---

Registered No. B. [illegible]

પુસ્તક ૬૬ ] [ અંક ૭

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

જુલાઈ, સને ૧૯૨૭.

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન શાળાની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ દાદાના વખતમાં જે રીતરિવાજ તથા નમુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા શુદ્ધ પાણી મળ્યાના હક અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જુલાઈ ૧૯૨૭ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકશી, એમ. એ.

હેડ માસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



શ્રી "[illegible]" પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ

# અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૬ ]  જુલાઈ, સને ૧૯૨૭  [ અંક ૭


## જાપાનની કેળવણી (પ્રાથમિક)

એશિઆમા પ્રથમ પંક્તિનું સુધરેલુ રાજ્ય જાપાન છે. એક જમાનામા ત્યાની પ્રજાની મનોદશા કેળવણી વડે બદલી નાખવામા આવી હતી, તેથી જાપાનની કેળવણીનું સ્વરૂપ કેવુ છે તે જાણવાની ઇચ્છા દરકોઈ મનુષ્યને થાય એ સ્વાભાવિક છે

ઇ. સ. ૧૮૭૧ મા કેળવણીખાતાનો પ્રથમ ધારાસભ્ય પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો, તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

કોઈપણ વ્યક્તિને પોતાની ઉન્નતિ સાધવાનો, તેમજ તેની માલ મત્તાની વ્યવસ્થા કરવાનો, તથા ધંધામા આબાદ થઈ પોતાનો જીવનહેતુ સિદ્ધ કરવાનો માર્ગ તેનો નીતિધર્મ, બુદ્ધિનો વિકાસ, તથા હુન્નરકળાની પ્રવીણતા છે આ બાબતો વિદ્યા સિવાય પ્રાપ્ત થતી નથી આ કારણને લીધે અમલદાર, ખેડુત, વેપારી અને દરેક જાતના કારીગર માટે નિશાળો ઉઘાડવામા આવી છે દરેક વ્યક્તિ પોતાની બુદ્ધિના પ્રમાણમા જ્ઞાન મેળવી નેજ તેના ધંધામા ફતેહમંદ થઈ શકે છે, તેથી મનુષ્યે પોતાની ઉન્નતિના સાધનરૂપ જ્ઞાન ને મૂડી તરીકે ગણવી જોઈએ આવી રીતે જ્ઞાન સિવાય કોને ચાલી શકે ? અજ્ઞાનને લીધે માણસો દરિદ્ર, ઘરબાર વિનાના ભટકતા માલમ પડે છે, તેથી ( વર્ગ તથા જાતિના કોઈ પણ જાતના ભેદ સિવાય ) એવુ નક્કી કરવામા આવ્યુ છે કે કોઈપણ ગામડામા એકે કુટુંબ નિરક્ષર

હોવું જોઈએ નહિ, અને કોઈ પણ કુટુંબમાં એકે વ્યક્તિ અભણ રહેવી જોઈએ નહિ. દુનિયાના કોઈપણ પ્રદેશમાંથી જ્ઞાન શોધી લાવવું જોઈએ કે તેથી સામ્રાજ્યની ઉન્નતિ વધારે સારી થઈ શકે. આ ભાવનાને અનુસરી જાપાનમાં સર્વ વર્ગ માટે કેળવણીનો આરંભ થયો હતો. પ્રાથમિક કેળવણીનો હેતુ નીચે પ્રમાણે બતાવ્યો છે.

નીતિની તથા નાગરિક ધર્મની કેળવણી સાથે સંસાર માટે જે સામાન્ય જ્ઞાન તથા બાહોશીની જરૂર છે તેનું શિક્ષણ બાળકોને પ્રાથમિક શાળામા આપવાનું છે. આની સાથે તેના શારીરિક વિકાસ ઉપર પુરતું ધ્યાન આપવાનું છે. નાગરિક ધર્મની કેળવણીમાં શહેનશાહ પ્રત્યે વફાદારી તથા સમાજની ઉપયોગી વ્યક્તિ તરીકેના શિક્ષણનો સમાવેશ થાય છે. શાળામાં જે બે સદ્‌ગુણ ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે તે રાજભક્તિ યા દેશભક્તિ તથા પિતૃપૂજા છે. જાપાનના લોકનું ઉત્કટ દેશાભિમાન તથા તેમની વફાદારી જગપ્રસિદ્ધ છે. તેઓ બધા એકજ કુટુંબીજનો હોય અને તેમનો વડિલ શહેનશાહ એવી ભાવના તેમના જીવનમાં ઓતપ્રોત થએલી માલમ પડે છે.

*પ્રાથમિક કેળવણીમા પ્રથમ કિન્ડરગાર્ટન શાળાઓ છે. તેમાં ૩ થી ૬ વર્ષ સુધીનાં બાળકો ભણવા આવે છે. તેમની કુલ સંખ્યા ૬૧૨ છે. તેમાં ફક્ત ૨ શાળાઓજ સરકાર તરફથી ચાલે છે, બાકીની કિન્ડરગાર્ટન શાળાઓ કેળવણી સમિતિ તરફથી કે ખાનગી સાહસવડે ચલાવવામાં આવે છે. આ શાળામા વખતપત્રક પ્રમાણે નિયમિત શિક્ષણ નહિ આપવા માટે ઘણી સંભાળ રાખવામાં આવે છે. માયાળુ અને પ્રેમાળ રીતભાતવાળા શિક્ષકો તેમને ગાવાનું, રમવાનું, ચિતરવાનું તથા હસ્તઉદ્યોગનું કામ તેમની સ્વતઃવૃત્તિને અનુસરી શીખવે છે.

કિન્ડરગાર્ટન શાળા પછી પ્રાથમિક શાળા હોય છે. તેની સંખ્યા ૨૫,૬૨૫ છે. આ શાળામા બાળકને છટ્ઠે વર્ષે મૂકવો પડે છે અને તેને બીજા ૭ વર્ષ શાળામાં ગાળવા પડે છે, ત્યાર પછી ૧૨ મે વર્ષે તેને ૨ વર્ષ વધુ શિક્ષણની પ્રાથમિક શાળામા ભણવું પડે છે. આવી રીતે ૧૪ વર્ષની ઉમર સુધી દરેક બાળકને ભણવાનું ફરજિઆત છે. ઘણા માબાપને તેમના છોકરાને જલદીથી શિક્ષણ આપવાનું મન થાય છે, તેથી શાળામા ૬ વર્ષની અંદરના બાળકને કદી દાખલ કરવામાં આવતું નથી. ફરજિઆત કેળવણી કેવી સારી રીતે આપવામાં આવે છે તે નીચેના આકડા ઉપરથી તરત સમજી શકાશે.

* સૈયદ મસૂદકૃત "જાપાનની કેળવણીની પદ્ધતિ" એ પુસ્તકને આધારે.

૧૯૧૮-૧૯ મા મોટા શહેરમા કેળવણીનું પ્રમાણ ૯૮·૦૨ ટકા, શહેરમા ૯૮·૮૮ ટકા અને ગામડામા ૯૯·૦૩ ટકા શિક્ષિત વિદ્યાર્થીઓ હતા

આપણા દેશની પ્રગતિને અટકાવનાર આપણા લોકનુ ગાઢ અજ્ઞાન છે, પણ તેવી નિરક્ષરતા જાપાનમા નથી એ ઉપરની હકીકત ઉપરથી નિઃસશય રીતે કહી શકાય. કેળવણી ફરજિઆત હોવાથી દરેક શહેર તથા ગામને જેટલી બની તેટલી પૂરતી શાળાઓ નિભાવવી પડે છે. કેટલીક વખત પૈસાની તાણને લીધે બે ત્રણ ગામ વચ્ચે એક નિશાળ પણ ઉઘાડવામા આવે છે. શાળાનો વખત સાધારણ રીતે સવારના ૯ થી બપોરના ૩ વાગ્યા સુધીનો હોય છે, પણ કાપણી વખત અથવા ડાગર રોપવાની મોસમમા ગામડાની બધી શાળાઓ એક કે બે અઠવાડીઆ બધ રાખવામા આવે છે. દીવાળી વખતે બે અઠવાડીઆ, વાર્ષિક પરીક્ષા પછી એક કે બે અઠવાડીઆ, અને ઉનાળામા એક માસ, શાળાઓમા રજા પાડવામા આવે છે.

શિખવવાના વિષય નીચે પ્રમાણે છે.—

| વિષય | કલાક (અઠવાડીઆના) |
|---|---|
| ૧ નીતિ | ૨ |
| ૨ ભાષા | ૧૦ } પહેલા ધોરણમા અને ત્યારપછી<br>૬ } છઠ્ઠા ધોરણમા |
| ૩ ગણિત | ૫ } પહેલા ધોરણમા અને ત્યારપછી<br>૪ } છઠ્ઠા ધોરણમા |
| ૪ ઇતિહાસ | ૨ પાચમા અને છઠ્ઠા ધોરણમા |
| ૫ ભૂગોળ | ૨ પાચમા અને છઠ્ઠા ધોરણમા |
| ૬ વિદ્યા | ૨ ચોથા, પાચમા અને છઠ્ઠા ધોરણમાં |
| ૭ ડ્રોઈંગ | ૧ બધા ધોરણમા |
| ૮ સગીત | ૨ ,, |
| ૯ કસરત | ૩ ,, |
| ૧૦ સીવણ | ૨ છોકરીઓ માટે ધો. ૪થામા<br>૩ ,, ધો. ૫ અને ૬ઠ્ઠામા |
| ૧૧ હસ્તકેળવણી અથવા બીજા કોઈ વિષય | સ્થાનિક સજાગો ઉપર તેનો આધાર છે. ચોકાઠામાં વિદ્યાર્થીઓ અગ્રેજી શીખે છે અથવા બીજે ઠેકાણે દેશીનામાનાં મૂળતત્ત્વો તથા ગામડામા ખેતીવાડી અથવા સુથારી કામ હોય છે. |

વિદ્યાના પાઠોમાં આપણે ત્યાંના કરતાં વિશેષ વિવિધતા હોય છે, અને તાલીમ પામેલા શિક્ષકો તે વિષય પ્રયોગ, અવલોકન અને નકશા વગેરે દરેક જાતનાં સાધનથી વહેવારૂ દૃષ્ટિથી શીખવે છે.

શાળામાં સાધારણ રીતે ૬ વર્ગ હોય છે અને દરેક વર્ગમાં વિદ્યાર્થી ની સંખ્યા ૭૦ હોય છે, પણ જરૂર પડે ખાસ સંજોગોમાં ૮૦ સુધીની પણ સંખ્યા થાય છે. નિયમ મુજબ દરેક શિક્ષકને ૭૦ વિદ્યાર્થી ભણાવવાના હોય છે. બધી પ્રાથમિક શાળામાં છોકરા અને છોકરીઓ સાથે અભ્યાસ કરે છે. માધ્યમિક શિક્ષણની શરૂઆત થાય છે ત્યારે છોકરીની કેળવણી જુદાયદી શાળામાં આપવામાં આવે છે.

શાળામાં નીચે પ્રમાણે અઠવાડીઆનું કામ હોય છે.

| ધોરણ | કલાક |
|---|---|
| ૧ | ૨૧ |
| ૨ | ૨૩ |
| ૩ | ૨૫ |
| ૪ | ૨૭ છોકરાઓ માટે |
| | ૨૯ છોકરીઓ માટે |
| ૫ | ૨૮ છોકરાઓ માટે |
| | ૩૦ છોકરીઓ માટે |
| ૬ | ૨૮ છોકરાઓ માટે |
| | ૩૦ છોકરીઓ માટે |

વધારેમાં વધારે દરેક શિક્ષકને અઠવાડીઆમાં ૨૮ કલાક કામ કરવાનું હોય છે. શિક્ષકો બે પ્રકારના હોય છે. (૧) નિયમિત શિક્ષક. (૨) મદદનીશ. પહેલા પ્રકારના શિક્ષકોને બીજાનાં કરતા વધારે કઠણ પરીક્ષા આપવી પડે છે.

વિષયો—નીતિ, શિક્ષણશાસ્ત્ર, ભાષા, નિબંધ કે લેખન, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વિદ્યા, ડ્રોઇંગ, સંગીત, કસરત, સીવણ. પ્રાથમિક શાળાના પુરુષ તેમજ સ્ત્રી શિક્ષકોની ટ્રેનિંગનો અભ્યાસક્રમ સરખો હોય છે. આપણે ત્યાની માફક પગારમાં વધારો તેમને ટાઇમ સ્કેલ મુજબ મળતો નથી પણ તે પસંદગી પ્રમાણે આપવામાં આવે છે. મદદનીશ શિક્ષક નો ઓછામાં ઓછો ૩૦ યેન (રૂ. ૪૫ નો) પગાર હોય છે અને વધારેમાં વધારે ૬૦ યેન (રૂ. ૯૦) હોય છે. નિયમિત શિક્ષકનો પગાર ઓછામાં ઓછો ૪૦ યેન (રૂ. ૬૦) અને વધારેમાં વધારે ૧૮૦ યેન (રૂ. ૨૦૦) હોય છે. કેળવણી સંબંધી જેમણે કંઈ ખાસ સેવા કરી હોય છે તેમને રૂ. ૨૭૦ સુધી પણ આપે છે. ૪૦ વર્ષની નોકરીમાં તેમને વધારેમાં વધારે પગાર મળી રહે છે. તેઓને ૬૦ વર્ષે પેન્શન આપવામા આવે છે. જો કે

સ્ત્રીઓનો પગાર પુરુષ જેટલોજ નક્કી કરવામાં આવ્યો છે તોપણ તેમને ઓછો પગાર આપવામાં આવે છે આવી રીતે સાધારણ શાળા ઉપરાંત, બે અથવા ત્રણ વર્ષના અભ્યાસક્રમની વધુ શિક્ષણની શાળા છે તેમાં નીચે પ્રમાણે શીખવવાની યોજના છે.

| વિષય | વખત |
|---|---|
| ૧ નીતિ | ૨ કલાક પહેલા વર્ષમા |
| ૨ ભાષા | ૧ ,, બીજા વર્ષમા |
| | ૮ ,, દરેક વર્ષમા |
| ૩ ગણિત | ૪ ,, ,, |
| ૪ ઇતિહાસ | ૨ ,, ,, |
| ૫ ભૂગોળ | ૨ ,, ,, |
| ૬ વિદ્યા | ૨ ,, ,, |
| ૭ સંગીત | ૧ ,, ,, |
| ૮ કસરત | ૩ ,, ,, |
| ૯ સીવણ | છોકરીઓ માટે અઠવાડીઆમાં દરેક વર્ષમા ૪ કલાક |

૧૦ નીચેમાથી એક કે વધારે વિષય.

હસ્તકેળવણી, ખેતી, વાણિજ્ય કે ગૃહવ્યવસ્થા.

આ ઉપરાંત ડ્રોઇંગ અને વિદેશીભાષા પણ શીખવવામા આવે છે. આવી શાળામાં બે વર્ગ હોય છે અને વધારેમા વધારે વિદ્યાર્થીની સંખ્યા ૬૦ હોય છે, અને પ્રસંગ પડે તે ૭૦ થઈ શકે છે. દરેક શિક્ષકને ૬૦ વિદ્યાર્થી કેળવવાના હોય છે અને શિક્ષણ માટે અઠવાડીઆના ૨૪ કલાક છોકરા માટે, અને ૨૮ કલાક છોકરીઓ માટે હોય છે. દરેક શિક્ષકને ૨૪ કલાક કામ કરવાનું હોય છે.

સાધારણ શાળાના કરતા આવી શાળામા સંગીત, કસરત, સીવણ, હસ્તઉદ્યોગ, ખેતી, વાણિજ્ય, ગૃહવ્યવસ્થા, વિદેશી ભાષા જેવા વિષય શીખવવાને ખાસ શિક્ષકો રાખેલા હોય છે. સારી જામેલી પ્રાથમિક શાળામાં (વધુ શિક્ષણની) વાર્ષિક ખર્ચ રૂ. ૯૦,૦૦૦ હોય છે તેમાં ૨૯૦૦ વિદ્યાર્થી ભણતા હોય છે. જાપાનમાં શિક્ષકને કેવા પ્રકારની તાલીમ આપવામાં આવે છે તે હવે જોઇએ.

અભ્યાસક્રમના બે વિભાગ પાડવામા આવ્યા હોય છે. (૧) પ્રાવેશિક અને (૨) નિયમિત. પ્રથમ વિભાગમાં ૧ વર્ષનો અભ્યાસક્રમ હોય છે અને નિયમિત અભ્યાસક્રમ ૪ વર્ષનો રાખવામાં આવ્યો છે, આ ઉપરાંત શિક્ષકને એક વર્ષની તાલીમનો ટુંકો ખાસ અભ્યાસક્રમ હોય છે. જે

વિદ્યાર્થીને નિયમિત અભ્યાસ ૪ વર્ષ સુધી કરવાનો હોય છે તે પ્રાવેશિક વર્ગમા રહે છે અને ત્યા તેમને આરંભ રૂપ જ્ઞાન આપવામા આવે છે. બે વર્ષની વધુ શિક્ષણ શાળામા અભ્યાસ પૂરો કર્યા પછી જે ઉમેદવારનુ ચારિત્ર અને શરીર સારા હોય અને તેની ઉમર ૧૪ વર્ષની હોય તોજ તેને પ્રાવેશિક વર્ગમા દાખલ કરવામા આવે છે.

જે ઉમેદવારે માધ્યમિક શાળાનો (જે અભ્યાસ ૫ વર્ષનો હોય છે તે) પૂરો કર્યો હોય છે તેને માટે ૧ કે ૨ વર્ષનો અભ્યાસક્રમ રાખવામા આવ્યો હોય છે (જાપાનમા બધુ શિક્ષણ માતૃભાષામા આપવામા આવે છે તે બાબત જાણવા લાયક છે, તેથી માધ્યમિક શાળામા ભણતા વિદ્યાર્થીનુ જ્ઞાન આપણી અંગ્રેજી હાઇસ્કૂલના કરતા વધારે સંગીન અને વિશાળ હોય છે એટલે તે અભ્યાસક્રમ પૂરો કરનાર વિદ્યાર્થીનું જ્ઞાન આપણે ત્યાના ફર્સ્ટ ઇઅર ઑફ આર્ટ્સના વિદ્યાર્થી જેટલુ હોય છે )

## ટ્રેનિંગ કૉલેજનો અભ્યાસક્રમ

| વિષય | પ્રાવેશિક | ૧લું વર્ષ | ૨જું વર્ષ | ૩જું વર્ષ | ૪થું વર્ષ |
|---|---|---|---|---|---|
| | કલાક | કલાક | કલાક | કલાક | કલાક |
| નીતિ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |
| શિક્ષણ શાસ્ત્ર | ૦ | ૦ | ૨ | ૩ | ૧૨ } (૩ [illegible], ૭ [illegible]) |
| જાપાનની કે ચીનની ભાષા | ૧૦ | ૬ | ૪ | ૪ | ૨ |
| અંગ્રેજી | ૦ | ૩ | ૩ | ૩ | ૨ |
| ઇતિહાસ | ૦ | ૨ | ૨ | ૨ | ૦ |
| ભૂગોળ | ૦ | ૨ | ૨ | ૧ | ૦ |
| ગણિતશાસ્ત્ર | ૬ | ૪ | ૩ | ૩ | ૨ |
| પ્રાણી કે વનસ્પતિશાસ્ત્ર | ૦ | ૩ | ૨ | ૧ | ૦ |
| પદાર્થવિજ્ઞાન કે રસાયનશાસ્ત્ર | ૦ | ૦ | ૨ | ૩ | ૪ |
| અર્થશાસ્ત્ર, ધારાશાસ્ત્ર | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| લેખન | ૩ | ૨ | ૧ | ૧ | ૦ |
| ડ્રૉઇંગ-હસ્તઉદ્યોગ | ૨ | ૩ | ૩ | ૩ | ૦ |
| સંગીત | ૨ | ૨ | ૨ | ૨ | ૧ |
| કસરત | ૬ | ૫ | ૫ | ૫ | ૩ |
| ખેતીશાસ્ત્ર કે વાણિજ્ય | ૦ | ૦ | ૨ | ૨ | ૨ |
| કુલ...... | ૩૧ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૧ |

સ્ત્રીઓના અભ્યાસક્રમમાં ગૃહવ્યવસ્થા અને સીવણ વધારાના વિષય હોય છે અને અંગ્રેજી ઐચ્છિક વિષય હોય છે. જાપાનની કેળવણી સંબંધી બીજી જાણવા લાયક બાબતો નીચે પ્રમાણે છે.

ટ્રેનિંગ સંસ્થાના શિક્ષકને એક જાતનો પોષાક પહેરવો પડે છે. જાપાનમાં શારીરિક શિક્ષા કોઈ દિવસ કરવામાં આવતી નથી. વિદ્યાર્થીને તેના વાંક માટે શિક્ષા તરીકે લખવાનું આપતા નથી. શાળામાં ગોંધી રાખવાનો તથા ઠપકો આપવાનો રિવાજ વિશેષ છે. વધારેમા વધારે બીજા વિદ્યાર્થી સમક્ષ તેને ઠપકારવામાં આવે છે.

પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાનો મુખ્ય શિક્ષક સત્રમાં એકવાર માબાપ અથવા વાલીનો મેળાવડો ભરે છે. શાળાના કામની કદર કરવા અથવા તે સંબંધી બીજી શી જરૂરિઆત છે તે વિષેનો ખ્યાલ આવી રીતે વિદ્યાર્થીના માબાપને મળે છે.

શાળાના વિદ્યાર્થીને પર્યટનમાં ચાલતા લાંબી મુસાફરીએ લઈ જવાનો રિવાજ સામાન્ય છે. નાના છોકરાને પણ બહાર ફરવા લઈ જવામાં આવે છે. વિદ્યાર્થીની ધોરણવાર મુકરર કરેલી સંખ્યા થાય નહિ તો બીજા ધોરણના છોકરાને ભેગા રાખી તેમને આપણી ઢાંતી માફક શીખવવામાં આવે છે. આવી એક શિક્ષકવાળી શાળા ત્યાં વધતી જાય છે.

છોકરીઓની ટ્રેનિંગ કૉલેજમાં કિન્ડરગાર્ટન શાળા અવશ્ય હોય છે. શારીરિક વિકાસ માટે ખાસ ધ્યાન આપવામાં આવે છે અને તેથી વખત પત્રકમાં તેને માટે સારી વ્યવસ્થા કરી હોય છે. સંગીત બધા ધોરણમાં શીખવવામાં આવે છે. પ્રાથમિક શાળામાંથી હુન્નરકળાની કેળવણીનો આરંભ સ્થાનિક સંજોગોને અનુસરી કરવામાં આવ્યો હોય છે. નીતિનું શિક્ષણ દરેક ધોરણમાં આપવામાં આવે છે. જાપાનની કેળવણીમાં "નીતિ" એ શબ્દનો અર્થ વધારે વિશાળ થાય છે. જેને આપણે નાગરિકના ધર્મ કહીએ છીએ તેનો પણ તેમાં સમાવેશ થાય છે. રાજભક્તિ યા દેશાભિમાન એ ગુણ વિદ્યાર્થીનામાં ઉચ્ચ પ્રકારનો ખીલવવામાં આવે છે. જાપાનના લોક પરલોકનો વિચાર બહુ કરતા નથી. તેમની વૃત્તિ વિશેષ ઐહિક છે. વિદ્યાનું શિક્ષણ ફક્ત શાબ્દિક હોતું નથી પણ પ્રયોગદ્વારા વહેવહાર દૃષ્ટિથી શીખવવામાં આવે છે. શિક્ષકની તાલીમ વધારે વર્ષ સુધીની અને વિશેષ જ્ઞાનવાળી હોય છે, અને તે પ્રમાણે તેમને પગાર પણ આપવામાં આવે છે.

# બાળકની તંદુરસ્તી

કોઈ પણ દેશની ખરી દોલત તથા તેની જાહોજલાલી તેનાં મકાન, કારખાના, રેલવે, હવાઈ વિમાન વગેરે જડ સાધનામાં રહેતી નથી, પણ તેમનામા ચૈતન્ય અર્પનાર જે વ્યક્તિ હોય છે તેના ઉપર તેનો સુધારા તથા ઉન્નતિનો આધાર હોય છે. જ્યારે કોઈ સંસ્થાના ચાલકની શક્તિ કમી થાય છે ત્યારે તે ધીમે ધીમે નષ્ટ પ્રાય થઈ જાય છે. આ કારણને લીધે દરેક વ્યક્તિનામા જે વિશેષના હોય છે તે પ્રમાણે તેની શક્તિનો વિકાસ કરવાથી વ્યક્તિને તેમજ સમષ્ટિને ઘણો લાભ થાય છે.

મનુષ્યમા ત્રણ શક્તિ માલમ પડે છે. શરીર, મન, હૃદય, તેમા અન્ય શક્તિનો આધાર શરીરની તંદુરસ્તી ઉપર છે. જો શરીર નિરોગી, સુદૃઢ અને બળવાન હોયતો મનુષ્ય તંદુરસ્ત છે એમ કહી શકાય. શરીરના આરોગ્ય ઉપરજ માનસિક શક્તિનો આધાર છે એ સત્ય ઘણી વખત આપણે ભૂલી જઈએ છીએ. માનસિક ક્રિયા એ નિરાળી વસ્તુ નથી પણ તેનો ગાઢ સંબંધ શરીર સાથે છે તે બાબત બાળકની કેળવણીમા સારી રીતે યાદ રાખવાની જરૂર છે. તંદુરસ્તીનો આધાર અદૃષ્ટ કે નસીબ ઉપર છે એ ધારણા તદ્દન ભૂલભરેલી છે. આપણા શરીરની જેટલી સંભાળ આપણે રાખીએ તેટલુ તંદુરસ્ત તથા બળવાન તેને આપણે કરી શકીએ છીએ. આપણે ત્યા દુનિયાના બીજા કોઈ પણ દેશ કરતા બાળમરણ પ્રમાણ વધારે છે તે કાંઈ કુદરતના જુદા નિયમને લીધે નથી પણ આપણું અજ્ઞાન અને બેદરકારી એ તેના મુખ્ય કારણ છે.

માબાપોએ તેમના બાળકનાં ખાનપાન, રમતગમત, પોશાક તથા કેળવણીની સંભાળ નાનપણથીજ રાખવી જોઈએ. આ સર્વ વસ્તુ દૈવવશાત્ બનશે એવી નુકસાનકારક માન્યતા તેમણે દૂર કરવી જોઈએ. કુદરતના નિયમ પ્રમાણે વર્તવાથી આપણે કુદરતને વશ કરી સુખ મેળવી શકીએ છીએ. આવી રીતના ખ્યાલથી બાળકના શારીરિક વિકાસ માટે આપણે ઘણું કરી શકીએ એમ છીએ. જેવી રીતે બાળકની તંદુરસ્તી માટે માબાપે સંભાળ રાખવાની છે તેવીજ રીતે શિક્ષકે પણ તેની શરીરસંપત્તિ ઉચ્ચ પ્રકારની થાય તેને માટે પ્રયત્ન કરવાની જરૂર છે. નિશાળમા ભણાવવાનું છે એટલે ફક્ત વિષયની હકીકત ગોખાવવાની છે એમ નથી, પણ જ્ઞાનની સાથે બાળકના શરીરનો વિકાસ પણ થવો જોઈએ, તેમજ તેનું ચારિત્ર પણ ઉમદા ઘડાવવુ જોઈએ. આવી રીતે કેળવણીની

વિશાળ દૃષ્ટિ ધ્યાનમાં રાખી બાળકની તંદુરસ્તી ઉપર ધ્યાન આપવાની હાલમાં વિશેષ જરૂર છે. આપણા દેશમાં બાળમરણ ઘણું છે એટલુંજ નહિ પણ જે બાળક વિદ્યમાન હોય છે તે પણ ખરી રીતે તંદુરસ્ત હોતાં નથી. તેમની ઉમરના પ્રમાણમાં જે આરોગ્ય અને બળ તેમનામાં હોવું જોઈએ તે જોવામા આવતું નથી. જો વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોય તો તેની માનસિક કેળવણીનું કામ તેટલા પ્રમાણમા બાધિત થાય અને તેનો જોઈતો લાભ મળી શકે નહિ એ નિઃસંશય છે.

આ કારણને લીધે શાળામા ભણતા બાળકની ખાસ સંભાળ રાખવા-ની છે. નાના બાળકોનો વિકાસ જલદી થાય છે અને જો કોઈ ખોડ કે વિકાર તેની નાની વયમા માલૂમ પડી આવતા નથી તો આગળ જતા તે ગંભીર સ્વરૂપ પકડે છે અને તેથી આખરે બાળકને ઘણુંજ નુકસાન થાય છે. રોગની શરૂઆતમા યોગ્ય ઉપચાર, કરવાથી તે નાબુદ થઈ શકે છે પણ સહેજ ગફલત, કે અજ્ઞાનને લીધે ઘણા બુદ્ધિશાળી વિદ્યાર્થીને જન્મભરનું નુકસાન થએલું છે એવા ઘણા દાખલા મોજુદ છે. જ્યારે કેટલીક વખત બાળકો અભ્યાસ ઉપર ધ્યાન આપતા નથી ત્યારે શિક્ષક એના ગમે તેવા કારણ કલ્પી તેને શિક્ષા કરે છે. ઘણી વખત ધ્યાન નહિ આપવાનું કારણ શરીરની બીમારી હોય છે. ઉંઘ, થાક, ભૂખ કે શારીરિક વિકારને લીધે બાળકનુ ધ્યાન ભમ્યા કરે છે. આવી રીતે બાળકની માનસિક વિકાસનો આધાર તેની તંદુરસ્તી ઉપર છે. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને પાશ્ચાત્ય દેશમાં બાળકને દાખલ કરતી વખતે તેની શરીરની બરોબર તપાસ કરવામાં આવે છે. શરીરનું વજન, તથા ઉંચાઈ, છાતીનો ઘેરાવો, મગજની સ્થિતિ તથા ઘેરાવો, હૃદય, ફેફસાં, તથા જઠરની સ્થિતિ દાંત, આંખ, કાન વગેરે અવયવ બરાબર છે કે કેમ તથા તેના કુટુંબનો ઇતિહાસ વગેરે બાબનો તપાસી તેનું પત્રક રાખવામાં આવે છે. ઘણી વખત તંદુરસ્ત દેખાતા બાળકો પણ રોગિષ્ટ માલમ પડે છે. યુરોપ અમેરિકામા નિશાળમાં આવતા બાળકોની આવી તપાસ કરવામા આવે છે એટલુંજ નહિ પણ ૧ થી પવર્ષના બાળકના શરીર ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. આપણા દેશમાં આવા કામની શરૂઆત થઈ છે. નીચેની હકીકત ઉપરથી બાળકની તંદુરસ્તી કેવા પ્રકારની હોય છે તેનો ખ્યાલ આપણને આવી શકશે

**મધ્યપ્રાંત**—૫૦,૪૦૦ છોકરા, ૫૬૩૭ છોકરીઓને તપાસવામાં આવ્યા હતાં તેમાથી ૪૨૭ વિદ્યાર્થીઓ બળીઆ કઢાવ્યા વિનાના હતા,

૮૮૮ બાળકોની બરોળ વધી ગએલી હતી, ૭૩૯ વિદ્યાર્થીઓ ચેપી રોગ વાળા હતા.

ગામડાનાં ૫૩,૫૯૪ બાળકોને તપાસ્યાં હતાં. તેમાંથી ૧૬૫૯ ને બળીઆ કાઢયા નહોતા, અને ૨,૧૯૬ વિદ્યાર્થીની બરોળ વધેલી હતી. ૧૫૬૪ બાળકને ચેપી તથા બીજા રોગ થએલા હતા.

**બંગાળાપ્રાંત**—૫,૭૪૧ વિદ્યાર્થીને તપાસ્યાં હતાં તેમાંના ૧૯ ટકા હૃષ્ટપુષ્ટ હતાં, ૬૨ ટકા સાધારણ સ્થિતિમાં હતાં ૧૯ ટકાને પેટપુરતું ખાવાનું મળતું નથી. ૯ ટકાને ચામડીના દરદ થએલાં હતાં, ૮ ટકાના દાંત બગડેલા હતા, ૯ ટકાની આંખો બગડેલી હતી, ૮ ના કાનમાં દરદ હતું. ૧૦૫ ને બળીઆ કરાવ્યા નહોતા.

**બ્રહ્મદેશ**—૧૫,૮૭૪ વિદ્યાર્થીને તપાસ્યા પછી ૪૯૨ છોકરા બળીઆ કઢાવ્યા વિનાના માલમ પડયા હતા. ૨૦ ટકા જેટલા વિદ્યાર્થીને ફરી બળીઆ કાઢી તેનું રક્ષણ કરવામાં આવ્યું હતું. દાંતની બીલકુલ સંભાળ રાખવામા આવી નથી. બગડેલી આંખો વાળા તથા ગળામાં ફુલેલા કાકડાવાળા વિદ્યાર્થીની સંખ્યા વિશેષ હતી. ૧૦૬ ટકાની બરોળ વધેલી હતી. લગભગ ૬૫ ટકા જેટલા વિદ્યાર્થીના શરીરમાં જુદા જુદા વિકાર હતા.

---

## ડૉ. રવીન્દ્રનાથ ટાગોર

ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની જન્મભૂમિ બંગાળ પ્રાન્ત છે, તોપણ તેમની ખ્યાતિ માત્ર તે પ્રાન્તમાંજ કે એકલા હિન્દુસ્તાનમાંજ પ્રસરી નથી, પણ તેમનાજ દેશબન્ધુ સર જગદીશચન્દ્ર બોઝની કીર્તિની પેઠે આખી પૃથ્વી ઉપર વ્યાપ્ત થઈ રહી છે. તેમનો પરિચય પ્રાથમિક શાળાના શિક્ષક વર્ગને કરાવવો ઉચિત હોવાથી તેની જીવનકલાનું દિગ્દર્શન અત્રે કરીશું.

ડૉ. ટાગોરનો જન્મ સને ૧૮૬૧ ના મે માસની ૬ ઠ્ઠી તારીખે બંગાળાના એક નાનકડા ગામમાં એક *ગર્ભશ્રીમંત ગૃહસ્થને ત્યાં થયો હતો. તેમના

---

* પ્રાચીન સંસ્કૃત કવિ કાલિદાસે પોતાના એક નાટકમાં કહ્યુ છે કે શ્રી (લક્ષ્મી) અને સરસ્વતી એ,બે દેવીઓ એકજ મનુષ્યને ત્યાં એકઠી વસે એ બનાવ ઘણોજ અશક્ય છે; પણ ટાગોર કુટુંબ એ નિયમના અપવાદ રૂપ છે; અર્થાત્ ટાગોર કુટુંબના વડીલો મોટા જમીનદાર છે; તેથી પૈસો તેમને ત્યાં અઢળક છે. તે સાથે સરસ્વતી દેવીએ તેમના ઘરમાં વસીને તેને વિદ્યામંદિર બનાવ્યું છે. ટાગોર કુટુંબ જેવો વિદ્યાનુરાગ ભાગ્યેજ થોડાંક બંગાળી કુટુંબોમાં માલમ પડે છે. પ્રિન્સ દ્વારકાનાથ અને મહર્ષિમાં બુદ્ધિ અને જ્ઞાનનો સમન્વય ઠીક થયો હતો, અને કવિના

જન્મને થોડાક વર્ષો વીત્યા બાદ તેમના પિતાએ વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો હોવાથી, તે ઘરમા કોઈ જોડે બહુ વાતચિત કરતા નહિ તેમજ વ્યાવહારિક બાબતોમા બહુ લક્ષ આપતા નહિ. આ કારણથી તેમજ કવિવરના માતુશ્રી તેમની બાલ્યાવસ્થામાથીજ વિદેહ થયલા હોવાથી તેમને ઉછેરવાનું કામ ઘરમા નોકરવર્ગને શિર પડયુ હતું. આ નિરાશાજનક વસ્તુસ્થિતિનો કવિએ પોતાના "આત્મવૃત્તાત"મા ઠીક ઇશારો કર્યો છે. તથાપિ તેમાય તેમણે કોઇનો પણ બહુ દોષ કાઢયો નથી. તેમને અભ્યાસમા મદદ કરવા માટે ખાનગી શિક્ષકો ઘેર ભણાવવા માટે રોકવામા આવ્યાં હતા, તોપણ તેમની કનેથી શિક્ષણ ગ્રહણ કરવા માટે તેમણે પુરતું લક્ષ આપ્યું નહતું. તેમને શાળામા બેસાડવામા આવ્યા, ત્યાથી પણ તે નાશી છૂટતા આખા જીવનપર્યન્ત તેમણે શિક્ષણના રૂઢ માર્ગનો સ્વીકાર કરવાની સાફ ના પાડી હતી અને તેથી કરી પોતાના મનને સતોષ મળેલો અને તેની કવિત્વશક્તિને પુષ્ટિ મળી હતી. જિંદગીના વિકટ માર્ગના દુખ સહન કરવા માટે તે તદ્દન નાલાયક હતા, અને પોતાની હૃદયદુર્બળતા દૂર કરવા માટે તેમને જીદગીમા બહુ કાળના અનુભવની જરૂર પડી હતી ઘેર ભણાવવા આવતા શિક્ષકો કનેથી મળતા છૂટા છવાયા જ્ઞાનદ્વારા કે શાળામા અપાતા પ્રયોગિક શિક્ષણદ્વારા તેમણે કેળવણી મેળવી નહતી, અથવા નોકરવર્ગની સોબતમા ગુજારેલા સમયથી કંઇ તેમા વૃદ્ધિ થઈ નહતી પણ તેમના જીવનના પ્રસંગો અને પરિસ્થિતિના સમસ્ત અનુભવ ઉપરથી તેમની ખરી કેળવણીનો પાયો નંખાયો હતો.

બાલ્યાવસ્થામા કવિ પોતાના મોટા ઘરની સન્મુખ અને આગળ પાછળ આવેલા નાના ઝુપડાઓમા વસતા ગરીબજનોનાં વિચિત્ર અને અપરિચિત જીવનને નિહાળતા, અને તેમના "આત્મવૃત્તાત"મા પણ જે મુગ્ધ બાળકનું રેખાચિત્ર તેમણે આલેખ્યુ છે તે પોતાનુંજ છે, અર્થાત પોતે પોતાના ઓટલાના કઠેરાપર મો અડાડીને કલ્પનાશીલ સ્વપ્નદ્રષ્ટા અને જિજ્ઞાસુ બાળકરૂપ ઊભા છે એમ તેમણે વર્ણવ્યું છે. ગામના તળાવે નહાવા જતા લોકોને પણ તે નિરખતા. આ પ્રમાણે તેના જીવનના આરંભના વર્ષોમા તેમના મનપર ઘણી ઘણી જાતના સંસ્કારો પડતા હતા અને

મોટાભાઇ દ્વિજેન્દ્રનાથ તત્વજ્ઞ, હતા અને વિચારને અનુરૂપ શૈલી યોજી શકતા; તેમના બીજા ભાઇ જ્યોતિરિન્દ્ર કલાવિધાનક છે તેવાજ તેમના ભત્રિજા અવનીન્દ્રનાથ અને ગગનેન્દ્રનાથ પણ કલાનિપુણ છે, અને ગગનેન્દ્રનાથ આર્ટ્સ સ્કૂલના હેડમાસ્તર છે ને નાના છોકરા માટે વાર્તાઓ પણ લખી છે. કુટુબનો સ્ત્રીજન સંગીત, કાવ્યાદિકમા પ્રવીણ છે

લોકની ટેવો તથા વિચિત્ર રીતભાતનું ત્વરિત દર્શન તેમને થતું હતું. તે ગૃહના આન્તરજીવનમાં જે વૈવિધ્ય અને ઉદ્યોગ પ્રવર્તી રહ્યા હતા તે પરથી જે લાભ તેમને મળતો તે તેમના બહારના અનુભવની ખોટના પુરતા બદલારૂપ હતો, અને ઘરમા દેશની દરેક પ્રગતિના પડઘા પડતા હતા, અર્થાત્ રાજકીય, સાહિત્ય સંબંધી અને ધાર્મિક ઉથલપાથલોની તરંગાવલિ ત્યા ઉછળતી હતી. તેમના ભાઈઓ પણ વિદ્યારસિક અને બુદ્ધિશાળી હતા. કવિને ચાલતા આવડ્યું તેની સાથેજ લગભગ કવિતા રચતા પણ આવડ્યું હતું. સંગીત અને નાટકો તેના શ્વાસરૂપજ હતા. તેના મોટાભાઈએ પોતે રચેલી 'સ્વપ્રયાત્રા'ની કવિતાઓની તુકો વડે ઘરના આગણાને શણગારી દીધુ હતું અને તેના ચોથા ભાઈએ રાગરાગણીઓ ઉપજાવી કાઢી હતી—એ સર્વ વૃત્તાંત કવિએ "આત્મવૃત્તાન્ત"મા વિસ્તારપૂર્વક આલેખ્યું છે. તેમના ઘરના બૈરા પણ તેમના જેટલાજ બુદ્ધિશાળી અને વિદ્યાનુરાગી હતા. જે કવિ નાનપણથીજ શરમાળ અને લાગણીવાળા હતા તેમણે સ્ત્રીવર્ગ જોડે તરતજ મૈત્રી બાધી અને તે સર્વમા પોતાના ભાઈ જ્યોતિરિન્દ્રની સ્ત્રીનો બહુજ વિશ્વાસ અને પ્રીતિ તેમણે મેળવ્યા. કેટલાક વર્ષો વીત્યા બાદ, તેમની તે ભાભીનું જ્યારે મૃત્યુ નીપજ્યુ હતુ ત્યારે તે ખેદજનક બનાવે કવિના યુવાવસ્થાના આરંભના વર્ષોને ગમગીન કર્યા હતા. તેમની બાલ્યાવસ્થાના અનુભવ પ્રસગો વિચિત્ર હતા. તે તેમણે પોતાના "આત્મવૃત્તાંત"મા બહુ સારી રીતે આલેખ્યા છે. તે પુસ્તકમા તેમણે નીચે મુજબ વર્ણન કીધું છે —

"એક દિવસ હું કલકત્તાની ઉત્તરે થોડાક મૈલ છેટે ગામડાઓમા જવા નીસરી પડયો હતો. સ્વચ્છ સૂર્યોદય અને અકલંકિત સૂર્યાસ્ત મેં અહિંજ પ્રથમવાર અવલોકીને જે હર્ષ અનુભવ્યો હતો તે અવર્ણ્યજ હતો દરરોજ જ્યારે જ્યારે હુ પથારીમાથી જાગી બેઠો થતો હતો ત્યારે જેમ ટપાલમા આવેલુ નવું પરબીડીયુ કોઈના હાથમા પડે ને તે ખોલીને સોનેરી કિનારીવાળું ચળકતું પત્ર જોઈ તેમા નવીન સમાચાર વાંચવાની ઉમેદથી મનુષ્યનું હૃદય હર્ષભર્યું થઈ રહે, તેમ જ્યારે હું પ્રાત.કાળે જાગીને પથારીમાથી બેઠો થતો હતો ત્યારે નવીન અનુભવોના આગ્રહરૂપી હર્ષથી મારૂં મન ભરપૂર થઈ રહેતું હતું, અને રખેને એવી અનેરી સુખ-આશા નષ્ટ થઈ જાય એવી બીકથી હું મારૂં દાતણપાણીનું કામ ઉતાવળે ઉતાવળે આટોપી લેઈને સીધોજ બહારની બાજુએ ખુરશી લેઈને બેસી જતો. બગીચાની પાસે થઈનેજ પવિત્ર ગંગા નદી વહેતી હતી, જેના નિર્મળ સરિત્ જળકણ

કાળક્રમે મારા જીવનપ્રવાહના બિન્દુ સાથે ઓતપ્રોત થઈ જઈ નાના પ્રકારનાં ગદ્યપદ્યાત્મક ગ્રન્થોની ઉત્પત્તિમાં કારણરૂપ નીવડયાં હતાં !"

ત્યારપછી તેમના પિતા કે જે વારંવાર પ્રવાસે જતા હતા તે કવિને પોતાની જોડે મુસાફરીએ લઈ ગયા. તે થોડોક વખત બોલપૂર રહ્યા. તેજ સ્થળ કવિએ સ્થાપેલી શાળા માટે તેમજ તેમના આશ્રમ તરીકે હાલમાં જગત્પ્રસિદ્ધ છે. પોતાના ઘરથી રેલ્વે સ્ટેશન સુધીનો બે માઇલ જેટલો માર્ગ જ્યારે તે પસાર કરતા ત્યારે પોતાની આંખો મીંચી રાખવાની તેમને આદત હતી. બોલપુરથી પિતાપુત્ર એક માસ અમૃતસર આવીને રહ્યા, અને પછી ત્યાંથી હિમાલયમાં ગયા. હિમાલય પર્વતની ગિરિમાલા તેમના પિતાના હૃદયમા અનુભવાતી આનન્દ-ઊર્મિઓનું જીવન્ત સ્વરૂપ થઇ રહ્યું હતું, તોપણ પુત્રને મન તો તે અદ્ભુતતાજનક વસ્તુ ન હતી; અને તેથીજ તેના આત્માની અંદર તેના સંસ્કારોએ પ્રવેશ કર્યો નહતો. તેમનાપર તો નદીનુંજ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું અર્થાત્ કવિ સરિતાનાજ કવિવર હતા, અને તેનું મુખ્ય કારણ બંગાળાના નદીપ્રદેશોની કુદરતી પરિસ્થિતિમાં કવિએ બાલ્યાવસ્થા નિર્ગમન કરી હતી તેજ હતું.

## તેમના લેખો અને ગ્રંથો.

કવિએ "આત્મવૃત્તાંત"માં પોતાના આરંભના લેખો વિષે થોડુંક છૂટું છવાયું ટાંચણ કર્યું છે. આરંભના લેખોની શરૂઆત કવિની પંદર વર્ષની ઉમરથી થઈ હતી. આ રીતે અંગ્રેજ કવિ કાઉલી અને મિસિસ બ્રાઉનિંગની પેઠે તેઓ બાલપ્રૌઢિ હતા. પણ તેમના લેખોનું મૂલ્ય બહુ ઊંચા પ્રકારનું આંકી શકાય નહિ. "જ્ઞાનાંકુર"મા કાવ્યો અને વિવેચન તેમણે પ્રસિદ્ધ કર્યાં હતાં. તેમના ભાઈ જ્યોતિરિન્દ્રે "ભારતી" નામે બંગાળી માસિકપત્ર ચલાવવા માંડ્યું, જેમાં તેમની સાથે કવિની પણ સહકારિતા સામેલ હતી. કેટલાક સમય પર્યન્ત કવિએ એ પત્રદ્વારા પોતાના વિચારો પ્રગટ કર્યા હતા અને તેમના વિચારો પત્રદ્વારાજ પ્રગટ કર્યા હોવાથી, પ્રથમનાં પંદરેક વર્ષ સુધીની તેની સાહિત્યપ્રવૃત્તિ "ભારતી યુગ"ની ગણાય છે. કવિનું પહેલવહેલું પણ લાંબું કાવ્ય—"કવિની કથા" 'ભારતી' પત્રમાંજ પ્રગટ થયું હતું અને હમણાં તે પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થયું છે-તે કાવ્ય સાહિત્યના પ્રદેશમાં ખ્યાતિ પામેલું પ્રથમનું કાવ્ય હતું. કવિના આન્તરહૃદયની સાહસિક ભાવનાનું મનોમય જગત્, તેમનું ઐકાન્તિક જીવન, તેમનું વિશાળ, અસ્પષ્ટ અને

ઓમાં પાણી સારા પ્રમાણમાં આવે છે અને તેથી વેપાર તથા ખેતી સારી રીતે થાય છે.

ચીનમા મોટા અને સારા રસ્તાઓ નથી તેમ દેશના વિસ્તારના પ્રમાણમાં સારી રેલ્વેઓ નથી. આખા દેશમા ફક્ત બેજ મોટી રેલ્વેઓ શાગહાઇથી પેકિન તથા હેન્કાઉ સુધીની છે તેથી વેપારના સાધન તરીકે લોકો નદીઓનો ઉપયોગ કરે છે. સિકિઆંગ ૧૦૦૦ માઇલ લાંબી છે અને તેના લગભગ આખા ભાગમા વહાણો જઇ શકે છે. તેના કિનારા પર સેંકડો ગામડા આવેલાં છે અને તેની ખીણનો પ્રદેશ ભાતના ખેતરોથી ભરપૂર છે. આ ભાગમાં કન્તાન, હોગકોંગ, અને સ્વેટો નામના મુખ્ય શહેરો આવેલાં છે.

મધ્યભાગમા યાગસીકયાગ નદી આવેલી છે. આ નદી માણુસ જાતને સૌથી વધારે ઉપયોગી જણુાય છે. દક્ષિણુ અમેરિકાની એમેઝોન જેટલી તે વિસ્તારમા નથી અને આફ્રિકાની નાઇલ જેટલી તે લાંબી નથી છતાં તેની કુદરતી સ્થિતિ વધારે અનુકૂળ હોવાથી તે ઘણી ઉપયોગી જણાઇ છે. તેની અંદર લગભગ ૭૦૦ માઇલ સુધી આગબોટો જઇ શકે છે. તેના ઉપર* હેન્કાઉ નામનું અગત્યનું શહેર આવેલું છે. અહીં ઇગ્લંડના વેપારીઓની વસતી સારા પ્રમાણમા આવેલી છે. ત્યાંથી ૨૦૦ માઇલ પૂર્વમા ચીનની જૂની રાજધાનીનું શહેર નાનકીન આવેલું છે અને ત્યાંથી ૬૦૦ માઇલ દૂર* શાગહાઇનું બંદર આવેલું છે.

શાગહાઇમા પુષ્કળ મીલો આવેલી છે, ત્યાં સુતરાઉ કાપડ તૈયાર થાય છે. ચીનનો લગભગ બધો વેપાર શાગહાઇ અને હોંગકોગના બંદરોથી થાય છે. ઉત્તરમા હોઆગહો નામની મોટી નદી વહે છે. મોગોલીઆના ઉચ્ચ પ્રદેશમાથી પુષ્કળ ધૂળ તેની અદર પડે છે અને તેની હજારો ટન ધૂળ તેના પ્રવાહની સાથે ઘસડાઇને સમુદ્રમા મળે છે. આથી નદીનું તળ પુરાઇ જાય છે અને મુખ આગળ પુષ્કળ ધૂળ એકઠી થાય છે. આ નદી "ચીનની દિલગીરી" કહેવાય છે, કારણુ કે તેનો પ્રવાહ તે વારંવાર બદલે છે. આમ થવાથી હજારો ગામડાઓનો નાશ થાય છે. ૧૮૮૭ મા પ્રવાહના બદલાવાથી ૧૦ લાખ માણુસો મરી ગયા હતા. ૧૮૮૯માં પ્રવાહ

* રાષ્ટ્રવાદીના હાથમાં આવવાથી આ શહેરમાંથી વિદેશી રાજ્યના થાણાં હાલમા ઉઠાવી લેવામાં આવ્યાં છે.

* આ બંદરમાં હિંદી તેમજ ગોરા લશ્કર અંગ્રેજી વેપાર તથા જાનમાલના રક્ષણાર્થે જમા કરવામાં આવ્યું છે

અસલ સ્થિતિમા આવ્યો અને વળી પાછું પુષ્કળ નુકસાન કર્યું. આવા પ્રસંગો અનેક વખત બન્યા છે અને અનેક વખત પુષ્કળ નુકસાન થયું છે.

ઉત્તરના પ્રદેશમાં મુખ્ય શહેર પેકીન છે. આ પ્રદેશ ઘણો ફળદ્રુપ તથા રળીઆમણો હોવાથી તેની સરખામણી કાશ્મીરની સાથે કરવામાં આવે છે.

ચીનનો લગભગ આખો ભાગ નદી પ્રદેશ હોવાથી લોકો નદી કાંઠે રહે છે અને ઘણા ખરા લોકો તો નદીમાંજ જંક નામની હોડીઓમા રહીનેજ અનેક જાતના ઉદ્યોગો કરે છે તથા જીવન ગુજારે છે.

**આબોહવા**—ચીનમા ઠંડી વિશેષ પડે છે. પર્વતોની સ્થિતિ અનુકૂળ ન હોવાથી ટીબેટ અને મોંગોલીઆમાથી ઠંડો પવન સીધે સીધો ત્યા આવે છે અને શિઆળામા ત્યા ઘણી ઠંડી લાગે છે. નદીઓનું પાણી ઠરીને બરફ થઈ જાય છે. મોસમી પવનો વાય છે તેથી ચોમાસામા વરસાદ સારો પડે છે અને તેથી ચોખા, ચા, શેરડી, રૂ, અફીણ, ઘઉં, વગેરે ચીજો સારા પ્રમાણમા થાય છે.

**ખનીજ**—ચીનની કુદરતી સમૃદ્ધિ વિશાળ છે. આખી દુનિયામા કોલસો સૌથી વધારે જથ્થામાં ચીનમા માલમ પડે છે. લોઢું તથા બીજા ખનીજ પદાર્થો પણ સારા પ્રમાણમા છે પરંતુ સુધરેલી ઢબથી આ ખનીજો બહાર કાઢવામાં હજી આવ્યા નથી, તેથી બીજા દેશોના પ્રમાણમાં દેશની આર્થિક સમૃદ્ધિ વધતી જણાતી નથી.

**શોધખોળો**—શોધખોળો માટે ચીન જગવિખ્યાત છે. ઈ. સ. ૨૦૦૦ વર્ષ પૂર્વે ચીનાઓએ લેખનકળાની શોધ કરી હતી. કાળી શાહી તથા લખવાનું પીંછું ચીનાઓએ શોધી કાઢ્યું છે. કાગળો બનાવવાનું કામ ઇ. સ. ૧૦૦ માં અને છાપવાનું કામ ઇ. સ ૬૦૦ થી ચીનમાં શરૂ થયું છે. હોકાયંત્ર ચીનાઓએ ઇ. સ. ૧૧૦૦ મા શોધ્યું છે. હાથીદાંત વેરવાનું, રેશમ બનાવવાનું તથા રેશમી કપડાં બનાવવાનું અને માટીના વાસણ બનાવવાની કળા શોધી કાઢવાનું માન ચીનાઓને મળે છે. કાંસુ બનાવવાની અને ફોડવાનો દારૂ બનાવવાની શોધ પ્રથમ ચીનાઓએ કરી છે* રેશમી કાપડ ઉપર રંગ ચઢાવવામાં અને માટીના વાસણો ઉપર નકસી કામ કરવામાં હજી પણ ચીન અગ્રસ્થાન ભોગવે છે. પરદેશી સત્તાઓના આક્રમણથી બચવાને પ્રાચીન કાળમાં ચીનાઓએ આખા પશ્ચિમ ભાગમા એક મોટી ૧૨૦૦ માઇલની દિવાલ બાંધી છે. તેની

---

* છાપવાની કળા હોકાયંત્ર અને બંદુકનો દારૂ, આ ત્રણ મહાન શોધનું માન ચીનાઓને ઘટે છે.

લબાઈ તથા પહોળાઈ આખી દુનિયામા પ્રથમ પદ ભોગવે છે. દિવાલ ઉપર ચાર ઘોડેસ્વારો સાથે સાથે જઈ શકે એટલી તે પહોળી છે.

લોકો—ચીનાઓ રગે પીળા, ચપટા નાકવાળા અને દાઢી મૂંછ પર ઓછા વાળવાળા હોય છે. તેઓ ઘણા વહેમી અને અફીણના બંધાણી હોય છે. ભૂત પિશાચમા તેઓ પુષ્કળ માને છે અને મીઠાની માફક અફીણનો છુટથી ઉપયોગ તેઓ કરે છે. આથી તેઓ સુસ્ત અને ધીમી પ્રગતિવાળા જણાય છે. તેઓ ત્રણ પ્રકારના દેવને માને છે. ઘરમા રહેનાર દેવ, કબરમા રહેનાર દેવ અને સ્વર્ગમાં રહેનાર દેવ જુદા જુદા હોય છે. તેમની કુટુબભાવના તથા પિતૃભક્તિ આપણા જેવી છે. તેમની પિતૃપૂજા સુવિખ્યાત છે. ચીનમા ધર્મભાવના ઓછી થતી જાય છે. લોકો શાસ્ત્રના મત્રો ભણે છે ત્યારે માળાને બદલે એક રેંટ રાખે છે અને તેનું ચક્ર ફરે તે પ્રમાણે મંત્રોની સંખ્યા ગણાય છે.

બાળકને ભૂત ન વળગે એટલા માટે જન્મ થયા પછી ત્રીજે દિવસે માતા તેને ગળે લાલ રાખડી બાધે છે અને તેની સાથે રૂપાના રમકડા લટકાવે છે. બાળક એક માસનું થાય એટલે બાળ મોવાળા ઉતારવાની ક્રિયા કરવામા આવે છે. આ વખતે હજામ રાતા રંગનો કોટ પહેરીને આવે છે અને બાળકને રાતા રંગનુ ઝભલું પહેરાવવામા આવે છે, દરેક જણ જન્મ દિવસ ઉજવવાની ક્રિયા બેસતા વર્ષને દિવસેજ કરે છે. તે વખત બાળકોને ભેટમા જોડા આપવામા આવે છે. છોકરીનો જન્મ એ આફત સમાન લેખાય છે. છોકરી પ્રત્યે લોકોને એટલો બધો અણગમો હોય છે કે ઘણી વખત તેનું નામ "ન જોઈએ" અથવા "એક" "બે", "ત્રણ" એમ આપવામા આવે છે. જન્મ થયા બાદ છોકરી જન્મ્યાની ખબર આપવામા આવેતો પિતા તેનું મ્હો પણ જોયા વિના ચાલ્યો જાય છે.

ગૃહસ્થ કુટુંબની છોકરીઓ બહાર ફરે એ પ્રચ્છવા ગ્યોગ્ય ગણાતું નથી, તેથી નાનપણમાજ તેમના પગની પાટલીઓ બાધી લેવામા આવે છે અને પગની વૃદ્ધિ થતી અટકાવવામા આવે છે. આથી મોટી ઉમરે પહોચતા છોકરીઓ બહુ થોડુંજ ચાલી શકે છે.

બેસતા વર્ષનો દિવસ મોટા તહેવાર તરીકે પાળવામા આવે છે.

* આ બદી હવે સુધરેલા યુવાનોના પ્રયાસને લીધે ઓછી થવા લાગી છે એ ચીનની નગતિનુ ચિહ્ન છે. વળી સુધરેલા ચીનાઓ હાલી ચોટલી હવે રાખતા નથી.

રાત્રે રંગ બેરંગી અનેક જાતના ફાનસો (કાગળના) લટકાવવામાં આવે છે અને તેમાં જુદા જુદા પ્રાણી, પશુઓની આકૃતિઓ દર્શાવવામાં આવે છે.

ચીના લોકો મહેમાનગીરી સારી રીતે કરે છે. તેમનો ખોરાક વિચિત્ર પ્રકારનો હોય છે. તેઓ ચોખા ખાય છે અને માંસનો પણ ઉપયોગ કરે છે. મોટાં પ્રાણીઓના માંસ કરતાં તેઓ નાના પ્રાણીઓને વધારે પસંદ કરે છે. ઉંદર અને તેના જેવાં નાનાં પ્રાણીઓ તેઓ ખાય છે. મહેમાનોને તેઓ તાજા નાના ઉંદરો ખાવા માટે આપે છે. દરેક કુટુંબમા બરફનો છુટથી ઉપયોગ થાય છે.

ચીનની નિશાળ એક ઘોંઘાટવાળું સ્થળ હોય છે. છોકરાઓ બહુ મોટા અવાજે બોલે છે અને પુષ્કળ ગડબડ કરે છે. પાઠ આપતી વખતે છોકરો શિક્ષક તરફ પીઠ કરીને વર્ગની સામે જોઈને ગોખેલો પાઠ બને તેટલા મોટા અવાજે બોલી જાય છે. ભૂલ પડેતો શિક્ષક એક પીંછાની ઝુડીથી તેને શિક્ષા કરે છે. ચીનમા વિદ્યા ઉપર વિશેષ અનુરાગ હોય છે. ત્યાં નાનાં ગામડામાં પણ પુસ્તકશાળા હોય છે. આપણે ત્યા શાક વેચાય છે તેમ ત્યા પુસ્તકના અધ્યાય છૂટા પાના તરીકે વેચાય છે. થોડાં થોડા પાના ભેગા કરી તેઓ આખું પુસ્તક ઉપજાવે છે. ચીનમાં બૌદ્ધધર્મના પ્રચારને લીધે કેટલાંક અપૂર્વ પુસ્તકનો સંગ્રહ હિંદુદર્શન તથા યોગના વિષયને લગતો માલમ પડી આવ્યો છે.

લખાણમાં દરેક ચીજ માટે જુદાં જુદા નિશાન હોય છે, તેથી તેમની ભાષામાં ૨૪૦૦૦ શબ્દ ચિહ્ન હોય છે. લખાણ આડી લીટીમા નહિ પણ ઊભી લીટીમાં આવે છે. તેમની લિપિ મૂળાક્ષર પ્રમાણે નથી પણ વિચાર ચિહ્ન પ્રમાણે હોય છે.

ચીનમાં પરીક્ષાઓ માટે બહુ મોહ હોય એમ જણાય છે. વ્યવહારમા દરેક સ્થાન માટે પરીક્ષા લેવાય છે. નિશાળની પરીક્ષાઓ ઉપરાંત નોકરી લેવા દરેક ખાતાની પરીક્ષા હોય છે અને ધંધામા ઉપરની જગા લેવી હોય તો તે જગાની પરીક્ષા આપવી પડે છે. પરીક્ષા આપ્યા સિવાય ઉપરની પાયરીએ જવાતું નથી.

ચીનાઓ માથાપર લાંબી ચોટલી રાખે છે અને તેની ત્રણ શેરો બનાવી ગૂંથીને પીઠપર લટકતી રાખે છે. આગળના વખતમા કોઈ પરદેશી સત્તાએ પરાધીનતાના ચિહ્ન તરીકે આવી ચોટલી રાખવાની ફરજ પાડી હશે પણ હાલમાં તો ચીનાઓ તેને પવિત્ર માને છે અને જો કોઈ માણસ પોતાની ચોટલીને મશ્કરીના ભાવમાં અડકે તો પોતાનું અપમાન થએલું ગણે છે.

ચીનના રસ્તાઓ બહુ આકર્ષક જણાતા નથી. ત્યા મકાનો બહુ ભવ્ય હોતા નથી. સાધારણ સ્થિતિના લોકો મકાનેનો છાપરાપર ફુલના કુંડા તથા વનસ્પતિના વેલાઓ ચડાવે છે.

છેલ્લા ૧૫ વર્ષથી ચીનમા જાગૃતિ આવતી જાય છે. ૧૯૧૨ મા ચીનાઓએ જોહુકમી રાજસત્તા તોડી પાડી પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી છે. ધીમે ધીમે અફીણનો ઉપયોગ ઓછો થતો જાય છે અને પ્રજાતે સુધરેલા દેશોની પ્રજાની જેવી સંસ્કૃતિ મેળવવા ઇન્તેઝા થતી જાય છે. હાલના આતર વિગ્રહના પરિણામે ચીનનું ભવિષ્ય કેવા પ્રકારતું ઘડાશે તે હાલમા કહી શકાય નહિં, પણ વખત જતા ચીન એ દુનિયાની મહાન્ સત્તાઓમાની એક થાય એ સંભવિત ગણાય છે

મનસુખરામ મણિશંકર ત્રિવેદી.

---

## એક અખતરો

અંગ્રેજીમા જેને 'rapid reading'-' ઝડપથી વાચી જવુ '-ના ' વધુ વાચન'-કહે છે એવી વાચનવ્યવસ્થા ઘણી માધ્યમિક શાળાઓમા હોય છે. જ્યા વિદ્યાર્થીઓ અભ્યાસના પાઠ્ય પુસ્તકો ઉપરાત એવાજ વિષયો પર લખાયેલા અન્ય સહાયક પુસ્તકો, વાર્તાઓ વગેરે નવરાશનો અગર રજાના સમયમા આનંદથી વાચી જાય છે તેનું પરિણામ એ આવે છે કે વિદ્યાર્થીઓ તેમનો સમય નકામો ધીગામસ્તી કે ટોલટપ્પામા ગુમાવવાને બદલે પોતાની આસપાસ અભ્યાસનુ સાનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવામા શક્તિમાન થાય છે. એથી શાળાના અભ્યાસની અસર દૃઢ થઈ, તેના સંસ્કાર તાજા થાય છે, વળી તેને નવા નવા વિચાર અને કલ્પના સ્ફૂરી આવે છે અને તેની બુદ્ધિ–શક્તિ વિકાસ પામે છે.

પરંતુ એ યોજનાનુ વધુ સારૂ પરિણામ આવે તે માટે તે વાચનની કઈક રીતે કસોટી કે પરીક્ષા થવી ઘટે છે. વિદ્યાર્થીએ જે કાંઈ વાચ્યુ હોય, જે કાંઈ પોતાને પસંદ પડયુ હોય તે સ્વતંત્ર રીતે ફરી કહી જાય, તેને પોતાની યાદદાસ્ત અને કલ્પનાશક્તિથી નવું સ્વરૂપ આપે એ જરૂરનું છે. તેનો લાભ એ થશે કે તે પોતાના વિચાર–વસ્તુને વ્યવસ્થિત રીતે રજુ કરતા શીખશે, તેની સ્મરણશક્તિનો આપણને સચોટ ખ્યાલ આવશે, તેનામા કઈ શક્તિ પ્રધાનપણે છે-વિચાર, કલ્પના કે ભાવના, તેનો ખાત્રીલાયક પુરાવો મળશે, અને વાસ્તવિક રીતે તેને શુ ગમે છે, તેનું માનસિક વલણ કઈ દિશામાં છે, તેની બુદ્ધિ કેવી છે, તે તપાસી જોવાનું સાધન મળશે.

પ્રસ્તુત વિષયને ચર્ચવાનું કારણ એપરથી ઉપસ્થિત થયું છે કે આપણા જાણીતા નાગરિક સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસે સુરત જીલ્લામા ખાસ કરીને પારડી તાલુકો જે બહુ પછાત અને અજ્ઞાન છે ત્યા, ફરતા પુસ્તકાલયો કાઢવા માટે વ્યવસ્થા કરેલી છે; અને ત્યા તે ફરતા પુસ્તકાલયની શી અસર થઈ છે તે તપાસી જોવાને મે એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ રા. કૃષ્ણલાલ સુરજરામ વકીલે, પારડી તાલુકાની પહેલા અને બીજા ગ્રેડની પ્રાથમિક શાળાઓ અને કન્યાશાળાઓ, જેમને એ યોજનામાથી વધુ વાચન માટે પુસ્તકો પુરા પાડવામાં આવ્યા હતા, તે તમામ શાળાઓ અને કન્યાશાળાઓના છોકરા અને છોકરીઓ પાસેથી, પોતે જે પુસ્તક વાચ્યુ હોય વા જે પુસ્તક પોતાને ગમ્યુ હોય તેનો સાર લખાવી મંગાવવા ગોઠવણ કરી હતી. લગભગ બધી શાળાઓમાથી જવાબ મળ્યા હતા. કેટલાક જવાબપત્રો તદ્દન મોકલવા ખાતર મોકલાયા હતા. છતા તે પત્રો તપાસતા છોકરા, છોકરીઓમા, પોને જે પુસ્તક વાચેલુ અગર જે પુસ્તક પોતાને પસંદ પડેલુ તેનો સાર લખી મોકલતા, જે જુદી જુદી જાતનુ વ્યક્તિત્વ, વિચાર, લાગણી અને કલ્પનાનુ સ્વરૂપ માલમ પડયુ તે અચૂક લક્ષમા લેવા જેવુ છે. જેવી રીતે પાશ્ચાત્ય દેશોમા હાલમા 'mental tests'–'માનસિક કસોટી'–કરી, વિદ્યાર્થીની શક્તિનુ અને તેની મનોદશાનું માપ કાઢવામા આવે છે, તેવી રીતે આ રીતે વધુ વાચન જે તે શાળામા દાખલ થયુ હોય તેની શિક્ષક વખતોવખત વિદ્યાર્થીના મુખપાઠથી અગર લિખિત જવાબથી પરીક્ષા લઈ; વિદ્યાર્થીના અભ્યાસમા વા તેના વિકાસમા ચોક્કસ મદદગાર થઈ પડે.

વડોદરા રાજ્યમા ફરતા પુસ્તકાલયો ગામેગામ નીકળેલા છે, શાળાઓમા પણ પુસ્તકો માટે સનડ શરૂએલી છે. પારડી તાલુકાની પેઠે, વિદ્યાર્થીઓએ જે જે પુસ્તકો વાચ્યા હોય અગર તો તેને જે પુસ્તક પસંદ પડયુ હોય તેનો સાર આપવાનુ અથવા તો તે પસંદ પડવાનું કારણ પૂછવામા આવે તો તેનું પરિણામ અવશ્ય લાભદાયી થઈ પડે એમ મારૂ માનવુ છે.

ઉપર નોંધેલો અખતરો આપણે અહિં તદ્દન નવો છે, અને પુસ્તકાલય ખાતાના ચાલકો એ અખતરાને અજમાવી, જોઈ તેનું પરિણામ જાહેર કરશે તો પુસ્તકાલય પ્રચારના કાર્યને વધુ ઉત્તેજન મળશે એમ માનવુ છે.

"પુસ્તકાલય" માથી

## આકાશ દર્શન

### જુલાઈ.

જૂન માસમાંના આપણા પરીચિન તારાઓમાંથી પશ્ચિમ આકાશ ચિત્રા હજુ દેખાય છે. સ્વાતિ હવે માથાપરથી ધીમે ધીમે પશ્ચિમ ખસતો ગયો છે. તુલા (વિશાખા) હજુ આકાશમાં સહેજ દક્ષિણ સારી રીતે દશ્યમાન છે. છેક દક્ષિણે આકાશગંગાની બાજુમાં નરતુરંગ તારા હજુ પ્રકાશે છે જો કે સહેજ નીચાણમાં ગયા છે. તેનો પૂર્વ નો તારો જે આપણો સૌથી પાસેમા પાસેનો પડોશી સૂર્ય છે તેમ અત્રે પ્રકાશ આવતાં ૪૦-૩૫ વર્ષ થાય છે. સપ્તર્ષિ હવે વાયવ્યકોણ નમવા માંડયા છે. તેમની અને ધ્રુવ મત્સ્યની વચ્ચે કાલીય નાગ આ પોતાની ફેણ ઉંચી કરીને પડેલો હવે જોવામાં આવશે. પૂંછડીએથી ગણ ત્રીજો તારો જે લગભગ મધ્ય રેષા પર આવે છે તે વિષે આગળ વાત કરી

વૃશ્ચિક—હવે આ માસમાં ખાસ જાણવા લાયક થોડાંક તારામં વિષે વિવેચન કરીશું. આ માસનું સૌથી સુંદર દશ્ય વૃશ્ચિક રાશિ આકાશનાં તારામંડળોના જે જે જુદાં જુદાં નામો આપેલાં છે તેમાં ફ આ રાશિમંડળજ એકલું એવું છે કે જેની આકૃતિ બરોબર તેના નામ મળતી આવે છે. આપણા અભણ લોકો તેને વિંછુડાના નામથી ઓળ છે અને દરેક માસમા સવાબે દિવસ જ્યારે ચંદ્ર આ રાશિમાં હોય ત્ય 'વિંછુડો ચાલે છે માટે કશું કામ શરૂ કરવું નહિ' એમ કહે છે. વિં અગ્નિકોણમાથી ઉંચે આવેલો દેખાય છે. આગળના ત્રણ સાધારણ એક ઝીણો મળી ચાર તારાઓનું અનુરાધા નક્ષત્ર ગણાય છે. તે વિંછી આગળના ચીપીયા છે. તેની નીચે લાલ રંગનો મુખ્ય તારો અને તે ઉપર નીચે એક એક તારો મળી ત્રણ તારા જ્યેષ્ઠા નક્ષત્ર ગણાય લાલ તારા-પારિજાતને વિંછીની આંખ કલ્પેલી છે. જ્યેષ્ઠા નક્ષત્રમાં હોય અને જેનો જન્મ થાય તેને કાંઇક ગ્રહશાન્તિ કરાવવી પડે વિંછીનો બાકીનો નીચેનો ભાગ તેનો ડંખ મૂલ નક્ષત્ર છે. આ નક્ષત્ર જેનો જન્મ થયો હોય તે માબાપને મૂળમાંથી ઉખેડી નાખે એવી માન્ય હોવાથી મૂલાની શાન્તિ માટે ઘણી મોટી શાસ્ત્રીય ક્રિયા કરાવામાં આ છે. મૂલરાજનો જન્મ મૂલ નક્ષત્રમાં થયો હતો. વૃશ્ચિક રાશિનો પાછળ પોણો ભાગ આકાશગંગામાં છે. પારિજાતને ઘણીવાર ભૂલમાં કેટલાક મંગ ધારે છે. પણ તેના સ્થાનની માહિતીથી તે તુરત ઓળખી શકાય તે

## જુલાઈ




તા.૧લીએ ૧૦વાગે ૧૬મીએ ૯વાગે ૩૧મીએ ૮વાગે(સ્થાનિક)

છે. પારિજાત પહેલા વર્ગનો તારો છે. આ તારો યામ્યોત્તર વૃત્ત ઉપર તા. ૧૨ મી જુલાઈને દિવસે રાત્રે ૯-૩૦ વાગે આવે છે. તે આપણાથી ૧૫૫ પ્રકાશ વર્ષ દૂર છે.

**શૌરી**—સ્વાતિથી પૂર્વે છ ઝીણા તારાનો ઘોડાની ખરી જેવો આકાર છે આને મુકુટ કહે છે. વચ્ચેનો તારો વધુ પ્રકાશિત છે તે મુકુટનો કોહિનૂર છે. મુકુટથી પૂર્વે સાધારણ છ તારાઓનું **શૌરી** મંડળ બન્યું છે. અંગ્રેજીમાં તેને Herculeus કહે છે આ મંડળ તરફ આપણું સૂર્ય મંડળ આખું એટલે આપણો સૂર્ય પોતાના પરિવાર સહિત સેકન્ડના આઠ માઇલની ઝડપથી ધસ્યો જાય છે એમ ખગોળવેત્તાઓનું માનવું છે. શૌરીની દક્ષિણે **ભુજંગધારી** નામનું તારામંડળ વિષુવવૃત્ત ઉપર છે. સાપને હાથમાં પકડીને ગારૂડી ઉભો છે એવી કલ્પના છે.

અભિજિત—

ઇશાન ખૂણામાંથી હવે **અભિજિતનો** તારો બહાર ઊંચે આવેલો છે. આ તારો નક્ષત્ર પટમાં ક્રાન્તિવૃત્તની આગળ પાછળના ભાગમાં નથી છતાં તેના અપ્રતિમ પ્રકાશને લીધે તેને વધારાના—અઠ્ઠાવીસમાં નક્ષત્ર તરીકે ગણ્યો છે. અભિજિત અને બ્રહ્મહૃદય ધ્રુવના તારાની સામે સામી બાજુએ લગભગ સરખે અંતરે એકજ લીટીમાં છે. એટલે હવે અભિજિત દેખાય છે ત્યાં સુધી બ્રહ્મહૃદય ન દેખાય; તેવીજ રીતે સપ્તર્ષિ દેખાય ત્યારે શર્મિષ્ઠા ન દેખાય; આ ચારે ધ્રુવના તારાને મધ્યમાં રાખી ચાર છેડે રહીને નિરંતર તેની આસ પાસ ભ્રમણ કરે છે. આપણું સૂર્યમંડળ શૌરી તરફ થઇને અભિજિત તરફ જાય છે, અને તેની ગતિ ઉપર કહી તેમ સેકન્ડના આઠ માઇલની છે છતા તે બાજુના પાસેમાં પાસેના તારાને પહોંચતાં ૧,૮૦,૦૦૦ વર્ષ થાય છે. અભિજિતથી આપણી પૃથ્વીપર પ્રકાશ આવતાં ૪૦ વર્ષ થાય છે. પહેલા વર્ગના તારાઓ પ્રકાશના પ્રમાણમાં અનુક્રમે ૧ લો વ્યાધ, ૨ જો અગસ્ત્ય, ૩ જો અભિજિત, ૪ થો સ્વાતિ; ૫ મો બ્રહ્મહૃદય ૬ ઠ્ઠો નરતુરંગનો બીજો ૭ મો મૃગનો નીચેનો આઠમો પુનર્વસુનો એ પ્રમાણે આવે છે. તે ઉપરાંત અત્યાર સુધી રોહિણી, આર્દ્રા નરતુરંગ ૧, પુષ્ય, મઘા, ચિત્રા ત્રિશંકુ (સ્વસ્તિકનો નીચેનો તારો) પારિજાત એ મળીને પહેલા વર્ગના તારાઓનો પરિચય તો આપણે કરી ચૂક્યા. હવે પહેલા વર્ગના ફક્ત ચાર તારા જાણવાના રહ્યા છે. આ અભિજિતનો તારો તા. ૧૦ મી ઑગસ્ટે રાત્રે ૯–૩૦ વાગે યામ્યોત્તર થશે. અભિજિત વિષે વધુ આવતા માસમાં.

આ માસની **૧૫** મી તારીખે મધ્યરાત્રિએ શ્રવણનો પહેલા વર્ગનો તારો બરોબર માથા ઉપર આવે છે. આ તારા વિષે વધુ આપણે આવતા

માસમા જાણીશુ. તા. ૨૯ અને ૩૧ ની રાતે ખરતા તારાઓ વધુ પ્રમાણમાં દેખાવા સંભવ છે. આ માસની અધવચમા સૂર્ય કર્કરાશિમા પ્રવેશ કરે છે.

આ માસમા સૂ. ઉ તા ૧ લીએ ૫-૫૯ તા ૧૫ મીએ ૬-૪ અને તા. ૩૧ મીએ ૬-૧૦ (સ્ટા. ટા) નો અમદાવાદમા છે. સૂ. અ. તા. ૨૭ મી જૂનથી ચાલુ તા ૧૨ મી જુલાઈ સુધી આખા વર્ષમાં મોડામાં મોડો ૭-૨૭ નો છે તથા તા. ૧૫ મી ૭-૨૬ અને તા. ૩૧ મીએ ૭-૨૦ નો છે.

આકાશગંગા આ માસમા દક્ષિણમાથી વૃશ્ચિક અને ધનરાશિમા થઇ પૂર્વ તરફ થઈને ઉત્તરે જાય છે.

મહાલક્ષ્મી ટ્રે. કૉ.
અમદાવાદ } ભોગીલાલ કેશવલાલ પટવા.

---

## મુંબઈ યુનિવર્સિટિની બી. ટી. પરીક્ષાના કેટલાક પ્રશ્નો

(૧૯૨૭)

(અનુસંધાન મે-જૂન ૧૯૨૮ ના પૃષ્ઠ ૨૦૦ થી)

(૧૧) "સારી વ્યવસ્થાવાળી શાળામા વ્યવસ્થાજ દૃષ્ટિગોચર થતી નથી" એ દેખીતો વિરોધાભાસ છે કે કેમ તેની ચર્ચા કરો.

(૧૨) શિક્ષક પ્રત્યે વિદ્યાર્થીનો અવિનય, ઘેરથી તૈયાર કરવાના કામ પરત્વે તેની બેદરકારી, શાળામા મોડી હાજરી, વર્ગમા દુર્લક્ષ, પરીક્ષા વખતે કોપિ કરવી, અને વારંવાર વર્ગ છોડી બહાર ભટકયા કરવું;—આ બધી ખામીઓ તમે કેવી રીતે સુધારશો તે લખી જણાવો.

(૧૩) વર્ગશિક્ષણ સામે હાલમા જે વિરોધ દર્શાવવામા આવે છે તેનુ બરાબર વિવેચન કરો

(૧૪) અઠવાડિક, ત્રૈમાસિક અને વાર્ષિક પરીક્ષાઓ લેવાની પદ્ધતિ વિષે તમારો અભિપ્રાય જણાવો અને તે સબંધી સુધારો કરવાના તમારા વિચાર દર્શાવો.

(૧૫) શાળાના છોકરાનું આરોગ્ય સુધારવા માટે કસરત, વ્યવસ્થિત કવાયત, અને સ્વતંત્ર રમતો કેટલે અંશે ઉપયોગી છે તેનું વિવેચન કરો.

(૧૬) વાચન તથા લેખન વખતે, પાઠ આપતો હોય ત્યારે, અને જવાબ આપતી વખતે, વિદ્યાર્થીઓની બેસવાની તેમજ ઊભા રહેવાની રીત કેવી હોવી જોઈએ તે જણાવો.

(૧૭) વિદ્યાર્થીઓની આંખોને નુકસાન થાય નહિ તે માટે શિક્ષકે શું શું કરવું જોઈએ ? બાળકના નૈતિક વિકાસમાં ઇતિહાસનું શિક્ષણ કેટલે અંશે જરૂરનું છે તે સમજાવો.

(૧૮) ઇતિહાસશિક્ષણ માટે શાળાઓમાં જે જે પદ્ધતિઓનો ઉપયોગ થતો તમે જોયો હોય તે વિષે વિવેચન કરો.

(૧૯) ઇતિહાસના શિક્ષણમાં નાટ્યપ્રયોગની પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે એનાથી તમે જે સમજ્યા હો તે લખી જણાવો. શાળામાં એવા પ્રયોગોને અનુકૂળ ઐતિહાસિક બનાવો હિંદના ઇતિહાસમાંથી પસંદ કરીને તે ટાંકીને તમારો ઉત્તર સ્પષ્ટ કરો.

(૨૦) " બાળક ભવિષ્યમાં સ્વદેશપ્રીતિવાળો નાગરિક થાય એ ઇતિહાસના શિક્ષણનો મુખ્ય હેતુ છે." એ વિષે ચર્ચા કરો.

(૨૧) " 'સ્વદેશ પ્રીતિ' અને 'નાગરિક ભાવનાની ખીલવટ' થાય એવી અસર કરે તેવું શિક્ષણ આપવું હોય તો તે હંમેશાં અપ્રાસંગિક અને આડકતરૂં હોવું જોઈએ-એ " સંબંધી વિવરણ કરો.

(૨૨) એવું કહેવામાં આવેલું છે કે " બાળકને ઇતિહાસની ઘણી હકીકતો અને તવારીખો વગેરેથી સમૃદ્ધ કરવાની તાલીમ નહિ આપતાં ઐતિહાસિક વિકાસનું દિગ્દર્શન થાય એવો આદર્શ ધ્યાનમાં રાખી ઇતિહાસનું શિક્ષણ આપવું જોઈએ. " એ સંબંધી તમારા વિચાર દર્શાવો.

(૨૩) એવું કહેવામાં આવે છે કે " ભૂગોળશિક્ષણની શરૂઆત માટે સારી રીત તો એજ છે કે સૃષ્ટિજ્ઞાનના અભ્યાસ માટે સારી રીતે ગોઠવેલા પાઠોની યોજના હોવી જોઈએ."-આ વાક્યનું સમર્થન કરો.

(૨૪) ભૂગોળના શિક્ષણમાં નેત્રેંદ્રિયના ઉપયોગની જુદી જુદી પદ્ધતિની ચર્ચા કરો.

(૨૫) " મુંબઈ ઇલાકામાં પડતો વરસાદ " એ વિષય ઉપર એક પાઠ આપવાનો છે તેની સંક્ષિપ્ત નોંધ તૈયાર કરો.

(૨૬) ભૂગોળના શિક્ષણમાં પાઠ્ય-પુસ્તકનું સ્થાન શું છે તે વિષે ચર્ચા કરો; અને હાલમાં એવાં પાઠ્ય પુસ્તકોનો વત્તાઓછા પ્રમાણમાં દુરુપયોગ થાય છે તે જણાવો.

# (૧)
# પ્રાથમિક શાળાઓ માટે ઉર્દુ અભ્યાસક્રમ

## ધોરણ ૧ લુ

ગુણ.

૧૦૦. પાંચમો વિષય (ઐચ્છિક)-મરાઠી, ગુજરાતી કે કાનડી ભાષાનુ વાચનમાળાની બાળપોથીથી તેમાથી ભાગ પહેલાનુ વાચન.

વાચેલા ભાગમાથી સાદા અક્ષરોવાળા શબ્દનુ મોટા અક્ષરે કાળા પાટીયાપર કે સ્લેટપરનું લેખન.

## ધોરણ ૨ જુ

૧૦૦. છટ્ઠો વિષય (ઐચ્છિક).

૭૫ (अ) ખાતા તરફથી પ્રકટ થએલી બાળપોથીમાંથી બીજા ભાગનું વાચન અને વર્નાકુલર પહેલી ચોપડીમાથી ગમે તે પસંદ કરેલા ૧૦ ગદ્યના પાઠો, અને વાચેલા ભાગની સમજુતી.

૨૫ (ब) વાચેલા ભાગમાથી ગમે તે શબ્દોનુ કાળા પાટીઆપરનુ કે સ્લેટપરનું લેખન.

## ધોરણ ૩ જુ

૧૦૦. છટ્ઠો વિષય (ઐચ્છિક)

૫૦ (अ) ખાતા તરફથી પ્રકટ થએલી વર્નાક્યુલર બીજી ચોપડીમાથી ગમે તે પસંદ કરેલા ૧૫ ગદ્યના પાઠોનું વાચન, સમજુતી સાથે.

૩૦ (ब) વાચેલા પાઠોમાથી છાપેલી ત્રણ લીટીનું મોટા અક્ષરે શ્રુતલેખન.

૨૦ (क) મોટા અક્ષરનુ અનુલેખન. પુરી કૉપી લખેલી દેખાડવી.

## ધોરણ ૪ થુ

૧૦૦. છટ્ઠો વિષય (ઐચ્છિક)

૬૦ (अ) ખાતા તરફથી પ્રકટ થએલી વર્નાકુલર બીજી ચોપડીના પહેલા તથા બીજા ભાગમાથી ત્રીજા ધોરણમા જેટલા પાઠો શીખવાડવામા આવી ગયા હોય તે સિવાય ના ૨૦ (ગદ્યના) પાઠોનું સમજુતી સાથે વાચન. વિદ્યાર્થીના દરરોજના અનુભવમા આવતી ચીજો અને હકીકતો સબંધી સાદી ભાષામા વાતચીત.

૨૫ (ब) ચોપડીમાના વાચેલા ભાગમાથી ત્રણ (છાપેલી) લીટીઓનુ શ્રુતલેખન.

૧૫ (क) મધ્યમ કદના અક્ષરનું મરોડદાર લેખન. પુરી લખેલી કૉપી શુક્ર દેખાડવી.

## ધોરણ ૫ મું

૧૦૦. છઠ્ઠો વિષય (ઐચ્છિક).

૬૦ (અ) ખાતા તરફથી પ્રકટ થએલી વર્નાક્યુલર ત્રીજી ચોપડીમાંથી ૨૦ ગદ્યના પાઠોનું સમજુતી સાથે વાચન.

વિદ્યાર્થીના દરરોજના અનુભવમાં આવતી સામાન્ય બાબતોની વાતચીત.

૨૫ (બ) વાચેલા ભાગમાંથી ત્રણ (છાપેલી) લીટીઓનું શ્રુતલેખન.

૧૫ (ક) નાના અક્ષરનું અનુલેખન. પુરી લખેલી કૉપી બુક રજુ કરવી

## ધોરણ ૬ ઠું

૧૦૦. છઠ્ઠો વિષય (ઐચ્છિક).

૬૦ (અ) ખાતા તરફથી પ્રકટ થએલી ચોથી ચોપડીના ૨૦ ગદ્ય પાઠોની સમજુતી અને વાચન.

ઘણું સાદું વ્યાકરણજ્ઞાન. વાચનમાળાના વાંચેલા પાઠો ઉપરથી સૂચિત વિષયો પરત્વે અને પ્રાસંગિક ચાલુ બનાવોને ઉદ્દેશી વાતચીત કરવી.

૨૫ (બ) વાચેલા ભાગમાંથી ચાર (છાપેલી) લીટીનું શ્રુતલેખન. સાદા પત્રનું લેખન.

૧૫ (ક) મોટા (ચાલુ ઢબના) મરોડદાર અક્ષરનું લખાણ. પુરી લખેલી કૉપી બુક દેખાડવી.

## ધોરણ ૭ મું

૧૦૦. સાતમો વિષય (ઐચ્છિક).

૬૦ (અ) ખાતા તરફથી પ્રકટ થએલી પાંચમી ચોપડીમાંથી ૨૦ ગદ્ય પાઠોનું વાચન (સમજુતી સાથે).

ઘણું સાદું વ્યાકરણજ્ઞાન અને પદચ્છેદ.

વાચનના પાઠો ઉપરથી સૂચિત વિષયો પરત્વે અને વર્તમાન હકીકતની પ્રાસંગિક વાતચીત.

૪૦ (બ) ચાલુ અક્ષરની ઢબ પૂર્વક પત્રલેખન અથવા સાદા વિષય ઉપર રિપોર્ટ લખવો.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. ની ઑફીસ. અમદાવાદ તા. ૨૨-૧૦-૨૫ — (સહી) જી. આઈ. શાહ. એજ્યુ ઇન્સ. વતી.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૨-૧૦-૨૫ ના હુકમ નં. ૮૪૬૩ ની સૂચનાનુસાર )

## હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા.

૧. હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૭ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૭ ના શનિવારે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

૨. સામાન્ય રીતે જે વર્ષમા ઉમેદવાર પ્રાવેશિક પરીક્ષા આપવા આવે તે વર્ષની ૧લી ડીસેમ્બરે તેની ઉમર પૂરાં ૧૬ વર્ષથી ઓછી કે ૨૨ વર્ષથી વધુ નહિ હોવી જોઇએ. શિક્ષક તરીકે ખાતામા દાખલ થએલા ઉમેદવારોની ઉમરની હદ ૩૦ વર્ષ સુધી ચાલશે.

૩. ૧૬ વર્ષથી ઓછી ઉમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉમરના ઉમેદવારો વેસ્ટર્ન ઇંડિયા-સ્ટેટસ્ અ. ના. મહે. એજ્યુ. ઓફીસર સાહેબની મંજુરીથી આ પરીક્ષા આપી શકશે પરંતુ તેવા ઉમેદવારો કૉલેજમાં દાખલ થઈ શકશે નહીં.

*૪. દરેક ઉમેદવારે સાતમુ ધોરણ અથવા વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પાસ કર્યાનું સર્ટીફિકેટ લાવવું જોઈશે. પરંતુ જેણે છઠ્ઠું ધોરણ પાસ કરી હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજના પ્રાવેશિક વર્ગમા દાખલ થઈ તે વર્ગમા પરીક્ષા પહેલાં ઓછામા ઓછી છેલ્લા ત્રણ માસની હાજરી આપી હશે, અને ખાતાએ સ્વીકારેલી કોઈ પણ સ્કૂલમા અને ઉપલા પ્રાવેશિક વર્ગમા મળીને એકંદર નવ માસનો સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હશે તેને તે ધોરણ પસાર કર્યા વિના પણ આ પરીક્ષામા દાખલ કરવામાં આવશે.

૫. મુમ્બઈ સરકારના કેળવણી ખાતા તરફથી સને ૧૯૧૩ માં પ્રસિદ્ધ થએલા ગુ. સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે; ફક્ત તેમા ત્રીજા વિષયમાં માર્કની વહેંચણી નીચે મુજબ રહેશે.

ગુ. સાતમીના સામાન્ય જ્ઞાનના પાઠ વિષે લેખી પરીક્ષા માટે માર્ક:-૫૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| નિબંધ | ... | ... | ... | ,, | ૨૫ |
| અક્ષર તથા લેખન શુદ્ધિ માટે | ... | | ... | ,, | ૨૫ |

૬. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમા ખામીવાળા ઓમડા કે અશુદ્ધ ઉચ્ચારવાળા, તથા દાક્તરી તપાસમા નપાસ થએલાને કૉલેજ માટે પસંદ કરવામા નહિ આવે.

હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજ, મુ. ચ. પટેલ,

રાજકોટ. તા. ૬-૬-૧૯૨૭. પ્રિન્સિપલ.

*નોંધઃ—ઉપરની કલમ ૩ ી પ્રમાણે જે ઉમેદવારોને મંજુરીની જરૂર હશે અગર કલમ ૪ થી પ્રમાણે લાવવાના સર્ટિફિકેટની જરૂર હશે તેમને તેવા મંજુરીનો દાખલો કે સર્ટિફિકેટ રજુ કર્યા સિવાય પરીક્ષામા દાખલ કરવામાં નહિ આવે; માટે એવા વિદ્યાર્થીઓને અહિં મોકલનાં મહેતાજીઓએ સંભાળ રાખવી.

જાવક નંબર સન

## રાજકોટ હંટર મેઈલટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા આપવા આવેલ ઉમેદવારને લાવવાનું સર્ટિફિકેટ.

| નામ અટક સાથે. | જાત. | ઇસ્વીસન પ્રમાણે જન્મ તારીખ. | | | પ્રાવેશિક પરીક્ષાની તારીખ સુધીની ઉમર. | | | વતન કે જન્મભૂમિ. | કયા સ્ટેટ કે એજન્સિમાંથી આવેલ છે. | ક્યાં ભણેલ છે ? | કેટલી મુદત અભ્યાસ કરેલો છે. | | | પ્રાવેશિક પબ્લિક સર્વિસ કે બીજી કંઇ પરીક્ષામાં પાસ છે? | આસિસ્ટંટ છે કે નહિ ? | અગાઉ પ્રાવેશિક પરીક્ષા આપવા આવ્યા છે કે નહિ, આવ્યા હોય તો કેટલી વખત | ચાલચલગત માટે વર્ગ-શિક્ષકનો અભિપ્રાય. | શારીરિક કાંઈ ખોડખાંપણ છે કે નહિ ? | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | તા. | મા. | સન. | વ. | મા. | દિ. | | | | વ. | મા. | દિ. | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | | |

# બાર્ટન ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

## પ્રાવેશિક પરીક્ષા, સને ૧૯૨૯.

આ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. **૧૨ મી સપ્ટેમ્બરને સોમવારને** દિવસે સવારના અગિયાર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

આ કૉલેજમાં દાખલ થવાને જે બાઇઓ ઇચ્છા રાખતી હોય તેમણે નીચે બતાવેલા નમુના પ્રમાણે હકીકતનું એક પત્રક પોતાની શાળાનાં મુખ્ય શિક્ષિકા મારફત અમારા તરફ મોકલી આપવું. એ પત્રકની સાથે સ્કૂલ કમીટીના મેમ્બરો તરફથી અથવા પોતાના ગામના કોઇ બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી મેળવેલ સદ્વર્તનના પ્રમાણપત્રની બે નકલ પણ મોકલવી. હકીકતનું પત્રક તથા સદ્વર્તનના પ્રમાણપત્રની બે નકલો મોડામાં મોડાં તા. ૩૧ મી ઑગસ્ટ સુધીમાં અમને મળી જવા જોઈએ. ત્યાર પછી આવેલાં પત્રકો સ્વીકારવામાં આવશે નહિ.

### ( હકીકતના પત્રકનો નમુનો ).

### રાજકોટ બાર્ટન ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા આપવા જનાર ઉમેદવાર સંબંધી હકીકતનું પત્રક.

| ઉમેદવાર બાઇનું નામ અટક સાથે | જાત. | ઇ. સ. પ્રમાણે જન્મ તારીખ. | | | પ્રાવેશિક પરીક્ષાની તારીખ સુધી ઉમર. | | હિંદુ, મુસ્લીમ કે ખ્રિસ્તી. | વાલીનું નામ ધંધા સાથે | કૉલેજમાં દાખલ થવા ઇચ્છનાર બાઇ સધવા હોય તો તેના ધણીની અનુમતિ. | ક્યા ધોરણમાં પાસ ? | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | તા | મા | સને | વરસ | માસ | | | | | |
| | | | | | | | | | | | |

રવાના તારીખ.

મુખ્ય શિક્ષિકાની સહી.

પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમાં ઉમરની કોઇ ખાસ મર્યાદા રાખવામા આવતી નથી. પરંતુ કૉલેજમા દાખલ થતી વખતે જેની ઉમર પૂરાં ૧૫ વર્ષની હોય છે તેનેજ દાખલ કરવામા આવે છે. ૧૫ વર્ષથી ઓછી ઉમરની તેમજ ૨૫ વર્ષથી વધારે ઉંમરની બાઇઓને કૉલેજમા દાખલ કરવામાં આવતી નથી. પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૨ ના જાન્યુઆરી માસના ગુજરાત શાળાપત્રમા પ્રગટ થએલ કન્યાશાળાના પાંચમા ધોરણના અભ્યાસક્રમ મુજબ લેવામા આવશે જે બાઇઓ કૉલેજમા દાખલ કરવા યોગ્ય જણાશે તેમની શારીરિક તપાસ કાઠિયાવાડના જનાના મેડિકલ ઑફિસર સાહેબ પાસે કરાવવામા આવશે.

બાર્ટન ટ્રેનિંગ કોલેજ,
રાજકોટ,
તા. ૧-૫-૨૭.

પ્રેમલીલા મહેતા,
લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

---

## કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા.

### મુંબઈ ભાગ.

ઈ. સ. ૧૯૨૮ના અપ્રિલમા થનારી (કન્યાઓ માટેની) વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પુસ્તકો મંજુર કરવામા આવ્યા છે.

### ગુજરાતી ( મરાઠી )

પહેલો વિષય:—

(અ) ગદ્યખાતાની ફટ્ટી ચોપડીમાથી ૨, ૫, ૬, ૧૧, ૧૨, ૧૩, ૧૫, ૧૭, ૧૮, ૨૨, ૨૩, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૦, ૩૧, ૩૭, ૩૯, ૪૧, ૪૪, ૪૫, ૪૮, ૪૯, ૫૦, ૫૧, ૫૩, ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૫૯, ૬૦, ૬૧, ૬૨, ૬૩, ૬૮, ૬૯, ૭૦ અને ૭૧ પાઠો (બધા મળીને ૪૦ પાઠો)

(બ) પદ્યખાતાની ફટ્ટી ચોપડીમા આવેલા કવિતાના પાઠોમાથી ૧૬, ૨૧, ૨૮, ૩૪, ૩૮ અને ૪૭ (બધા મળીને ૬ પાઠો).

### ઉર્દૂ

પહેલો વિષય:—

(અ) ગદ્ય: મોલ્વી મહમદ ઇસ્માઇલની "ઉર્દૂ પાચમી ચોપડી"

(૧૯૨૩ ની આવૃત્તિ) માથી ૨, ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૨, ૧૫, ૧૮, ૨૧, ૨૩, ૨૫, ૨૮, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૫૨, ૫૩ અને ૫૫ પાઠો (બધા મળીને ૨૦ પાઠો).

(ધ) પદ્ય મોલ્વી મહમદ ઇસ્માઇલની " ઉર્દુ પાચમી ચોપડી (૧૯૨૩ ની આવૃત્તિ)માથી આવેલા કવિતાના પાઠો ૧, ૪, ૬, ૮, ૧૩, ૧૪, ૧૭, ૧૯ અને ૨૦ (બધા મળી ૯ પાઠો)

## ગુજરાતી ઉમેદવારો માટે

(અ) ગદ્ય કન્યાવાચનમાળા પુસ્તક ૩જા ના સઘળા પાઠો

(બ) પદ્ય કન્યાવાચનમાળા પુસ્તક ૩જામાથી ૬, ૯, ૧૨, ૨૨, ૨૬ અને ૩૦ પાઠો (બધા મળી ૬ પાઠો).

## ઉર્દુ ઉમેદવારો માટે

(અ) ગદ્ય મોલ્વી સૈયદ અહમદ અશરફ અશરફી કૃત " સરમાય યે ઉર્દુ" માથી નીચેના પૃષ્ઠ સિવાયના સઘળા પૃષ્ઠના પાઠો.

દર્યાબાતકી ઝીંદગી પૃષ્ઠ ૧ થી ૧૦
સમનેહ ઉમરી કે ફવાઇદ પૃષ્ઠ ૭૭ થી ૮૨.
સીવીલીઝેશન યા તેહઝીબ પૃષ્ઠ ૯૩ થી ૧૦૨
ઉમીદકી ખુશી પૃષ્ઠ ૧૧૦ થી ૧૨૧
બકા એ દવામ કે દરબાર પૃષ્ઠ ૧૨૧ થી ૧૪૧
રૂક્કાત પૃષ્ઠ ૧૪૨ થી ૧૪૯

(બ) પદ્ય હમ્દ પૃષ્ઠ ૧૪૯
દૌલત ઓર વકતજકા મુનાઝીરા પૃષ્ઠ ૧૫૫ થી ૧૫૭
ઈલાજે ગુનાહ પૃષ્ઠ ૧૫૭ થી ૧૫૮. —
મુસદ્દીસત પૃષ્ઠ ૧૭૩ થી ૧૭૬.
મજલો ઇન્કસાર પૃષ્ઠ ૧૭૬.
ખાક-એ-હિંદ પૃષ્ઠ ૧૮૮ થી ૧૮૮.

મોલ્વી સૈયદ અહમદ અશરફ અશરફીના " સરમૈયા-એ-ઉર્દુ " એ નામનુ જ પાઠ્ય પુસ્તક નક્કી કરવામા આવ્યુ છે તેને બદલ ઇચ્છાનુસાર પસંદ કરવા માટે બીજા પાઠ્ય પુસ્તક નામે મોલ્વી મહમદ ઇસ્માઇલ કૃત

પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમાં ઉમરની કોઇ ખાસ મર્યાદા રાખવામા આવતી નથી. પરંતુ કૉલેજમા દાખલ થતી વખતે જેની ઉમર પૂરાં ૧૫ વર્ષની હોય છે તેનેજ દાખલ કરવામા આવે છે. ૧૫ વર્ષથી ઓછી ઉમરની તેમજ ૨૫ વર્ષથી વધારે ઉમરની બાઇઓને કૉલેજમા દાખલ કરવામાં આવતી નથી. પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૨ ના જાન્યુઆરી માસના ગુજરાત શાળાપત્રમા પ્રગટ થએલ કન્યાશાળાના પાંચમા ધોરણના અભ્યાસક્રમ મુજબ લેવામા આવશે. જે બાઇઓ કૉલેજમાં દાખલ કરવા યોગ્ય જણાશે તેમની શારીરિક તપાસ કાઠિયાવાડનાં જનાના મેડિકલ ઓફિસર સાહેબ પાસે કરાવવામા આવશે.

| | |
|---|---|
| બાર્ટન ટ્રેનિંગ કાલેજ. રાજકોટ. તા. ૧-૫-૨૭. | પ્રેમલીલા મહેતા. લેડી સુપરિન્ટેન્ડેન્ટ. |

---

## કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા.

### મુંબઈ ભાગ.

ઈ. સ. ૧૯૨૮ના અપ્રિલમા થનારી (કન્યાઓ માટેની) વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પુસ્તકો મંજુર કરવામાં આવ્યા છે.

### ગુજરાતી (મરાઠી)

**પહેલો વિષય:—**

(અ) ગદ્યખાતાની ૬ ટ્ઠી ચોપડીમાથી ૨, ૫, ૬, ૧૧, ૧૨, ૧૩, ૧૫, ૧૭, ૧૮, ૨૨, ૨૩, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૦, ૩૧, ૩૭, ૩૯, ૪૧, ૪૪, ૪૫, ૪૮, ૪૯, ૫૦, ૫૧, ૫૩, ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૫૯, ૬૦, ૬૧, ૬૨, ૬૩, ૬૮, ૬૯, ૭૦ અને ૭૧ પાઠો (બધા મળીને ૪૦ પાઠો).

(બ) પદ્યખાતાની ૬ ટ્ઠી ચોપડીમા આવેલા કવિતાના પાઠોમાંથી ૧૬, ૨૧, ૨૮, ૩૪, ૩૮ અને ૪૭ (બધા મળીને ૬ પાઠો).

### ઉર્દુ

**પહેલો વિષય:—**

(અ) ગદ્ય મોલ્વી મહમદ ઇસ્માઇલની "ઉર્દુ પાચમી ચોપડી"

# નવો સંદેશો.

**મુંબઈ ઇલાકાની ભૂગોળ. કર્ત્તા પ્રિતમરાય વ્રજરાય દેસાઈ ૦-૫-૦**
**ટેક્સ્ટ બુક તરીકે મંજુરઃ**

રંગીન મુંબઈ ઇલાકાના નકશા સાથે ચોથા ધોરણના અભ્યાસ માટે, નવી પદ્ધતિ સર હિંદુસ્થાનનું સામાન્ય વર્ણન સાથે તૈયાર કરવામા આવી છે. ઉપરાંત જૂદા જૂદા નકશાઓ અને તેના અભ્યાસની પુરતી માહિતી આપવામા આવી છે. નકશાઓ નીચે મુજબના અભ્યાસની પુરતી માહિતી આપનારા છે-ભૂતળ, જાન્યુઆરિ-જુલાઈના ઉષ્ણતામાન, વરસાદ, વસ્તી, વહેપાર માર્ગ, મધ્યવિભાગ, દક્ષિણવિભાગ, સિંધ, હિંદુસ્થાનની ભૂરચના, ગુજરાત પ્રાંત.

**ગુજરાત પ્રાંતની ભૂગોળ. કર્ત્તા વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ ૦-૪-૦**
**ખાતા તરફથી મંજુરઃ**

સાદી અને સરળ ભાષામા ધોરણના અભ્યાસ મુજબ લખેલી છે. સાથે ગુજરાત પ્રાંતનો રંગીન નકશો પણ છે અને તે ઉપરાત-પાચે જિલ્લાના નકશાઓ તથા કાઠીઆવાડ પાલનપુર એજન્સિનો ઇલાયદો નકશો પણ છે.

**આના ગુજરાતી કોપિ કિ. ૦-૧-૬ ટેક્સ્ટ બુક તરીકે મંજુર.**
**આંક અને તેનો ઉપયોગ. ખાતા તરફથી મંજુર છે.**

ચિત્રો સાથે સુખ ગણિતનો પુરો વિષય સમજાવવામા આવે છે અને સરળ દાખલાઓ પણ આપવામા આવ્યા છે. આકનો અભ્યાસ ઘણીજ સરળતાથી કરી શકાય છે. મજબુત પુઠા સામે ગ્લેજ કાગળમા છાપેલો છે.

**કમિશન પુરતું આપવામાં આવે છે.**

સ્કૂલના ઉપયોગની ટેક્સ્ટ બુકો, એક્સરસાઇઝ નોટો, ડ્રોઇંગ બુકો રબર, રંગીન પેનોની ડબીઓ, ફૂટપટીઓ વગેરે સઘળી ચીજો અમો વી. પી.થી મોકલી શું લખો—

**ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો, અમદાવાદ.**
રીચીરોડ રતનપોળના સામે.

પુસ્તક ૬૭ ] [ અંક ૮

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## ઑગસ્ટ, સને ૧૯૨૮.

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા ધારાધોરણો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી મનુષ્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતા વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ,
MED, FRGS IES
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ–અમદાવાદ

## અનુક્રમણિકા



શુદ્ધિપત્રક—પુસ્તક ૬૭, અંક ૭, ટાઇટલ પેજ ત્રીજામાં "બાળક" માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૮ છે તેને બદલે રૂ. ૨–૮–૦ એમ વાંચવું.

## ઉંદરની વાર્તા સંબંધી ઇનામ

શાળાપત્રક પુસ્તક ૬૭ અંક ૬–૭, મા ઉંદરની વાર્તા સમંધી જાહેરખબર છાપેલી છે તેનું ઇનામ નીચેના શિક્ષકને આપવામાં આવે છે

અહમદમિયા ડોસુમિયા ચુવાણુ ... ... ... રૂ. ૨) ઇનામ



# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૭ ]　　ઑગસ્ટ, સને ૧૯૨૮　　[ અંક ૮

## ઇતિહાસશિક્ષણ

( ૧ )

ઇતિહાસ શબ્દને છુટો પાડીએ તો તે ઇતિ+હ+આસ એ મુજબ છે. 'ઇતિ' એટલે એ પ્રમાણે 'હ' એટલે ખરેખર અને આસ (અસ્) એટલે હતું. આ ઉપરથી તેનો વાચ્યાર્થ કોઈપણ વસ્તુની ખરેખર બનેલી હકીકતનું વર્ણન અથવા બ્યાન છે પણ તે ઉપરથી તો મેજ, પત્થર, પતંગીઉ, વગેરેનો પણ ઇતિહાસ હોઈ શકે. આ તેનો વ્યાપક અર્થ છે. વાસ્તવિક રીતે જોતા તેનો રૂઢ અર્થ તો ભૂતકાળની ક્રમવાર રાજકીય હકીકત એ છે. જ્યારે વર્તમાન કાળની હકીકત પ્રત્યક્ષ જ્ઞાનથી જાણીએ છીએ ત્યારે ભૂતકાળમા થએલા બનાવનું વર્ણન આપણે કલ્પનાશક્તિદ્વારા જાણી શકીએ છીએ.

ઇતિહાસના અભ્યાસથી માણસમા ડહાપણ આવે છે એવું એક વિદ્વાનનુ વચન છે. તેની મતલબ એ છે કે ભૂતકાળની હકીકત ઉપરથી આપણે વર્તમાન સમજી શકીએ છીએ અને તે ઉપરથી પ્રજાની યા દેશની ભાવિ સ્થિતિ કેવી થશે તેનો અંદાજ કે અનુમાન થઈ શકે છે. આવી રીતે ઐતિહાસિક જ્ઞાનથી આપણને બોધ મળે છે અને તેની મદદથી ભવિષ્ય કેવુ ઘડાશે તેની ઝાખી આપણને થઈ શકે છે.

કોઈપણ પ્રજાની અમુક સ્થિતિ કયા કારણથી થઈ હોય છે તે ઇતિ-

હાસ ઉપરથી માલમ પડે છે. હિંદુઓની ઘરમાં ભરાઈ રહેવાની ટેવ, તેમની અસંખ્ય ન્યાતો, મૂર્તિપૂજા, લગ્નના રિવાજ તેમજ બીજી હાલની સંસ્થાઓની ખરી સમજ આપણને ઇતિહાસ ઉપરથી થાય છે. પ્રજાની અંદર ચાલતા રીતરિવાજોમા તથા વિચારોમાં ફેરફાર કરવો હોય તો તેને માટે ઐતિહાસિક હકીકત આપણે માટે ખરો ભોમિઓ છે, કારણ કે તેની મદદથી શો સુધારો કરવો એ આપણે શોધી શકીએ છીએ. ઇતિહાસનો બીજો ફાયદો પ્રજામા સ્વદેશભક્તિ પ્રેરવાનો છે. તેના સારા અભ્યાસથી પ્રજાનું આત્મગૌરવ વધે છે. વિદ્યાર્થીના પૂર્વજોએ કરેલા પરાક્રમથી તેમનામાં ઉત્સાહ અને સ્વદેશપ્રીતિ જાગ્રત થાય છે. ભામાશાની રાજભક્તિ, પ્રતાપની દેશભક્તિ જેવા દ્રષ્ટાંતથી ઉછરતી પ્રજામાં નાગરિક તરીકેની ફરજ સતેજ થાય છે.

ઇતિહાસના અભ્યાસથી આપણને મનુષ્યસ્વભાવનું યથાર્થ જ્ઞાન મળે છે, કારણકે સાહસ અને સત્ય, વફાદારી તથા પરોપકાર, ફરજ, ઈર્ષા રાજ્યલોભ, વગેરે મનોવૃત્તિનો આબેહુબ ખ્યાલ તેમાં ડગલે ડગલે આપણને મળી આવે છે. વળી રાજ્યપ્રપંચ, અદેખાઈ, સ્વાર્થ, વગેરે અનિષ્ટ મનોવિકાર તથા આવેશનું તાદશ્ય ચિત્ર આપણી નજર આગળ ખડું થાય છે. એક વિદ્વાને કહ્યું છે કે ઇતિહાસ એ મહાન પુરુષોના જીવનચરિત્રરૂપ છે, એટલે ઇતિહાસના મુખ્ય બનાવ અને તેનું સ્વરૂપ મહાન પુરુષના જીવનચરિત્ર વડે ઘડાએલું હોય છે. તેના અભ્યાસથી તેમના જીવનના ઝીણા ઝીણા સંજોગો જાણવામા આવવાથી આપણામાં ઉત્સાહ ફેલાય છે, અને તેમના જેવા મહાન કાર્યોનું અનુકરણ કરવાનું આપણને મન થાય છે. આવી રીતે ઇતિહાસમાથી આપણને નીતિબોધનો પાઠ મળે છે.

ખરો ઇતિહાસ કોને કહેવો એ ઉપયોગી પ્રશ્ન છે. સાધારણ રીતે તો ઇતિહાસમાં રાજાઓની લડાઈનું વર્ણન, તેમના જીતેલા મુલકનાં નામ, તેમની સાલવારી, અમીરવર્ગની રાજ્યખટપટ તથા અંદર અંદરના કલહ, વગેરે બાબતો લખેલી હોય છે. ખરી રીતે જોતા તેમાં પ્રજાની સ્થિતિનું વર્ણન હોવું જોઈએ. પ્રજા પરતંત્ર છે કે સ્વતંત્ર, રાજાની કે અમીરવર્ગની સત્તા ચાલે છે, રાજ્યવ્યવસ્થાને લીધે પ્રજાની ઇચ્છા મુજબ કાયદાકાનુન ઘડવામાં આવે છે કે કેમ તથા તેને અંગે પ્રજાની સુખદુઃખની સ્થિતિ, તેમજ તેની રહેણીકરણી, વિચાર તથા લગ્ન ને ધર્મની ભાવના, સ્થાપત્ય કળા, કેળવણી, સાહિત્ય વગેરે બાબતોની સ્થિતિ કેવા પ્રકારની છે, તેનું રસિક વર્ણન સારા ઇતિહાસમાં હોવું જોઈએ.

ઇતિહાસ સમજવા માટે વાંચનારમાં ઉંચી કલ્પનાશક્તિ હોવી જોઈએ. અમુક યુગનો ઇતિહાસ વાંચતી વખતે હાલની સ્થિતિ ભૂલી જઈને તે કાળના રીતરિવાજ તથા રહેણીકરેણી વગેરેનું ચિત્ર લેખકના વર્ણન ઉપરથી આપણા મનમાં ખડું કરવાનું છે; નહિતો ઇતિહાસની છાપ ઘણી ઝાંખી પડે છે. કલ્પનાશક્તિની સાથે યાદદાસ્ત પણ કેળવાય છે, કારણકે તેમાંની ઘણી હકીકત આપણને યાદ રાખવી પડે છે અને તેને સંબંધપૂર્વક ગોઠવવી પડે છે. તેની સાથે વિવેકશક્તિ પણ ખીલે છે કારણકે ઘણી વખત અમુક બનાવના સારાસાર વિષે તુલના કરવી પડે છે. દા. અકબરની અને ઔરંગઝેબની રાજનીતિ વિષે આવા મુકાબલાથી આપણને સ્વતંત્ર વિચાર અને તુલના કરવાની ટેવ પડે છે.

(૧) ઇતિહાસશિક્ષણ વધારે રસિક અને ફળદાયી થાય તે માટે પ્રથમ શિક્ષકે વિદ્યાર્થીની આસપાસની સ્થિતિનો ઇતિહાસ અવલોકનદ્વારા શીખવવો જોઈએ. જેવી રીતે ભૂગોળશિક્ષણમાં પ્રથમ સ્થાનિક ભૂગોળ પાકી કરવામાં આવે છે અને તેની મદદથી બાળકો દૂરના પ્રદેશની હકીકતો કલ્પનાદ્વારા સમજી લે છે તેવી રીતે પ્રથમ તો વિદ્યાર્થીની પરિસ્થિતિને લગતો સ્થાનિક ઇતિહાસ ગામની આસપાસ આવેલાં ઐતિહાસિક ચિહ્નોનું અવલોકન કરાવી અદ્‌ભુત વાર્તા તથા દંતકથાદ્વારા તે શીખવવો જોઈએ.

(૨) પછી સાહસ, શૌર્ય, દેશભક્તિ, સ્વાર્પણ, વગેરે ગુણવાળા મહાન પુરુષોનાં જીવનચરિત્રો યોગ્ય રીતે તેમને આકર્ષક શૈલીથી કહેવા જોઈએ કે જેથી તેમની કલ્પનાશક્તિ તેમજ વીરપૂજાની ભાવનાને પોષણ મળે. આ અવસ્થામાં સંબંધપૂર્વક ઇતિહાસ શીખવવાની જરૂર નથી પણ વિદ્યાર્થીને આ વિષયમાં રસ લાગે અને તેની જિજ્ઞાસા ઉત્તેજિત થાય એવી રીતે ઇતિહાસ શીખવવો જોઈએ. બાળકોને વીરરસની વાર્તા સાંભળવી બહુ ગમે છે, અને તેથી કોઈવાર તેમને શૂર પણ ચડે છે. આ પ્રમાણે ઇતિહાસ પ્રત્યે તેમનો શોખ ઉત્પન્ન કર્યા પછી રીતસરનું શિક્ષણ શરૂ કરવું.

(૩). હવે વિદ્યાર્થીને સંબંધપૂર્વક ઇતિહાસ શીખવવાની રીત નીચે પ્રમાણે છેઃ—

પ્રથમ શિક્ષકે જુદાં જુદાં ઇતિહાસના પુસ્તકમાંથી તે વિષયને લગતી હકીકત એકઠી કરી પાકની સારી તૈયારી કરવી. પછી તેના અમુક ભાગનો આરંભ કર્યા પછી તેને વ્યાખ્યાન રૂપે કહી જવો. એ પ્રસંગે નકશો

કાઢી તેમાં લડાઈનાં સ્થળ બતાવવાં યા નકશાના ખોખામાં તે પૂરવાં. દા. તરીકે, પાટણ ઉપર લૂંટડે નાખેલો ઘેરો તથા લડાઈ. બને તો આવા પ્રસંગે લશ્કરની વ્યૂહરચના જુદા જુદા રંગદ્વારા કાઢી લડાઈનો સચોટ ખ્યાલ આપવો અને તે ઉપરથી શું પરિણામ આવ્યું તે સ્પષ્ટ કરવું. ચિત્રનો તેમજ આકૃતિનો યોગ્ય ઉપયોગ કરવો.

૪. જુદા જુદા પ્રસંગો તથા બનાવોનો મુકાબલો એટલે મળતાપણું તથા જુદાપણું અવશ્ય બતાવવું. દા. તરીકે, ઔરંગઝેબ અને અકબરની રાજનીતિ, શિવાજીના વખતની અને અંગ્રેજી મહેસુલપદ્ધતિ વગેરે. પછી શિક્ષકે સવાલ પૂછી તે બાબત પાકી કરાવવી અને છેવટે વિદ્યાર્થીની મદદથી કા. પા. ની નોંધ લખવી. આવી રીતે તે પાઠનો બીજો ભાગ પણ શીખવવો અને છેવટે કેટલાક વિદ્યાર્થી પાસે તેનું સળંગ વર્ણન કરાવવું.

ઇતિહાસ રસિક કરવાનાં સાધન—(૧) ઇતિહાસનો સંબંધ અવશ્ય ભૂગોળ સાથે જોડવો, કારણ કે ઇતિહાસનું સ્વરૂપ ભૌગોલિક સ્થિતિ ઉપરથી ઘડાય છે. દુનીઆની ભિન્ન ભિન્ન પ્રજાનો ઇતિહાસ તે દેશની કુદરતી રચના, આબોહવા, જમીનનું તળ અને સૃષ્ટિસૌંદર્યના આધારે ઘડાયો છે. દા. તરીકે, પર્વતીય પ્રદેશ અને સપાટ પ્રદેશ પર રહેનાર તથા દરીઆના કાંઠા ઉપર અને જમીનની અંદરના ભાગમા રહેનારની પ્રકૃતિ જુદી જુદી હોય છે, અને તે પ્રમાણે તેમનો ઇતિહાસ જોવામાં આવે છે. તેથી એક વિદ્વાને કહ્યું છે કે ઇતિહાસ એ દેશનો આત્મા છે અને ભૂગોળ એ તેનું શરીર છે.

(૨) શિક્ષકનામાં વક્તૃત્વ કે વર્ણનશૈલી સારી હોવી જોઇએ.

તેણે વાર્તા કહેવાની કળા કેળવવી જોઇએ. સરળ ભાષામાં રસભર્યું વર્ણન કરવાથી તે બાબત આપોઆપ યાદ રહી જાય છે. ખંડિએર, શિલાલેખ, હથિયાર, તામ્રપટ, જુનાં મકાનો, સિક્કા, વગેરેની મદદથી ઇતિહાસનું જ્ઞાન સ્પષ્ટ અને સચોટ કરવું. જો શહેરમાં સંગ્રહસ્થાન હોય ત્યાં બાળકોને લઈ જઈ તે સમયના ઇતિહાસનો આબેહુબ ખ્યાલ આપવો તેમજ તે ઉપરથી તેમને ઐતિહાસિક હકીકત ઉપજાવવી કાઢતાં શીખવવી જોઈએ. શિક્ષકે બનતાં સુધી ચિત્રનો ઉપયોગ કરવો. ઇતિહાસનો સાહિત્ય સાથે સંબંધ જોડવો. દાખલા તરીકે, વાચનમાળાના પાઠ તથા તેમાં આવતી કવિતા વગેરેનો તેની સાથે સંબંધ જોડવો. "જયજય ગરવી ગુજરાત" તથા "ઇતિહાસની આરસી" જેવી કવિતાનો ઉપયોગ કરવો.

(૫) ઇતિહાસમાં આવતા પ્રસંગોનાં ચિત્ર કાઢી તે બાબત સ્પષ્ટ કરવી

જોઈએ, તેમજ હસ્તઉદ્યોગથી તેને લગતી વસ્તુઓ તેમની પાસે કાગળ, કાર્ડબોર્ડ કે માટી વગેરે સાધનથી બનાવરાવવી જોઈએ. દા. તરવાર, મુગટ, ઢાલ ટોપ, બખતર, રણશિંગડુ, રાજાનું સિંહાસન, કિલ્લો, વગેરેનો ખ્યાલ તેવી ચીજો બનાવવાથી દઢ થઈ શકશે. બાળકોને કામ કરવાનું વધારે પસંદ હોય છે તેમજ તેમનામાં વીરપૂજાનો ભાવ વધારે તીવ્ર હોય છે. આવી મનોવૃત્તિનો લાભ લઈ શિક્ષકે તેમની પાસે હસ્તઉદ્યોગ કરાવવો, તેમજ અમુક પ્રસંગને નાટયસ્વરૂપમાં ફેરવી તે ભજવી બતાવવો જોઈએ. વીર પુરુષો પ્રત્યે તેને ભાવ હોય છે તેથી દેશના મહાન પુરુષોના જીવનવૃત્તાંત સાથે બીજી ઐતિહાસિક બીનાઓ જોડી દેવી જોઈએ. આને લીધે તેમને ઇતિહાસમાં સારો રસ પડશે. શિક્ષકે લુખી હકીકત કહી જવાને બદલે ઐતિહાસિક બાબતનું રસભર્યું વર્ણન કરવું જોઈએ તેમજ વિશેષ હકીકતનો ઉપયોગ કરી વિદ્યાર્થીની જિજ્ઞાસા સતેજ કરવી જોઇએ.

(૬) છાપેલા નકશાને બદલે કા. પા. પર નકશો કાઢી તેમાં શહેર પૂરવાથી અથવા તેમાં રસ્તો બતાવવાથી બાળકના મન ઉપર અજબ અસર થાય છે. ઇતિહાસના વિષયમાં નકશાની ખાસ જરૂર છે કારણ કે તેથી વર્ણવેલી હકીકતની છાપ સ્પષ્ટ અને સચોટ પડે છે.

(૭) ઇતિહાસશિક્ષકે વર્ગમાં કાળદર્શક નકશો રાખવો જોઈએ. જેમ જેમ તે વિષયમાં તે આગળ વધતો જાય તેમ તેમ મુખ્ય સાલવારી થોડી હકીકત સાથે તેમાં પૂરવી જોઈએ. આવા નકશાને લીધે વિદ્યાર્થીને કાળની ગણનાનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. ફક્ત મોઢેથી લડાઈનું વર્ણન કરવાને બદલે જો કા. પા. પર સામસામા લશ્કરની સ્થિતિ બતાવી તેનું વર્ણન કરવામાં આવે તો તે વધારે સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

(૮) જો બને તો મેજિક લેન્ટર્નદ્વારા ઇતિહાસનાં ચિત્રો બતાવવાં કારણ કે તેથી છાપ સચોટ પડે છે અને તે હકીકત ઘણો વખત યાદ રહી શકે છે.

(૯) કોઈ કોઈવાર ઇતિહાસ શીખવતી વખતે રાજાના ગાદીએ બેસવાના હકનો સ્પષ્ટ ખ્યાલ આપવાની જરૂર પડે છે. તેને માટે જો કા. પા. પર તેનું વંશવૃક્ષ દોરવામાં આવે તો તે બાબત સહજ સમજાય છે.

(૨)

પ્રાથમિક શાળાઓના ત્રીજા ધોરણ સુધીમાં તો ઇતિહાસ શીખવવામાં આવતો નથી. તેની શરૂઆત ચોથા ધોરણથી કરવામાં આવે છે

એટલે કે જ્યાંસુધી બાળક ચોથા ધોરણમાં ન આવે ત્યાંસુધી તેને ઇતિહાસ એ શું છે તેનો ખ્યાલ હોતો નથી; પણ બાળકો ઘરમાં કે બહાર પોતપોતાના ગામની દંતકથાઓ, ધર્મશાસ્ત્રમાંની વાર્તાઓ ઘણી વખત માબાપને મોઢેથી કે બીજાઓ પાસેથી સાંભળે છે. આ દંતકથાઓ કે પુરાણની વાર્તાઓ ઇતિહાસની ઝાંખી આરસી છે, અને તેથી તેમને ઇતિહાસનો આડકતરી રીતે પરિચય થાય છે. આવી સ્થિતિ હરકોઈ દેશમાં હોય છેજ. જંગલી મનુષ્યોમાં પણ ઇતિહાસ એક અથવા બીજા રૂપમાં હોય છે. પાળીઆ, દેહેરાં, શિલાલેખ તથા પરંપરા વગેરે ઇતિહાસનાં સાધન છે.

આવાં ચિ ા, દંતકથાઓ, પુરાણની વાર્તાઓ ઇતિહાસના પ્રાથમિક પગથીઆંરૂપે લઈ તેમાંથી ઇતિહાસ પ્રત્યે બાળકોનો પ્રેમ ઉત્પન્ન કરી શકાય છે. પણ આવો શોખ ઉત્પન્ન કરવા માટે વાર્તા કહેવાની પદ્ધતિ, તેને માટે જોઈતાં સાહિત્ય અથવા કુદરતનું અવલોકન ઘણું જરૂરનું છે, તેમજ શિક્ષકની વર્ણનશૈલી આકર્ષક હોવી જોઈએ. આપણા ઇતિહાસના વીર પુરુષોના પરાક્રમો, સાહસ તથા તેમનાં ચરિત્રો વાર્તાદ્વારા સમજાવવા જોઈએ એટલુંજ નહિ પણ કા. પા. પર નકશા અને રેખાચિત્રો કાઢી તે વિષયનું જ્ઞાન સ્પષ્ટ કરવું જોઈએ. દા. તરીકે, કાઠિઆવાડના ઇતિહાસમાં ખંડિએરો, કિલ્લાઓ, શહેરની આસપાસના ગઢો, પાળીઆ, મહેલો અને તેની રચના, આસપાસની સ્થિતિ, સંરક્ષણના લીધેલા ઇલાજોનાં દૃશ્યો- આ બધું વર્ણનદ્વારા સચોટ સમજાવી શકાય, તથા ચિત્રોદ્વારા અથવા પર્યટનદ્વારા પણ તેનો આબેહુબ ખ્યાલ આપી શકાય. કેવળ શુષ્ક વર્ણનથી ઇતિહાસનો હેતુ સરતો નથી. ગુજરાતની રમ્ય ભૂમિમાં એવા ઘણાં દૃશ્યો માલમ પડે છે. વાવ, કુવા, તળાવો, બીજાં ખંડિએરો, ગઢો, વગેરે ઇતિહાસની આપણને ઠીક ઝાંખી કરાવે છે.

આ પ્રમાણે મોંઢાના વર્ણન સાથે બીજાં સાહિત્યોનો ઉપયોગ કરી
જ્ઞાન સ્પષ્ટ જાન સચોટ ... બાળકનામાં ઉત્પન્ન કરી શકાય છે. ઇતિહાસ-
લઈ જઈ તે સમયના ઇતિહાસનો તના વીરો, તેમનાં પરાક્રમો, વગેરેનાં
ઉપરથી તેમને ઐતિહાસિક હકીકત ાગળ તે ખંડાં કરે છે અને તેથી તે બાબતો
શિક્ષકે બનતાં સુધી ચિત્રનો ઉપયોગ ત થતી જાય છે.
સંબંધ જોડવો. દાખલા તરીકે, વાચનમા ાને આરંભ કર્યા પછી તેમને જાતે
વગેરેનો તેની સાથે સંબંધ જોડવો. " જોઈએ. તેમને તેમની મેળે વાર્તાઓ
" ઇતિહાસની આરસી " જેવી કવિતાનો ાંખી કરી લેવી જોઈએ. બાળકોએ
(૫) ઇતિહાસમાં આવતા પ્રસંગોનાં ાર્તાઓ શોધી કાઢી વાંચવી જોઈએ.

ઇતિહાસને ભૂગોળ સાથે ગાઢ સંબંધ છે એ વાત ભૂલી જવી જોઈએ નહિ અને તેથી શિક્ષકને પણ કોઈ દેશ કે સ્થળનો નકશો અને તેનું રેખાચિત્ર કા. પા. પર ઝડપથી કાઢતાં આવડવું જોઈએ અને વિશેષમાં બાળકો પણ આગળ જતાં એવાં ચિત્રો કાઢી શકે તેની રીતની તેમને તાલીમ મળવી જોઈએ.

ઇતિહાસમાંથી કોઈ મુખ્ય બાબતને પસંદ કરી તેની સાથે સંબંધ ધરાવતી હકીકત બરાબર ગુંથી દેવી જોઈએ. તે મુદ્દાને એક કેન્દ્રરૂપ બનાવી ઘણી ઘણી ઐતિહાસિક બાબતો તેની સાથે જોડી રસમય કરી શકાય. એ પ્રમાણે તે વિષયના જુદા જુદા મુદ્દા લઈ તેમનું નિરૂપણ આવી શૈલીથી કરવાથી વિદ્યાર્થીને ઘણો રસ પડે છે, અને તેઓ જલદીથી તે બાબત ભૂલી જતા નથી.

જેમ જેમ વિષયનું નિરૂપણ થતું જાય અને બાળકો તેનું યથાર્થ સ્વરૂપ સમજતા જાય તેમ તેમ શિક્ષકે કા. પા. પર ચોકસ વાક્યોમાં સારરૂપે તેની ટૂંકી નોંધ કરતા જવું જોઈએ, અને તે નોંધ એક નોંધપોથીમાં કાયમને માટે રહેવી જોઈએ. ઉપરની યોજના પ્રમાણે કામ કરવામાં શિક્ષકને શરૂઆતમાં ઘણી મુશ્કેલી પડે છે પણ જો તેમ ન થાય તો ઇતિહાસશિક્ષણ નીરસ અને નિરર્થક થાય છે, તેમજ તેમાં વિદ્યાર્થીને ગુંચવાડો ઉભો થાય છે. આ કારણને લીધે ગમે તે ભોગે પણ તે પ્રમાણે કામ થવું જોઈએ. આનો ખાસ લાભ એ છે કે વિદ્યાર્થી કાર્યકારણનો સંબંધ સમજે છે, અને યુક્તિસર ( પદ્ધતિસર ) કામ કરવાની તેને ટેવ પડે છે.

બાળકો સાંભળેલી વાતો કોઈ વખત ફરીથી બોલી જાય, તથા કોઈ વખત લખી જાય એ જરૂરનું છે. આથી શિક્ષકની સૂચના વિના પણ વિદ્યાર્થી પૂર્ણ વાક્યમાં જવાબ આપી શકે છે અને બનાવોનું વર્ણન તેઓ સંબંધપૂર્વક કરી શકે છે. આ પ્રમાણે તેમને નિબંધ લખવાની તાલીમ મળે છે, અને એને અંગે તેમનામાં ધ્યાન, રસ, તુલનાશક્તિ, તથા સ્વપ્રયાસના ગુણ આપોઆપ આવે છે, તેની સાથે તેમની લેખનકળા પણ કેળવાય છે.

જ્યારે ઇતિહાસનું શિક્ષણ આવી રીતે આપવામાં આવે છે ત્યારે બાળકો સમક્ષ મુશ્કેલીના પ્રસંગો આવી ઉભા રહે છે પણ બાળક ધીમે ધીમે તે દૂર કરી શકે છે. દરેક ઐતિહાસિક પ્રસંગને તે નવી દૃષ્ટિએ જુએ છે અને તે સમજવા માટે તેને અસાધારણ મુશ્કેલી નડે છે તેથી તે તેની બુદ્ધિ તથા સર્જનશક્તિને કામે લગાડે છે તેમજ ભવિષ્યનો વિચાર કરવાની

તેની ટેવ કેળવાય છે. વળી સંબંધપૂર્વક વિચારશ્રેણિ હોવાથી તેને કુદરતી રીતે પદ્ધતિસર કામ કરવાની ટેવ પડે છે.

ઇતિહાસશિક્ષણ સુવ્યવસ્થિત થાય અને એનો હેતુ બરાબર રીતે પાર પડે એટલા માટે શિક્ષકે દરેક બનાવની હકીકત સ્વતંત્ર રીતે તેના ખાસ લક્ષણ સહિત તૈયાર કરવી જોઈએ તથા મહાન પુરુષોનાં જીવનવૃત્તાંતોની બીના પણ શોધી કાઢવી જોઈએ, અને ત્યારપછી તેનો બરાબર સંબંધપૂર્વક ખ્યાલ આપવો જોઈએ. ઇતિહાસશિક્ષણ એવું હોવું જોઈએ કે ભૂતકાળનો ઇતિહાસ એ વર્તમાનના કારણરૂપે છે એમ તેમને સ્પષ્ટ સમજાવું જોઈએ.

ઉપર જણાવ્યા પ્રમાણે વાર્તાથી ઇતિહાસના શિક્ષણનો આરંભ કરવો જોઈએ બાળકોનો તેના પ્રત્યે રસ ઉત્પન્ન કર્યા પછી તેઓ પોતે ઉમંગથી ઇતિહાસ શીખે તેને માટે ઉત્તેજન આપવું જોઈએ. શિક્ષક પણ જ્ઞાન સંપન્ન હોવો જોઈએ. ઇતિહાસશિક્ષણના પુસ્તકો, ચિત્રો, નકશાઓ વગેરે તૈયાર રાખવામાં આવે તોજ શિક્ષણ સફળ થાય છે.

## ગુજરાતના ઇતિહાસનો કાળદર્શક તખ્તો

| વર્ષ | વિશેષ હકીકત |
|---|---|
| ઇ. સ. પૂર્વે ૧૫૦૦ થી ઇ. સ. પૂર્વે ૫૦૦ ના સમયમાં. | અર્ધપૌરાણિક યાદવો આવ્યા. |
| ઇ. સ. પૂર્વે ૩૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીમાં | ગ્રીક, બૅક્ટ્રીઅન, પાર્થિઅન અને શક વગેરે આવ્યા. |
| ઇ. સ. ૬૦૦ થી ઇ સ. ૮૦૦ સુધીમા | ઇરાનથી નાસી છૂટેલા પારસીઓ અને તેની પાછળ આરબો આવ્યા. |
| ઇ. સ. ૯૦૦ થી ૧૨૦૦ સુધીમાં | મંગોલીઅન જેવા યાચીઆ લોકો આવ્યા. |
| ઇ. સ ૧૨૫૦ થી ૧૩૦૦ સુધીમાં | જ્યારે ખુલ ગુખાને ઈરાન તારાજ કર્યું, ત્યારે પારસીઓ આવ્યા, અને નવાયત મુસલમાનો આવ્યા. |
| ઇ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ સુધીમાં | ફિરંગીઓ અને તુર્ક લોકો આવ્યા. |

| | |
|---|---|
| ઇ. સ. ૧૬૦૦ થી ૧૭૦૦ સુધીમાં | આરબો અને ઇરાની અખાતના ચાંચીઆ લોકો આવ્યા. |
| ઇ. સ. ૧૫૦૦ થી ૧૮૦૦ સુધીમાં | આફ્રિકન, આરબ, ઇરાની અને મકરાણી જેવા સૈનિકવર્ગો નસીબ અજમાવવા આવ્યા. |
| ઈ. સ. ૧૬૦૦ થી ૧૭૫૦ સુધીમાં | વેપારને માટે આર્મિનિઅન, ડચ અને ફ્રેંચ લોકો આવ્યા, |
| ઇ. સ. ૧૭૫૦ પછી | અંગ્રેજો આવ્યા. |
| ઇ. સ. પૂર્વે ૨૦૦ થી ઇ. સ. પૂર્વે ૫૦૦ સુધીમાં | શક અને હૂણ લોકો આવ્યા, મૌર્ય અને ક્ષત્રપો પણ દાખલ થયા. |
| ઇ. સ. ૪૦૦ થી ૬૦૦ ના સુમારમાં | ગુર્જરો આવ્યા, ગુપ્ત અને ગુર્જરો સમકાલીન ગણાય છે. |
| ઇ. સ. ૧૨૦૦ થી ૧૫૦૦ સુધીમા | અફઘાન, તુર્ક, મોગલ અને બીજા મુસલમાનોનાં ટોળાં આવ્યાં. |
| ઇ. સ. ૧૩૦૦ થી ૧૫૦૦ સુધીમા | જાડેજા અને કાઠીઓ આવી વસ્યા. |
| ઇ. સ. ૧૭૮૦ પછી | અંગ્રેજો દાખલ થયા. |

## ગુજરાતના ઇતિહાસનાં પુસ્તકો


૧ રાસમાળા–ભા. ૧ અને ભા. ૨
૨ મિરાતે સિકંદરી
૩ મિરાતે મેહેમદી
૪ ગુજરાતનો ઇતિહાસ ક્રિસ્તિાકૃત
૫ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ–રા. બા. ગોવિંદભાઈ કૃત
૬ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ. ,, ,,
૭ રત્નમાળ–સંપાદક, રા. રેવાશંકર અંબારામ ભટ્ટ
૮ સૌરાષ્ટ્રનો ઇતિહાસ–રા. ભગવાનરાય સંપતરાય
૯ ગુજરાતનો ઇતિહાસ–મી. એદલજી ડોસાભાઇ
૧૦ અમદાવાદનો ઇતિહાસ–રા. મગનલાલ વખતચંદ

# કેળવણી કેવી હોવી જોઇએ.*

વિદ્યાર્થીના માનસિક અને નૈતિક શિક્ષણ અર્થે માધ્યમિક શાળાઓ કેટલું કરી શકે તેનો આધાર બીજી સંસ્થાઓ કેવા પ્રકારની પ્રગતિ કરે છે તેના ઉપર છે. વિદ્યાપીઠો શિક્ષકોદ્વારા કેવા પ્રકારનું વાતાવરણ ઉત્પન્ન કરી શકે છે અને બાળકોની બાબતમાં પ્રાથમિક શાળાઓ કેવો સુધારો કરે છે એ બે બાબતો ઉપર માધ્યમિક શિક્ષણના વિકાસના સ્વરૂપનો આધાર રહે છે ખરૂં જોતાં તો નાનાં બાળકોથીજ કેળવણીની સારી શરૂઆત થવી જોઇએ. જો ઉચું શિક્ષણ વાસ્તવિક, ફળદાયી અને આકર્ષક બનાવવું હોય તો બાળકોની ટેવો તેમજ તેમના શરીર અને મનનો વિકાસ આપણે યોગ્ય રીતે થાય એવી યોજના કરવી જોઈએ. જે કાંઈ સત્ય, સારૂં અને સુંદર હોય તે પ્રત્યે તેમના વિચારો વાળવા જોઈએ. ખરી રીતે આજ ઉચા શિક્ષણની શરૂઆત છે. નાનાં બાળકોની શાળાઓમાંજ ઉંચા પ્રકારનું શિક્ષણ અપાય તોજ તેથી સારૂં પરિણામ આવે છે. બાળકની શિક્ષણ-પદ્ધતિમાં ઉત્તમ પ્રકારની કેળવણીનાં તત્ત્વો જાણે ઓતપ્રોત થઈ ગયાં હોય તેવી રીતે તે બધાં તેમાં હોવાં જોઈએ. બાળકોની વૃત્તિઓ અમુક પ્રકારનું વલણ પકડે તે પહેલાંના સમયમાં બાળવર્ગનો શિક્ષક તેમની સાથે કામ લે છે. આ કારણને લીધે એવે સમયે શિક્ષકનો સમભાવ, તેની બાહોશી, બુદ્ધિ અને કલ્પનાશક્તિની ચપળતા, અને શિક્ષણને ફળદાયી કરવાની શક્તિ-આ બધી મહત્વની યોગ્યતાને લીધે તેના ઉપર અસાધારણ જવાબદારી રહે છે. સંખ્યાબંધ સ્ત્રી શિક્ષકો જેઓ નાનાં બાળકોને કેળવવાની અને શિક્ષણ આપવાની કળામાં પારંગત થયાં છે તેમની પ્રત્યે જગત અત્યંત ઋણી છે. તેનો ખરી કદર શું આપણે કરી શકીશું? જે દેશની ગ્રામ્ય શાળાઓમાં સ્ત્રીઓ શિક્ષક તરીકે કામ નથી કરતી અને જ્યાં ઘણા દોષો વહોરી લેવાનું જોખમ તેમને હોય છે ત્યાં તેવા સંજોગોમાં સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણની યોજના ફળીભૂત કરવાની શી આશા રાખી શકાય? બેલ અને લેન્કેસ્ટરના સમયથી યુરોપમાં પ્રાથમિક શિક્ષણની પ્રગતિ ઘણી થઈ છે, અને આ બાબતમાં પેસ્ટેલોઝી અને તેના શિષ્યો તેમજ ફ્રેબેલ વગેરે કેળવણીકારોના આપણે ઘણા ઋણી છીએ. અત્યારે દુનીઆના કોઈ પણ દેશ કરતાં બ્રિટનના આપણે વધારે ઋણી છીએ એમ હું ધારૂં છું.

---

* લંડનની કેળવણીની સંસ્થાઓની પરિષદ્ વખતે સર માઇકલ ઇ. સેડલરના ભાષણનો સાર.

ઈંગ્લંડમાં નાનાં બાળકોની કેળવણીના વાસ્તવિક સિદ્ધાંતોની ઘણી જરૂર છે પણ તેને અંગે પ્રાથમિક શાળાઓ માટે આપણે શું કર્યું છે? ગામડામાં શાળાના વર્ગો જોઈએ તેટલા પ્રમાણુમાં નાના છે? ત્યાંની શાળાઓમાં શિક્ષકોની સંખ્યા પુરતા પ્રમાણમાં છે? શહેરો તથા ગામડાંઓની શાળાઓ માટે રમતગમતનાં મેદાનો જોઈએ તેટલાં પુરતાં અને વિશાળ છે? કેળવણીખાતાના ખરચના અંદાજપત્રમાં પ્રાથમિક શાળાઓની સુધારણા માટે ખરચના આંકડાને જ્યારે પ્રથમ સ્થાન મળશે ત્યારેજ એ બાબત આપણી કેળવણી પ્રત્યેના આપણા ખરા ઉત્સાહના ચિન્હ તરીકે ગણાશે; પણ આપણે ખરચથી ભડકીએ છીએ. હાલ તેની શાળાઓનાં મકાનોમાં નાના વર્ગો રાખવાથી બાળકોની સંખ્યાના પ્રમાણમાં ઘટાડો થવાથી મુશ્કેલી કંઈક ઓછી થઈ છે એ ખરૂં છે, પણ મકાનો જેવાં જોઈએ તેવાં છે ખરાં? સર્વોત્તમ શિક્ષણના ધોરણે તો સામાન્ય પ્રાથમિક શાળા એકાંત સ્થાનમાં અને સુંદર હોવી જોઈએ, પણ એવી શાળાઓ હાલમાં છે? હસ્તઉદ્યોગ, કળા અને વિજ્ઞાનનાં પ્રાથમિક શિક્ષણ માટે સાહિત્યોની સગવડ કેવા પ્રકારની છે? સૂર્યના તડકાનો અને ખુલ્લી હવાનો આપણી પ્રાથમિક શાળાઓ કેટલા પ્રમાણમાં ઉપયોગ કરી તેનો લાભ લે છે? વૈદકીય નજરે બાળકોને તપાસી આપણે જે જે ખામીઓ હોય તે તે શોધી કાઢીએ છીએ, પણ આપણાથી બની શકે તેટલી મહેનત લઈ તે તે ખામીઓ સુધારીએ છીએ અથવા તો તે અટકાવવાના ઉપાયો લઈએ છીએ?

કેળવણીના આખા પ્રશ્નના પાયારૂપ પ્રાથમિક શાળાઓ એટલે નાનાં બાળકો માટેની શાળાઓ એ મુખ્ય બાબત છે, અને એને માટે આપણે ધ્યાન આપવાની તેમજ ઉદાર મદદ આપવાની ખાસ જરૂર છે. સ્વતંત્રતા સાથે બંદોબસ્ત જાળવનારી, આનંદ સાથે ઉદ્યોગવાળી, સારા મકાનવાળી, તેમજ સાહિત્યસંપન્ન, સારી હવા મળે તેવી સગવડવાળી, તથા રમતગમતનાં વિશાળ મેદાનોવાળી, કળા અને સૌંદર્યવાળી, જ્યાં સંગીત અને જાતીય અભિમાન હોય તથા મનોહર શબ્દ અને વિચારનું વાતાવરણ હોય એવી આદર્શરૂપ પ્રાથમિક શાળા નીપજાવવા આપણામાં જ્ઞાન, કળા અને ઉત્સાહ છે, પણ આવું ગંજાવર ખરચ તથા સાહસ ખેડવા પુરતી આપણામાં ઉદારતા છે? માધ્યમિક શિક્ષણની શાળાઓની સંખ્યામાં એકદમ વધારો કરવા કરતા ઉપર જણાવેલો પ્રશ્ન પ્રથમ ઉકેલવાની વધારે જરૂર છે. બ્રિટિશ કેળવણીના પ્રશ્નમાં સૌથી વધારે જરૂરી બાબત તો

પ્રાથમિક શાળાઓની સુધારણા છે, કારણ કે તે ઉંચા પ્રકારની કેળવણીના મૂળભૂત તત્ત્વરૂપ છે.

કેળવણીના [illegible] આદર્શ મુજબ બાળકોની તંદુરસ્તીને અનુકૂળ હોય એવા સંજોગોમાં શિક્ષણ આપવું જોઈએ. નિયમિત તથા જોરદાર કસરતો વડે તેમનાં શરીરનો વિકાસ કરવો જોઈએ. ઝડપથી અને સચોટ રીતે પદાર્થના ગુણ તથા ભેદ પારખી શકે એવી રીતે તેમની આંખો અને તેમના [illegible] શક્તિ કેળવવી જોઈએ. તેમની સૌંદર્યશક્તિ-કળાદષ્ટિ ખીલવવી [illegible] અને તે સંગીત તથા તાલબંધ ગતિથી બતાવી શકે એવી રીતે તેમને કેળવવાં જોઈએ. તેમને તેમના હસ્તકૌશલ્યનો બરોબર ઉપયોગ કરતાં આવડવો જોઈએ. તેમની ઇચ્છાશક્તિ આત્મસંયમથી મજબુત થવી જોઈએ. સ્વભાષાદ્વારા અને બની શકે ત્યાં બીજી કોઈ ભાષાદ્વારા પોતાના વિચારો સચોટ અને સરળ રીતે દર્શાવતાં તેમને આવડવું જોઈએ. ગણિતદ્વારા આકાર અને સંખ્યાનો પરસ્પર સંબંધ શો છે તે પણ જાણવું જોઈએ. ઇતિહાસ અને સાહિત્યદ્વારા ભૂતકાળનાં વૃત્તાંતો કાંઈક તેમણે સમજવાં જોઈએ; તથા માનવજાતે જગતમાં શું શું પ્રાપ્ત કર્યું છે; તથા મહાન કવિઓ અને સાધુપુરુષો-ઋષિઓએ જીવનનું રહસ્ય કેવી રીતે અનુભવ્યું છે તેના જ્ઞાનથી તેમની દૃષ્ટિ વિશાળ થવી જોઈએ. કેળવણીના એક અંગ તરીકે સૃષ્ટિજ્ઞાનનો અભ્યાસ થવો જોઈએ અને નિરીક્ષણથી મળેલા અનુભવ વડે ખરાં અનુમાન તારવવાને માટે કેટલાં અને કેવી જાતના પ્રમાણની જરૂર છે તે જાણી લેવાની ટેવ તેમને પડવી જોઈએ. એ ઉપરાંત તેમનું મન એવી રીતે તાલીમ પામેલું હોવું જોઈએ કે જેથી તેઓ ઇતિહાસ અને માનવજાતિના વિચારના પ્રદેશોનો વિશાળ અને ઉદાર ખ્યાલ કરી શકે. મહેનત અને ધીરજથી મનુષ્યને સત્યના માર્ગે જવાનું હોય છે તેને માટે તેમણે સતત ઉદ્યોગ અને ચોકસાઈના ગુણ કેળવવા જોઈએ. સૌથી વિશેષ અગત્યની બાબત તો એ છે કે જે શિક્ષણપદ્ધતિ તથા સંજોગોનો ઉપયોગ થઈ શકે તેને લગતી કેળવણી બાળકોને આપવી જોઈએ, સત્ય અને અસત્ય બાબતની તીવ્ર લાગણી તેમનામાં હોવી જોઈએ અને એજ સિદ્ધાંતો તેઓ તેમના ચારિત્રમાં ઓતપ્રોત કરી શકે એવી તેમને ઉંચી તાલીમ મળવી જોઈએ.

આ પ્રમાણે કેળવણીનો મુખ્ય હેતુ બાળકોનો નૈતિક તેમજ માનસિક વિકાસ કરવાનો છે. આગેવાની લઈને કે બીજાની નીચે કામ કરતી

વખતે તેમનામાં જવાબદારી, સાહસ ખેડવાની તથા વ્યવસ્થા અને બંદોબસ્ત જાળવવાની વૃત્તિ, બીજા સાથે સહકારથી કામ કરવાની ટેવ તથા આજ્ઞાપાલન અને અગ્રણી થઈ કામ લેવાની શક્તિ વગેરેનો અનુભવ મળે તે માટે એટલે તેમના સમગ્ર જીવનના વિકાસ અર્થે, શાળાની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિ હોવી જોઈએ.

## સૃષ્ટિનિરીક્ષણ

### યોજના પાંચમી

ભાવનગરમાં સાર્વજનિક ઉપયોગ માટે **પીલગાર્ડન** નામનો એક સુંદર બાગ છે, તેની અંદર ગુલાબ, મોગરો, જૂઈ, ચંપો, હોલીહોક, ધતુરો વગેરે દેશી તથા પરદેશી અનેક જાતનાં પુષ્પો, પપમ, કેળ, ખજુરી, નાળિએરી, આંબો, આશોપાલવ વગેરે અનેક જાતનાં વૃક્ષો તથા જુદી જુદી જાતનાં પશુપક્ષીઓ નજરે પડે છે. પુષ્કળ માણસો આરોગ્ય અને અવલોકન અર્થે આ બાગમાં આવે છે. પ્રાથમિક શાળાઓના શિક્ષકો પણ પોતાના વિદ્યાર્થીઓને અવારનવાર સૃષ્ટિનિરીક્ષણના અભ્યાસ અર્થે આ બાગમાં લઈ જાય છે. ચોથા ધોરણના એક શિક્ષકે પોતાના ઉપયોગ માટે આવા પર્યટનની ફૂલને લગતી એક નોંધ તૈયાર કરેલી તે અમને મળી આવવાથી આ વખત આપવામાં આવે છે.

વનસ્પતિનું સૌથી વધારે ઉપયોગી અને મનોહર અંગ તેનું પુષ્પ છે. વનસ્પતિસૃષ્ટિ અને પ્રાણીસૃષ્ટિમાં દરેકને પોતાની વંશવૃદ્ધિ માટે ભારે કાળજી હોય છે અને પુષ્પ એ વનસ્પતિની વંશવૃદ્ધિનું સાધન હોવાથી તે તેને અતિ પ્રિય હોય છે એટલુંજ નહિ પણ જીવજંતુથી માંડીને મનુષ્ય પર્યંત સૌને પુષ્પની અંદર રહેલા ઉપયોગી પદાર્થો, તેની સુવાસ અને મધુરતા મોહિત કરે છે. વિવિધ જાતનાં ફૂલોની વિવિધ જાતની રચના, તેના આકાર, રંગ અને અંદરના બારીક ભાગો તથા તેમનો કાર્યપ્રદેશ અભ્યાસીઓને મુગ્ધ કરી નાખે છે.

પુષ્પની અંદર રહેલા ઉત્પાદક અવયવોનું વનસ્પતિ કેવી રીતે રક્ષણ કરે છે અને ઉચ્ચ પ્રકારની સંતતિ માટે કુદરતના નિયમોનું કેવી રીતે પરિપાલન કરે છે તથા કેટલી બધી બારીક કાળજી રાખે છે તે મનુષ્યોને પણ બોધ લેવાલાયક હોવાથી શાળામાં ફૂલનો અભ્યાસ આવશ્યક છે.

# એકમપદ્ધતિ અને ત્રિરાશિ

આપણી શાળાઓના અભ્યાસક્રમમાં એકમપદ્ધતિ હાલમાજ દાખલ કરવામાં આવી છે. એકમપદ્ધતિનો ભાગ અભ્યાસક્રમમા આપેલો છે, એટલે-જ શીખવવો જોઈએ એમ સમજીને શહેરોની ઘણી ખરી શાળાઓમા એ શીખવવામાં આવે છે. પણ લોકલબોર્ડ શાળાઓના સેંકડે ૯૫ ટકા જેટલી શાળાઓમા આ પદ્ધતિને સ્થાન મળેલું જોવામાં આવતું નથી. કેટલાક શિક્ષકો એવુ ધારી બેઠા છે કે આ પાશ્ચાત્ય પદ્ધતિ છે, અને તેના વપરાશથી હિંદુસ્તાનમા લાબા વખતથી ચાલતી આવેલી ત્રિરાશિની રીત નાશ પામશે. એકમપદ્ધતિ એ એક નવીન પદ્ધતિ નથી. તેમજ એની અને ત્રિરાશિની વચ્ચે મોટો તફાવત છે એવું કાંઈ નથી.

નાનપણથી છોકરાઓ એકમપદ્ધતિથી ઉદાહરણ ગણતા હોય છે. જેમકે, પાચ પૈસાની ૨૦ ખારેક તો ૯ પૈસાની કેટલી? આ આકનુ ઉદાહરણ આપણે પહેલા ધોરણમાં ગણાવીએ છીએ. છોકરાઓ તે આ રીતે ગણે છે. પાચ પૈસાની ૨૦ ખારેક એટલે એક પૈસાની ચાર ખારેક થઈ. (પાચ ચોક વીસ). એક પૈસાની ચાર ખારેક લેખે નવ પૈસાની ૩૬ ખારેક મળે (ચાર નવે છત્રીસ). ગણવાની આ રીત ખરી છે, પણ આ વિચારસરણિ વિદ્યાર્થીઓ લખીને બતાવી શકતા નથી. આ ઉદાહરણની વિચારસરણિ ક્રમસર લખીએ તો એકમપદ્ધતિજ થાય છે.

| | |
|---|---|
| ૫ પૈસાની ૨૦ખારેક. | |
| ∴ ૧ પૈસાની ૪ ખારેક. | ૨૦ ÷ ૫ = ૪ |
| ∴ ૯ પૈસાની ૩૬ ખારેક. | ૪ × ૯ = ૩૬ |

ત્રીજા ધોરણમાં એકમપદ્ધતિ શીખવતા આપણે છોકરાઓને નવી પદ્ધતિ શીખવતા નથી, એટલે કે જે પદ્ધતિને અનુસરી આજસુધી આંકથી હિસાબ કરાવતા તેને બદલે પહેલાં કરતા કંઈક કઠણ હિસાબો લખાવી ગણતાં શીખવીએ છીએ. જેમકે, ૩૭ કબાટની કિંમત ૨૨૨૦ રૂ. પડે છે તો ૧૩ કબાટની કિંમત કેટલી? આ ઉદાહરણ ગણવાની રીત આંકની મદદથી સહેલા હિસાબો ગણવાની રીત જેવીજ છે. ૩૭ કબાટના ૨૨૨૦ રૂ. પડે છે, એટલે એક કબાટના ૬૦ રૂ. પડે. એક કબાટના ૬૦ પડે તો ૧૩ કબાટના ૭૮૦ રૂ. પડે. આ વિચારસરણિ આપણે નીચે પ્રમાણે લખીએ.-

૩૭ કબાટના ૨૨૨૦ રૂ.
∵ ૧ કબાટના ૬૦ રૂ.
∵ ૧૩ કબાટના ૭૮૦ રૂ.

રૂ. ૨૨૨૦ ÷ ૩૭ = ૬૦ રૂ.
રૂ. ૬૦ × ૧૩ = ૭૮૦ રૂ.

આ ઉદાહરણ નીચે બતાવ્યા પ્રમાણે ત્રિરાશિની રીતે આપણે લખીએ છીએઃ—

| કબાટ | | કબાટ | | રૂ. |
|---|---|---|---|---|
| ૩૭ | : | ૧૩ | :: | ૨૨૨૦ : ( ૪થું રૂ. ) |

$$\text{૪થું રૂ.} = \frac{૧૩ \times ૨૨૨૦}{૩૭} = \text{૭૮૦ રૂ.}$$

આ ઠેકાણે રૂપીઆ અને માગેલી કિંમતવાળા કબાટની સંખ્યાનો ગુણાકાર કર્યો અને આપેલી કબાટની સંખ્યા વડે ભાગીને જવાબ કાઢ્યો. આ રીત છોકરાઓ સમજતા નથી તેથી આવા પ્રકારથી ઉદાહરણ ગણતાં તેમને આ જાદુના ખેલ જેવું લાગે છે. જે પદ્ધતિએ ત્રિરાશિના હિસાબો વાંચવા જોઈએ તે પદ્ધતિસર આપણે વાંચતા નથી. પરંતુ ઉપરનું ઉદાહરણ આપણે ૩૭ કબાટના ૨૨૨૦ રૂ. પડે તો ૧૩ કબાટના કેટલા રૂ. એમ વાંચીએ છીએ. આ ઉદાહરણ ખરેખર ૩૭ કબાટ જેમ ૧૩ કબાટને છે, તેમ ૨૨૨૦ રૂ. જવાબના રૂ. ને છે, એમ વાંચવું જોઈએ.

ત્રિરાશિ શીખવતાં આરંભમાં ગુણોત્તર અને પ્રમાણ એની સમજુતી આપીને પછી ત્રિરાશિ શીખવવી જોઈએ. એવો ક્રમ રાખીએ તોજ છોકરાઓ ત્રિરાશિ સ્પષ્ટપણે સમજી શકે એ ખરૂં છે પણ ગુણોત્તર અને પ્રમાણ શીખવવામાં ઘણો વખત જાય અને ત્રીજા ધોરણના છોકરાઓ આ બાબત કેટલી અને કેવી રીતે સમજે અને તેમા તેમને કેટલી સરળતા મળે એ એક પ્રશ્ન છે. બીજું આજસુધી વિદ્યાર્થીઓ જે પદ્ધતિએ હિસાબ કરતા આવ્યા છે, તે પદ્ધતિ એકદમ છોડવી ઠીક નહિ. તે વખતે ત્રીજા ધોરણમાં એકમપદ્ધતિથી દાખલા કરતાં શીખવીએ તો તેથી વિદ્યાર્થીઓની વિચારશક્તિ સારી કેળવાશે અને તે ફાયદાકારક પણ નીવડશે.

એકમપદ્ધતિએ હિસાબ ગણવાનાં શીખવવાથી અમુક ભાગ પાડવો કે અમુક ગણા કરવા એનો વિચાર કરવાથી તેમની વિચારશક્તિ કેળવાશે જેમકે ૧૫ મણ સાકરના ૯૦ રૂ. પડે તો ૨૩ મણ સાકરનું શું પડશે? એમાં ૧ મણ સાકર એ ૧૫ મણ સાકરનો ૧૫ મો ભાગ છે, માટે ૧૫ મણની કિંમત જે ૯૦ રૂ. પડે છે, તેના ૧૫મા ભાગની કિંમત ૧ મણ સાકરની થાય. તેજ પ્રમાણે ૨૩ મણ એ ૧ મણથી ૨૩ ગણા છે માટે ૨૩ મણની કિંમત ૧ મણની કિંમતથી ૨૩ ગણી પડે. શિક્ષકે છોકરાઓને

એકમપદ્ધતિથી ગણવાની રીત શીખવતાં પહેલાં આવાં સહેલાં ઉદાહરણ લઈ આ બાબત ચોક્સ સમજાવવી. નવીન અભ્યાસક્રમ પ્રમાણે ત્રીજા ધોરણમાં અપૂર્ણાંક શીખવવાનાં છે તેથા ૧૫મો હિસ્સો એટલે $\frac{૧}{૧૫}$; ૨૭ મો હિસ્સો એટલે $\frac{૧}{૨૭}$, એવી સમજ વિદ્યાર્થીઓના લક્ષમાં સહજ આવશે. જેમ જેમ આવા હિસાબો ગણાઈ કરીને અથવા ભાગ કરીને વધારે ગણવામાં આવશે તેમ તેમ મહાવરો થવાથી વિચારશક્તિ સંપૂર્ણ કેળવાશે. ૨૪ રૂપીઆ ૪ રૂપીઆથી કેટલા ગણા છે? ૪ રૂપીઆ ૨૪ રૂપીઆનો કેટલામો ભાગ છે? ૨૮ એ ૭ થી કેટલા ગણા છે? ૭ એ ૨૮ નો કેટલામો ભાગ છે? એવા પ્રકારનાં ઉદાહરણ છોકરાઓને સહેજમાં કરતાં આવડવાં જોઈએ. ત્રીજા ધોરણમાં જ્યાંસુધી અપૂર્ણાંક ન ચાલ્યાં હોય ત્યાંસુધી જવાબ પૂર્ણાંકમાં આવે એવા ઉદાહરણ પસંદ કરવાં જોઈએ ૭ શેર એલચીના ૬૦ રૂ. પડે તો ૧૩ શેર એલચીનું શું પડે? આ ઉદાહરણ છોકરાઓ કરી શકે નહિ, કારણ કે જવાબ અપૂર્ણાંકમાં આવે છે.

ચોથા ધોરણમાં અપૂર્ણાંકવાળા અને વ્યસ્ત પ્રમાણના દાખલા એકમપદ્ધતિથી કરતાં શીખવવું જોઈએ. અપૂર્ણાંકના ઉદાહરણમાં શરૂઆતમા ચાર પગથીઆં માંડીને છોકરાઓને ગણી બતાવવું.

જેમકે $\frac{૭}{૮}$ તોલા સોનાની કિંમત ૨૧ રૂ. પડે તો ૩$\frac{૨}{૩}$ તોલા સોનાની કિંમત કેટલી? આ ઉદાહરણ છોકરાઓને નીચે બતાવ્યા પ્રમાણે ગણી બતાવવું. $\frac{૭}{૮}$ તોલા એટલે ૧ તોલાના ૭ આઠમા ભાગ.

. ૭ ભાગ કિંમત . ૨૧ રૂ.
∴ ૧ ,, ,, ૩ રૂ.
∴ ૮ ભાગની (૧ તોલાની) કિંમત ૨૪ રૂ.
∴ $\frac{૧૧}{૩}$ તોલાની કિંમત ૮૮ રૂ.

વ્યસ્ત પ્રમાણનાં ઉદાહરણ ગણાવતાં પહેલાં નીચે બતાવ્યા પ્રમાણે સાદાં ઉદાહરણ ઉપરથી શરૂઆત કરવી.

૧ માણસને એક કામ કરતાં ૨૦ દિવસ લાગે છે.
∴ ૨ માણસને તેજ કામ કરતાં ૧૦ દિવસ લાગે.
∴ ૪ માણસને તેજ કામ કરતાં ૫ દિવસ લાગે.
∴ ૫ માણસને તેજ કામ કરતાં ૪ દિવસ લાગે.
∴ ૧૦ માણસને તેજ કામ કરતાં ૨ દિવસ લાગે.
∴ ૨૦ માણસને તેજ કામ કરતાં ૧ દિવસ લાગે.

આવા પ્રકારનાં સાદાં ઉદાહરણ લઈ તેનું આવતું પરિણામ વિદ્યાર્થીઓ પાસે શોધાવી તેના જવાબ પરથી નિયમ માટે અનુમાન કરાવવું.

માણસો બમણાં હોય અથવા $\frac{૨}{૧}$ ગણાં હોય તો કામના દિવસ $\frac{૧}{૨}$ હોય.

માણસો $\frac{૪}{૧}$ ગણાં હોય તો કામના દિવસ $\frac{૧}{૪}$ હોય.

માણસો $\frac{૫}{૧}$ ગણાં હોય તો કામના દિવસ $\frac{૧}{૫}$ હોય. વગેરે વગેરે

તેજ પ્રમાણે બીજું ઉદાહરણ લેવું. જેમકેઃ—

| | | |
|---|---|---|
| ૪૦ ભેંસને કેટલુંક ઘાસ | | ૧ દિવસ ચાલે છે. |
| તેજ ઘાસ ૨૦ ભેંસને | ,, | ૨ દિવસ ચાલે. |
| તેજ ઘાસ ૧૦ ભેંસને | ,, | ૪ દિવસ ચાલે. |
| તેજ ઘાસ ૫ ભેંસને | ,, | ૮ દિવસ ચાલે. |
| તેજ ઘાસ ૪ ભેંસને | ,, | ૧૦ દિવસ ચાલે. |
| તેજ ઘાસ ૨ ભેંસને | ,, | ૨૦ દિવસ ચાલે, |
| તેજ ઘાસ ૧ ભેંસને | ,, | ૪૦ દિવસ ચાલે. |

આ ઉપરથી ભેંસનો જેટલામો હિસ્સો થાય છે, તેટલા ગણાઈ દિવસની સંખ્યા થાય છે એ છોકરાઓના લક્ષમાં ઉતારવું.

$\frac{૨}{૧}$ અને $\frac{૧}{૨}$; $\frac{૪}{૧}$ અને $\frac{૧}{૪}$; $\frac{૫}{૧}$ અને $\frac{૧}{૫}$ એ અપૂર્ણાંક ઉલટપાલટ કરતાં આવડવાં જોઈએ. આવી બાબત છોકરાઓના લક્ષમાં ઉતરશે અને તેથી વ્યસ્ત પ્રમાણનાં ઉદાહરણ ગણતાં સારી સમજ પડશે.

છોકરાઓને એકમપદ્ધતિના દાખલા કરાવવામાં ઘણા મહાવરાથી હિસ્સો અને ગણાઈ વિષે તેમની શક્તિ સારી રીતે કેળવાય તો પછી આપણે આપેલી વસ્તુઓની કિંમત પરથી માગેલી વસ્તુની કિંમત કાઢતાં તેઓને એકદમ આવડી જાય. આપેલી વસ્તુની કિંમત પરથી એક વસ્તુની કિંમત કઢાવવી, અને પછી એક વસ્તુની કિંમત પરથી માગેલી વસ્તુની કિંમત કઢાવવી. જેમકે ૨૭ પુસ્તકોની કિંમત ૩૩ રૂ. ૧૨ આના પડે છે, તો ૪૮ પુસ્તકોનું શું પડે ? ૪૮ પુસ્તકો એ ૨૭ પુસ્તકોથી $\frac{૪૮}{૨૭}$ ગણાં છે. માટે ૩૩ રૂ. ૧૨ આનાથી $\frac{૪૮}{૨૭}$ ગણી કિંમત આવે. આવા હિસાબ ચોથા ધોરણના વિદ્યાર્થીઓને ગણવાના હોય છે તેથી તેઓએ આવાં ઉદાહરણ નીચે બતાવેલી પદ્ધતિથી કરે તો હરકત નથી.

| | |
|---|---|
| ૨૭ પુસ્તકોના $\frac{૧૩૫}{૪}$ રૂ. | $૩૩\frac{૩}{૪}=\frac{૧૩૫}{૪}$ રૂ. |
| ∴ ૪૮ પુસ્તકોના ૬૦ રૂ. | પુસ્તક $\frac{૪૮}{૨૭}$ ગણા છે. |
| | કિંમત $\frac{૧૩૫}{૪}\times\frac{૪૮}{૨૭}=૬૦$ રૂ. |

આ ઉદાહરણ આપણે ત્રિરાશિથી નીચે બતાવ્યા પ્રમાણે માંડીએ છીએઃ—

પુસ્તકો પુસ્તકો રૂ.
૨૭ : ૪૮ :: $\frac{૧૩૫}{૪}$ : (ધ૯ રૂ.)

૨૭ પુસ્તકો જેમ ૪૮ પુસ્તકોને છે, તેમ $\frac{૧૩૫}{૪}$ રૂપીઆ જવાબના રૂપીઆને છે. દાખલો કરતાં ૪૮ પુસ્તકો એ ૨૭ પુસ્તકોથી $\frac{૪૮}{૨૭}$ ગણાં છે, એટલે આવનારા જવાબના રૂપીઆ એ $\frac{૧૩૫}{૪}$ રૂપીઆથી $\frac{૪૮}{૨૭}$ ગણા હોવા જોઈએ. એ વિચારસરણિ લક્ષમાં લાવીને દાખલો કરીએ છીએ અને રૂ. $\frac{૧૩૫}{૪}$ × $\frac{૪૮}{૨૭}$ ને ગુણીને જવાબ કાઢીએ છીએ. એકમપદ્ધતિમાં પ્રમાણનાં ચાર પદોને બે હારમાં પાઠીએ છીએ જ્યારે ત્રિરાશિનાં ત્રણ પદોને એક હારમાં માંડીએ છીએ. એમ ત્રિરાશિ છોડતાં અથવા એકમપદ્ધતિથી દાખલો ગણતાં વિચારસરણિ એકજ માલમ પડે છે. હવે એક વ્યસ્ત પ્રમાણનું ઉદાહરણ લઈએ.

૩૨ માણસો એક કામ ૫૧ દિવસમાં કરે છે, તો તેજ કામ ૬૮ માણસો કેટલા દિવસમાં કરશે? આપણે પ્રથમ એકમપદ્ધતિથી ઉદાહરણ ગણીશું.

| | |
|---|---|
| ૩૨ માણસોને ૫૧ દિવસ. | ૬૮ માણસોએ ૩૨ માણસોથી $\frac{૬૮}{૩૨}$ ગણા છે. એટલે કામના દિવસ $\frac{૩૨}{૬૮}$ ભાગના હોય, |
| ∴ ૬૮ માણસોને ૨૪ દિવસ. | $\frac{૫૧}{૧}$ × $\frac{૩૨}{૬૮}$ = ૨૪ દિવસ. |

હવે આપણે એજ દાખલો ત્રિરાશિથી કરીએ.

૩૨ માણસથી જેટલા ગણાં ૬૮ માણસ છે, તેટલામો ભાગ ૫૧ દિવસનો કાઢવાથી જવાબ આવે.

મા. મા. દિ.
૩૨ : ૬૮ : : ૫૧ : (ધ૯ દિવસ) વ્યસ્ત.

જ્યારે ૬૮ માણસ એ ૩૨ માણસથી $\frac{૬૮}{૩૨}$ ગણાં છે, ત્યારે જવાબના દિવસ એ ૫૧ દિવસના $\frac{૩૨}{૬૮}$ ભાગને છે.

$\frac{૫૧}{૧}$ × $\frac{૩૨}{૬૮}$ = ૨૪ દિવસ.

આ ઉપરથી સમજાય છે, કે ત્રિરાશિ કિંવા એકમપદ્ધતિનાં ઉદાહરણ કરવામાં સરખાં છે. બંને પદ્ધતિમાં આંકડા તેના તેજ આવે છે અને વિચારસરણિ પણ સરખી છે આ બાબત સહેજમાં લક્ષમાં આવે એવી છે. હાલની ત્રિરાશિ માંડવાની, વાંચવાની અને આંકડાના છેદ ઉડાડવાની જે પદ્ધતિ શાળાઓમાં ચાલે છે, તે વગર સમજની માત્ર યાંત્રિક પદ્ધતિ છે

તેમાં માત્ર આંકડાના છેદ ઉડાડી જવાબ કાઢવામાં આવે છે. આપણે એક ઉદાહરણ લઈ આ બાબત સ્પષ્ટ કરીએ.

૨૭ રતલ ચાની કિંમત ૩૦ રૂ. ૬ આના પડે છે તો ૧૨ રતલ ચાની કિંમત કેટલી?

આ ઉદાહરણ છોકરા નીચે પ્રમાણે લખે છેઃ—

| રતલ | | રતલ | | રૂ. | | |
|---|---|---|---|---|---|---|
| ૨૭ | : | ૧૨ | :: | ૩૦$\frac{૩}{૮}$ | : | (ઇષ્ટ રૂ) સમ. |

એટલે ૨૭ રતલની ૩૦$\frac{૩}{૮}$ રૂ. કિંમત તો ૧૨ રતલની કિંમત શું? એ પ્રમાણે વાંચીએ છીએ. પછી બીજા અને ત્રીજા પદનો ગુણાકાર કરીને પહેલા પદે ભાગી જવાબ કાઢીએ છીએ. આ પ્રમાણે દાખલા કરવાથી છોકરાઓની વિચારશક્તિને મુદ્દલ પ્રયાસ કરવો પડતો નથી અને તેથી ગણિતશિક્ષણથી જે શક્તિ કેળવાવી જોઈએ તે કેળવાતી નથી. એકમ-પદ્ધતિએ ઉદાહરણ કરવાથી હિસાબમાં શું આપ્યું છે, ને શું કરવાનું છે, તે બાબત તેઓ સારી રીતે વિચારે છે. તેમજ ઉદાહરણની તમામ કૃતિ પોતાની મેળે વિચાર કરીને કરે છે. તે કારણથી પ્રાથમિક શાળાઓમાં અને ખાસ કરીને જે શાળાઓમાં ચાર ધોરણો ચાલે છે, તેમાં એકમ-પદ્ધતિનો ઉપયોગ વિશેષ ફાયદાકારક નીવડશે.

ઉપર કહેલી રીતે છોકરાઓને આ પદ્ધતિની સારી રીતે સમજ પડશે એટલે એક વસ્તુની કિંમત ન કાઢતાં એકદમ આપેલી વસ્તુની કિંમત પરથી માગેલી વસ્તુની કિંમત કાઢવી એવું તેમને પોતાની મેળે સૂઝી આવશે. એકમપદ્ધતિથી દાખલા કરતાં અમુક ગણાઈ કે અમુક હિસ્સો એ સારી રીતે સમજવા માંડ્યું એટલે પછી એક વસ્તુની કિંમત કાઢવાની જરૂરિઆત રહેતી નથી. ઉલટું એમ કરવાથી વગર કારણના આંકડા વધે છે અને છોકરાઓને ગોટાળો થાય છે. આપણે એક દાખલો લઈ એ બાબત સ્પષ્ટ સમજાવીએ.

ઉદાહરણ. દર વરસે દર સેંકડે ૮ ટકાના દરે ૬૫ રૂ. નું એક વર્ષનું વ્યાજ શું? આ ઉદાહરણ પ્રથમ એક રૂપીઆ ઉપર વ્યાજ કાઢીને ગણીએઃ—

૧૦૦ રૂ. નું ૧ વરસનું ૮ રૂ. વ્યાજ

∴ ૧ રૂ. નું ,, ,, $\frac{૮}{૧૦૦}$ રૂ. વ્યાજ

∴ ૬૫ રૂ. નું ,, ,, ૫$\frac{૧}{૫}$ રૂ. વ્યાજ

$\frac{૮}{૧૦૦}$ રૂ.

$\frac{૮}{૧૦૦} \times \frac{૬૫}{૧} = \frac{૧૦૪}{૨૦} = \frac{૨૬}{૫} = ૫\frac{૧}{૫}$ રૂ. વ્યાજ

ખરૂં જોતાં અહીં ૧ રૂ. નું વ્યાજ કાઢવાની કંઇ જરૂર નથી. ૬૫ રૂ. એ ૧૦૦ રૂ. નો $\frac{૬૫}{૧૦૦}$ ભાગ છે, એટલે આવનારૂં વ્યાજ આપેલા વ્યાજના કરતાં $\frac{૬૫}{૧૦૦}$ મો ભાગ છે. એવી માહીતી છોકરાંઓને સારી રીતે મળેલી છે, માટે તેઓ આ ઉદાહરણ નીચે બતાવ્યા પ્રમાણે માંડી શકશે.

| | |
|---|---|
| ૧૦૦ રૂ. નું ૧ વર્ષનું વ્યાજ ૮ રૂ. | |
| ૬૫ રૂ. નું ૧ વર્ષનું વ્યાજ $૫\frac{૧}{૫}$ રૂ. | $\frac{૮}{૧}\times\frac{૬૫}{૧૦૦}=\frac{૫૨૦}{૧૦૦}=\frac{૨૬}{૫}=૫\frac{૧}{૫}$ |

એકમપદ્ધતિથી પંચરાશિના હિસાબ થાય નહિ. તેમજ તેમાં એક વસ્તુની કિંમત કાઢવાની જરૂર નથી. એમ કરવાથી વિના કારણે આંકડા વધી જાય છે, અને વિદ્યાર્થીઓને ગોટાળો થાય છે. આપણે એક ઉદાહરણ લઈએ અને એક પણ પગથીઉં ન છોડતાં પ્રથમ કરીએ.

ઉદાહરણઃ—

દર મહીને દર સેંકડે ૧૨ આના પ્રમાણે ૪૦ રૂ. નું સાત મહીનાનું વ્યાજ શું થશે?

| | |
|---|---|
| ૧૦૦ રૂ. નું ૧ મહીનાનું વ્યાજ ૧૨ આના. | |
| ∴ ૧ રૂ. નું ૧ મહીનાનું વ્યાજ $\frac{૧૨}{૧૦૦}$ આના. | |
| ∴ ૪૦ રૂ. નું ૧ મહીનાનું વ્યાજ $\frac{૪૮૦}{૧૦૦}$ આના. | $\frac{૪૮૦}{૧૦૦}\times\frac{૭}{૧}=\frac{૧૬૮}{૫}=૩૩\frac{૩}{૫}$ આ. |
| ∴ ૪૦ રૂ. નું ૭ મહીનાનું વ્યાજ ૨ રૂ. $૧\frac{૩}{૫}$ આ. | |

આ ઠેકાણે ૧ રૂ. નું વ્યાજ કાઢવાની કંઈ જરૂર નથી. આ ઉદાહરણ નીચે બતાવ્યા પ્રમાણે ગણીએ.

| | |
|---|---|
| ૧૦૦ રૂ. નું ૧ માસનું વ્યાજ ૧૨ આના. | |
| ∴ ૪૦ રૂ. નું ૧ માસનું વ્યાજ $\frac{૨૪}{૫}$ આના. | |
| ∴ ૪૦ રૂ. નું ૭ માસનું વ્યાજ $\frac{૧૬૮}{૫}$ આના. | $\frac{૧૨}{૧}\times\frac{૪૦}{૧૦૦}=\frac{૪૮૦}{૧૦૦}$ |
| = $૩૩\frac{૩}{૫}$ આના. | |

ખુરસીનું શું પડે ? આ ઉદાહરણ ત્રીજા ધોરણના છોકરાઓ અમુક ગણાઈ કરીને સહેજમાં છોડે છે; પણ એકમપદ્ધતિથી ગણી શકશે નહિ અને તેમ કરવાની જરૂર પણ નથી. તેજ પ્રમાણે ૧૨ કેરીના ૧૦ પૈસા પડે તો ૬ કેરીની કેટલી કિંમત ? આ પણ ઉદાહરણ આ ધોરણમાં એકમપદ્ધતિથી કરતાં આવડશે નહિ, પણ તે અર્ધું કરી ગણવાથી સહજ છુટશે. આવાં સાદાં ઉદાહરણને પણ છોકરાઓ પાસે એકમપદ્ધતિથી ગણાવવાં જોઈએ એવો આગ્રહ કરવો એ સારૂં નહિ.

પ્રે. રા. ટ્રે. કૉલેજની
પ્રેક્ટિસિંગ સ્કૂલ. } અમલુખ મનસુખરામ શાહ

## ડ્રૉઇંગ ઍન્ડ ડિઝાઇન ક્લાસ, સુરત.

### ( ચિત્રકલા અને કારીગરીનો વર્ગ, સુરત. )

૧:—નકશીકામમાં રસ લેતા કારીગર વર્ગના છોકરા, છોકરીઓ માટે વર્ગ ખોલવામાં આવનાર છે. તેમની પાસે એમાં દાખલ થવાની ફી લેવામાં આવશે નહિ.

આ વર્ગના ઉદ્દેશ:—

અ—સ્થાનિક કારીગરીમાં કામ કરનારાઓને કલાદષ્ટિએ શિક્ષણ આપવાનો.

બ—કારખાનાંઓમાં થતા કામની ખામીઓ ચિત્રકલા અને કારીગરીના શિક્ષણથી દૂર કરવાનો.

ક—કારીગરીના મુખ્ય મુખ્ય મુદ્દાઓનું સચોટ પણ પુરતું જ્ઞાન ટુંકા વખતમાં આપવાનો.

૨:—આ વર્ગ જૂન ૧૯૨૮ થી ખોલવામા આવશે.

વર્ગનો વખત:—

સોમવારથી શુક્રવાર—સાંજના ૫—૩૦ થી ૭.

( શનિવારે અને રવિવારે રજા )

૩:—શિક્ષણક્રમ નીચે મુજબ છે.

(૧)-ચિત્રકામ ( સાદું )

| | | |
|---|---|---|
| અ-છુટે હાથે થતું ચિત્રકામ | | (Freehand Drawing) |
| બ-પદાર્થ | ,, | (Object ,, ) |
| ક-સૃષ્ટિ | ,, | ( Nature ,, ) |
| ડ-રંગિત | ,, | ( Colour ,, ) |
| ઇ-સ્મૃતિ . | ,, | ( Memory ,, ) |

દરેક વિદ્યાર્થીને ઉપરનો અભ્યાસક્રમ શીખવો પડશે.

**(૨)-કારીગરીને લગતું ચિત્રકામ.**

જુદાજુદા ધંધાના કારીગરોનાં છોકરાંઓને તેઓના ધંધાને અનુકૂળ કારીગરીની કેળવણી નીચે પ્રમાણે આપવામાં આવશે.

**अ-સુતારી તથા 'ફરનિચર' કામ:—**

ચિત્રકલાનાં સાધનોનો ઉપયોગ તથા સાદી વસ્તુઓ અને ફરનિચરનું પ્રમાણસર, સાદી સપાટીમાં, ઉંચાઈમાં, અને ભાગ બતાવતું ચિત્રકામ શીખવવામાં આવશે.

જુદા જુદા આકારોનું અને નકશીકામનું તેમજ પૂર્ણકદના ચિત્રકામનું વ્યાવહારિક શિક્ષણ આપવામાં આવશે.

**ब-કોતરકામ-( લાકડાનું, પત્થરનું અને હાથીદાંતનું) (સુખડનું)**

પ્રાચીન અને અર્વાચીન કોતરકામના ઉત્તમ નમુનાઓનો અભ્યાસ.

કુદરતી વસ્તુઓનો અભ્યાસ અને તેને કોતરણીમાં ઉતારવાનું જ્ઞાન.

**क-વણાટકામ.**

ઉત્તમ નમુનાઓનો અભ્યાસ. વનસ્પતિનું ચિત્રકામ અને તેને નકશી કે ભાતમાં ઉતારવા વિષેનું શિક્ષણ છાંટ કે ટપકાં અને ફૂલ પાંદડાંની ચાલુ તરેહની ગોઠવણ તેમજ ભૂમિતિમાં આવતી આકૃતિઓની તરેહ અને વિધવિધ રીતે બનતી નવી નવી ભાતની ગોઠવણ, નકશી કે કારીગરીનાં મૂળતત્ત્વો અને જુદા જુદા રંગોની યોગ્ય મેળવણ.

**ड-ધાતુકામ**

સારા સારા નમુનાઓનો અભ્યાસ. ઘરેણાં, મોહોર (seals) આદ્યાક્ષરોની ગોઠવણ ((*Monograms*), વાસણો તથા સોનું, ચાંદી. તાંબું, પિત્તળ, લોખંડ વગેરે ધાતુની કારીગરીની વસ્તુઓને લગતું નકશી કામ.

**इ-નામના પાટીઆ ચિતરવાનું કામ.**

અંગ્રેજી, ગુજરાતી, ઉર્દૂ અને બાળબોધ લિપિમાં નામનાં પાટીઆ ચીતરવાનું કામ.

फ-સાદી નકશી અને છાપાકામનાં બીબાંનું ચિત્રકામ વગેરે.

## ફી.

૪—કારીગરવર્ગનાં છોકરાંઓને તથા એલિમેન્ટરી અને ઇન્ટરમિડિયટ ડ્રૉઇંગ પરીક્ષામાં પાસ થએલાઓને શિક્ષણ મફત. એ સિવાયના બીજાઓ માટે ફી વર્ષ એકની ફક્ત રૂ. ૬.

૫—વિદ્યાર્થીઓને આખું વર્ષ શિક્ષણ લેવું પડશે, પણ ફી બે સરખે હફતે ભરી શકાશે.

## વર્ષ અને સત્ર

૬—વર્ષને બે સત્ર(Term)માં વહેંચી નાખવામાં આવશે.

૧ લું સત્ર—(લગભગ ૧૫ મી જુનથી ૩૦ મી સપ્ટેમ્બર સુધી.)

૨ જું સત્ર—(લગભગ ૧ લી નવેમ્બરથી ૩૦ મી માર્ચ સુધી.)

## દાખલ થવા માટે

૭—આ વર્ગમાં દાખલ થવા ઇચ્છનારે વર્ષની શરૂઆતમાં આ વર્ગના શિક્ષકને દાખલ થવા માટે પોતાની લાયકાત વગેરે જણાવી અરજી આપવી.

## હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા

૧. હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૧ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૮ ના શુક્રવારે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમા શરૂ થશે.

૨. સામાન્ય રીતે જે વર્ષમાં ઉમેદવાર પ્રાવેશિક પરીક્ષા આપવા આવે તે વર્ષની ૧ લી ડિસેમ્બરે તેની ઉમર પૂરાં ૧૬ વર્ષથી ઓછી કે ૨૨ વર્ષથી વધુ નહિ હોવી જોઈએ. શિક્ષક તરીકે ખાતામાં દાખલ થએલા ઉમેદવારોની ઉમરની હદ ૩૦ વર્ષ સુધી ચાલશે.

*૩. ૧૬ વર્ષથી ઓછી ઉમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉમરના ઉમેદવારો વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટસ એજન્સિના મહે. એજ્યુ. ઓફીસર સાહેબની મંજુરીથી આ પરીક્ષા આપી શકશે પરંતુ તેવા ઉમેદવારો કૉલેજમાં દાખલ થઈ શકશે નહિ. આવી મંજુરીનો દાખલો ઉમેદવારોએ પોતાના સર્ટિફિકેટ સાથે અમને અગાઉથી મોકલવો.

*૪ દરેક ઉમેદવારે સાતમું ધોરણ અથવા વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા પાસ કરી હોવી જોઈએ. **અને તેનો દાખલો આ સાથે બતાવેલ નમુના મુજબ મેળવી છેવટમાં છેવટ તા. ૫ સપ્ટેમ્બરે આ ઓફિસે મળી જાય એમ મોકલી આપવો.** તેમ નહિ કરનાર ઉમેદવાર પરીક્ષામાં બેસી શકશે નહિ. પરંતુ જેણે છઠ્ઠું ધોરણ પાસ કરી હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજના પ્રાવેશિક વર્ગમાં દાખલ થઈ તે વર્ગમાં પરીક્ષા પહેલાં ઓછામાં ઓછી છેલ્લા ત્રણ માસની હાજરી આપી હશે, અને ખાતાએ

* નોંધ—ઉપરની કલમ ૩ જી પ્રમાણે જે ઉમેદવારોને મંજુરીની જરૂર હશે અગર કલમ ૪ થી પ્રમાણે લાયકાતનાં સર્ટિફિકેટની જરૂર હશે તેમને તેવી મંજુરીનો દાખલો કે સર્ટિ. રજુ કર્યાં સિવાય પરીક્ષામાં દાખલ કરવામાં નહિ આવે; માટે એવા વિદ્યાર્થીઓને અહિં મોકલતાં મહેતાજીઓએ સંભાળ રાખવી.

## પાઠ્ય પુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રકટ કર્તા (ઠેકાણા સહિત) | કિંમત (નકલદીઠ) રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | આરોગ્ય શિક્ષકા (પહેલી આવૃત્તિ) | મિ. એચ. એ. દેસાઈ. | મિ. સી. એમ. પરીખ, રીચીરોડ અમદાવાદ. | ૦—૭—૦ | પાઠ્ય પુસ્તક | છોકરાઓની પ્રાથમિકસ્કૂલો માટે. |
| ૨ | તથાગત | મિ. એચ ડી. ત્રિવેદી | મેનેજર, દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. | ૦—૪—૬ | બહારનું (સપ્લીમેન્ટરી) વાચન | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૩ | ભગવાન બુદ્ધ. (ત્રીજી આવૃત્તિ) | મિ. જી. બી. બધેકા | ,, | ૦—૩—૦ | ,, | ,, |
| ૪ | અશોકજર થુસ્તા (પહેલી આવૃત્તિ) | મિ. એ. જે. એસ. તારાપોરવાળા. | ,, | ૦—૩—૦ | ,, | ,, |
| ૫ | કિશોર કથાઓ. | મિ. ગીજુભાઈ | ,, | ૦—૮—૦ | ,, | ,, |
| ૬ | આ ગવાતી ભાગ ૧ થી ૪ | ,, | ,, | ૦—૪—૦ (દરેકના) | ,, | ,, |
| ૭ | ધર્માત્માના ચરિતો | ,, | ,, | ૦—૭—૦ | ,, | ,, |
| ૮ | તારામંડળ | મિ. એ. એન. પટેલ, અને મિ. સી.એમ. ભટ્ટ. | પુસ્તકાલય સહાયક મંડળ લિમિટેડ વડોદરા. | ૦—૬—૦ (કાગળનું પુઠું) ૦—૯—૦ (લુગડાનું પુઠું) | ,, | ,, |
| ૯ | વીર અભિમન્યુ અને ભક્ત પ્રહ્લાદ. (પહેલી આવૃત્તિ) | મિ. જી. ડી. મહેતાજી. | મિ. સી. એમ. પરીખ, રીચીરોડ, અમદાવાદ. | ૦—૮—૦ | બહારનું વાચન અને ઇનામ અને લાયબ્રેરી | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | શિક્ષણ અને શિક્ષિકા (પહેલી આવૃત્તિ) | ,, | મેનેજર દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. | ૨—૮–૦ | શિક્ષકોની લાયબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૧ | નીલમ (પહેલી આવૃત્તિ) | મિ. નટવરલાલ વીમાવાળા. | ગાંડિવ સાહિત્યમંદિર સુરત. | ૦—૬–૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૨ | બાળ બજાર. (પહેલી આવૃત્તિ) | મિ. એમ. એમ. પેટા | મિ. એમ. સી. કોઠારી, રાવપુરા, કાપડીપોળ, વડોદરા. | ૦—૬–૦ | ,, ,, | ,, |
| ૧૩ | સંવાદ સંચય. (પહેલી આવૃત્તિ) | મિ. જી. કે. મ્હેતા. | મિ. જી. કે. મ્હેતા, ઢાળની પોળ, નીચલીશેરી, અમદા | ૦–૧૦–૦ | ,, ,, | ,, અને ટ્રેનિંગ કૉલેજો |
| ૧૪ | બાળકનો મિત્ર. (પહેલી આવૃત્તિ) | મિ. ડી. જે. પંડ્યા. | મિ. જીવણલાલ અમરશી મ્હેતા, પીરમઝસા રોડ, અમદાવાદ. | ૦—૬–૦ | ,, ,, | ,, |
| ૧૫ | બાળકની વાતો (પહેલી આવૃત્તિ) | મિ. બી. પી. વ્યાસ. | મિ. બી. પી. વ્યાસ, ગોધરા. | ૦—૬–૦ | ઇનામ | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૬ | સીતા ઉત્તરાર્ધ (ત્રીજી આવૃત્તિ) | ,, | ,, | ૦–૧૨–૦ | ઇનામ અને લાયબ્રેરી | ,, |
| ૧૭ | જાદુઈ હાર. (પહેલી આવૃત્તિ) | મિ. નટવરલાલ વીમાવાળા. | ગાંડિવ સાહિત્યમંદિર સુરત | ૦—૪–૦ | ,, | ,, |
| ૧૮ | જયબજરંગ ( ,, ) | ,, | ,, | ૦—૪–૦ | ,, | ,, |
| ૧૯ | સોનાકુમારી ( ,, ) | ,, | ,, | ૦—૪–૦ | ,, | ,, |
| ૨૦ | અરરી પુરી ( ,, ) | ,, | ,, | ૦—૪–૦ | ,, | ,, |
| ૨૧ | વાઘોનું વન ( ,, ) | ,, | ,, | ૦—૪–૦ | ઇનામ | ,, |
| ૨૨ | બાળ પંચતંત્રમાંની વાતો | મિ. પી. સી. દિક્ષિત. | મે. કરસનદાસ એ. સન્સ, સુ. | ૦—૪–૦ | ઇનામ અને લાયબ્રેરી | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધક, મણકો બીજો (પહેલી આવૃત્તિ) આવૃત્તિ) | મિ. સી. ટી. મોદી. | મિ. સી. ટી મોદી, બાલાજીરોડ, સુરત. | ૦—૩—૦ | ઇનામ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે. |

(અંગ્રેજીમા સહી) કે. એસ. વકીલ. એ. ઈ. ઉ. ભા.

( ઉ ભા ના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના તા. ૨૪-૪-૧૯૨૮ ના પત્ર નં. ૯૬૮મા કરેલી હુકમઅનુસાર ).

## જાહેર ખબર

### રાવ સાહેબ માધવલાલ હરિલાલ સ્મારક ફંડની.

ભરૂચ અને સુરત જિલ્લો અને સુરત એજન્સિની કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે ... પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગોઠવણ કરી છે. કોઈ સ્ત્રી શિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ ૩૦) ના ઇનામના

પરિક્ષા તા ૩-૯-૨૮ ને દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ અમદાવાદની પ્રેક્ટિસિંગ નિશાળમા કોલેજના લેડિ સુપ્રિન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના હેડ માસ્તર લેશે.

પાઠનો વિષય અને તે જે વર્ગમા આપવાનો હશે તે એક કલાક અગાઉ કહેવામા આવશે. સઘળી અરજીઓ તા. ૨૫-૮-૨૮ સુધીમા પોતાના ઉપરી અધિકારી મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના લેડિ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ તરફ મોકલી આપવી

પાચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળા સ્ત્રી શિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન
અમદાવાદ તા. ૨૬-૬-૨૮

V. Baptista.
લેડિ સુપ્રિન્ટેન્ડન્ટ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૧૨ થી )

**ઉત્તર ભાગમાં સને ૧૯૨૭ માં છોકરાઓ માટેની લેવાએલી વ**
**ર્ન્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદ**

| નંબર | નામ | માર્ક | નંબર | નામ |
|---|---|---|---|---|
| | ગોધરા સેન્ટર. | | ૩૧ | જયંતીલાલ ગણપતરામ દવે |
| ૧ | અવસીંગ કુબેરસીંગ બારૈઆ | ૩૯૪ | ૩૨ | પુનમચંદ ભુલાભાઈ કાછીઆ |
| ૨ | પ્રથમસીંગ શીવલાલ બ્રહ્મભટ્ટ | ૩૯૪ | ૩૩ | સંતરામ શંકરલાલ દવે |
| ૩ | જેસીંગભાઈ રણછોડભાઈ બારૈ | ૩૯૧ | ૩૪ | રસિકલાલ નાથજી દવે |
| ૪ | ફતેસીંગ અભેસીંગ રાજ | ૩૮૧ | ૩૫ | પરશોતમ નાથજી ભાટીઆ |
| ૫ | સાકળચંદ પ્રાણલાલ દેસાઈ | ૩૮૦ | ૩૬ | શીવાભાઈ ત્રીકમભાઈ પટેલ |
| | (ખેતીકામ) | | ૩૭ | રાયસિંહભાઈજાલમભાઈમહીડા |
| ૬ | જવંસીંગ દીતાભાઈ ગોહીલ | ૩૭૮ | ૩૮ | મનુભાઈ ભાગુભાઈ ઠાકર |
| ૭ | ઉમીઆશંકર દલપતરામ મહેતા | ૩૭૦ | ૩૯ | રતિલાલ ગોરધનદાસ ભાવસાર |
| ૮ | મકનસીંગ દલસીંગ ગોહીલ | ૩૬૫ | ૪૦ | રમણલાલ ગીરજાશંકર પંડયા |
| ૯ | દેસાઈભાઈ જેસીંગભાઈ પટેલ | ૩૬૫ | ૪૧ | જયંતીલાલ બાપુલાલ દવે |
| ૧૦ | ભોળાનાથ મહાસુખ રાણા | ૩૬૨ | ૪૨ | ભીખાભાઈ પુરસોત્તમ કુંભાર |
| ૧૧ | ધનજીભાઈ જગાભાઈ દામોર | ૩૬૦ | ૪૩ | કાન્તિલાલ આદીત્યરામ ત્રિવેદી |
| ૧૨ | રૂપા મોતી દામોર | ૩૫૭ | ૪૪ | રાયજીભાઈ શંકરભાઈ વરીઆ |
| ૧૩ | જટાશંકર હરગોવિંદ જોશી | ૩૫૬ | ૪૫ | ભગવાન જેઠાભાઈ મારવાડી |
| ૧૪ | શાંતિલાલ મહાસુખ પંડયા | ૩૫૦ | ૪૬ | મણીલાલ મહાસુખરામ સેવક |
| ૧૫ | જેઠાલાલ પુંજાલાલ વ્યાસ | ૩૫ | ૪૭ | ગૌરીશંકર ગણપતરામ પંડયા |
| ૧૬ | મરૂપસીંગ દાનસીંગ પટેલ | ૩૪૮ | ૪૮ | ઝાલેસિંહ વિજયસિંહ પટેલ |
| ૧૭ | શંકરભાઈ ઘેલાભાઈ પટેલ | ૩૪૫ | ૪૯ | મહમદખાંન અમીરખાંન પઠાણ |
| ૧૮ | દુધાભાઈ વખતભાઈ ભાભોર | ૩૪૪ | ૫૦ | દલાભાઈ ધુળાભાઈ પટેલ |
| ૧૯ | ગણપતગર હીરાગર ગોસાઈ | ૩૪૩ | ૫૧ | અંબાલાલ સાકળચંદ શાહ |
| ૨૦ | પુરશોત્તમ અમૃતરામ દવે | ૩૪૨ | ૫૨ | અંબાલાલ શામળદાસ દવે |
| ૨૧ | ખડુભાઈ મથુરભાઈ પટેલ | ૩૪૦ | ૫૩ | રમણભાઈ કાળુભાઈ પટેલ |
| ૨૨ | નાથાભાઈ કોલાભાઈ પટેલ | ૩૪૦ | ૫૪ | રમણભાઈ મગળભાઈ બારૈયા |
| ૨૩ | જયંતીલાલ ઝવેરભાઈ પટેલ | ૩૪૦ | | (ખેતીકામ) |
| ૨૪ | પુંજાલાલ દલસુખરામ શરમા | ૩૩૫ | ૫૫ | માહેમસિંહ અમરસિંહ પરમાર |
| ૨૫ | ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ | ૩૨૮ | ૫૬ | ચંદુલાલ અતોપરામ ઉપાધ્યાય |
| ૨૬ | કાન્તિલાલ ચુનિલાલ દેસાઈ | ૩૨૮ | ૫૭ | મગનભાઈ અમથાભાઈ વરીઆ |
| | (ખેતીકામ) | | ૫૮ | હીરાચંદ્ર નથુરામ જોશી |
| ૨૭ | પ્રાણલાલ રણછોડ ભટ્ટ | ૩૨૨ | ૫૯ | ચુનિલાલ મહાશંકર જોશી |
| ૨૮ | સરદારસીંગ પરસીંગ બારૈયા | ૩ ૯ | ૬૦ | ભોળાશંકર ત્રીભોવન ઉપાધ્યાય |

| | | |
|---|---|---|
| ૩૮ | ચંદ્રસિંહજી મોહબતસિંહજી દયમા | ૩૨૩ |
| ૩૯ | માણેકલાલ શારંગીરામ ભટ્ટ | ૩૧૯ |
| ૪૦ | દીવાનજી ડાહ્યાભાઇ ગમીટ | ૩૧૬ |
| ૪૧ | મેનજી ભગવાનદાસ ખ્રિસ્તી | ૩૧૪ |
| ૪૧ | ઘુમાભાઈ ડાહ્યાભાઈ કોળી | ૩૧૪ |
| ૪૩ | જેકીસન મોતીલાલ મોડધાંછી | ૩૧૬ |
| ૪૨ | દુર્લભ કુંવરજી પટેલ | ૩૧૩ |
| ૪૫ | બાપુભાઈ મનસુખરામ શુક્લ | ૩૧૨ |
| ૪૬ | છોટાલાલ હરિશંકર પંડ્યા | ૩૧૧ |
| ૪૭ | શીવશંકર અનોપરામ ભટ્ટ | ૩૧૦ |
| ૪૮ | અમરીતરામ કીશ્નરાવભોલાદકર | ૩૦૯ |
| ૪૮ | રણછોડભાઈગરનડભાઈપટેલ | ૩૦૯ |
| ૪૮ | ચીમનલાલ મોહનલાલ શાહ | ૩૦૯ |
| ૫૧ | ચંદુલાલ ચુનિલાલ શાહ | ૩૦૫ |
| ૫૨ | લક્ષ્મણ વીરજીભાઈ નાયક | ૩૦૩ |
| ૫૨ | શીવપ્રસાદ હરિશ્ચંદ્ર વ્યાસ | ૩૦૬ |
| ૫૪ | ચીમનભાઈ જયરામભાઇ પટેલ | ૩૦૨ |
| ૫૫ | સોમેશ્વર બાપાલાલ જોશી | ૩૦૧ |
| ૫૫ | ગુલામ મુરતુઝા હુસેઇન શેખ | ૩૦૧ |
| ૫૭ | જસવંતરામ કુબેરજી જોશી | ૨૯૮ |
| ૫૭ | ભાઈલાલ હીરાભાઇ પટેલ | ૨૯૮ |
| ૫૭ | જગા છનાભાઇ પટેલ | ૨૯૮ |
| ૬૦ | ડાહ્યાભાઈ લલ્લુભાઈ પટેલ | ૨૯૬ |
| ૬૦ | પ્રેમાભાઈ ગોવિંદભાઈ વશી | ૨૯૬ |
| ૬૨ | રતન લાલભાઈ ગણવીન | ૨૯૫ |
| ૬૩ | નાથા મહીજી પરમાર | ૨૯૪ |
| ૬૪ | શીવલાલશીખુભાઇઉમરજનાળા | ૨૯૩ |
| ૬૪ | શંકરલાલ સોમનાથ વ્યાસ | ૨૯૩ |
| ૬૬ | રામસીંગ નહારસીંગ પટેલ | ૨૯૦ |
| ૬૭ | કરસન જેઠા ચરોતર | ૨૮૯ |
| ૬૮ | જયશંકર વિષ્ણુશંકર જોશી | ૨૮૮ |
| ૬૮ | ડાહ્યાભાઈ અંબાઈદાસ પટેલ | ૨૮૮ |
| ૭૦ | શંકરભાઈ ગોરધનભાઈ પટેલ | ૨૮૫ |
| ૭૧ | રામશંકર ત્રીગુણ જોશી | ૨૮૩ |
| ૭૧ | અંબાલાલ દેસાઈભાઈ પટેલ | ૨૮૩ |
| ૭૩ | શંકરભાઈ હીરાભાઈ પટેલ | ૨૮૨ |
| ૭૪ | પરસુદાસ હીરાભાઈ પટેલ | ૨૮૧ |
| ૭૫ | લલ્લુભાઈ રામસીંગ રાઠોડ | ૨૭૫ |
| ૭૫ | હુસેનભાઈ નાથાભાઈ મજાબી | ૨૭૫ |

| | |
|---|---|
| ૭૭ | નગીનભાઈ ગોવિંદજી શાહ |
| ૭૭ | રણછોડભાઈ સોમાભાઈ ગેલવ |
| ૮૦ | મથુર સીતા ભંગી |
| ૮૧ | રામશંકર કુબેરરામ દવે |
| ૮૨ | અનરોમભાઈ દેસાઇભાઈ પટે |
| ૮૩ | ચુનીલાલ મળજી પટેલ |
| ૮૪ | ફઝલુદ્દીન નીઝામુદ્દીન સૈયેદ |
| ૮૫ | કાળીદાસ માધવભાઇ દીવીઅ |
| ૮૫ | લક્ષ્મીશંકર ડાહ્યાભાઈ વ્યાસ |
| ૮૭ | સોમનાથ ક્રીરપારામ જાની |
| ૮૮ | રમણભાઈ મોતીભાઈ પટેલ |
| ૮૯ | પરતાપસીંગ મોતીભાઈવલ્લભ |
| ૯૦ | હીરાલાલ માણેકલાલ દક્ષિન |
| ૯૧ | શીવાભાઈ મીઠાભાઈ પટેલ |
| ૯૨ | નરહરિલાલ ચીમનલાલ દિક્ષિ |
| ૯૩ | મોહનલાલગોરધનદાસપરપાવાડ |
| ૯૪ | માળફીશ પ્રેમશંકર વૈદ્ય |
| ૯૫ | નટવરલાલ નારણદાસ પંચોલ |
| ૯૬ | રણછોડભાઈ ગણેશભાઈ પટે |
| ૯૭ | હીરાલાલ ભગાભાઇ પટેલ |
| ૯૮ | ભાઇલાલ ફકીરભાઈ પટેલ |
| ૯૯ | દેસાઈભાઈ ગુલાબભાઇ પટેલ |
| ૧૦૦ | ડાહ્યાભાઇ બેચરભાઈ પટેલ |
| | ખેતીકામ. |
| ૧ | જેઠાભાઈ લલ્લુભાઈ કાછીઆ |
| ૨ | મોહસિંહ માધવસિંહ રાજ |
| ૩ | અનોપસિંહ મોહનસિંહ રા |
| | ઉર્દુ—ગુજરાતી |
| ૧ | ઉમરજી મોહમદમુસા પટેલ |
| ૨ | મહમદમુસા ઇસ્માઇલ પટેલ |
| ૩ | વલીમુસા ઉમરજી પટેલ |
| ૪ | ગુલામરસુલ રહેમાન શેખ |
| ૫ | અહમદઆદમ ઇસ્માઇલ પટે |
| | ભરૂચ જીલ્લો-ઉર્દુ—ગુજરાતી |
| ૬ | વલીમહમદ ઇસા પટેલ |
| ૭ | હુસેઇનશાહ મહમદશાહ ફકી |
| ૮ | મહમદ ઇસા હસન પટેલ |
| | ગુજરાતી—ઉર્દુ |
| ૧ | [illegible] |

Registered No. B. 43.

પુસ્તક ૬૭ ] [ અંક ૯

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## સપ્ટેમ્બર, સને ૧૯૨૮.

" નવા જમાનામાં નવા સુધારા અને અગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમા જે રીતરિવાજ તથા મનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરખર આપણા મૃત્યુ પછી મનુના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)**

**કૃષ્ણલાલ સુરજરામ વકીલ,**

MEd, FRGS IES

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, **અમદાવાદ.**



ધી "ડાયમન્ડ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા






## ખેતીવાડીનું પ્રદર્શન.

રૂ. ૮૦) નું ઇનામ એગ્રિકલ્ચરલબાયસ શાળાના સારા નમુના માટે રાખવામાં આવ્યું છે. તા. ૧૭ મી નવેમ્બરે, ખેતીવાડીના પ્રદર્શન માટે જે નમુના મોકલવાનું રેલવે ખર્ચ થશે તે એગ્રિકલ્ચર શો કમિટિ તરફથી મળશે.

મા×
જ્યનો
કલાઈ

ગયું છે. શાળાના રાતસર અભ્યાસના [illegible] એટલે બાળકની ૩-૭ વર્ષ સુધીનો વખત પ્રજાની ઉન્નતિ માટે ઘણો મહત્વનો છે એમ લાગવાથી રશિઆના વિદ્યાધિકારીઓએ તેવી કેળવણી ફરજિઆત કરી. હવે શિશુશાળાઓ સંખ્યાબંધ વધવા લાગી અને સને ૧૯૨૨ માં તો ઘણા મોટા પ્રમાણમાં આવી શાળાઓ થઈ. આટલી બધી શાળાઓના ખર્ચને લીધે તથા સુશિક્ષિત શિક્ષકના અભાવે કરીને તેની સંખ્યા કમી કરી નાખવામા આવી તોપણ બાકીની શાળાઓનાં આરોગ્ય અને કેળવણીને લગતી સારી સગવડ કરી આપવામાં આવી. ૧૯૨૫ થી આવી શાળાઓ પાછી વધવા લાગી છે.

હાલમાં ત્યાં ૧૪૩૭ શિશુશાળાઓ છે. રશિઆમાં ૩-૭ વર્ષ સુધીના બાળકો નિશાળે આવે છે અને તેમા તેના ત્રણ વિભાગ કરીને ચલાવવામાં

---

* અંગ્રેજી લખાણને આધારે.

× તેનું જુનું નામ સેંટપિટર્સબર્ગ છે. રશિઆના મહાન નેતા લેનિન ઉપરથી તે નામ પાડવામાં આવ્યું છે.

આવે છે. તેના નિભાવ માટે ત્રણ સંસ્થાઓ પૈસાની મદદ કરે છેઃ (૧) લોકલ ફંડ, (૨) કેટલીક સંસ્થાઓ જેવી કે સહકારી મંડળ, અરસપરસ મદદ કરવાની સંસ્થા તથા ધંધાદારી મંડળો, (૩) લોકો અને માબાપ કેટલીક મદદ કરે છે. શહેરમા કારખાનાને લગતી શાળા હોવાથી તેમાંનાં માણસોને ઘણી મદદ કરવી પડે છે.

## શહેરના કારખાનાની શિશુશાળાઓ

શહેરમાં આવી શાળાઓ મજુરો અને કામદારના છોકરાની કેળવણી માટે રાખવામા આવે છે, તેથી શહેરની ભાગોળે જ્યાં સંચાકામ ચાલતું હોય ત્યા શાળાઓ ખોલવામાં આવે છે. આ કારણને લીધે કામદારવર્ગના છોકરાંઓ આખો દિવસ સવારના સાત કે આઠથી સાજના પાંચ કે છ વાગ્યા સુધી ત્યાં શીખે છે; તેથી તેમને ત્યાં નાસ્તો તથા જમવાનું પણ મળે છે, તેમજ તેમને માટે આરામ અને ફરવાહરવાની ગોઠવણ પણ ત્યાંજ કરૂવામાં આવેલી હોય છે. આવી શિશુશાળા રશિઆમાં આખું વરસ ચાલે છે. જ્યા બાળકોને માટે ચોકખી હવા, સૂર્યનો તડકો, નહાવાની અને રમતગમતની સગવડ હોય એવી જગાએ ઉનાળામાં શાળા લઈ જવામાં આવે છે. કારખાનાવાળાને આવી શાળાનું ખર્ચ આપવું પડે છે. શિશુશાળા અને કારખાનાને સારો સંબંધ છે. કામદારવર્ગ તેનું ખર્ચ આપે છે એટલુંજ નહિ પણ તેની વ્યવસ્થામા પણ ભાગ લે છે.

દરેક શાળાનું જે વ્યવસ્થાપક મંડળ હોય છે તેમાં શિક્ષકો, માબાપ, કામદારવર્ગના તેમજ સ્ત્રીઓની સંસ્થાના તથા સમાજવાદ પક્ષના સભાસદો હોય છે. તેઓ કેળવણી તેમજ સામાજિક આરોગ્યને લગતા પ્રશ્નો સંબંધી ચર્ચા કરે છે.

શિશુશાળાઓના શિક્ષકો માબાપની મદદથી કામ કરે છે એટલે ઘર અને શાળા વચ્ચે વિશ્વાસ અને માનની લાગણી ઉત્પન્ન થાય છે. વળી તેમની સાથે પ્રસંગોપાત વાતચીત કરીને અને શિક્ષક તથા વાલીઓના મેળાવડા ભરીને તેમજ શિક્ષકો બાળકને ઘેર જઈને, તેમના કામનું પ્રદર્શન કરી તથા કારખાનાની કલબ અને શાળામાં ઉત્સવ કરીને આવી અનેક રીતે તેમનો પરસ્પર સંબંધ ગાઢ બાંધે છે. બાળકની મા શાળામાં આવી તેની સાથે કેવી રીતે વર્તવું તે શીખે છે. વળી કેટલાક છોકરાની મા તો ત્યા ઘણા વખત સુધી હાજર રહે છે. તે વખતે શિક્ષક તેમની સંભાળ કેવી રીતે રાખવી તે બતાવે છે. વિશેષમાં બાળકના આરોગ્ય અને કેળવણી

સંબંધી લોકોને અનુકૂળ પડે એવું માસિકો અને ચોપાનીઆના રૂપમાં જે સાહિત્ય હોય છે તેમાંથી તેમને ઉપયોગી ઘણી માહીતી મળે છે.

### ગામડાંમાં ઉનાળાની રમતનાં ચોગાન

ઉનાળામાં રશિઆમાં ખેડુતની સ્ત્રીને ઘણું સખત કામ કરવાનું હોય છે. તે વખતે તેમને કેવી રીતે મદદ કરવી એ એક પ્રશ્ન છે. આ કારણને લીધે ગામડાંમાં કાયમની શિશુશાળાઓ સ્થાપવી એ જરૂરનું છે એમ સામાન્ય મત છે પણ સાધન અને યોગ્ય જગાના અભાવે આવી ફક્ત ૩૦૦ શાળાઓ છે, તેથી ગામડાંમાં રમતગમતના ચોગાનમાં થોડો વખત શિક્ષણ આપવામાં આવે છે. ૧૯૨૭ ના ઉનાળામાં ૪,૦૦૦ રમતનાં ચોગાન હતાં; તેમાં ૨૦૦,૦૦૦ બાળકો રમતાં હતાં. જો એક વરસ રમતના ચોગાનનું શિક્ષણ ફળદાયી નીવડે તો બીજે વરસે તે કામ ચાલુ રાખવામાં આવે છે અને જો બને તો તેને કાયમની શાળા બનાવવામાં આવે છે. આવી રીતે રમતના ચોગાનની વ્યવસ્થા એ શિશુશાળા સ્થાપવાનું પ્રથમ પગથીઉં છે.

ગામડાની શાળામાં શિક્ષકને ઘણી મુસ્કેલી વેઠવી પડે છે. પ્રથમ તો સાધન બરાબર હોતાં નથી તેમજ લોકો તેમના તરફ વહેમની નજરથી જુએ છે. કામ પણ લાંબા વખતનું અને કંટાળો આવે એવું હોય છે. સાધારણ રીતે બાળકો દશ કલાક મેદાનમાં રમે છે અને કેટલેક ઠેકાણે તો ૧૮ કલાક સુધી પણ કામ ચાલે છે, પણ શાળાના શિક્ષકના ઉત્સાહ અને શક્તિથી આ બધી મુશ્કેલી દૂર કરવામા આવી છે. કેટલેક ઠેકાણે યુનિવર્સિટિના અને ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓ કામ કરે છે. ૧૯૨૭ ના ઉનાળામાં બધા મળીને આવી સંસ્થાના નિયમિત શિક્ષકો ઉપરાંત કામ કરનાર ૪૨૫ વિદ્યાર્થીઓ હતા. આ રીતે કામ કરનાર શિક્ષકો ગામડાંની સંસ્થાઓ તેમને મદદ કરે તેવા પ્રયત્નો કરે છે. જ્યારે પ્રથમ રમતના ચોગાન ઉપર શિક્ષણનું કામ શરૂ કરવામા આવે છે ત્યારે ત્યાંના ખેડુતો તેમનાં છોકરાંને મોકલતા નથી. તેમની પ્રત્યે તેઓ શંકાની નજરે જુએ છે. તેમને બીક લાગે છે કે રખેને તેઓ તેમના કરમાં વધારો કરે. વળી તેઓ રમતના મેદાનના ખર્ચનો હિસ્સો આપવા નાખુશ હોય છે પણ શિક્ષકો સભા ભરીને તેમજ જાતે મળીને તેમને સમજાવે છે.

શિશુશાળા સ્થાપતાં પહેલાં આવી રીતે કરેલું કામ ઘણું ઉપયોગી નીવડે છે, કારણ કે તેમાં બાળકના આરોગ્ય ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. લાંબા વખતના વિગ્રહ અને દુકાળની અસર તેમના ઉપર જણાઈ આવે

છે. તેમાંનાં ઘણાખરાં જલદીથી માંદા પડે છે કારણ કે તંદુરસ્તી જાળવવાનું જ્ઞાન તેમને હોતું નથી.

ચોગાન ઉપર શિક્ષણ શરૂ થાય તે પહેલાં અને તે બંધ થાય ત્યારે બંને વખત દાકતર બાળકનું શરીર તપાસે છે, અને પછી તેમને સખત નિયમન પાળવું પડે છે. ખોરાક, ફરવાનું, કસરત અને આરામ-આ બધું કામ નિયમિત રીતે થાય છે. ભારે કપડાંને બદલે ખુલ્લો પોશાક આપવામાં આવે છે. બાળકોને શરીરે ઠંડા પાણીથી ચોળીને નવરાવવામાં આવે છે. તેઓ સૂર્યના તડકે પણ બેસે છે. તંદુરસ્તી માટે સારી ટેવો પડે તેની ખાસ સંભાળ લેવામા આવે છે, અને પછી બાળકોની તાલીમની અસર તેમના ઘરમાં થાય છે. બાળકો એકજ પ્યાલો અથવા ટુવાલ જે બધાં વાપરતા હોય તેનો ઉપયોગ કરતા નથી. આવી રીતે રમતનું ચોગાન એ કેળવણી આપવાની એક નાની સંસ્થા છે.

આરંભમા માબાપ શંકા બતાવતાં હતાં પણ જ્યારે બાળકની તંદુરસ્તી અને તેના જ્ઞાનમા સુધારો થએલો જુએ છે ત્યારે તેમના આરંભની શંકા નષ્ટ થાય છે. જ્યારે ચોગાન ઉપરની તાલીમ પુરી થાય છે ત્યારે વિદ્યાર્થીના વાલીઓ બીજે વર્ષે તેનું કામ કરવાને માટે ખાહેશ બતાવે છે. કેટલેક ઠેકાણે તો તેને બદલે શિયાળામાં શાળા શરૂ કરવામાં આવે છે. આવી રીતે શહેરમા કારખાનાને લગતી અને ગામડામાં રમતના મેદાન ઉપર ચાલતી શિશુશાળાઓ ઉપરાંત શિક્ષણ માટે બીજી વ્યવસ્થા પણ માલમ પડે છે. કેટલેક ઠેકાણે નાનાં બાળકોને માટે ખાવાપીવાની ગોઠવણ કરવામાં આવે છે અને ત્યાંજ તેમને રાખે છે. કેટલીક કલબોના ઓરડામાં બાળકને શીખવવામાં આવે છે. કેટલાંક ગામડાંમાં તેમજ શહેરના રમતના મેદાનમાં, તેમજ બાગના મજુર અને ખેડુતનાં છોકરાના રમવાના ચોગાનમા પણ કાયમની શાળાઓ ચલાવવામાં આવે છે.

વાળે છે, અને રસોઈ કરવામાં વારાફરતી મદદ કરે છે. ઉનાળામાં બાગમાં કામ કરે છે. આવું કામ ઉંમરના પ્રમાણમા આપવામાં આવે છે. આવી રીતે કામ કરવાથી બાળકનામાં જવાબદારીની સમજ આવે છે.

બાળકને કામની વહેંચણીની જરૂર લાગે છે કે તરતજ તેઓ જુદું જુદું કામ કરવા માટે આરોગ્ય, ઘરકામ ચલાવવાનું, સુશોભન, વગેરે માટે જુદા જુદા સમૂહ પાડે છે. આને લીધે તેમને સ્વરાજ્યનો થોડો અનુભવ થાય છે. વિદ્યાર્થીની સભામાં તેઓ તેમને જે બાબતની જરૂર હોય તે સંબંધી અને તે કેવી રીતે પુરી પાડવી તેના સાધન સંબંધી ચર્ચા કરે છે. આવી રીતે તેમને હાલના જમાનાના જીવનનો અનુભવ આપવા પ્રયત્ન કરવામાં આવે છે અને તે ત્રણ રીતે થાય છેઃ

(૧) કારખાનાના મોટી ઉંમરના માણસો જે કામ કરે છે તે તેમને બતાવવામાં આવે છે, અને ઉનાળામા ખેતીની માહીતી આપવામા આવે છે.

(૨) સ્કાઉટ સાથે તેમનો સંબંધ બાંધવામા આવે છે. સ્કાઉટો શાળામાં આવે છે અને તેઓ તેમનાં ભાગેલા રમકડાં કેવી રીતે દુરસ્ત થાય તે માટે મદદ કરે છે, તેમને ગમત પડે તેવી રમતો શીખવે છે, અને તેમની સાથે જુદા જુદા વિષય સંબંધી વાતચીત કરે છે.

(૩) રાષ્ટ્રીય ઉત્સવમા તેઓ ભાગ લે છે. દેશના મહાન પુરુષો અને અગ્રણીના ચિત્રો દિવાલ ઉપર મૂકવામા આવેલા હોય છે.

---

## વર્ગમાં વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ

### ( ઇતિહાસ અને ભૂગોળ શિક્ષણ )

એક વર્ગમાં વિદ્યાર્થીની સંખ્યા ૪૦ હતી અને તેમની સરેરાશ ઉંમર ૧૦કેની વર્ષ હતી. શાળામા શિક્ષકે ઇતિહાસના વિષયમાં એક સત્ર દરમિઆન વિદ્યાર્થીઓને પોતાની મેળે અમુક અભ્યાસ કરી લેવાનું સોપ્યું હતું. ઘેર કામ કરવાની યોજના શિક્ષકે યોજી હતી; પણ અમુક સમય ખાસ પરીક્ષા લેવા માટે જે નક્કી કર્યો હતો તે સિવાયનો જેટલો વખત ઇતિહાસ માટે શાળામાં નક્કી કર્યો હતો તે બધો વખત વિદ્યાર્થીઓને કામ કરવા માટે આપવામાં આવ્યો હતો. તેમને એક સારૂં પાઠ્યપુસ્તક આપવામાં આવ્યું હતું. શીખવાનો વિષય મનુષ્યજાતની ઉત્પત્તિથી તે ઇ. સ. ના સમય સુધીનો હતો. ઘેર જે કામ સોંપવામા આવ્યું હતું તે પ્રાચીન

સંસ્કૃતિનો વિષય હતો. જે વિદ્યાર્થીઓ આ કામ કેવી રીતે શરૂ કરવું અને ક્યાંથી શરૂ કરવું એ સંબંધી મુંઝાતા હતા તેમને સૂચના આપવામાં આવતી હતી. આ આખા સત્ર દરમિઆન વિદ્યાર્થીને શિક્ષકની મદદ જ્યારે જોઈએ ત્યારે મળી શકે તેમ હતી, પણ અમુકજ કામ કરવું એવું કોઈપણ વિદ્યાર્થીને માટે પહેલેથી નક્કી કરવામાં આવ્યું નહોતું. એ તો વિદ્યાર્થીઓએ તેમની મેળે કરી લેવાનું હતું.

આનું પરિણામ ઘણું લાભદાયક આવ્યું હતું. એમાંના એક વિદ્યાર્થીએ ખતથી પાઠ્યપુસ્તકનો સતત અભ્યાસ કરવા માંડ્યો. તેણે તે પુસ્તક પહેલેથી છેલ્લે સુધી બે વાર વાચી પ્રાચીન, માધ્યમિક અને વર્તમાન ઇતિહાસનો અભ્યાસ કર્યો. પછી તેને જે સમયના ઇતિહાસમાં ખાસ રસ પડ્યો હતો તે સમય સંબધી પુસ્તકોને માટે તેણે પુસ્તકાલયમાંથી શોધવા માંડ્યું. ત્રણ ચાર વિદ્યાર્થીઓએ ચિત્રકામ અને નકશા કાઢી મોટી મોટી નોંધપોથીઓ તૈયાર કરી લીધી. એમાંનો એક વિદ્યાર્થી જે કોઈ દિવસ ઇંગ્લંડ બહાર પણ ગયો નહોતો તેને ચીનના ઇતિહાસમાં એટલો બધો રસ પડ્યો હતો કે તેણે આખું સત્ર એ દેશના ઇતિહાસના અભ્યાસમાંજ ગાળ્યું. ક્યા બનાવો નોંધવા જેવા છે, કયાં ચિત્રો કાઢવાં જેવાં છે, તે સંબંધી વારંવાર શિક્ષકની સલાહ તે લેતો અને વધારાની હકીકત ક્યાંથી મળી શકે તેમ છે તે બાબત તેને પૂછતો.

વર્ગના બાકીના વિદ્યાર્થીઓ વધારે સારા ઉદ્યોગમાં ગુંથાયા હતા. ઘેર જે કામ સોંપેલું હતું તે તેમને માટે પુરતું હતું એમ તેમને લાગ્યું હતું. કેવળ માનસિક પ્રવૃત્તિથી એટલે ફક્ત વાચવાથી તેમની ઇચ્છાઓ તૃપ્ત થઈ નહિ. તેમાંથી ઘણાઓએ સત્ર દરમિઆન જુદે જુદે વખતે વાંચવાનું અથવા તો નોંધો કરવાનું કામ શરૂ કર્યું. કેટલાક પાઠ્યપુસ્તકનાં ચિત્રો દોરવામા મશગુલ રહ્યા. ઘણા ઇતિહાસને લગતાં ચિત્રોનો શાળાને માટે સંગ્રહ કરી એજ ચિત્રો વિષે કલાકો સુધી ચર્ચા કરતા. પણ એકજ જાતની પ્રવૃત્તિથી તેમને બરોબર સંતોષ થયો નહિ, કારણ કે એવા ઉદ્યોગમા જોઈએ તેટલું કામ કરવાનું હતું નહિ.

## મોટા પ્રમાણનું ચિત્રકામ

પછી એક વિદ્યાર્થીએ મોટા પ્રમાણનું ચિત્ર કાટવાનું કામ શરૂ કર્યું. તેણે કા. પા. પર એક રોમન સૈનિકનું અને એક ફિનિશિઅન લોકોનું લડાયક વહાણ ચીતર્યું. થોડી વારમાં તો તેની નકલ કરનારા આતુર વિદ્યાર્થીઓમાંથી અરધ જેટલાને માટે તે કા. પા. પુરતું થઈ પડ્યું

આવ્યું તેવામા જાડા પૂઠાના કાગળના નમુના બનાવવા વિષે ચર્ચા થવા . વર્ગ સંતોષી, ધણો ઉદ્યોગી અને એકંદર ખંતીલો હતો. શિક્ષણમાં ભણ્યા કે ત્રણગણા વખતમા જે પ્રશ્નો ઉભા થાય તેના કરતાં અને ઘણી ઉપયોગી બાબતોને લગતા પ્રશ્નો ખડા થયા હતા અને ઘડું વિદ્યાર્થીઓએ પોતેજ એ પ્રશ્નોનો નીવેડો કર્યો હતો.

ઇતિહાસનો પાઠ શારીરિક ચપળતા માટે અસંખ્ય પ્રસંગો ઉત્પન્ન છે. વિદ્યાર્થી બેઠા બેઠા ઇતિહાસ શીખે અને વર્ગસમૂહનું શિક્ષણ નાના ાર્થીઓ માટે ઘણુ ઉપયોગી છે કે કેમ તે સંબંધી પણ શંકા ઉભી થાય . ઇતિહાસ શીખવવામાં તારીખો અને બનાવો યાદ કરાવવાના કામને તુએ મૂકીએ તોપણ અસાધારણ મુશ્કેલીઓ અનુભવવી પડે છે એ વાત ોકો પુરેપુરી સમજતા નથી. જેણે ઘણું વાંચ્યું હોય અને જેનામા ારશક્તિ ઘણી હોય તેને જ્યારે પેરિક્લિસના સમયમાં એથેન્સના જીવનનો અથવા ઇલિઝાબેથના રાજ્યસમયમાં ઇંગ્લંડના લોકજીવનનો ખર ખ્યાલ સમજવો હોય ત્યારે તેને ઘણી મહેનત કરવી પડે છે. હાલનું તે જુના વખતનું ઐતિહાસિક પુષ્કળ સાહિત્ય અંગ્રેજી ઇતિહાસના :ઘરત સમય ઉપર પુષ્કળ પ્રકાશ નાખે છે છતાં ૧૬મા અને ૧૭મા ાના અંગ્રેજને આપણામાના થોડાકજ વાસ્તવિક રીતે સમજી શકે છે; તો શી આપણા બાળકો કે જેનું જ્ઞાન અને દુનીઆનો અનુભવ એટલાં ના થોડા છે તેને માટે એ વિષય કેટલો બધો અઘરો થઈ પડે !

## નાટ્યમંડળીઓ

થોડાં વર્ષથી 'ઇતિહાસનું નાટ્યપ્રયોગદ્વારા શિક્ષણ' એ પદ્ધતિ ણી પ્રિય થઈ પડી છે અને જો એ પદ્ધતિમાં વ્યવસ્થા, ચતુરાઈભરેલી ાદવણ વગેરે હોય તો બીજી કોઈ પદ્ધતિના જેટલીજ બાળકોને મોટા ાટા ઐતિહાસિક બનાવોનુ આબેહૂબ ચિત્ર તે પદ્ધતિ આપી શકે છે. જે ક્ષક આ પદ્ધતિનો ઉપયોગ કરવા ઇચ્છતા હોય તેમણે યાદ રાખવુ કે ામા વારંવાર પ્રયોગ કરાવવાની જરૂર રહે છે. શાળામાં નાટ્યપ્રયોગ રાવવામા બીજા કોઈપણ કામ કરતા વધારે મહાવરાની જરૂર છે.

એક સાદો દાખલો લઈએ: 'મેગ્ના કાર્ટા'નો પ્રસંગ નાટ્યપ્રયોગદ્વારા ીખવવાનો શિક્ષકનો ઇરાદો છે. વાર, હદીના દિવસોમાં આવો પાઠ ઉત્તમ ણાય, કારણ કે એકજ સ્થળે તેમાં સઘળી જાતની ઘણી હાલચાલ કરવાની ોય છે, પણ તેને અંગે દરેક દરેક જાતની ઝીણી ઝીણી બાબતની ગોઠવણ

કરવાની રહે છે. ખાસિઅતો શોધી કાઢવી જોઈએ; રાજા જ્હોન, કેન્ટર્બરિનો આર્ચબિશપ, રોબર્ટ ફિટ્ઝવોલ્ટર, વગેરે પાત્રો માટે યોગ્ય વ્યક્તિઓને પસંદ કરવી જોઈએ; ધર્મગુરુઓ, ઉમરાવો, જ્હોન રાજાના ખવાસો, તેમજ તેના વિરોધીઓના ખવાસો, ગુમાસ્તા, વકીલો, નોકરો વગેરે ભાગ વર્ગના પાત્રોને યોગ્ય રીતે વહેંચી આપવો જોઈએ અને તેમાં ક્રમવારી બરાબર નક્કી કરવી જોઈએ અને રંગભૂમિ ઉપર ભજવવાની બાબતોની નોંધ પણ કરી લેવી જોઈએ.

નાટયપ્રયોગ એક અઠવાડીઆં સુધી ચાલ્યો, અને એ દરમિઆન ઘણા વાદવિવાદ થયા અને વાટાઘાટના પ્રયત્ન કરવામાં આવ્યા. ઘણા કાગળો ઉપર સહી કરવામાં આવી અને તેના ઉપર મહોર છાપ મારવાનું કામ ચાલ્યું. આવો મહત્વનો પ્રસંગ નાટયપ્રયોગરૂપે ભજવવો હોય તો સંપૂર્ણ રીતે તે ભજવવો જોઈએ. ગમે તેમ કામ કરવાથી કાંઇ લાભ થતો નથી.

## હસ્તઉદ્યોગની ઉપયોગિતા

ઇતિહાસ અને ભૂગોળના શિક્ષણમાં જો હસ્તઉદ્યોગના શિક્ષકની મદદ મળે તો ઘણા રસથી અને ઝડપથી કામ થઈ શકે. આખા વર્ગને કારખાના-માં મોકલવાનું ભાગ્યેજ બને છે, પણ જો શિક્ષક અને વર્ગ બંને, કામ પછી વર્ગને સ્વચ્છ રાખવામાં અને સરસામાન જે માગી લીધો હોય તે પાછો આપવામાં સંપૂર્ણ કાળજી રાખે તો સરસામાન અને ઓજારો ઉછીતાં લેવામાં અને વર્ગના ઓરડાને કામ ચલાઉ કારખાના તરીકે વાપરવામાં કોઈ મુશ્કેલી નડે નહિ. એક જમીનદારનું ગામ, મધ્યયુગનો કિલ્લો અથવા દેવા-લય, એથેન્સનું મંદિર, રોમન લોકનો કોલોશિઅમ (અગડ) વગેરે બાંધવાની યોજનાઓ શિક્ષક નક્કી કરી શકે. આમાંના કોઈપણ કામમાં ઘણા વિદ્યાર્થીઓ લાંબા વખત સુધી રોકી શકાય અને તેથી તેમની શારીરિક ચપળતાનો ઉપયોગ બરોબર રીતે થઈ શકે. ભૂગોળનો પાઠ હોય તો વર્ગને હિંદુસ્તાનનું અથવા ચીનનું કોઈ દેવાલય, પશ્ચિમ આફ્રિકાનું એક ગામડું, આસ્ટ્રેલિઆનું કોઈ ગોચર, અથવા ઇંગ્લંડની કોલસાની ખાણ, એમાંની કોઈ યોજના આપી શકાય. કામ અધરૂં પડે ખરૂં અને નમુનો સર્વાંશે સંપૂર્ણ પણ ન બને તોપણ બાળકોને આ અવસ્થાએ ઓજાર વાપરતાં શીખવાનો અને નહિ કે હોશિયાર કારીગરના કામની જેવું કામ આપવાનો હેતુ છે.

## દુનીઆની આસપાસની સફર

'દુનીઆની આસપાસ સફર'એ માટે નાનાં બાળકોને ભૂગોળશિક્ષણને

થવા આવ્યું તેવામા જાડા પૂઠાના કાગળના નમુના બનાવવા વિષે ચર્ચા થવા લાગી. વર્ગ સંતોષી, ઘણો ઉદ્યોગી અને એકંદર ખંતીલો હતો. શિક્ષણમાં આથી બમણા કે ત્રણગણા વખતમા જે પ્રશ્નો ઉભા થાય તેના કરતાં વધારે અને ઘણી ઉપયોગી બાબતોને લગતા પ્રશ્નો ખડા થયા હતા અને ઘણુંખરૂં વિદ્યાર્થીઓએ પોતેજ એ પ્રશ્નોનો નીવેડો કર્યો હતો.

ઇતિહાસનો પાઠ શારીરિક ચપળતા માટે અસંખ્ય પ્રસંગો ઉત્પન્ન કરે છે. વિદ્યાર્થી બેઠા બેઠા ઇતિહાસ શીખે અને વર્ગસમૂહનું શિક્ષણ નાના વિદ્યાર્થીઓ માટે ઘણુ ઉપયોગી છે કે કેમ તે સંબંધી પણ શંકા ઉભી થાય ખરી. ઇતિહાસ શીખવામાં તારીખો અને બનાવો યાદ કરાવવાના કામને બાજુએ મૂકીએ તોપણ અસાધારણ મુશ્કેલીઓ અનુભવવી પડે છે એ વાત શિક્ષકો પુરેપુરી સમજતા નથી. જેણે ઘણું વાંચ્યું હોય અને જેનામાં વિચારશક્તિ ઘણી હોય તેને જ્યારે પેરિક્લિસના સમયમાં એથેન્સના લોકજીવનનો અથવા ઇલિઝાબેથના રાજ્યસમયમાં ઇંગ્લંડના લોકજીવનનો બરાબર ખ્યાલ સમજવો હોય ત્યારે તેને ઘણી મહેનત કરવી પડે છે. હાલનું અને જુના વખતનું ઐતિહાસિક પુષ્કળ સાહિત્ય અંગ્રેજી ઇતિહાસના વાદગ્રસ્ત સમય ઉપર પુષ્કળ પ્રકાશ નાખે છે છતાં ૧૬મા અને ૧૭મા સૈકાના અંગ્રેજને આપણામાના થોડાકજ વાસ્તવિક રીતે સમજી શકે છે; તો પછી આપણા બાળકો કે જેનું જ્ઞાન અને દુનીઆનો અનુભવ એટલાં બધા થોડા છે તેને માટે એ વિષય કેટલો બધો અઘરો થઈ પડે !

## નાટ્યમંડળીઓ

થોડાં વર્ષથી 'ઇતિહાસનું નાટ્યપ્રયોગદ્વારા શિક્ષણ' એ પદ્ધતિ ઘણી પ્રિય થઈ પડી છે અને જો એ પદ્ધતિમા વ્યવસ્થા, ચતુરાઈભરેલી ગોઠવણ વગેરે હોય તો બીજી કોઈ પદ્ધતિના જેટલીજ બાળકોને મોટા મોટા ઐતિહાસિક બનાવોનુ આબેહૂબ ચિત્ર તે પદ્ધતિ આપી શકે છે. જે શિક્ષક આ પદ્ધતિનો ઉપયોગ કરવા ઇચ્છતા હોય તેમણે યાદ રાખવું કે આમા વારંવાર પ્રયોગ કરાવવાની જરૂર રહે છે. શાળામાં નાટ્યપ્રયોગ કરાવવામાં બીજા કોઈપણ કામ કરતાં વધારે મહાવરાની જરૂર છે.

એક સાદો દાખલો લઈએ: 'મેગ્ના કાર્ટા'નો પ્રસંગ નાટ્યપ્રયોગદ્વારા શીખવવાનો શિક્ષકનો ઇરાદો છે. વાર, ઠંડીના દિવસોમાં આવો પાઠ ઉત્તમ ગણાય, કારણ કે એકજ સ્થળે તેમાં સઘળી જાતની ઘણી હાલચાલ કરવાની હોય છે, પણ તેને અંગે દરેક દરેક જાતની ઝીણી ઝીણી બાબતની ગોઠવણ

# શિક્ષણ સબંધી કેટલીક સૂચના

જ્યારે કોઈ કામ બાળકો પોતેજ કરે છે ત્યારે તે સૌથી સારી રીતે શીખે છે. કૃતિથી વાસ્તવિક શિક્ષણ મળે છે.

જે કામનો આપણે મહાવરો કરીએ તે કામમાં આપણને કુશળતા મળે છે.

જે કામથી આપણે પરિણામ તરીકે ફતેહ અને સંતોષ મળે છે તે કામ આપણે બરાબર શીખીએ છીએ.

જે કામ કરવાનો આપણને કંટાળો આવતો હોય તે કામ આપણે શીખી શકતા નથી.

વિદ્યાર્થીઓ જો પોતાનો હેતુ પુરો કરવા માગશે તો ખૂબ ઉત્સાહ-ભર્યા મનથી તેઓ કામ કરવા મંડી પડશે.

જો આપણને અમુક એક બાબતમા રસ પડતો હોય તો તે બાબતને લગતી બીજી બાબત પરત્વે પણ આપણે લક્ષ આપીશું.

બાળકને ઉત્સાહથી શીખી લેવું કરવું હોય તો તેને વહેલા સવારમાં તે શીખવવું.

શાળાનું શિક્ષણ વિદ્યાર્થીના જીવન સાથે જોડેલું હોવું જોઈએ.

શાળામાં વિદ્યાર્થીઓ એકીવખતે એકજ બાબત શીખે છે.

શિક્ષણની જુની પદ્ધતિમાં માત્ર એક કે બેજ વિદ્યાર્થીઓજ ભણે છે કે શીખે છે. ખરી રીતે વર્ગના બધા વિદ્યાર્થીઓએ શીખવું જોઈએ.

જે વિષય આપણને ઉપયોગી જણાય છે તે શીખવવાનું આપણને મન હંમેશાં થાય છે.

ચોપડી સામું જોવાનો મહાવરો, પાડવાથીજ બાળકો કંઈ વાંચતાં શીખતા નથી.

કંઈ કામ માથે લીધું હોય તેનું પરિણામ સારૂં ન આવે તો શિષ્યો તે કામ કરવાનું શીખશે નહિ.

બાળકો કૃતિથીજ શીખે છે તેથી શિક્ષકે ડખલ કરવાની જરૂર નથી.

જ્યારે બાળકને તેમના કામમાં-પાઠમા-રસ ન પડતો હોય એવું જણાય ત્યારે શિક્ષકે કા. પા. પર ચિન્હો દોરવાં.

જે પદ્ધતિથી બાળકો સૌથી બધારે ઉપયોગી બાબતો શીખે તેનો આપણે શિક્ષણમાં ઉપયોગ કરવો જોઈએ.

લગતી સાદી રમત છે જેમાં બાળકો આનંદથી રોકાઈ રહે અને સાથે સાથે ઘણું ઉપયોગી જ્ઞાન પણ તેમને મળે. આખો વર્ગ ખંડો રૂપે છુટો વહેંચાઈ જાય, અને એક ખંડ રૂપે છુટો પડેલો સમૂહ બીજા તેવા સમૂહથી અમુક અંતરે ઉભો રહે. બને તો પૃથ્વી ઉપરના ખંડો વચ્ચે જે અંતર છે તેને હિસાબે વર્ગમા એક બીજા સમૂહો અંતરનું પ્રમાણ બતાવતા ઉભા રાખવા. સમૂહમાંનું દરેક બાળક ખંડના ભાગરૂપ છે તે ઉપરાંત તે દરેક ખંડનો અમુક પ્રાંત, જિલ્લા કે શહેરરૂપે પણ ગણી શકાય. દા. તરીકે, યુરોપમાં લંડન, લિવરપુલ, હામ્બર્ગ, પારિસ, માર્સેલ્સ, રોમ, બ્રિન્ડિઝી, એથેન્સ, મોસ્કો વગેરે શહેરો બાળકોદ્વારા સમૂહમાં જણાવી શકાય. પછી મુસાફરીની યોજના થઈ શકે. જે બાળક મુસાફરી શરૂ કરે તે શિક્ષકે જણાવેલા દરેક સ્થળે જતું થોડોક વખત રોકાઈ આગળ જાય. દેખીતી રીતે તો એકજ બાળક કામમા રોકાઈ રહેલું માલમ પડે છે પણ વાસ્તવિક રીતે ઘણાં બાળકો તેમાં રોકાઈ રહે છે. આ રમત ઝડપથી રમાવી જોઈએ, અને શિક્ષક પાસે જુદા જુદા સ્થળની મુસાફરીની યાદી તૈયારજ હોવી જોઈએ.

ઇતિહાસશિક્ષણને અંગે જો નાટ્યપ્રયોગ થઈ શકે તો ભૂગોળશિક્ષણને અંગે પણ તે થઈ શકે એમા શંકા નથી. બાળકોને અમુક સૈકાના બનાવો, રીતરિવાજો, લોકોની ખાસિઅતો, વગેરે શીખવવામાં જે મુશ્કેલી ભોગવવી પડે છે તેજ મુશ્કેલી બીજા દેશોની તે તે બાબતો શીખવવામાં ભોગવવી પડે છે. પરદેશીઓની રીતભાત વગેરેનો જે પદ્ધતિથી આબેહુબ ખ્યાલ આપી શકાય તેજ પદ્ધતિ ઉપયોગી છે. આવી રીતના ભૂગોળ શિક્ષણમાં પણ મહાવરાની ઘણી જરૂર છે. જે શિક્ષક બગદાદ કે મુંબઈની બજારનો ચિતાર નાટ્યપ્રયોગદ્વારા આપવા ઇચ્છતો હોય તેણે પ્રથમ તો તેને લગતી વિગતો બરાબર ખાસ તૈયાર કરવી જોઈએ. વળી બીજી વાત ધ્યાનમાં રાખવાની એ છે કે તે બજારનો ચિતાર અક્ષરશઃ નાટ્યપ્રયોગદ્વારા બરાબર તેમજ વાસ્તવિક રીતે આપવા માટે બરાબર યત્ન કરવો જોઈએ. વર્ગમા વિદ્યાર્થીઓની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિની કૃતેહનો આધાર જે લાગણી અથવા રસથી તે કામ કરવામાં આવે તેના ઉપર છે. કલ્પના આપણા કામમાં મદદ કરશે માટે પહેલાં તો આપણે કલ્પનાને ઉત્તેજિત કરવીજ જોઈએ.×

---

× ટાઇમ્સ. એજ્યુ. સપ્લિમેન્ટ ઉપરથી.

# શિક્ષણ સબંધી કેટલીક સૂચના

જ્યારે કોઇ કામ બાળકો પોતેજ કરે છે ત્યારે તે સૌથી સારી રીતે શીખે છે. કૃતિથી વાસ્તવિક શિક્ષણ મળે છે.

જે કામને આપણે મહાવરો કરીએ તે કામમાં આપણને કુશળતા મળે છે.

જે કામથી આપણે પરિણામ તરીકે ફતેહ અને સંતોષ મળે છે તે કામ આપણે બરાબર શીખીએ છીએ.

જે કામ કરવાનો આપણને કંટાળો આવતો હોય તે કામ આપણે શીખી શકતા નથી.

વિદ્યાર્થીઓ જો પોતાનો હેતુ પુરો કરવા માગશે તો ખૂબ ઉત્સાહભર્યા મનથી તેઓ કામ કરવા મંડી પડશે.

જો આપણને અમુક એક બાબતમા રસ પડતો હોય તો તે બાબતને લગતી બીજી બાબત પરત્વે પણ આપણે લક્ષ આપીશું.

બાળકને ઉત્સાહથી શીખી લેવું કરવું હોય તો તેને વહેલા સવારમાં તે શીખવવું.

શાળાનું શિક્ષણ વિદ્યાર્થીના જીવન સાથે જોડેલું હોવું જોઇએ.

શાળામાં વિદ્યાર્થીઓ એકીવખતે એકજ બાબત શીખે છે.

શિક્ષણની જુની પદ્ધતિમાં માત્ર એક કે બેજ વિદ્યાર્થીઓજ ભણે છે કે શીખે છે. ખરી રીતે વર્ગના બધા વિદ્યાર્થીઓએ શીખવું જોઇએ.

જે વિષય આપણને ઉપયોગી જણાય છે તે શીખવવાનું આપણને મન હંમેશાં થાય છે.

ચોપડી સામું જોવાનો મહાવરો, પાડવાથીજ બાળકો કંઈ વાંચતાં શીખતાં નથી.

કંઈ કામ માથે લીધું હોય તેનું પરિણામ સારૂં ન આવે તો શિષ્યો તે કામ કરવાનું શીખશે નહિ.

બાળકો કૃતિથીજ શીખે છે તેથી શિક્ષકે ડખલ કરવાની જરૂર નથી.

જ્યારે બાળકને તેમના કામમાં—પાઠમાં—રસ ન પડતો હોય એવું જણાય ત્યારે શિક્ષકે કા. પા. પર ચિત્રો દોરવાં.

જે પદ્ધતિથી બાળકો સૌથી બધારે ઉપયોગી બાબતો શીખે તેનો આપણે શિક્ષણમાં ઉપયોગ કરવો જોઈએ.

જે બાબત બાળકને તેમના ભાવિ જીવનવ્યવહારમાં જરૂરની નીવડે તેવી બાબતોજ શિક્ષકે બાળકને શીખવવી.

શિક્ષણમા વાચન, લેખન, ગણિત, ભૂગોળ વગેરે શીખવવું એ શિક્ષકની પહેલી ફરજ છે.

૨+૨=૪, ૩+૨=૫, ૬+૩=૯ પ્રથમ શીખવવું; કારણ તેનો ઉપયોગ વર્ગમા આગળ ઉપર કરવામા આવે છે.

શિષ્યોના વર્તનને સુધારી ન શકે તો તે નીતિપાઠ નિરર્થક છે. શાંત વાચન શાળામા ચાલતા વાચનના પાઠ્યપુસ્તકમાથીજ કરાવવું કે જેથી બાળકો પાઠ્યપુસ્તક સંપૂર્ણ રીતે શીખી શકે.

બાળકો જેટલી ઝડપથી અર્થ સમજે તેટલીજ ઝડપથી શબ્દ વાચે એમ કરવુ.

આપણું કામ બાળકો કેવી રીતે વાચતા શીખે તે શીખવવા કે જોવા પુરતું નથી, પણ તેમનામાં વાચવાની ઇચ્છા ઉત્પન્ન થાય એ ખાસ કરવાનું છે. બાળકોને પ્રથમ વાર્તા શિક્ષકે કહી સંભળાવવી, ત્યારપછી તે મનમા વાચવાનું તેમને કહેવું.

શાંત વાચનના શિક્ષણમા શાળાનું પુસ્તકાલય ઘણું ઉપયોગી નીવડશે.

બાળકો જો ફક્ત આખા વર્ષમા પાઠ્યપુસ્તકજ વાચતા શીખે તો તેમને વાચતા આવડ્યુ છે તેમ નહિ કહેવાય.

શાંત વાચન શીખવવાને માટે શિક્ષકને બહુ યુક્તિઓનો ઉપયોગ કરવાની જરૂર છે.

શાંત વાચન વખતે બાળકો હોઠ હલાવે તેમ પણ ન થવા દેવુ જોઈએ. વાચનમા હોઠ અને જીભ ચાલે તે પહેલા આંખો વધારે ઝડપથી કામ કરે તેમ થવું જોઈએ.

પહેલા ધોરણમા ઓછામા ઓછો અડધો અડધ ભાગ, શાંત વાચન હોવુ જોઈએ.

બાળક જે વાચન શીખ્યુ હોય તેનો અર્થ તે સમજ્યું છે કે નહિ તેની ખાત્રી કરવા માટે શિક્ષકે તે પાઠ વિષે સારા વિચારપૂર્વક શોધી કાઢેલા થોડાક પ્રશ્નો પણ બાળકને પૂછવા જોઈએ; અથવા તેનો નાટ્યપ્રયોગ કરાવવો જોઈએ અગર તેનુ ચિત્ર દોરાવવું જોઈએ.

---

# કવિતાનું શિક્ષણ

કેળવણીની ઘણી વ્યાખ્યાઓ થઈ છે. એક વ્યાખ્યા જે લગભગ સર્વેને માન્ય છે તે પ્રમાણે કેળવણી તો એજ કહી શકાય કે જે ભવિષ્યના નાગરિકો તૈયાર કરે. અંગ્રેજી શબ્દ (Perfect gentleman) સાંભળતાં જે એક ચિત્ર આપણી આંખ સામે ખડું થાય છે તેવા નાગરિકો તૈયાર કરવા હોય તો અત્યારે આપણે જેને કેળવણી કહી રહ્યા છીએ અને માની રહ્યા છીએ તેને કેળવણી માનતા અટકવું જોઈએ. એકલી બુદ્ધિનીજ કેળવણી આપવાથી, એકલાં શરીરજ કેળવવાથી સાચા નાગરિકો નહિ તૈયાર કરી શકાય; તે માટે તો લાગણીઓ (emotions)ની કેળવણી પર પણ આપણે એટલુંજ ધ્યાન રાખવું જોઈએ. એમ કહીએ તોપણ ખોટું નથી કે બુદ્ધિ અને શરીરની કેળવણી કરતાં લાગણીઓની કેળવણી પર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. લાગણીઓની કેળવણી સંગીત, સાહિત્ય અને કલાદ્વારાજ આપી શકાય. કવિતા જે સાહિત્યનું પ્રધાન અંગ છે તે કેવી રીતે શીખવી હોય તો બાળકના વિકાસમાં સહાયક થાય તેનો વિચાર કરવો તેથીજ આવશ્યક છે. ખરી રીતે જોતાં કવિતાનું શિક્ષણ કેવી રીતે આપવું જોઈએ તે વિષે આપણા શિક્ષકોએ ગંભીરતાપૂર્વક વિચાર ભાગ્યેજ કર્યો હશે. બધા શિક્ષકો જાણે કવિતા શીખવવાની લાયકાત ધરાવતા હોઈ શકે એમ સમજી લગભગ ઘણાખરા શિક્ષકોને જુદા જુદા વર્ગોમાં કવિતાનો વિષય સોંપવામાં આવે છે અને ભૂલી જવાય છે કે કવિતાના શિક્ષકમાં કેટલીક ખાસ લાયકાતની આવશ્યકતા છે. જો એવી લાયકાત જોઈનેજ કવિતાનો વિષય શીખવવાનું સોંપવામાં આવતું હોય તો બીજા કેટલાક ફાયદા સાથે એક લાભ એ પણ થાય કે વિદ્યાર્થીઓને શિક્ષકોની સોટીનો માર તેમજ તેમના આકરા ઠપકા ઓછા સહન કરવા પડે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે શિક્ષકને કવિતા શીખવવાનું સોંપીએ તેનામાં ખાસ કઈ લાયકાત હોવી જોઈએ? પહેલી અને મુખ્ય બાબત તો એ કે તે શિક્ષક કેવળ પોતાને શીખવવાના કાવ્ય વિભાગથીજ નહિ પણ આખા કાવ્યસાહિત્યથી માહીતગાર હોવો જોઈએ. બીજું એ જાણતો હોવો જોઈએ કે કાવ્ય કોને કહી શકાય–કેળવણીમાં કવિતાના શિક્ષણને કેટલું સ્થાન છે. ત્રીજી બાબત એ કે ઉંચી રસિકતા હોવી જોઈએ. કેટલાક એવું માનવાની ભૂલ કરે છે કે શિક્ષકમાં રસિકતા હોય તે ઇચ્છવા યોગ્ય નથી પણ એ વિવાદગ્રસ્ત પ્રશ્નમા નહિ પડતાં અહીં એટલું તો કહેવુંજ જોઈએ કે કાવ્યમાં આવતા ભાવ, લાલિત્ય અને મર્મને જો પોતે-

જ સમજી અનુભવી ન શકે-માણી ન શકે તો વિદ્યાર્થીઓમાં તે શિક્ષક કવિતા માટેની અભિરુચિ નહિ ઉભી કરી શકે. કવિએ વાપરેલા શબ્દોના અર્થ વ્યુત્પત્તિ સાથે શીખવી શકે કે અમુક રચનાની ખૂબી સમજાવી શકે એ બસ નથી; કવિતા વાંચતાં કે સાંભળતાં પ્રેરણા મળવી જોઈએ-અમુક ઉંચા પ્રકારની મસ્તી આવવી જોઇએ. એ સર્વનો કેટલેક અંશે આધાર શિક્ષક પર પણ છે.

કેળવણીમાં વાતાવરણ બહુ મોટો ભાગ ભજવે છે. જેમ મોન્ટિસોરી સ્કૂલનો ઘણો આધાર યોગ્ય વાતાવરણ (Environment) ઉપર છે તેવી-જ રીતે જો કવિતાના શિક્ષણને યોગ્ય અગર સહાયક વાતાવરણ રચના પ્રયાસ કર્યો હોય તો સારૂં. કવિતાના શિક્ષણને માટે જેમ એક ખાસ શિક્ષક હોય તેમ એક ખંડ પણ અલાયદો રાખવો અને તેમાં સ્કૂલ લાયબ્રેરીમાં હોય તેટલાં બધાં કાવ્યનાં પુસ્તકો, કાવ્યો પરનાં વિવેચનનાં પુસ્તકો અને કવિઓનાં જીવનચરિત્રો ગોઠવવાં. દીવાલ પર મળી શકે તેટલા કવિઓની છબીઓ સુંદર રીતે લટકાવવી અને દરેક છબી નીચે તે તે કવિઓએ લખેલા કાવ્યોનાં નામ કાર્ડ બોર્ડ પર લખીને લટકાવવાં. એવા ખંડમાં બેસીને વિદ્યાર્થીઓ જે રસવૃત્તિ કેળવશે તેની પ્રતીતિ ભવિષ્ય પૂરવાર કરશે.

આપણે બાળકોની દૃષ્ટિએ વિચારજ નથી કરતા અને તેથીજ કેવી કવિતાઓ બાળકોને ગમશે તેનો વિચાર નહિ કરતાં કેવી કવિતાઓ શીખે તો ઠીક એવો જ વિચાર કર્યો અને "સતનું ચિત ચિંતન રે કરવું" અથવા "હસતે મુખ રસ્તામાં વેર્યાં" જેવી કેવળ બોધ આપવા લખાએલીજ કવિતાઓ તેમને ધરી. પરિણામે નિશાળ છોડયા પછી ભાગ્યેજ કોઈ કવિતા સામે જોતા હશે; વાંચશે તો ગદ્ય વાચશે પણ કવિતા તો નહિજ. એના કરતાં જો શાસ્ત્રીય ક્રમ ઘડી કાઢી એ કાવ્યો બાળકો માટે પસંદ કર્યા હોય તો ? શરૂઆતમાં જેમાં વાર્તા આવતી હોય તેવાં કાવ્યો બાળકોને આપ્યાં હોય તો સારૂં. જેમકે "માધાવાવનો રાસડો," "ગોપીચંદનનો રાસડો" જેવાં લોકગીત બાળકો રસપૂર્વક સાંભળે છે-સમજે છે અને મોઢે પણ કરે છે એ અનુભવ્યું છે. ભલે વાર્તા ન હોય છતાં બાળકો સમજી શકે તેવી કલ્પનાએ લખાએલાં જેવાં કે, રા. ત્રિભુવન વ્યાસનાં કેટલાંક ગીતો, "આવરે મેહુલા આવ મેહુલા અપારના" જેવા કાવ્યમાં બાળકોને ખૂબ મજા પડે-છે અને જ્યારે

" ઝબ ઝબ ઝબકે વીજળી ને
વાદળ ધમમમ થાય-મેહુલા અષાડના."

પંક્તિઓ ગાય છે ત્યારે કોઈ અદ્દભુત આનંદ તેઓ અનુભવે છે. આમ શરૂઆત કરી ધીમે ધીમે ઉંચી કોટિનાં ખંડકાવ્યો ક્રમાનુસાર તેમને શીખવવાં. આવી રીતે શીખેલાં બાળકો ભવિષ્યમાં નરસિંહરાવનું કાવ્ય ' સ્મરણ સંહિતા ' ન્હાનાલાલનાં ' કેટલાંક કાવ્યો ' વગેરે વાંચ્યા વિના રહીજ નહિ શકે. આ તો ફક્ત સૂચનાજ છે. કુશળ શિક્ષક વિદ્યાર્થીઓની શક્તિ જોઈને કાવ્યની દૃષ્ટિએ સારૂં ગણાતું કોઈ પણ કાવ્ય શીખવી શકે.

હવે આપણે મુખ્ય બાબત ઉપર આવીએ. નરસિંહરાવનું ' ઉત્તરા અને અભિમન્યુ ' કાવ્ય વર્ગમાં શીખવવાનું છે એમ માની લઈએ. શરૂઆતમાં નાનકડી પ્રસ્તાવના કરવાની જરૂર પડશે. જેમ કાન્તનું પેલું અમર ખંડકાવ્ય ' ચક્રવાક મિથુન ' વાંચતાં પહેલાં સંસ્કૃત કવિઓની રાત્રે ચક્રવાક નરમાદાને છૂટા પડવું પડે છે તે વિષેની કલ્પના કહેવીજ જોઈએ અને ન કહીએ તો એકદમ રસ ન પડે તેમ આ કાવ્યમાં પણ વસ્તુનિર્દેશ કરવાની જરૂર છે. અભિમન્યુ કોઠાનું યુદ્ધ કરવા તૈયાર થયો છે, તેની પત્ની ઉત્તરા જેને ખાસ બોલાવવામાં આવી હતી તે મોઠી પડે છે અને સામે મળે છે; તંબુમાં બન્ને મળે છે. તે પ્રસંગને કવિએ કાવ્યમાં વર્ણવ્યો છે. આટલી પ્રસ્તાવના ચાલશે. હવે ભાવપૂર્વક વાચન શરૂ કરવાનું. ગાતાં આવડતું હોય તો ઉત્તમ. વચ્ચે અર્થ આપવા રોકાયા વિના આખા કાવ્યનું સળંગ વાચન કરવું. વિદ્યાર્થીઓ વાંચવામાં કે ગાવામાં સાથે થાય તો બહુ સારૂં. વિદ્યાર્થીઓને જો મજા પડતી હશે, તેઓ સમજતા હશે તો એમનાથી સાથે વાચ્યા વિના રહી શકાશેજ નહિ. આખો વર્ગ ગાતો હશે છતાં શાંતિ જળવાઈ રહેશે અને કાવ્ય પુરૂં થતાં ફરીને વાંચવાની માગણી તેઓ કરશે. પહેલા વાચનમાં જે કાંઈ ઓછું કે અધું સમજાયું હશે તે બીજી વખતના વાચનમાં આપોઆપ તેમનાથી સમજાશે. આ પહેલી ભૂમિકા. ત્યારપછી તો વિદ્યાર્થીઓ પોતેજ જે નહિ સમજ્યા હોય તે સમજી લેવા પ્રશ્નો પૂછશે. એ બને તેટલો સૂચક જરાક દઈ સમજાવવું તે બીજી ભૂમિકા. ત્રીજી ભૂમિકામાં કાવ્યનું વિવેચન આવે. કાવ્યની ખૂબી-કાંઈ કલ્પનાની ભૂલ જો હોય તો બતાવવી. જેવી કે, શ્રી. ન્હાનાલાલ કવિના પેલા કાવ્યમાં તેમણે લખ્યું છે કે " ઝીલું તો ઝરે દશ ધાર " તેમજ શ્રી. લલિત જ્યારે કહે છે કે " ડગમગતા ડુંગર ડોલવશે. " ત્યારે

ડગમગતા ડુંગર કેવી રીતે ડોલાવાના હશે વગેરે વિવેચન કરી શકાય. પણ વિવેચન કરવાની શક્તિ સામાન્ય રીતે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓમાં ભાગ્યેજ હોય છે એટલે આપણું કવિતાનું શિક્ષણ તો બે ભૂમિકામાં ખતમ થયું ગણાય. વર્ગની બ્હાર નીકળતી વખતે પણ વિદ્યાર્થીઓ યાદ રહી ગએલી કડીઓ ગણગણતા ચાલ્યા જતા માલમ પડશે અને એજ કવિતાના શિક્ષણની સફળતા છે.

છેલ્લે એક બાબત ઉમેરવી જોઈએ. કવિતાની પંક્તિઓનું વિવરણ કરી તેને ગદ્યનું સ્વરૂપ અપાવવાનો મિથ્યા પ્રયત્ન કરવો તે બીલકુલ ઇચ્છવા યોગ્ય નથી—એમાં એકજ બાબત સાધી શકાય છે અને તે કવિતાનું ખૂન.

પ્રિયતમ આચાર્ય



## સ્વેઝની નહેર

મનુષ્યના વ્યવહારને માટે અનાદિ કાળથી રાજમાર્ગો પડયા છે. જમીન ઉપરના માર્ગોમાં અનેક પ્રજાઓની આડખેલ રહે છે. પરંતુ દરીઆ માર્ગે વ્યવહાર વધારે સહેલાઈથી દેશો વચ્ચે ચાલે છે.

પુરાતન કાળમા આફ્રિકાના મિસર દેશ અને એશિઆ વચ્ચે વ્યવહાર ચાલુ રાખનાર તથા એ રસ્તાનો કબજો મેળવનાર મહાન યાહુદી કોમ જયુ પ્રજા વેપારકુશળ થઈ અને તમામ વેપારના ઉપર યાહુદી રીતોની છાપ પડી. આજ અંગ્રેજ પ્રજા પોતાના મોટા વેપારી કાફલાથી દરીઆના માર્ગો ધૂમી સર્વ વેપાર હાથ કરી રહી છે.

વેપાર માટે ઘણા મોટા ધોરી માર્ગો છે. પરંતુ સ્વેઝ નહેર થતાં પૂર્વ ને પશ્ચિમ વચ્ચે ઉઘડેલા વેપારના માર્ગથી બીજી પ્રજાઓના ભવિષ્ય ઉપર જે અસર થઈ છે તેવી અસર બીજા કોઈ માર્ગથી થઈ નથી. પૂર્વ પશ્ચિમના વ્યવહાર માટે આ એકજ માર્ગ છે. બીજા માર્ગો તો હવે વપરાતા નથી. આ માર્ગ ખુલ્લો થયો તે પહેલાં વાસ્કો-ડી-ગામા આફ્રિકાની પ્રદક્ષિણા કરી હિંદુસ્તાન આવ્યો હતો. હવે આ માર્ગ હંમેશને માટે છોડી દેવામાં આવ્યો છે. અને સ્વેઝ નહેરને રસ્તે બધો વ્યવહાર ચાલે છે.

એડનથી સ્ટીમર રાતા સમુદ્રમાં થઈને પ્રથમ સ્વેઝ બંદર ઉપર અટકે છે. આ સ્વેઝ નહેરનો પૂર્વનો દરવાજો છે. ત્યારબાદ લગભગ ૮૭ાા માઈલની નહેર શરૂ થાય છે. રેતમાંથી આ નહેર ખોદી કાઢી છે. એક બાજુ મિસર-

દેશ અને આફ્રિકા ખંડ અને બીજી બાજુએ એશિઆના સીનીઆના બીજા કિનારાઓ સ્પષ્ટ દેખાય છે. નાની મોટી કચરા કાઢવાની સ્ટીમરો જેને ડ્રેજર કહે છે તે ફર્યા કરે છે અને નહેરમાં પડતી રેત કાઢે છે. આ નહેર ઓળંગતાં ૧૭ થી ૧૮ કલાક લાગે છે. મોટી સ્ટીમરો કલાકના પાંચ માઇલ ચાલે છે. એની ઉંડાઈ બહુ નથી તેથી આજના જમાનામા બનતી ૪૦ થી ૫૦ હજાર ટનની મોટી સ્ટીમરો આ રસ્તે આવી શકતી નથી. એથી મોટી વહાણવટી કંપનીઓના પૂર્વના વેપારી કાફલાઓનું ટનેજ ૧૬૦૦૦ ટનનું હોય છે. સ્વેઝ નહેરના રસ્તામાં ત્રણ મોટાં તળાવ આવે છે અને બીજે છેડે પોર્ટ સૈયદ છે. પોર્ટ સૈયદ આગળ ત્રણ મહાન ખંડો એશિઆ, આફ્રિકા, અને યુરપ મળે છે.

મિસર પ્રજાએ પિરામીડો બાંધીને મોટા બાંધકામના કામો કરવાની શક્તિ દર્શાવી છે. આ પ્રજા પૂર્વને પશ્ચિમ દેશનો સંબંધ કરવાને એક મોટી નહેર ન બાંધે એ સંભવિત નહોતું. ઉપરાંત જગતમાં સામ્રાજ્ય ભોગવવાની તીવ્ર ઇચ્છાવાળી રોમ જેવી મહાન પ્રજા વિચાર ન કરે તે પણ બને તેવું ન હતું. સ્વેઝ નહેર બંધાઈ એ 'સંયોગીભૂમિ'ની આસપાસ નહેર નહોતી બંધાઈ પણ સ્વેઝ બંદરથી આગળ આવતાં 'બીટર લેક'ના સરોવર સુધી અને ત્યાંથી તિમ્સાહના સરોવરને જોડી પશ્ચિમે નહેર ઉતારી નાઇલ નદીનું જોડાણ કર્યાનું 'હીરોડોટસ' ઇતિહાસકાર લખે છે. નીકો નામના રાજાએ આ નહેર બાંધી હતી. આ રસ્તે ચાર દિવસમાં વહાણો સ્વેઝથી મિસર પહોંચતાં. પાછળથી રણની ઉડતી રેતીના ઢગથી આ નહેર પુરાઈ ગઈ, અને ખલીફ ઓમરે ઇ. સ. ૭૦૦ માં ફરી એ ચાલુ કરી. આ નહેરના કેટલાક ભાગો હજુ મોજુદ છે. ઇ. સ. પંદરમા સૈકાની આખરમાં વાસ્કો-ડી-ગામા "કેપ ઓફ ગુડ હોપ" માર્ગે આફ્રિકાની પ્રદક્ષિણા કરી હિંદુસ્તાન આવ્યો ત્યારે સ્વેઝ નહેર ખોદવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ. તે વખતનો પૂર્વનો વેપાર પોર્ટુગીઝ અને વેનિસના વેપારીઓના હાથમાં હતો. સ્વેઝની સંયોગીભૂમિ કાપવા માટેની અનેક મહાન યોજનાઓનું વર્ણન વેનિસનાં જુનાં પુસ્તકોમાંથી મળી આવે છે.

ઇ. સ. ૧૪૩૦ માં જનરલ રૌસ્નીએ ફ્રેંચ સરકાર તરફથી સ્વેઝ સંયોગીભૂમિની માપણી કરી જાહેર કર્યું કે બે સમુદ્રની સપાટી વચ્ચે લગભગ ૩૦ ફીટ જેટલો ફેર છે. આથી સમુદ્રોને જોડવાનું બનશે નહિ. આ માપણી પાછળથી ખોટી નીકળી. ૧૮૩૩ માં આ યોજના પાદરી ઇન્ફન્ટાઈને પુરા ખંતથી ઉપાડી લીધી અને મિસરના ફ્રેંચ એલચી મોં.

ફર્ડીનાંડ લેસેપ્સ અને મહમદઅલી પાશાને એ ખર લાવવાનું વિનવવામાં આવ્યું. માપણીનું કામ તરતજ શરૂ કરવામાં આવ્યું પણ એ પ્રદેશમાં મરકી ફેલાવાથી કામ બંધ પડયું. ઇ. સ. ૧૮૪૬ માં આ વિચારને સજીવન કરી અમલમાં મૂકવાને "સ્વેઝ નહેર બાંધવાની સંસ્થા" ઉભી કરવામાં આવી. ૧૮૫૪ માં મિસરના વાઇસરોયે નહેર બાંધવાની રજા આપી એટલે ૧૮૬૦ માં નહેર બાંધવાનું કામ શરૂ થયું.



સુવેઝની નહેરનો નકશો

સ્વેઝ કેનાલનું કામ આગળ વધ્યું. ભૂમધ્ય પાણી જોરથી અંદર આવતું ગયું. સ્વેઝ નહેર ઉત્તરથી દક્ષિણ જાય છે. ઉત્તરમાં ભૂમધ્ય સમુદ્ર અને દક્ષિણે રાતો સમુદ્ર. ઉત્તરનું બંદર અને દરવાજો તે પોર્ટ સૈયદ છે. પહેલાં પોર્ટ સૈયદ નાનું ગામડું હતું; હાલ મોટું બંદર થઈ પડયું છે. એમાં અનેક મહાન પ્રજાના એલચીઓ અને વેપારીઓની પેઢીઓ છે. પોર્ટ સૈયદથી ૨૮

માઇલ દૂર 'કંતારા' નામનું ગામ આવે છે. કંતારા પાસે મેન્ઝુલે નામનું સરોવર આવે છે. કંતારાથી પંદર માઇલ બીજું સરોવર આવે છે. આ બે વચ્ચે નહેરથી જોડાણ છે. આ બાલ્હા સરોવર છે. ત્યારપછી તિમ્શહા નામનું સરોવર આવે છે.

અહીં ઇસ્માલીઆ નામનું ગામ વસ્યું છે. સ્વેઝ નહેર બંધાતી હતી ત્યારે આ જગ્યાએ મુખ્ય એન્જીનિઅરો અને અમલદારોની કોઠીઓ હતી. મિસરના પાદશાહે પોતાને માટે મહેલ બંધાવ્યો અને લેસેપ્સ સાહેબે એક બંગલો બાંધ્યો. ઇસ્માલીઆથી મિસરમાં જવાનો આ રાજમાર્ગ હતો.

'બીટર' સરોવરથી આગળ ચાલીએ એટલે રાતા સમુદ્ર ઉપર આવેલું સ્વેઝ બંદર આવે છે. અને આપણે પૂર્વમાં દાખલ થઈએ છીએ. રાતા સમુદ્ર આગળની રેતની છેલ્લી ભેખડ ઘણા ઠાઠમાઠથી ઇજીપ્તના વાઇસરોયે ખોદી હતી. આ નહેર ઉપર એલેક્ઝાન્ડ્રિઆનું બંદર આવે છે. અને એના ઉપરથી પોર્ટ સ્વેઝ સુધીની રેલ્વે ચાલી જાય છે. પોર્ટ સ્વેઝ અને કેરો વચ્ચે રેલ્વે છે. ઇ. સ. ૧૮૬૯ ના નવેમ્બર મહીનામાં ફ્રાંસના છેલ્લા બાદશાહ નેપોલીઅન ત્રીજાની બેગમ એમ્પ્રેસ યુજેને સ્વેઝ નહેર ઉઘાડી અને પચાસ વહાણનો કાફલો સ્વેઝ નહેરમાં દાખલ થયો. મોં. લેસેપ્સને આ યશસ્વી ફતેહ મેળવવા માટે "ગ્રાંડ ક્રોસ ઓફ ધી લીજીયન ઑફ ઓનર" આપવામાં આવ્યો હતો. ફ્રેંચોએ મહાન કાર્ય પુરૂં કરી ઘણા ખંડોનો વ્યવહાર સહેલો કર્યો.

પોર્ટ સૈયદના કિનારા ઉપર મોં. લેસેપ્સનું મોટું બાવલું ઉભું છે; પૂર્વ તરફ હાથ કરી તે આખા યુરોપને પૂર્વનો રસ્તો દેખાડી રહ્યો છે. આ રસ્તે ફ્રેંચ વહાણો ઓછાં જાય છે પણ ઘણાં અંગ્રેજ વહાણો જાય છે. ફ્રેંચોએ મિસર ગુમાવ્યું હતું. હવે ફ્રેંચોએ નહેર પણ ગુમાવી હતી. મોં. લેસેપ્સને સ્વેઝ નહેર બાંધ્યાનો ઘણો કડવો બદલો મળ્યો. સ્વેઝની નહેર ખોદી રહ્યા પછી પનામા નહેર ખોદવાનું બીડું મોં. લેસેપ્સે ઝડપ્યું. આ યોજના નિષ્ફળ ગઈ અને મોં. લેસેપ્સનું એને અંગે મરણ થયું. આજે પનામા નહેર ખોદાઈ છે અને મોં. લેસેપ્સનાં સ્વપ્નાં સાચાં પડયાં છે.

(વસંતમાંથી ફેરફાર સાથે.)

---

## સૃષ્ટિનિરીક્ષણ (યોજના છઠ્ઠી)

ગયા અંકમાં ફૂલ તેના ભાગ અને કર્તવ્ય વિષે વિવેચન કરતાં આપણને જણાયું કે ઓકેસરના ગર્ભમાં રહેલાં સૂક્ષ્મ રજકણોની સાથે પુંકેસરની

પરાગનો સમાગમ થતાં તે પાકવા માંડે છે અને પુષ્પનું ગર્ભાશય ફળના રૂપમાં પરિણમે છે. આ વખતે આપણે જુદી જુદી જાતનાં ફળ અને તેમની અંદર રહેલાં બીજનું અવલોકન કરીશું.

ફળ:—

ફળનું અવલોકન કરતાં તેનાં ત્રણ ભાગ આપણને ખાસ નજરે પડે છે:—

(૧) છાલ, (૨) ગર્ભ અને (૩) બીજ. એક પુષ્પમાંથી એકજ ફળ ઉત્પન્ન થાય છે. કેટલીક વખત એકજ સ્થળે અનેક પુષ્પો ( નરપુષ્પો અને સ્ત્રીપુષ્પોનો સમૂહ ) હોય છે અને આ સમૂહમાંથી અંજીર જેવું એકજ ફળ થાય છે. કાચા અંજીરને કાપીને જોવાથી આવાં પુષ્પોનો સમૂહ નજરે પડે છે. પ્રાણી સૃષ્ટિની દૃષ્ટિએ ખાસ કરીને ફળનો ગર્ભ વધારે કીમતી ગણાય છે પણ વનસ્પતિની દૃષ્ટિએ બીજ વધારે કીમતી જણાય છે. બીજથી તેની વંશવૃદ્ધિ થાય છે તેથી તેના રક્ષણ માટે તે અનેક ઉપાયો યોજે છે.

બીજનું રક્ષણ થાય એટલા માટે પુષ્પના ગર્ભાશયના પડદામાંથી બીજની ફરતું એક સખત ઢાંકણ થઈ જાય છે. તેની ફરતો પોચો ગર્ભ આવેલો હોય છે. તે તેને પોષણ આપી તેનું વધુ રક્ષણ કરે છે. ગર્ભની ફરતી છાલ હોય છે તે આખા ભાગનું રક્ષણ કરે છે. બીજ પરિપક્વ થાય ત્યાંસુધી ફળ તેનું બરાબર રક્ષણ કરે છે.

ગર્ભની સ્વાદુતાથી લોભાઈને મનુષ્યો કે પશુપક્ષીઓ ફળનો નાશ ન કરે એ હેતુથી બીજ પાકે નહિ ત્યાંસુધી ફળનો ગર્ભ મિષ્ટ ન થતાં ખારો, તૂરો કે કડવો રહે છે. કેરી પાકે અને મનુષ્યો તેને ઉપયોગમાં લે તે પહેલાં તેનું બીજ ગોટલાના રૂપમા પાકી ગએલું હોય છે. નાળિએરી બીજનું રક્ષણ કરવા તેના ફરતું છોતરાઓનું સખત ઢાંકણ બનાવે છે. ફણસ જેવાં ફળો કાંટાકાંટાવાળું ઢાંકણ કરી લે છે. કપાસ પોતાના બીજનું રક્ષણ કરવા તેના ફરતું રૂ વીંટાળી લે છે. વાલ, વટાણા, ચણા, તલ, રાઈ વગેરે બીજ પરિપક્વ સ્થિતિએ પહોંચે ત્યાંસુધી તેને શીંગના સખત ઢાંકણ વડે રક્ષણ આપે છે, અને કમળ જેવા કોમળ છોડવાઓ વધારે સારૂં રક્ષણ ન આપી શકવાથી પોતાના બીજવાળા ભાગને પાકતાં સુધી પાણીમાં ખેંચી લે છે. મકાઈ, ઘઉં, જુવાર, બાજરી વગેરે છોડવાઓ સખત ફુંડાઓ અને કણુસલાઓવડે બીજને જરૂર પડતું રક્ષણ આપે છે. બીજવડે પોતાની વંશવૃદ્ધિ થાય છે તેથી અમુક વખત સુધી તેનું યોગ્ય રક્ષણ કરવું જોઈએ અને તેને ઉત્તમ સ્થિતિએ પહોચાડવું જોઈએ એ નિયમ વનસ્પતિ બહુ સારી રીતે સમજે છે અને પોતાની સંતતિ ઉંચા પ્રકારની થાય એ માટે પોતાનાથી બની શકે તેનું તેનું પાલન કરે છે.

**બીજ:—**

બીજનું અવલોકન કરતાં આપણને ખાસ બે વસ્તુઓ દેખાય છેઃ (૧) ઉપરનું ખોખું અને (૨) અંદરનો ગર્ભભાગ.










કેરી, નાળિએર, બોર અને સોપારી જેવાં ફળના બીજ ફરતું સખત

ઢાંકણુ નજરે પડે છે. વાલ, વટાણા, મગ અને ચણાની ફરતું ઢાંકણુ તેને પલાળીને જોવાથી વધારે સ્પષ્ટ જણાય છે. ઉપરતું ખોખુ દૂર કરવાથી અંદર રહેલું બીજ બરાબર જોઈ શકાય છે. આ બીજની અંદર પોતાની જાતિની સર્વે સર્જનસામગ્રી આવી રહેલી હોય છે.

પલાળેલા વાલની ઉપરની છાલ કાઢી નાખીએ તો અંદરની બે દળની વચ્ચે આખો બાળક છોડ દેખાય છે. નીચેના ભાગમાં તેનું મૂળ હોય છે. અને ઉપરના ભાગમા પાંદડાં તથા થડનો ભાગ આવેલો હોય છે. અનુકૂળ સંજોગો મળતાં તે વિકાસ પામે છે અને તેના ફરતી આવેલી બન્ને દાળો શરૂઆતમા તેને ખોરાક આપી પોષણ કરે છે.

તમાકુ, મકાઈ, ચોખા, નાળિએર અને એરંડાના બીજને આવી દાળો હોતી નથી પણ ખાસ નલિકાદ્વારા બીજના ગર્ભમાં રહેલા છોડને પોષણ મળે છે. ગર્ભમાં રહેલો છોડ પરિપક્વ દશામાં આવે ત્યારબાદ આ નલિકાનો નાશ થાય છે અને તેની જગ્યાએ બીજ ઉપર એક ડાઘ પડી રહે છે. પલાળેલા ઘઉંને ઉભો કાપીને સૂક્ષ્મદર્શક કાચ વડે તપાસીએ તો નીચેના ભાગમાં બાળક છોડ બરાબર દેખી શકાય છે.

બીજ પરિપક્વ થાય એટલે પોતાની જાતિની નવી વનસ્પતિ ઉત્પન્ન થાય એ હેતુથી છોડ તેમનો ત્યાગ કરે છે. વાલ, વટાણા, તલ, ચણા, રાઈ વગેરેની શીંગો તાપથી ફાટે છે અને બીજ તેમાંથી છુટાં થાય છે. પાકા થએલા ફળ ઝાડ પરથી ખરી પડે છે અથવા વાંદરાઓ કે પક્ષીઓ તેમને ખેરવી નાખે છે. આવી અનેક રીતે ઉત્પાદક છોડમાથી બીજ છુટાં પડે છે.

કુદરતની ઇચ્છા એવી હોય છે કે આવા છુટાં થએલા બીજ દૂરના ભાગમાં જઈ નવી વનસ્પતિ ઉગાડે. જો એકજ જગ્યાએ સઘળા બીજ ઉગી નીકળે તો તેમને પૂરતો ખોરાક, પ્રકાશ, પાણી અને હવા મળી શકે નહિ તેથી કુદરત તેમને છુટાં કરી નાખવાની અનેક યુક્તિઓ કરે છે.

કેટલીક વખત તે પવનથી દૂર દૂરના પ્રદેશોમાં ઘસડાઈ જાય છે. કેટલીક વખત પાણીના પ્રવાહની સાથે તણાઈ જાય છે. નાળિએર જેવાં ફળ પાણીમાં તરતાં તરતાં મહાસાગરો ઓળંગીને દૂરના ખંડોમાં જઈ અનુકૂળ સંજોગો મળતાં નવાં વૃક્ષો ઉગાડે છે. અંદર રહેલા બાળક છોડનો નાશ ન થાય એ હેતુથી ફરતું સખત ગુંચણુવાળુ ખોખું બનાવવામાં આવે છે. આથી તેને લાંબી મુસાફરીનો થાક કે ઘસારો લાગતો નથી.

કોઈ વખત ફળ ખાનારા પક્ષીઓદ્વારા બીજ લાંબી લાંબી મુસાફરી કરે છે. આવી જાતની મુસાફરીમાં વનસ્પતિએ પણીજ કાળજીથી ઉછે-

રેલાં કરોડો બીજોનો નાશ થાય છે. કુદરતનો આ મહાન વ્યય ગણાય પણ જો સઘળાં બીજો ઉગી નીકળે તો તેમની વૃદ્ધિ માટે અનેક પૃથ્વીઓ જોઈએ. કુદરતના આ મહાન વ્યયના પ્રતિકારરૂપે વનસ્પતિ પણ કરોડોની સંખ્યામાં પોતાની જાતિનાં બીજો ઉત્પન્ન કરી પોતાની વૃદ્ધિ ટકાવી રાખે છે. મુસાફરીએ ચઢેલાં સઘળાં બીજોમાં પોતાની જાતિનો આખો છોડ બાળસ્વરૂપમાં સુષુપ્ત દશામાં લીન થઈને રહેલો હોય છે. આમાંનાં થોડાંક-નેજ હવા, પાણી, પ્રકાશ અને જમીનના અનુકૂળ સંજોગો મળે છે અને એમાંથી પણ થોડાંજ જાગૃત દશામાં આવી નવા છોડને ઉત્પન્ન કરી શકે છે.

ચિત્રમાં આપેલી ત્રીજા નંબરની આકૃતિમા આકડાનું ઉભું ચીરેલું ફળ બતાવવામા આવ્યું છે. તેની અંદર રેશમના જેવી સુંવાળી રૂંવાટીથી વીંટળાએલા અસંખ્ય બીઆં નજરે પડે છે. પવનનો સપાટો આવતા આ બીઆં છુટાં પડી જાય છે અને પોતાની મુસાફરી શરૂ કરે છે. તલનું તલસરૂં, ટેટી, તરબુચ અને પપૈયું કાપીને જોવાથી બીઆંની ગોઠવણ અને સંખ્યા વિવિધ પ્રકારની નજરે પડે છે.

બીજમાંથી નવો છોડ ઉગવા માંડે છે ત્યારે પ્રથમ તેની ઉપરની છાલ ઢીલી થઈ નીકળી જાય છે. પછી ગર્ભમા રહેલો બાળ છોડ વિકાસ પામવા માંડે છે. મૂળવાળો ભાગ જમીનની અંદર જાય છે અને થડવાળો ભાગ જમીનની બહાર વધવા માડે છે. જુદી જુદી જાતના છોડવાઓને યોગ્ય પ્રકારની વૃદ્ધિ માટે જુદી જુદી જાતની જમીન, ખોરાક અને વાતા-વરણની જરૂર પડે છે. કુદરત આ સર્વ આપે છે અને મનુષ્ય તેમને યોગ્ય મદદ કરે છે. પણ આવો લાભ તો કરોડોમાંથી કોઇનેજ મળે છે. બાકીનાં અસંખ્ય ( ધાન્યના બીઆં ) મનુષ્યોના ખોરાકમા ખપી જાય છે; અસંખ્ય ( તૈલી બીઆં ) ઘાણીમાં પીલાઈને જગતને તેલરૂપી ઉપયોગી પદાર્થ આપે છે; અસંખ્ય પક્ષીઓ તથા પશુઓના જીવનનિર્વાહને ટકાવી રાખે છે. આ રીતે ઘણી મહેનતે અને ઘણી કાળજીથી ઉછેરેલાં બીઆં પરોપ-કાર અર્થે વનસ્પતિ દુનીઆને અર્પણ કરે છે.

પ્રે. ટ્રે. કોલેજ, અમદાવાદ. } મનસુખરામ મણિશંકર દ્વિવેદી

## એવરેસ્ટ શિખરની શોધ

પૃથ્વીની સપાટીના મોટા ભાગની શોધખોળ અને તેમાં આવેલા દેશનું વર્ણન કરવામાં આવ્યું છે તોપણ તેમાં કેટલાક એવા પ્રદેશ છે કે

ઢાંકણુ નજરે પડે છે. વાલ, વટાણા, મગ અને ચણાની ફરતું ઢાંકણુ તેને પલાળીને જોવાથી વધારે સ્પષ્ટ જણાય છે. ઉપરનું ખોખું દૂર કરવાથી અંદર રહેલું બીજ બરાબર જોઈ શકાય છે. આ બીજની અંદર પોતાની જાતિની સર્વ સર્જનસામગ્રી આવી રહેલી હોય છે.

પલાળેલા વાલની ઉપરની છાલ કાઢી નાખીએ તો અંદરની બે દાળની વચ્ચે આખો બાળક છોડ દેખાય છે. નીચેના ભાગમાં તેનું મૂળ હોય છે. અને ઉપરના ભાગમાં પાંદડાં તથા થડનો ભાગ આવેલો હોય છે. અનુકૂળ સંજોગો મળતાં તે વિકાસ પામે છે અને તેના ફરતી આવેલી બન્ને દાળો શરૂઆતમાં તેને ખોરાક આપી પોષણ કરે છે.

તમાકુ, મકાઈ, ચોખા, નાળિએર અને એરંડાના બીજને આવી દાળો હોતી નથી પણ ખાસ નલિકાદ્વારા બીજના ગર્ભમાં રહેલા છોડને પોષણ મળે છે. ગર્ભમાં રહેલો છોડ પરિપક્વ દશામાં આવે ત્યારબાદ આ નલિકાનો નાશ થાય છે અને તેની જગ્યાએ બીજ ઉપર એક ડાઘ પડી રહે છે. પલાળેલા ઘઉંને ઉભો કાપીને સૂક્ષ્મદર્શક કાચ વડે તપાસીએ તો નીચેના ભાગમાં બાળક છોડ બરાબર દેખી શકાય છે.

બીજ પરિપક્વ થાય એટલે પોતાની જાતિની નવી વનસ્પતિ ઉત્પન્ન થાય એ હેતુથી છોડ તેમનો ત્યાગ કરે છે. વાલ, વટાણા, તલ, ચણા, રાઈ વગેરેની શીંગો તાપથી ફાટે છે અને બીજ તેમાંથી છુટાં થાય છે. પાકાં થએલાં ફળ ઝાડ પરથી ખરી પડે છે અથવા વાંદરાઓ કે પક્ષીઓ તેમને ખેરવી નાખે છે. આવી અનેક રીતે ઉત્પાદક છોડમાંથી બીજ છુટાં પડે છે.

કુદરતની ઇચ્છા એવી હોય છે કે આવાં છુટાં થએલાં બીજ દૂરના ભાગમાં જઈ નવી વનસ્પતિ ઉગાડે. જો એકજ જગ્યાએ સઘળાં બીજ ઉગી નીકળે તો તેમને પૂરતો ખોરાક, પ્રકાશ, પાણી અને હવા મળી શકે નહિ તેથી કુદરત તેમને છુટાં કરી નાખવાની અનેક યુક્તિઓ કરે છે.

કેટલીક વખત તે પવનથી દૂર દૂરના પ્રદેશોમાં ઘસડાઈ જાય છે. કેટલીક વખત પાણીના પ્રવાહની સાથે તણાઈ જાય છે. નાળિએર જેવાં ફળ પાણીમાં તરતાં તરતાં મહાસાગરો ઓળંગીને દૂરના ખંડોમાં જઈ અનુકૂળ સંજોગો મળતાં નવાં વૃક્ષો ઉગાડે છે. અંદર રહેલા બાળક છોડનો નાશ ન થાય એ હેતુથી ફરતું સખત ગુંચણવાળું ખોખું બનાવવામાં આવે છે. આથી તેને લાંબી મુસાફરીનો થાક કે ઘસારો લાગતો નથી.

કોઈ વખત ફળ ખાનારા પક્ષીઓદ્વારા બીજ લાંબી લાંબી મુસાફરી કરે છે. આવી જાતની મુસાફરીમાં વનસ્પતિએ ઘણીજ કાળજીથી ઉછે-

અને તેથી ઉપર ચઢનારાને માટે તે અનુકૂળ માર્ગ હતો. ઘણી મુશ્કેલીથી કેટલીક શોધખોળ કર્યાં પછી તે ટુકડીએ નક્કી કર્યું કે એવરેસ્ટ ઉપર જવાને માટે રોંગણુક હિમપ્રવાહની પૂર્વ બાજુનો ઉતરવાનો માર્ગ ઉત્તમ હતો. હવે તે પ્રદેશની ઉત્તમ નિરીક્ષા થઈ શકી, અને તેમાંના કેટલાક ૨૩૦૦૦ ફુટની ઉંચાઈએ જઈ શકયા એટલામાં પવનનું તોફાનું થયું તેથી તેઓએ જે જે શોધ કરી હતી તેની માહીતી સાથે તેઓ પાછા ફર્યા.

એવરેસ્ટ શિખર ઉપર જઈ ત્યાંના પ્રદેશની માહીતી મેળવવી એ ૧૯૨૨ની બીજી ચઢાઈનો હેતુ હતો. તે ટુકડીનો અગ્રણી બ્રિગેડિઅર જનરલ બ્રુસ સાહેબ હતા. એપ્રિલમાં તો તેમણે રોંગણુક હિમપ્રવાહ આગળ થાણું જમાવ્યું હતું અને ત્યાં ખોરાક, ઓજારો, તંબુ અને બીજો સામાન ૩૫૦ ખચ્ચર સાથે એકઠો કર્યો હતો. વર્ષાઋતુને લીધે હરકત ન પડે તે હેતુથી તેઓ વહેલા નીકળ્યા હતા. તે શિખર ઉપર જવાનો સુગમ અને ઉત્તમ વખત મેની પહેલીથી તે જુનની પહેલી સુધીનો છે. પછીથી નૈર્ઋત્યના મોસમી પવનને લીધે ઉપર ચઢવુ તદ્દન અશકય થાય છે. જેમ જેમ તે ટુકડીએ ઉંચે ચઢવા માંડયું તેમ તેમ તેમણે એક ઉપર એક એમ છાવણીઓ જમાવી દીધી. ત્રીજા નંબરની છાવણી ૨૧૦૦૦ ફુટ અને ચોથી છાવણી ૨૩,૦૦૦ ફુટ ઉંચે હતી અને ત્યાથી તેમણે ઉપર ચઢવાનું શરૂ કર્યું, અને પછી પાચમી છાવણી ઘણી મુસીબત અને જોખમ વહોરીને તેમણે ૨૫,૦૦૦ ફુટ ઉંચે નાખી, કારણ કે ત્યા ચઢતી વખતે તેમાંના ચાર માણસો ઠંડા પવનથી તથા ‘ પર્વતની માંદગી ’ ને લીધે બીમાર થઈ ગયા. બીજે દિવસે તેમાના ત્રણ જણે શિખર ઉપર જવાનો બહાદૂરીથી પ્રયત્ન કર્યો પણ તેમાનો એક હિમથી એટલો બધો હારી ગયો કે તે તેમની સાથે જઈ શકયો નહિ. પર્વતની ધાર ઉપર પથરાએલા પાતળા બરફના ઉપર થઈ તેઓએ સાચવીને ચાલવા માંડયું અને તેમને બરફ જેવા ઠંડા પવનને લીધે ઘણુ સહન કરવું પડયું અને પાતળી હવાને લીધે તે શ્વાસ પણ ઘણી મુસીબતે લઈ શકતા હતા. વારંવાર તેમને કોઈ આગળ પડતી ખડકની છાયા નીચે હાંફતા હાંફતા આરામ લેવાની જરૂર પડતી. જ્યારે આગળ ચઢવાનું બની શકયું નહિ ત્યારે તેમને પાછા ફરવું પડયું; કારણકે આવી અતિશય કકડતી ઠંડીમાં ત્યાં રાત્રે રહેવું એ મરણને આધીન બરોબર હતું. અત્યારસુધીમાં તેઓ ૨૬,૯૮૫ ફુટ ઉંચે ચઢી શકયા હતા અને જગતના ઇતિહાસમાં પર્વત ઉપર ચઢવાનું આ અપૂર્વ સાહસ હતું. ફરીથી બરફ પડવાથી પર્વત ઉપરથી નીચે ઉતરવાનું કામ ઘણું જોખમ-

કારક હતું પણ આખરે પાંચમી છાવણીએ ઘણી મુસીબતે તેઓ પહોંચી શક્યા. તેમાંનો એક મનુષ્ય કરાને લીધે બેભાન થઈ પડ્યો હતો તેને તેઓએ ઉપાડી લીધો. પછી ફાનસની મદદથી તેમણે નીચે ઉતરવાનું શરૂ કર્યું. પણ દીવો ઓલવાઈ ગયો એટલે તેઓ પર્વતની એક બાજુએ સુવાના કોથળામાં લપાઈ ગયા. બીજે દિવસે તેઓ ત્રીજી છાવણીએ પહોંચ્યા. ઘણે ઉંચે શ્વાસ સહેલાઈથી લઈ શકાય તે માટે ઓક્સિજન લઈને કેપ્ટન ફિન્ચે તથા કેપ્ટન બ્રુસે ફરીથી ચઢવાની કોશીશ કરી. હલકા શંકુ જેવા ડબામાં ઓક્સિજન ભરીને તેઓએ તેને તેમની પીઠ ઉપર લઈ ઉપર ચઢવાનું શરૂ કર્યું અને વળી વારે તેનો ઉપયોગ કરવા માંડ્યો. તેમની જોડે એક ગુરખા સોલજરને લીધો હતો પણ જ્યારે તેમણે શિખર ઉપર જવા માંડ્યું ત્યારે તેમણે તેને પાછો મોકલી દીધો. પવનના સખત ઠંડા સપાટા આવતા હતા છતાં તેમણે આગળ ચઢવાનું શરૂ રાખ્યું, પણ ખાવાનું ખુટી પડવાથી તેમજ અતિશય થાકને લીધે તેમને નિરાશ થઈ પાછું ફરવું પડયું તોપણ વળી તેમાંના બીજા ત્રણ જણે ઉપર પાછું ચઢવાનું શરૂ કર્યું. પણ અતિશય બરફને લીધે તેઓ આગળ વધી શક્યા નહિ. આ વખતે બરફનો ડુંગર ધસી આવવાથી નવ હમાલો દબાઈ ગયા હતા. તે વર્ષનો એ છેલ્લો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

૧૯૨૪ ના વસંત ઋતુમાં ત્રીજી ટુકડીએ પાછી હિમાલયની સફર શરૂ કરી. જનરલ બ્રુસ જે ૧૯૨૨ માં તેમનો નાયક હતો તેજ આ વખતે પણ અગ્રણી હતો. રસ્તામાં રોંગબુકના હિમપ્રવાહ આગળ જનરલ બ્રુસ માંદો પડ્યો પણ તેનું કામ નોર્ટન સાહેબે કરવા માંડ્યું. મે મહીના સુધી ચઢવાનું કામ સરળ હતું પણ પછીથી ૧૯૨૨ ની સાલના કરતાં પણ વધારે ભયાનક તોફાન થવા લાગ્યાં તેથી ઉંચે છાવણી નાખવાનું કામ ઘણું મુશ્કેલ થઈ પડ્યું અને તેથી ઉપર ચઢવાનો બધાનો ઉત્સાહ અને બળ કમી થયાં. આખરે એક નવી છાવણી ઉંચે દેશી હમાલની મદદથી નાખવામાં આવી હતી, પણ જ્યારે પવન શાંત થયો ત્યારે પાંચમા નંબરની છાવણી ૨૫,૦૦૦ ફુટ અને છઠ્ઠી છાવણી ૨૬,૭૦૦ ફુટ ઉંચે નાખવામાં આવી હતી. અહીંથી તેમના બે સાહસિક પુરુષોએ ઓક્સિજન વગર ચઢવા પ્રયત્ન કર્યો, પણ પાતળી હવાને લીધે તેઓ એટલા બધા ગભરાઈ ગયા કે ૨૮,૦૦૦ ફુટ ઉંચે ચઢ્યા પછી તેમને પાછું ફરવું પડ્યું. તેમાંનો એક બીજે દિવસ બરફના અતિશય પ્રકાશને લીધે આંધળો થઈ ગયો હતો. તેથી તેને નીચે લઈ જવામાં આવ્યો હતો પણ વધારે ઉંચે ચઢવાનો

એક વિશેષ પ્રયત્ન કર્યો હતો. ઉંચામાં ઉંચી છટ્ઠી છાવણી સુધી દેશી હમાલ લઈને તેઓ જઈ પહોંચ્યા, અને ત્યાંથી તેમના બે વીર પુરુષો એવરેસ્ટ શિખર ઉપર જવા નીકળ્યા. તેઓ એવરેસ્ટ શિખરથી ફક્ત ૮૦૦ ફુટ નીચે હતા તેટલામા વાદળ ચડી આવવાથી તેઓ અદૃશ્ય થઈ ગયા અને પછીથી તેમનું કંઈ નામ નિશાન હજુસુધી જોવામાં આવ્યું નથી તેમનું આવી રીતનું મરણ એ એક ગેમીગોળા સમાન છે. આ વીર પુરુષનો કંઈ પત્તો નહિ લાગવાથી બીજા ઉપર ચડનારા છટ્ઠી છાવણીથી નીચે ઉતર્યા અને નીચેના માણસોને આ ત્રાસદાયક મરણના સમાચાર નિશાનદ્વારા જણાવ્યા. હવે જ્યારે ચડનારાઓએ નીચે પાછા જવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમના ઉપર ઝઝુમી રહેલા વિરાટ શિખર તરફ તેમણે નજર કરી પણ તેની છુપી બાતમી મેળવવા તેઓ જે સાહસ કરતા હતા તેની મશ્કરી અને તિરસ્કાર તે શિખર કરતું હોય તેમ તેમની તરફ એ દૃષ્ટિ ફેંકતું માલમ પડ્યું.

## સને ૧૯૨૮ ની મુંબઈ યુનિવર્સિટિની સ્કૂલ લીવિંગ પરીક્ષામાં પુછાએલા ભૂગોળના પ્રશ્નો

### જાૂથ પહેલું.

૧. હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં નીચે જણાવેલી બાબતોના પ્રદેશો જણાવોઃ—

(૧) કોલસા, (૨) લોઢાનાં કારખાનાં, (૩) સુતરનું વણાટકામ, (૪) ઊનનું વણાટ કામ.

૨. (અ) જાપાન 'પૂર્વનું ગ્રેટ બ્રિટન' ગણાય છે. આ બાબત સવિસ્તર સમજાવો.

(બ) માછીમારના એક નાના ગામડામાંથી મુંબઈ હાલમાં વેપાર અને ઉદ્યોગનું એક મહાન સ્થળ થઈ પડ્યું છે તે કારણ આપી સવિસ્તાર સમજાવો.

૩. મનુષ્યની મુખ્ય જાતોનાં નામ આપો. તે દરેક જાત પૃથ્વી ઉપરની વસ્તીનો કેટલામો ભાગ છે તે જણાવો, અને જે જે મુખ્ય પ્રદેશોમાં તે વસ્તી હોય તે પ્રદેશનાં નામ આપો.

૪. આ દેશમાંની જે કાચી ચીજોનો પરદેશમા તૈયાર માલ થતો હોય તેવી પાંચ ચીજોનાં નામ લખો. તેમાની દરેક ચીજ જે બીજા દેશોમાં મોકલવામાં આવતી હોય તે દેશનાં નામ આપો, અને જે રૂપમાં તૈયાર થઈ તે ચીજ પાછી આ દેશમા આવતી હોય તેનાં નામ લખો.

સભ્યો

(૨) મિસિસ ગુલબાઈ એચ. વાર્ડન, બી. એ. ( મુંબઈ )
એમ. એ. (કોલમ્બિઆ યુનિવર્સિટિ)
એસ. ટી. સી. ડી, મુંબઈ.

(૬) લેડી વિદ્યાગવરી રમણભાઈ નીલકંઠ બી. એ. અમદાવાદ.

(૧) દરેક કમિટિ તેમને સોંપેલા વિષયને લગતો ગ્રંથ અથવા ગ્રંથમાળા માટે અભ્યાસક્રમ સંબંધી યોજના ઘડશે, અને ગુજરાતી ચોથા ધોરણ સુધીનો અભ્યાસ પુરો કરી રહ્યા હશે અથવા જેમનું અંગ્રેજી જ્ઞાન ઘણું થોડું હશે તેઓને લાયક પુસ્તકો દેશી ભાષામાં બહાર પાડશે.

(૨) પુસ્તકો લખવા માટે જેમણે અરજી કરી હશે તેમની અરજી ધ્યાનમાં લઈને અને જે જાણીતા ગ્રંથકારો હશે તે વિષે પણ તપાસ કરીને દરેક કમિટિ પુસ્તક અથવા પુસ્તકમાળા લખવા માટે એક ગ્રંથકર્તાને પસંદ કરશે. કેળવણીખાતાના સરકારી ઠરાવ નં ૭૯૧, તા. ૩૦-૪-૧૯૨૫ માં મંજુર કરેલી શરતો પ્રમાણે એ ગ્રંથકારે, કમિટિની દેખરેખ નીચે અમુક વખતમાં, અને કેળવણીખાતાના ડિરેકટરની મંજુરી મળ્યે કમિટિ મંજુર કરે તેવા રૂપમાં રચી લેવું જોઈશે અને અમુક નક્કી કરેલા વખતમાં છાપી પ્રગટ કરવું પડશે

(૩) દરેક કમિટિ ગ્રંથકારને માટે એક (ઓકટેવો) પાના દીઠ વધારેમાં વધારે ૨-૪-૦ દર આપવા સરકારને ભલામણ કરશે.

(૪) દરેક કમિટિ પસંદ કરેલા ગ્રંથકારને જ્યારે જોઈએ ત્યારે સલાહ આપશે. પુસ્તક છપાશે કે તરતજ દરેક કમિટિ કેળવણીખાતાના ડિરેકટરને ખબર આપશે જેથી ગ્રંથકારને મહેનતાણું તરત મળી શકે.

સરકારી માધ્યમિક અને ટ્રેનિંગ સંસ્થાઓના હેડમાસ્તરો, આ. માસ્તરો તેમજ ડે. એ. ઇન્સ્પેકટરો અને આ. ડે. ઇન્સ્પેકટરોને સદરહુ વિષયો સંબંધી પુસ્તકો લખવા મરજી હોય તો તેમણે પ્રેસિડેન્ટને અરજીઓ કરવી.

(૨)

## શુદ્ધિપત્રક

તા. ૨-૨-૧૯૨૮ ના ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૨ નાં પૃષ્ઠ ૨૦૬ અને ૨૦૭ મે પ્રસિદ્ધ થએલી તા. ૨૩-૧-૧૯૨૮ ના સરકારી નોટિફિકેશન નં. ૧૨૧૫૨.

### ઉર્દુ-વર્નાકયુલર

પહેલો વિષય (અ) સાતમા ધોરણ માટેનો ઉર્દુ અભ્યાસક્રમ (પંજાબ સિરીઝ)
બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૫ થી ૧૦૨

(બ) મુસદ્દાસ-ઈ-હાલી, ૫૦ બન્ધ અથવા ૫૬ મા બન્ધથી શરૂ કરી ૩૦૦ લીટીઓ. (હેમિસ્ટિક્સ)

ઉપલા વિષયને બદલે નીચે પ્રમાણે વાંચવું:—

પહેલો વિષય–ઉર્દુ:

ગદ્યઃ–કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડીના સઘળા ગદ્યપાઠો.

પદ્યઃ–કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડીમાંના ૩, ૯, ૧૮, ૨૧, ૨૭ અને ૩૩ પાઠોનો મુખપાઠ તથા તેની સમજુતી.

વર્નાક્યુલર-ઉર્દુ

છઠ્ઠો વિષય-(અ) સાતમા ધોરણ માટેનો ઉર્દુ અભ્યાસક્રમ (પંજાબ સીરીઝ) બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૫ થી ૮૨.

(બ) મુસદ્દાસ-ઈ-હાલી, ૩૩ બન્ધ અથવા ૪૦ મા બન્ધથી શરૂ કરી ૧૯૮ લીટીઓ (હેમિસ્ટિક્સ)

ઉપલા વિષયને બદલે નીચે પ્રમાણે વાંચવું:—

છઠ્ઠો વિષય-ઉર્દુ:

ગદ્યઃ-કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડીના ૧, ૪, ૫, ૭, ૧૦, ૧૧, ૧૩, ૧૪, ૧૭, ૧૯, ૨૦, ૨૨, ૨૩, ૨૫, ૨૯ અને ૩૧ (બધા મળી ૧૬ પાઠો)

પદ્યઃ–કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડીમાંના ૭, ૬, ૧૨, ૧૫, ૨૧ અને ૨૪ પાઠોનો મુખપાઠ તથા તેની સમજુતી.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૫૪૬૫ તા. ૩-૮-૧૯૨૮ માં કરેલી સૂચનાનુસાર)

(૩)

જેઓ અંગ્રેજી ઘણું થોડું અથવા બિલકુલ જાણતા નથી તેવા મોટી ઉંમરના માણસોને લાયક ગુજરાતી અથવા મરાઠી ભાષામાં નીચે જણાવેલા વિષયો ઉપર પુસ્તક લખવા જેમની મરજી હોય તેમણે ઉત્તર ભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ, કે. એસ. વકીલને તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૨૮ પહેલાં જે કામ તેઓ લેવા માગતા હોય તેની વિગતવાર યોજના મોકલી આપવી. તે કામ માટે જેમને પસંદ કરવામાં આવશે તેમને પાના દીઠ રૂા. ૨-૪-૦ મળશે.

(૧) સુધારાનો ઇતિહાસ, (૪) હિંદ અને પરદેશમાં સહકારી હીલચાલ,
(૨) દુનીઆના લોકો, (૫) હિંદ અને પરદેશમાં મોટાઓની કેળવણી અને
(૩) હિંદી રાજ્ય વહીવટ, (૬) નાણું અને હુંડીઆમણ.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૫૬૨૬ તા. ૭-૮-૧૯૨૮ માં કરેલી સૂચનાનુસાર)

(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૫૩ થી)

## ઉત્તર ભાગમાં સને ૧૯૨૭ માં છોકરાઓ માટેની લેવાએલી વર્ના- ક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદી.

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | | | ૩૩ | દયાળજી રણછોડજી નાયક | ૩૫૭ |
| | **સુરત સેન્ટર.** | | ૩૪ | હીરાભાઈ ગોવિંદજી પટેલ | ૩૫૭ |
| ૧ | જયંતિલાલ વરજદાસ દલાલ | ૪૪૨ | ૩૫ | ખુશાલ લક્ષ્મણ પટેલ | ૩૫૭ |
| ૨ | સુરજરામ ગણપતરામ વ્યાસ | ૪૨૩ | ૩૬ | રામુભાઈ પરભુભાઈ પટેલ | ૩૫૬ |
| ૩ | અહમદખાન બડેખાન પઠાણ | ૪૧૦ | ૩૭ | ડેકા રવજી પટેલ | ૩૫૪ |
| ૪ | જેરામભાઈ ભાણાભાઈ પટેલ | ૪૦૬ | ૩૮ | ભીખુભાઈ ગોવિંદજી દેસાઈ | ૩૫૨ |
| ૫ | મગનલાલ ભાણાભાઈ લાડ | ૪૦૩ | ૩૯ | મોતીભાઈ લીંબાભાઈ પટેલ | ૩૫૨ |
| ૬ | લક્ષ્મણભાઇ ભગાભાઈ પટેલ | ૩૯૬ | ૪૦ | છોટાલાલ ફુલચંદ શાહ | ૩૫૧ |
| ૭ | રામશંકર નિચ્છાભાઈ શુકલ | ૩૯૪ | ૪૧ | ગજાનંદ રામશંકર ઓઝા | ૩૪૮ |
| ૮ | હીરાલાલ જમનાદાસ શાહ | ૩૯૩ | ૪૨ | રમણલાલ જેકીસનદાસ શાહ | ૩૪૭ |
| ૯ | રામચંદ્ર દેવશંકર રાવળ | ૩૯૩ | ૪૩ | ગોવિંદજી લલ્લુભાઈ દેસાઈ | ૩૪૬ |
| ૧૦ | દયાળજી મકનજી નાયક | ૩૯૨ | ૪૪ | નાગરજી લલ્લુભાઇ પટેલ | ૩૪૫ |
| ૧૧ | નાથુસિંહ દીપસિંહ પરમાર | ૩૮૭ | ૪૫ | ભવાનભાઈ જીવાભાઈ કડીઆ | ૩૪૪ |
| ૧૨ | દેવજી કલ્યાણ સુરતી | ૩૮૬ | ૪૬ | રણછોડ રામા પટેલ | ૩૪૪ |
| ૧૩ | આમ્બર સુકર પટેલ | ૩૮૪ | ૪૭ | ત્રીકમરામ નરસિંહરામ પુરોહિત | ૩૪૩ |
| ૧૪ | છોટુભાઈ કુંવરજી તલાવીઆ | ૩૮૪ | ૪૮ | ગુમાન વજીર ચોધરી | ૩૪૨ |
| ૧૫ | ત્રિભુવનદાસ આત્મારામ પટેલ | ૩૮૪ | ૪૯ | જીવણજી ભુલાભાઇ પટેલ | ૩૪૨ |
| ૧૬ | જીવણભાઇ રામભાઇ પટેલ | ૩૮૦ | ૫૦ | રહેમાનમીઆ મોસામમીઆ મલેક | ૩૪૧ |
| ૧૭ | પરભુભાઈ પુરશોત્તમ પટેલ | ૩૭૮ | ૫૧ | ઝીણાભાઇ રવજીભાઇ પટેલ | ૩૪૦ |
| ૧૮ | વજેશંકર ભગવાનજી ઉપાધ્યાય | ૩૭૭ | ૫૨ | નિચ્છાભાઈ ડાહ્યાભાઇ નાયક | ૩૪૦ |
| ૧૯ | જસવંતરાવ કાશીરામ જાદવ | ૩૭૫ | ૫૩ | ભાસ્કરરાવ જેરામરાવ લગાદ | ૩૩૯ |
| ૨૦ | ભીમસીંગ કેસુરીઆ ચોધરી | ૩૭૪ | ૫૪ | રામભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૩૩૯ |
| ૨૧ | દરબારશંકર મણીશંકર ભટ્ટ | ૩૭૩ | ૫૫ | સનમુખલાલ મણીશંકર જોશી | ૩૩૯ |
| ૨૨ | ગોવિંદજી લલ્લુભાઇ વશી | ૩૭૨ | ૫૬ | શોભા ભગલા ગમીટ | ૩૩૮ |
| ૨૩ | રતનજી ભાણા પટેલ | ૩૭૨ | ૫૭ | ડાહ્યાભાઈ ભગાભાઈ પટેલ | ૩૩૮ |
| ૨૪ | જગા ઉકડીઆ ગમીદ | ૩૭૧ | ૫૮ | ડાહ્યાભાઇ કલ્યાણજી નાયક | ૩૩૮ |
| ૨૫ | મહમદ ગુલાબી મલેટ | ૩૭૧ | ૫૯ | શંકરલાલ જેઠાભાઈ પંડ્યા | ૩૩૮ |
| ૨૬ | હંસજી હરિ પટેલ | ૩૭૦ | ૬૦ | છોટુભાઈ દુર્લભભાઈ દેસાઇ | ૩૩૭ |
| ૨૭ | હીરાલાલ મૂળચનદાસ પટેલ | ૩૭૦ | ૬૧ | ગાંડાભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૩૩૭ |
| ૨૮ | ગુમાનસિંહ ગોપાળસિંહ ચૌહાણ | ૩૬૯ | ૬૨ | ગોવિંદભાઈ ઘેલાભાઈ પટેલ | ૩૩૭ |
| ૨૯ | જયસિંહ ગુમાનસિંહ ઠાકોર | ૩૬૯ | ૬૩ | મૂળચંદ છોટાલાલ શાહ | ૩૩૭ |
| ૩૦ | ડાહ્યાભાઈ જગજીવન પટેલ | ૩૬૮ | ૬૪ | દુર્લભભાઇ પરભુભાઇ પટેલ | ૩૩૬ |
| ૩૧ | ખુશાલ બારજી પટેલ | ૩૬૨ | ૬૫ | ડાહ્યાભાઈ ગોવિંદજી નાયક | ૩૩૫ |
| ૩૨ | હંસજીભાઈ નાથુભાઈ પટેલ | ૩૫૯ | | | |

| | | |
|---|---|---|
| ૬૬ | કાળીદાસ પરાગભાઈ વરઆ | ૩૩૫ |
| ૬૭ | જયંતિલાલ બાળકીશ જોશી | ૩૩૫ |
| ૬૮ | નાગેન્દ્ર મહીપતરામ મહેતા | ૩૩૫ |
| ૬૯ | જીવણલાલ જગન્નાથ શ્રીજ-વામી | ૩૩૪ |
| ૭૦ | જીવણભાઈ પરસુભાઈ પટેલ | ૩૩૩ |
| ૭૧ | મગનભાઈ પ્રાણશંકર જોશી | ૩૩૩ |
| ૭૨ | રતનજી રામભાઈ પટેલ | ૩૩૩ |
| ૭૩ | ગોવન કાળીયો ઘોડીઓ | ૩૩૧ |
| ૭૪ | છગનલાલ નાથુભાઈ પટેલ | ૩૩૦ |
| ૭૫ | ગોવિંદ દુર્લભ પટેલ | ૩૩૦ |
| ૭૬ | ભીખાભાઈ સુખાભાઈ પટેલ | ૩૨૮ |
| ૭૭ | શંકરલાલ રવિશંકર જોશી | ૩૨૮ |
| ૭૮ | રહેમાનખાન મહેતબખાન પઠાણ | ૩૨૮ |
| ૭૯ | મોહનભાઈ નિચ્છાભાઈ દેસાઈ | ૩૨૭ |
| ૮૦ | પરસુભાઈ છીબાભાઈ પટેલ | ૩૨૭ |
| ૮૧ | ભાણાભાઈ દેવાભાઈ પટેલ | ૩૨૬ |
| ૮૨ | દોલતસીંગ અભેસીંગ બારોટ | ૩૨૬ |
| ૮૩ | ઈશ્વરલાલ કલ્યાણદાસ શાહ | ૩૨૬ |
| ૮૪ | રણછોડ ભુખર પટેલ , | ૩૨૬ |
| ૮૫ | મહમદ જમાલ તવારી | ૩૨૬ |
| ૮૬ | ડાહ્યા નરસિંહ પટેલ | ૩૨૪ |
| ૮૭ | ગાડાભાઈ રઘનાથજી પટેલ | ૩૨૪ |
| ૮૮ | હરસદરાય કાશીરામ જોશી | ૩૨૪ |
| ૮૯ | વલ્લભભાઈ ભાણાભાઈ પટેલ | ૩૨૪ |
| ૯૦ | હીરીઓ નાનીઓ રાઠોડ | ૩૨૩ |
| ૯૧ | ગસાલો શંકર પટેલ | ૩૨૩ |
| ૯૨ | સુખાભાઈ પરસુભાઈ પટેલ | ૩૨૩ |
| ૯૩ | ભોગીલાલ નારણદાસ ભગત | ૩૨૨ |
| ૯૪ | રામજી હાટીઆ ગમીટ | ૩૨૨ |
| ૯૫ | અંબેલાલ રામભાઈ નાયક | ૩૨૧ |
| ૯૬ | ઇશ્વરલાલ મૂળશંકર જોશી | ૩૨૧ |
| ૯૭ | રમણલાલ અભેરામ ઉપાધ્યાય | ૩૨૧ |
| ૯૮ | વલ્લભ નથ્થુ ઢેબરા | ૩૨૧ |
| ૯૯ | છોટુભાઈ પ્રાણશંકર જોશી | ૩૨૦ |
| ૧૦૦ | રણછોડ ખુશાલ પટેલ | ૩૧૯ |
| ૧૦૧ | ભીખાભાઈ છીતાભાઈ પટેલ | ૩૧૮ |
| ૧૦૨ | સનમુખરામ મંછારામ અધ્યારૂ | ૩૧૮ |
| ૧૦૩ | વિલાભાઈ રણછોડજી નાયક | ૩૧૭ |
| ૧૦૪ | રણછોડજી ભીમભાઈ દેસાઈ | ૩૧૭ |
| ૧૦૫ | ચીમનલાલ મગનલાલ જાની | ૩૧૬ |
| ૧૦૬ | નારણશંકર ડાહ્યાભાઈ જોશી | ૩૧૬ |
| ૧૦૭ | સોમા લાલા પટેલ | ૩૧૬ |
| ૧૦૮ | બાવા છીકા પટેલ | ૩૧૫ |
| ૧૦૯ | ગોવિંદભાઈ શંકરભાઈ પટેલ | ૩૧૪ |
| ૧૧૦ | ભીમા સુધા પટેલ | ૩૧૩ |
| ૧૧૧ | નાગરજી લલ્લુભાઈ દેસાઈ | ૩૧૩ |
| ૧૧૨ | પ્રેમાભાઈ કેશવભાઈ પટેલ | ૩૧૩ |
| ૧૧૩ | ગાડાભાઈ મંગાભાઈ પટેલ | ૩૧૨ |
| ૧૧૪ | મગનલાલ બાવાભાઈ દેસાઈ | ૩૧૨ |
| ૧૧૫ | પુરશોત્તમ લક્ષ્મણરાવ શાળીગરામ | ૩૧૨ |
| ૧૧૬ | મગનલાલ દેવશંકર રાવળ | ૩૧૧ |
| ૧૧૭ | મગનલાલ ગુલાબભાઈ દેસાઈ | ૩૧૧ |
| ૧૧૮ | રણછોડજી ડાહ્યાભાઈ નાયક | ૩૧૧ |
| ૧૧૯ | છગનલાલ લાલભાઈ નાયક , | ૩૧૦ |
| ૧૨૦ | છગનલાલ મકનજી પરમાર | ૩૧૦ |
| ૧૨૧ | ફગનજી કાળીદાસ પટેલ | ૩૧૦ |
| ૧૨૨ | નાથુભાઈ રામોલસિંહ ઠાકોર | ૩૧૦ |
| ૧૨૩ | નિરંજા રામજી માસ્તીળા | ૩૧૦ |
| ૧૨૪ | ખુમાનસિંહ નરસિંહ ઠાકોર | ૩૦૯ |
| ૧૨૫ | પરસુભાઈ ધનાભાઈ પટેલ | ૩૦૯ |
| ૧૨૬ | કૃષ્ણસુખ દેવકૃષ્ણ શુકલ | ૩૦૮ |
| ૧૨૭ | મગનભાઈ પરાગજી પટેલ | ૩૦૮ |
| ૧૨૮ | મણીભાઈ મંછાભાઈ પટેલ | ૩૦૮ |
| ૧૨૯ | રામજીભાઈ પ્રેમજી કોળી | ૩૦૮ |
| ૧૩૦ | ઝીણાભાઈ છીમાભાઈ પટેલ | ૩૦૭ |
| ૧૩૧ | પ્રભાતસિંહ જયસિંહ રાણા | ૩૦૭ |
| ૧૩૨ | ઠાકોરભાઈ વસનજી નાયક | ૩૦૭ |
| ૧૩૩ | છોટાલાલ કેશવરામ ભટ્ટ | ૩૦૬ |
| ૧૩૪ | હીરા સોમા પટેલ | ૩૦૪ |
| ૧૩૫ | કુંવરજી રામભાઈ દેસાઈ | ૩૦૪ |
| ૧૩૬ | ઝીણાભાઈ ગાડાભાઈ દેસાઈ | ૩૦૩ |
| ૧૩૭ | ખુશાલ ભાણા ધીમાર | ૩૦૩ |
| ૧૩૮ | મણીભાઈ વમનજી માડકા | ૩૦૩ |
| ૧૩૯ | ગોરધન નાથુભાઈ પટેલ | ૩૦૨ |
| ૧૪૦ | ઈશ્વરલાલ ઝીણાભાઈ ગામણ | ૩૦૧ |
| ૧૪૧ | નારણશંકર હરશંકર પાઠક | ૩૦૧ |
| ૧૪૨ | રામશંકર દલપતરામ પાઠક | ૩૦૧ |

## આ ચાતુર્માસમાં પુરુષોત્તમ માસ સાથે

### બે શ્રાવણ માસ છે, તે નિમિત્ત આ સંસ્થાના નીચે જણાવેલા સર્વ ગ્રંથોમાં અપાનારી

# દિવાળીસુધી ખાસ કિફાયત

ખાસ સૂચનાઓ:—(૧) આ ખાસ કિફાયત માત્ર ૧૯૮૪ ના ચાતુમ માટેજ છે. (૨) આ કિફાયત અમદાવાદ ઉપરાંત મુંબઇના કાર્યાલયમાં પણ મળ પરંતુ કોઇ કોઈ પુસ્તકમાં માર્ગખર્ચજોગુ વધુ લેવાય છે, તે લેવાશે. જેમકે મ ભારતના રૂ. ૩૩) (૩) રૂ. ૧૦૦) યા વધુના પુસ્તક એકસાથે લેનારને એ કિ યતમાંથી પણ ૬ા ટકા કપાશે. (૪) પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ દરેકનો જું (૫) કાચું પૂંઠું નથી લખ્યું ત્યાં પાકાંજ પૂંઠા સમજવાં. (૬) કેટલાંક પુસ્ત શીલકમાં થોડાં હોવાથી મંગાવેલા પૈકી જે ન આવે તે ખલાસ સમજવાં. ( દશેક શ.નાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી બહુ ઓછા ખર્ચે આવશે; પરંતુ ના પેકીંગના રૂ. ૦ા સાથે ચૂકતે પ્રથમથી મોકલવા જોઇએ. (૮) બુકસેલરો ખર્ચન મૂલ્ય વધુ લેશે. (૯) બહારગામથી મંગાવનારે અમદાવાદજ લખવું.

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત**—શુદ્ધ ગુજરાતી ભાષાંતર | ૫૨૦૦ | ૩૬) |
| **શ્રીવાલ્મીકિ રામાયણ**—૩૨ ચિત્રોસાથે ... | ૧૩૨૦.... | ૬) |
| **તુલસીકૃત રામાયણ**—૪૦ ચિત્રોસાથે .. | ૧૩૫૦.... | ૬) |
| **ગિરધરકૃત શુદ્ધ રામાયણ**.... . ... .. | ૭૮૪.... | ૨ા |
| **શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ**—બે ભાગમાં | ૧૯૦૦ | ૧૦) |
| **મહાભારતનું શાંતિપર્વ**—નવી આવૃત્તિ .... | ૯૦૦.... | ૫) |
| **મહાભારતનાં આદિ-સભાપર્વ** (જૂની પ્રતો) | ૬૦૦. .. | ૨ાા |
| **શ્રીમદ્ભગવતી ભાગવત**—ઉત્તમ ભાષાંતર | ૮૬૪.... | ૪ાા |
| **શ્રીમદ્ભાગવત**—ઉત્તમ ભાષાંતર .... .... | ૭૦૦.... | ૫) |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—નવી આવૃત્તિ ' | ૭૦૦.... | ૨ાા |
| **શ્રીદાસબોધ**—નવી આવૃત્તિ.... .... .... | ૬૨૦.... | ૨ાા |

| | | |
|---|---|---|
| શ્રીમહાભારતવિષે—જાણવાજોગ વિચારો .... | ૩૨૮....૧॥ | .... |
| ધર્મતત્ત્વ—બંકિમચરિત્રસાથે .... | ૨૪૮....૦॥। | .... |
| યોગતત્ત્વ .... .... .... .... .... | ૩૮૪....૧। | .... |
| સ્વામી રામતીર્થ—ચારે ગ્રંથ ભાગ ૧થી ૧૩.... | ૨૪૨૦....૮। | .... |
| ,, ,, ગ્રંથ૧લો ભાગ ૧થી ૫.... .... | ૫૮૦....૨) | .... |
| ,, ,, ગ્રંથ ૨જો ભાગ ૬ થી ૯ .... | ૬૮૦....૨। | .... |
| ,, ,, ગ્રંથ ૩જો ભાગ ૧૦–૧૧ .... | ૫૨૮....૨) | .... |
| ,, ,, ગ્રંથ ૪ થો ભાગ ૧૨–૧૩ (ચરિત્ર) | ૬૪૦....૨) | .... |
| સ્વામી વિવેકાનંદ—નીચલા સર્વ ભાગો .... | ૩૨૦૦ ૧૧ | .... |
| ,, ,, ગ્રંથ ૧ લો ભાગ ૧–૨–૩ .... | ૫૭૫....૨। | .... |
| ,, ,, ગ્રંથ ૨જો ભાગ ૪–૫ .... .... | ૬૦૦....૨। | .... |
| ,, ,, ભાગ ૬–૭ (સાદુ પૂંઠું) .... | ૪૩૦....૧) | .... |
| ,, ,, ભાગ ૮ મો .... .... .... | ૫૭૨....૨) | .... |
| ,, ,, ભાગ ૯ મો—સંપૂર્ણ ચરિત્ર .... | ૭૪૦....૨॥ | .... |
| ,, ,, ભાગ ૧૦ મો—રાજયોગ સાદું .... | ૩૦૦....૧) | .... |
| સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ .... .... | ૫૫૨....૧॥= | .... |

ભગવદ્‌ગીતા—ગુજરાતી ટીકાસહિત નવી આવૃત્તિ ૦)=, ૦)≡, ....

ભગવદ્‌ગીતા મરાઠી કે હિંદી ટીકાસહિત .... ....૦॥ ....

ભગવદ્‌ગીતા—મૂલમાત્ર—મધ્યમ અક્ષર ০। અને મોટા અક્ષર

પંચરત્નગીતા—મૂલમાત્ર—નાના, મધ્યમ તથા મોટા અક્ષર ૨ ০।, ০।:

પ્રભુમય જીવન (નવી આવૃત્તિ છપાય છે).... ....૦॥। ....

મુસ્લીમ મહાત્માઓ, ભક્તિરસામૃત, સંતમહાત્માઓ વાણી, સ્વર્ગનાં પુસ્તકો, એ પણ ધર્મગ્રંથોજ હોઇને તેની વિગત પછીનાં મથાળાં નીચે છે.

## સંત–મહાત્માઓની વાણી

| | | |
|---|---|---|
| અખાની વાણી—મનહર પદ સાથે .... | ૫૦૦....૧॥ | .... |
| પ્રીતમદાસની વાણી—સર્વથી મોટો સંગ્રહ | ૪૨૦....૧॥ | .... |

છોટમની વાણી-ગ્રંથ ૨-ભાદ્રપદમાં નીકળશે. ૪૦૦....૧। .... ૧)

શ્રીભજનસાગર-નવી આવૃત્તિ-સાદુ પૂંઠું.૦।=,૨૦૦....૦॥- .... ૦॥

## पढियारकृत स्वर्गनां पुस्तको

સ્વર્ગનું વિમાન .... .... .... .... ૩૮૪....૧।= .... ૧)=

સ્વર્ગની કુંચી .... .... .... .... ૩૭૮....૧।= .... ૧)=

સ્વર્ગનો ખજાનો .... .... .... ૩૨૪....૧।= .... ૧)=

સ્વર્ગનો પ્રકાશ .... .... .... .... ૩૩૬....૧।= .... ૧)=

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

શુભસંગ્રહ-ભાગ ૧ લો .... .... .... ૧૯૨....૦। .... ૦)≡

શુભસંગ્રહ-ભાગ ૨ જો .... .... .... ૭૦૦....૨॥ .... ૨)

શુભસંગ્રહ-ભાગ ૩ જો .... .... .... ૪૩૨....૧॥ .... ૧।

આગળ ધસો (નવી આવૃત્તિ) .... .... ૪૬૮....૧।॥ .... ૧॥

આદર્શ દૃષ્ટાંતમાળા-ભાગ ૧ લો.... .... ૩૩૬....૧)= .... ૧)

" " ભાગ ૨ જો.... .... ૩૯૨....૧। .... ૧)

બંકિમનિબંધમાળા-ધર્મતત્ત્વ સાથે .... ૫૯૦....૧।॥ .... ૧।॥

ભાગ્યના સ્રષ્ટાઓ (સાદું પૂંઠું) .... .... ૭૨૦....૧॥ .... ૧।

## इतिहास अने वैदकसंबंधी पुस्तको

રાજસ્થાનનો ઇતિહાસ-બે મોટા ગ્રંથોમાં ૧૫૩૦....૧૦) .... ૮॥

આર્યભિષક્ અથવા હિંદનો વૈદરાજ .... ૭૦૦....૪) .... ૩॥

આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન-ગાંધીજીકૃત ૧૪૦....૦।- .... ૦।

Registered No. B. 43.

પુસ્તક ૬૭ ] [ અંક ૧૦-૧૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ઑક્ટોબર—નવેમ્બર, સને ૧૯૨૮.

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ,
MEd, FRGS IES
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૭] ઑક્ટોબર-નવેમ્બર, સને ૧૯૨૮ [અંક ૧૦-૧૧


## ફિલિપ્પીનની કેળવણી

ફિલિપ્પીનમા કેળવણી થોડા વર્ષથીજ દાખલ થઈ છે ઇ. સ. ૧૮૯૮મા યુનાઇટેડ સ્ટેટે સ્પેન પાસેથી એ ટાપુઓ લીધા ત્યારપછી લોકો સ્વરાજ્ય માટે તૈયાર થાય એવા હેતુથી યુનાઇટેડ સ્ટેટની સરકારે આ આજથી ૨૭ વર્ષ પર કેળવણી દાખલ કરી હતી એ કેળવણીની યોજના અમેરિકાની કેળવણી પ્રમાણે કરવામા આવી હતી અને તે પ્રમાણે તેની સ્થાપના કરવાને એક હજાર ચુનંદા અમેરિકન શિક્ષકોને ત્યા મોકલવામા આવ્યા હતા

### ફિલિપ્પીનની જાહેર શાળાઓ

- એલિમેન્ટરી (ધોરણ ૧-૭)
  - પ્રાથમિક (ધોરણ ૧-૪)
  - ઇન્ટરમિડિયટ (ધોરણ ૫-૭)
    - સામાન્ય અભ્યાસક્રમ
    - ધંધાને લગતો અભ્યાસક્રમ
    - ખેતીનો અભ્યાસક્રમ
- માધ્યમિક (વરસ ૧-૪)
  - સામાન્ય અભ્યાસક્રમ
  - ગૃહવ્યવસ્થાને લગતો અભ્યાસક્રમ
  - શિક્ષકને તાલીમ આપવાનો અભ્યાસક્રમ
  - ધંધાદારી શિક્ષણનો અભ્યાસક્રમ
  - વેપારી શિક્ષણને લગતો અભ્યાસક્રમ
  - ખેતીનો અભ્યાસક્રમ
  - નૌકાશાસ્ત્રને લગતો અભ્યાસક્રમ
- ખાસ

ફિલિપ્પીનની જાહેર શાળાઓ ઉપરના કોઠામાં જણાવ્યા પ્રમાણે એલિમેન્ટરી, માધ્યમિક અને ખાસ એમ ત્રણ પ્રકારની હોય છે. એલિમેન્ટરી શાળાના પ્રાથમિક અને ઇન્ટરમિડિયેટ એવા બે પેટા વર્ગ પાડયા છે. પ્રાથમિક શાળાઓમાં પહેલા ધોરણથી તે ચોથા ધોરણ સુધી શિક્ષણ આપવામાં આવે છે, અને ઇન્ટરમિડિયેટ શાળામાં, બાકીનાં ત્રણ ધોરણો (૪-૭) શીખવવામા આવે છે. પ્રાથમિક શાળામાં અભ્યાસક્રમ સઘળા બાળકોને માટે સામાન્ય છે. ઇન્ટરમિડિયેટ શાળામા ત્રણ પ્રકારનો ઐચ્છિક અભ્યાસક્રમ છેઃ (૧) સામાન્ય, (૨) ધંધાને લગતો, અને (૩) ખેતીને લગતો. આથી સ્થાનિક જરૂરિઆતોને અનુસરતો અભ્યાસક્રમ ચલાવી શકાય છે. માધ્યમિક શાળાઓમાં સાત ઐચ્છિક અભ્યાસક્રમ છેઃ (૧) સામાન્ય, (૨) ગૃહ વ્યવસ્થાને લગતો, (૩) શિક્ષકને તાલીમ આપવાનો, (૪) વેપારી શિક્ષણને લગતો, (૫) ધંધાને લગતો, (૬) ખેતીને લગતો, અને (૭) નૌકાશાસ્ત્ર સંબંધી. કોઈ પણ ઇન્ટરમિડિયેટ કે માધ્યમિક શાળા બધા ઐચ્છિક અભ્યાસક્રમ શીખવતી નથી. સ્થાનિક જરૂરિઆતો પ્રમાણે દરેક શાળામાં એક અથવા વધારે અભ્યાસક્રમો શીખવવાની સગવડ હોય છે. ઇન્ટરમિડિયેટ શાળામા ધંધાને લગતું જે શિક્ષણ આપવામાં આવે છે તે ધંધા તરફ વલણ આપવા પુરતુંજ છે. એ શાળામાં સામાન્ય કેળવણીના વિષયો પર પણ યોગ્ય ધ્યાન આપવામાં આવે છે, પણ માધ્યમિક શાળાઓમા એ વિષયોનું શિક્ષણ ધંધાદારી દૃષ્ટિએ અપાય છે અને વિદ્યાર્થીઓને તેમના ભાવિ ધંધા માટે તૈયાર કરવામા આવે છે. આ ઉપરાંત બીજી ખાસ શાળાઓ મધ્યસ્થ સરકાર તરફથી ઉઘાડવામાં આવી છે; જેવી કે મધ્યસ્થ કૃષિશાળા, હુન્નરકળા અને ધંધા માટેની શાળા, શિક્ષકને તાલીમ આપવાની શાળા, નૌકાશાસ્ત્રશિક્ષણની શાળા, અને બહેરાં તથા આંધળા માટેની શાળા.

શાળાઓઃ સને ૧૯૨૬ ના સપ્ટેમ્બર માસમા ફિલિપ્પીન ટાપુઓમાં જાહેર શાળાઓની કુલ સંખ્યા ૭૨૭૮ હતી. આમાંથી ૫૯૯૧ પ્રાથમિક, ૧૧૮૦ ઇન્ટરમિડિયેટ, અને ૧૦૭ માધ્યમિક શાળાઓ હતી.

૧૦૭ માધ્યમિક શાળાઓમાંથી

| | | |
|---|---|---|
| ૪૩ | સામાન્ય | અભ્યાસક્રમ વાળી. |
| ૧૭ | ખેતીના | ,, ,, |
| ૧૬ | ધંધાદારી શિક્ષણના | ,, ,, |

૯ શિક્ષકની તાલીમ માટેના,, ,,
૧ વેપારી શિક્ષણના ,, ,,
૧ નૌકાશાસ્ત્રને લગતા ,, ,,
૧ ગૃહવ્યવસ્થાના ,, ,,
૧ શિક્ષકની તાલિમના, ગૃહવ્યવસ્થાના, અને ધંધાદારી શિક્ષણના અભ્યાસક્રમવાળી
૪ સામાન્ય અને શિક્ષકને તાલીમ આપવાના અભ્યાસક્રમવાળી
૭ સામાન્ય અને ગૃહવ્યવસ્થાના ,, ,,
૧ સામાન્ય અને વેપારી શિક્ષણના ,, ,,
૧ ગૃહવ્યવસ્થાના અને ધંધાદારી શિક્ષણના ,, ,,
૨ ગૃહવ્યવસ્થાના અને ખેતીકામના ,, ,,
૧ સામાન્ય, શિક્ષકને તાલીમ આપનારી, વેપારી, અને ગૃહવ્યવસ્થાના શિક્ષણના અભ્યાસક્રમવાળી.
૨ સામાન્ય, ગૃહવ્યવસ્થાના, અને શિક્ષકને તાલીમ આપના માટેના અભ્યાસક્રમવાળી.

**વિદ્યાર્થીઓ:** ફિલિપ્પીનની વસ્તી લગભગ એક કરોડ વીસ લાખ (૧૧૫૬૮૯૯૪) છે, અને જાહેરશાળામા શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સંખ્યા સને ૧૯૨૬ના સપ્ટેમ્બર માસમાં દસ લાખ ઉપરાંત (૧૦૬૧૫૨૫) અથવા તો તે વસ્તીના ૯·૧૮ ટકા જેટલી હતી. મુબઈ ઇલાકાની વસ્તી ૧,૯૨,૩૫,૨૧૯ છે; અને સને ૧૯૨૬ના માર્ચની ૩૧મી તારીખે શાળામાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦,૩૭,૦૬૨ અથવા વસ્તીના ૫·૩ ટકા જેટલી હતી. બીજી રીતે કહીએ તો આપણી વસ્તી ફિલિપ્પીન ટાપુઓની વસ્તીના કરતા ૬૬ ટકા વધારે છે છતાં આપણી શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી છે. ફિલિપ્પીનની કુલવસ્તીને ૩·૮ થી ભાગતાં ૬ થી ૧૭ વરસની ઉમરનાં શાળામાં જવા લાયક છોકરાંઓની સંખ્યા ૩૦,૪૪,૪૭૧ આવે છે. આમાથી ૩૪·૮૬ ટકા છોકરા શાળામા ભણતાં હતા. આપણા દેશમા કુલ વસ્તીનો ૧૫ ટકા જેટલો ભાગ શાળામાં જવા લાયક ઉમરનાં છોકરાઓનો ગણાય છે તે પ્રમાણે ગણતાં ફિલિપ્પીન શાળામાં ભણતા વિદ્યાર્થીનું પ્રમાણ વધીને ૬૧ ટકા થાય, જે

ઇન્ટરમિડિયેટ ધોરણોમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાં ૯૬·૪૬ ટકા ( ૫૯·૫૬ ટકા છોકરાઓ અને ૩૬·૯૦ ટકા* છોકરીઓ ) સામાન્ય અભ્યાસક્રમ શીખતાં હતાં.

૧·૨૫ ટકા ધંધાદારી શિક્ષણ લેતાં હતાં.

૨·૨૯ ટકા ખેતીનું કામ શીખતાં હતાં.

માધ્યમિક ધોરણોમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાંથી ૭૩·૯૬ ટકા (૪૯·૪૩ ટકા છોકરા અને ૨૪·૫૩ ટકા છોકરીઓ) સામાન્ય અભ્યાસક્રમ શીખતાં હતાં.

૧૧·૯૩ ટકા ( ૪·૯૩ ટકા છોકરા અને ૭·૦ ટકા છોકરીઓ ) શિક્ષકના ધંધાની તાલીમ લેતાં હતાં.

૧·૦૭ ટકા ( ·૮૬ ટકા છોકરાઓ અને ·૨૧ ટકા છોકરીઓ ) વ્યાપારી શિક્ષણ લેતાં હતાં.

૩·૪૩ ટકા ધંધાદારી શિક્ષણ લેતાં હતાં.

૪·૫૧ ટકા ખેતીકામ શીખતાં હતાં.

·૦૬ ટકા નૌકાશાસ્ત્ર શીખતા હતાં.

૫·૦૪ ટકા ગૃહવિદ્યા શીખતાં હતાં.

## રશિઆની ગ્રામ્ય શાળા

યુરોપી રશિઆના મોટાં શહેરોમાં પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવામાં આવી છે. દરેક બાળક શાળામાં ભણવા જાય છે પણ ગામડાંમાં તેવી સ્થિતિ નથી. કેળવણી માટે પ્રજા ઘણી ઈંતેજાર છે. જો કે ખેડુતો પોતે હાથે મકાન બાંધવાનું ખર્ચ કરે છે તોપણ શાળાને માટે જોઇતાં સારાં કે નરસાં મકાન મળી આવતાં નથી. આને માટે તો ઘણો વખત ધીરજ રાખવી પડશે કારણ કે તે પૈસાનો સવાલ છે.

દરેક ઠેકાણે એકનો એકજ પ્રશ્ન છે. બધાં બાળક માટે શિશુશાળા, રમતનાં મેદાન, પ્રાથમિક અને ધંધાદારી નિશાળો જોઈએ છે. બુદ્ધિશાળી

* એમાંથી ઘણી છોકરીઓએ ગૃહવ્યવસ્થા અને ગૃહકામનો અભ્યાસ સામાન્ય અભ્યાસક્રમ સાથે લીધો હતો.

તેમજ મંદ તથા ખામીવાળા વિદ્યાર્થીઓ માટે તથા જેઓ છેક અભણ રહ્યા છે તેમને માટે કેળવણીની સગવડ થવી જોઈએ પણ શહેરના કરતાં ગામડાંની વહેવારૂ કેળવણી માટે જે મુશ્કેલીઓ ઉભી થાય છે તે ઘણી ભારે છે. વસ્તીના લગભગ ૮૨ ટકા જેટલાં માણસો ગામડામાં છુટાછવાયાં રહે છે જેથી શહેરના જેવી સારી કેળવણી આપવામાં આવે તો તેનું અવશ્ય વિશેષ ખર્ચ થાય.

જ્યારે ૧૯૨૬માં પહેલીજ વાર શહેરમા બધાને કેળવણી આપવાની વ્યવસ્થા થઈ હતી ત્યારે ગામડાંમા ફક્ત ૫૦ ટકા જેટલાંજ બાળકો ભણતાં હતાં. રશિઆની રાજ્યક્રાંતિ પહેલાના સમયમાં કેળવણીનો જે ઘણો ધીમો વિકાસ થતો હતો તેની સાથે સરખાવતાં આટલી પ્રગતિ ઉત્સાહજનક છે. ઉત્તર યુરોપના બીજા દેશો સાથે સરખાવતાં રશિઆમાં કેળવણીની સ્થિતિ સંતોષકારક ગણાય નહિ, પણ જે બાળકો અભ્યાસ કરે છે તેઓ બુદ્ધિમા ઉતરે એવા નથી. શાળામા ભણુતા વિદ્યાર્થીની જે બુદ્ધિની કસોટી કરવામા આવી છે તે ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે પ્રાથમિક શાળામાં ખેડુતોના બાળકો શહેરના વિદ્યાર્થી કરતા બુદ્ધિબળમાં ચઢિઆતા હોય છે, કારણ કે તેમને કુદરતના સંસર્ગને લીધે પ્રત્યક્ષ જ્ઞાન મળે છે. એટલે તેમના જીવનના અનુભવને લીધે તેમનો યોગ્ય મનોવિકાસ થાય છે. વળી અભ્યાસક્રમની જે યોજનાપદ્ધતિ પ્રમાણે તેઓ શિક્ષણ લે છે તે તેમના સંજોગોને અનુકૂળ પડે તેવી ગોઠવાએલી હોય છે અને તેમાં વારંવાર સુધારો થઈ શકે છે. આ ઉપરાંત શાળાની દેખરેખ તથા સુધારણાની વ્યવસ્થા ઉત્તમ રીતે કરેલી હોય છે- ગામડાંના દરેક જિલ્લામાં એક પ્રાયોગિકશાળા હોય છે અને તેના અભ્યાસક્રમ તેમજ વ્યવસ્થા માટે યોગ્ય છૂટ આપવામાં આવી હોય છે. તે જિલ્લાના બધા શિક્ષકો ત્યાં આવી સભા ભરી વહેવારૂ પદ્ધતિ શોધી શકે તેને ઉત્તેજન આપવાનો આ શાળાનો ઉદ્દેશ છે. અલબત્ત આવી યોજનાની ફતેહનો આધાર ત્યાના શિક્ષકવર્ગની યોગ્યતા ઉપર છે.

મોસ્કોથી આશરે ૧૨૫ માઇલ દૂર આવેલા એક જિલ્લામાં બાળકોની સંસ્થા ખોલવામા આવી છે. તેની સાથે માધ્યમિક શાળા, સંગીતની અને સમાજશાસ્ત્રની શાળાઓ તથા સંગ્રહસ્થાન અને પુસ્તકાલય છે. ૩૫ ગામડાંઓ આ સંસ્થાની મદદની આશા રાખે છે. દરેક ગામથી એક કે બે માઇલ દૂર અને ઘણી વખત ગામમાં પણ નિશાળ હોય છે. બધી મળીને

૧૩ પ્રાથમિક શાળા, ૭ શિશુશાળા અને બીજી બાળકોની સંસ્થા ઉપરાંત એક માધ્યમિક શાળા છે. ગામડાના ૬૧૭ વિદ્યાર્થીઓ માટે ૩૪ શિક્ષકો નીમવામા આવ્યા છે. જે પ્રદેશમાં તે શાળાનો સુંદર સમૂહ આવ્યો છે તે ચીકણી માટીવાળો અને જંગલથી ભરપુર છે તેથી આર્થિક દૃષ્ટિથી તે બહુ ઉપયોગી નથી; પણ તેમાં આવેલા જંગલનાં વૃક્ષ અને જમીનનું દ્રવ્ય ખરેખર રમણીય અને આકર્ષક છે. ફક્ત ખેતી ઉપરજ કોઈ કુટુંબનો નિર્વાહ થઈ શકે એમ નથી; તેથી વણાટકામ—અલબત્ત સાળ—એ દરેક કુટુંબનો ધંધો થઈ પડયો છે. રાત અને દિવસ બાળકથી માંડીને તે વૃદ્ધ સુધી કોઈને કોઈ માણસ સાળ ઉપર કામ કરતુંજ માલમ પડે છે. તે જિલ્લામા કપડાંની તેમજ બટાટાની જુદી જુદી ચીજો બનાવવાનાં કારખાનાં છે. દરેક અઠવાડીએ ઘણાં માણસો શહેરમાં કામે જાય છે, અને તેથી લગભગ ખેતીનું બધુ કામ સ્ત્રીઓને કરવાનું હોય છે. શનિવારે રાત્રે તેઓ ઘેર પાછા આવે છે. ઘોર અંધારામાં તેઓ સ્ટેશને ઘણા માઇલ ચાલીને જાય છે અને શિઆળામા તો તેમને રાતના ત્રણ વાગ્યાની કે પરોઢીઆના પાચ વાગ્યાની ગાડી પકડવી પડે છે. રશિઆના ગામડામા આરોગ્યજ્ઞાન-ની અને સામાજિક સ્થિતિ હલકા પ્રકારની હોય છે. મોટા કુટુંબ માટે પણ એકજ પથારીમા ઓઢવાને માટે માથા દીઠ ચામડાનો ચોફાળ હોય છે અને એકજ થાળી પુરતી વસ્તુ છે એમ ગણવામા આવે છે. આવી વસ્તુસ્થિતિ છતાં બાળકોનો હક જ્ઞાન મેળવવાનો છે તેને આધારે શાળાઓ પ્રગતિ કર્યા જાય છે. સ્ત્રીઓને ઘણું કામ કરવાનું હોય છે અને તે સખત હોય છે. ખુબસુરત પણ શરીરે તેઓ જોરાવર હોય છે અને ગ્રામ્ય જીવનમાં તેઓ આગળ પડતો ભાગ લે છે. બાળકોને ઉપયોગી કામ કરવાનું હોય છે તેથી તે તેમને ભારે પડે છે, પણ તેઓ બુદ્ધિશાળી અને આનંદી હોય છે. વિદ્યાર્થીને ઘેર કરવાનું કામ વધી ન પડે તે માટે શાળાઓ તેમની એવી વ્યવસ્થા કરે છે કે તેમને કામનો બોજો ઓછો લાગે. તેમજ મહેનત કરવાનો શો અર્થ છે તે તેઓ સમજી શકે. વળી બાળકને જે કામ કરવાનું હોય છે તેનો સંબંધ તેમની પરિસ્થિતિ સાથે જોડેલો હોય છે અને સમાજની દૃષ્ટિથી મજુરી કરવી એ કેટલી ઉપયોગી છે તે તેમને બતાવવામાં આવે છે.

આવી શાળામા શિક્ષકો જુદી જુદી ઉંમરના અને ભિન્નભિન્ન પ્રકારની યોગ્યતાવાળા છે, તોપણ બધી શાળામા શિક્ષણ ઘણું સારૂં હોય છે. બે ગામને માટે જે સંયુક્ત શાળા હોય છે, તેમાં એકજ શિક્ષક ૧૦,

૧૧ અને ૧૨ વરસની ઉમરના છોકરાના બંને વર્ગ શીખવે છે; તે પોતાના કામની એવી સરસ યોજના ઘડી કાઢે છે કે જ્યારે એક વર્ગમાં તે પાઠ શીખવે છે ત્યારે બીજો વર્ગ જાતે શીખી શકે એવું કામ તેને સોંપવામાં આવ્યું હોય છે. દા. ત્રીજા ધોરણમાં પૃથ્વી ગોળ છે એ સંબંધી જે કલ્પનાઓ ગામડામાં પ્રચલિત હતી તેની તપાસ વિદ્યાર્થીઓ સવાલ પૂછીને કરતા હતા. તેમજ તે વિષયને લગતી ચોપડીઓ વાંચીને તે ઉપર વિચાર કરતા હતા. ત્યારબાદ વર્ગમાં તે સંબંધીની રસભરી ચર્ચા કર્યા પછી તેની ટુંકી નોંધ કાળા પાટીઆ ઉપર વિદ્યાર્થીની મદદથી લખવામાં આવી હતી. પછી શિક્ષક તેમને તેમની નોટબુકમાં લખવાનું કહીને ધોરણ ચોથામાં ગયો. આ ધોરણના વિદ્યાર્થીઓએ તેની ગેરહાજરીમાં સુકા બટાટાનું વજન કાઢી વાડીમાંથી તરતના આવેલા બટાટાના વજન સાથે તેની સરખામણી કરી. તેનું જે પરિણામ આવ્યું હતું તેની નોધ તેમણે તેમની નોટ બુકમાં વેપારી માણસ કરે તેવી રીતે કરી હતી. બટાટા શા માટે ઓછા ભારે લાગે છે એ પ્રથમ પ્રશ્નનો જવાબ હવે સહેલો થઈ પડયો હતો, પણ તેના કરતાં વધારે અઘરો પ્રશ્ન એ હતો કે બટાટામાં પાણી સિવાય બીજાં તત્ત્વો કયાં કયાં હતા તે હવે શી રીતે શોધી કાઢવાં. પછી તેમને તે સંબંધી વિચાર કરતાં મૂકીને ધોરણ ત્રીજાના વિદ્યાર્થીઓ પૃથ્વી ગોળ છે એ સવાલ સંબંધી શું લખતા હતા તે જોવાને શિક્ષક ત્યાં ગયો. દરેક બાળક ઉત્સાહપૂર્વક લખતું હતું. મોંમાં કલમ ઘાલીને કોઈ વિદ્યાર્થી ચિંતન કરતો માલમ પડયો નહિ. ખરી રીતે જોતાં તો તેમને જે કહેવાની હકીકત હતી તે જોઈએ તે કરતાં વિશેષ મળી આવી હતી. તેમણે સુંદર અને જુદા જુદા શબ્દસમૂહનો ઉપયોગ કરી તેનું વર્ણન મોહક શૈલીમાં લખ્યું હતું. ગામઠીઆના મત પ્રમાણે પૃથ્વી સપાટ છે એમ તેમણે દર્શાવ્યું હતું. વળી તેને ચાર ખુણા છે અને તેનો આધાર કાચબા ઉપર તેમજ ત્રણ હાથી ઉપર છે એમ તેમણે વિધવિધ રીતે તેમના વિચાર દર્શાવ્યા હતા. વળી એક બાળકે તો એમ લખ્યું હતું કે પૃથ્વી જેવી છે તેવી પ્રભુએ બનાવી છે. બુદ્ધિને કસનારા અને તાલીમ આપનારા વિષય સંબંધી બેદરકારી રાખવામાં આવતી નથી. વાચન, લેખન અને ગણિત જેવા વિષય ઘણી કાળજીથી સંપૂર્ણ રીતે આધુનિક શિક્ષણના સાહિત્યની મદદથી સુધરેલી પદ્ધતિ મુજબ શીખવામાં આવે છે. દા. સંખ્યાની કિંમત તેના સ્થળ પ્રમાણે થાય છે. તે સ્પષ્ટ રીતે વસ્તુપ્રદર્શનથી શીખવવાને માટે જેનું ક્ષેત્રફળ દશના પ્રમાણમાં હતું એવા સપાટ લાકડાના કકડા વાપરી બતાવવામાં આવ્યું હતું.

વિદ્યાર્થીનું લેખીકામ સ્વચ્છ અને સુઘડ હતું અને તેમની નોટબુકો ઘણી કાળજીથી હમેશાં લખવામાં આવતી હતી. સારા અક્ષરની જરૂર માટે વર્ગમાં ચર્ચા કરવાને બદલે તે લખવાને માટે આગ્રહ કરવામાં આવતો. ખરી રીતે જોઈએ તો વ્યવસ્થા અને ક્રમની ટેવો વિદ્યાર્થીના જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ હતી. શાળામાં જે યોજનાપદ્ધતિ પ્રમાણે શિક્ષણ અપાય છે તેનો તેમના નિત્યજીવનના સંજોગો સાથે પ્રત્યક્ષ સંબંધ હોય છે. તેમના તહેવારો, પર્યટન, પરિષદો, પ્રદર્શન, શાળાનું સ્વરાજ્ય, બાળકોની સંસ્થાઓ, વિદ્યાર્થીના સહકારમંડળો,-ખીઆં, સાણુ, અને સારી ઓલાદ માટે જોઈતાં જાનવર વારતે-ટુંકામાં ગામડાંનું જીવન ઉત્તમ પ્રકારનું કેવીરીતે થાય તેને લગતી યોજનાઓ ઘડી કાઢમાં આવે છે. દા. કેટલાંક વરસ ઉપર એવો પ્રશ્ન ઉદ્ભવ્યો હતો કે શિઆળામા જે જાનવરો મરી જાય છે તેના શબનું શુ કરવું? તે શાથી આટલાં બધાં મરી જાય છે? તેના ફાયદા તથા ગેરફાયદા શું છે? આ પ્રશ્નનો અભ્યાસ વિદ્યાર્થીઓએ કરવા માંડયો એટલુંજ નહિ પણ તેમના માબાપને પણ તેમાં રસ પડવા લાગ્યો, તેથી ઢોરનું શબ માલમ પડે કે તરતજ તેને ત્યાંથી દૂર લઈ જઈ બરાબર દાટી દેવામાં આવતું હતું અને તેને લીધે વસંતઋતુમાં કંઈ દુર્ગંધ ફેલાતી નહિ. આવી બાબતમાં શાળા અને વિદ્યાર્થીઓએ પહેલ કરી હતી. પછી એક વખત મોટેરાઓએ તેમના ખેતરનો પાક વારેવારે ઓછો શાથી ઉતરતો હતો તે સવાલના નિર્ણય માટે શાળાની મદદ માગી હતી. સમાજમાં જે કોઈ સંસ્થા આગળ પડતો ભાગ લઈ સારો સુધારો કરતી હોય તો તે જિલ્લાની આવી માધ્યમિક શાળા છે. ખેતીને લગતા જે પ્રયોગો ત્યાં થાય છે તેને લીધે નવા ફળાઉ છોડનો ઉપયોગ આખા દેશમાં થયો છે. ઓછા ખર્ચે ઢોરમાંથી વધારે દૂધ શી રીતે નીકળે તેને માટે તેનો શાસ્ત્રીય ખોરાક નક્કી કરવાને માટે તેનો અખતરો કર્યો છે. તેની અસર આખી સમાજ ઉપર થઈ છે. પહેલાં તો તે શાળામાં ખેડુતનાં ઢોર લીધાં હતાં અને તેમને સારી રીતે ખવડાવી તેમની તંદુરસ્તીમાં સુધારો કર્યો હતો. હવે આવું પ્રદર્શન કરવાની જરૂર રહેતી નથી.

વિદ્યાર્થીની સહકારી મંડળીને લીધે પણ લોકો ઉપર સારી અસર થઈ છે અને તેઓને ખાતરી થઈ છે કે આવી રીતે ગામડાંમાં સુખનાં સાધન પ્રાપ્ત થઈ શકે એમ છે. તે માધ્યમિક શાળામાં ૧૩૦ વિદ્યાર્થી ભણે છે. જેમાંના ઘણાખરા ખેડુતવર્ગના છે. તે વિદ્યાર્થીમાંથી ૮૦ ત્યાંના રહીશ છે અને બાકીના બીજા ગામમાંથી ત્યાં ભણવા આવે છે. તેમાંના જે વિદ્યાર્થીઓ વિચિક્ષણ બુદ્ધિના હતા તેમને ચુંટી કાઢી ઉંચા પ્રકારની ખાસ

કેળવણી મળે તે માટે તેમને મોરકો મોકલી આપવામાં આવ્યા છે. તે શાળાને લગતું એક ખેતર, કારખાનાં, પ્રયોગશાળા વગેરે સંસ્થાઓ છે. ઓછામાં ઓછાં ત્યાં બે મોટા પીઆના છે અને સંગીત ઉપર ત્યાં વિશેષ ધ્યાન આપવામાં આવે છે. સંગીત, નાટયપ્રયોગ, અને વર્તમાનસાર જેવા વિષયને લીધે આસપાસના ગામમાંથી ઘણા માણસો ત્યાં આવે છે. આ શાળામાં ૨૨ શિક્ષકો છે તેમાં એક દાક્તર, અને બીજો કૃષિશાસ્ત્રી છે. તેમાંના બધા શિક્ષકનું જ્ઞાન સારું છે એટલુંજ નહિ પણ તેમને સંસારી વહેવારનો પણ અનુભવ છે અને તેઓ કેળવણીનો ખરો અર્થ શું છે તે સારી પેઠે જાણે છે. તેમણે ઘણી મહેનત કરી મિશ્રપદ્ધતિને દાખલ કરી છે. જુદા જુદા વિષય જુદી જુદી પ્રયોગશાળામાં શીખવવામાં આવે છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે મિશ્રપદ્ધતિનો ત્યાગ કર્યો છે. દરેક પ્રયોગશાળામાં કેવી યોજનાનો અમલ કરવો તેને માટે ૧૯૨૭ ના સપ્ટેમ્બર માસમાં "છેલ્લા દશ વર્ષમાં સોવિયટ-રાજ્યની કેટલી પ્રગતિ થઈ છે" તે વિષય હતો. શિક્ષકોએ પરિષદમાં ચર્ચા કરીને પ્રયોગશાળામાં કેટલું શીખવવાનું છે તે માટે દરેક વિષયના અભ્યાસક્રમની રૂપરેખા નક્કી કરી હતી. ઇતિહાસના અભ્યાસ માટે દરેક રાજકીય પક્ષનો વિકાસ, પદાર્થવિજ્ઞાનમાં વિદ્યુતનો વિકાસ, જીવનશાસ્ત્રમાં કૃષિશાસ્ત્રની વૃદ્ધિ, ગણિતશાસ્ત્ર અને કળાની સચોટ સમજ માટે નકશા અને ગ્રાફ જેવા વિષય પસંદ કરવામાં આવે છે. આવી રીતે જુદા જુદા વિષયનો અભ્યાસક્રમ નિર્ણિત થયો હતો. અભ્યાસક્રમની આવી હંગામી રૂપરેખા સંબંધી વિદ્યાર્થી સાથે ચર્ચા કરી તેમાં સુધારો વધારો કર્યો હતો. દરેક પ્રયોગશાળામા પુસ્તકો, ચોપાનીઆં, માસિકો, નકશા વગેરે સાહિત્ય પૂરાં પાડેલાં હોય છે. બાળકો ઘણું ખરૂં સમૂહમાં કામ કરે છે. કોઈ કોઈ બાળક પોતે જાતે પણ કામ કરે છે, અને પછી તેમના અભ્યાસના ફળરૂપ તેમને નિબંધ લખવો પડે છે. દરેક વર્ગ પોતાને જે કંઈ લખવાનું હોય તે લખીને તેના જ્ઞાનમાં ઉમેરો કરે છે. વળી તેમાં વિષયની અનુક્રમણિકા પણ ગોઠવેલી હોય છે. તેમાં મોટી ઉંમરના બુદ્ધિશાળી માણસો સારા રિપોર્ટ લખે તેવું લેખીકામ હોય છે. તે ઉપરાંત ચિત્રો, દાખલા અને ગ્રાફ પણ માલમ પડે છે. આવી રીતે ઉત્તમ કામ કેવી રીતે થઈ શકે તેનું આ દૃષ્ટાંત છે. આવી રીતે બધા વિદ્યાર્થીના નિબંધ મળ્યા પછી શિક્ષકો ફરીથી ભેગા થઈ તેના ગુણદોષની ચર્ચા કરે છે અને હવે પછી તે યોજના ફરીથી શીખવવાને માટે જે સૂચના જરૂરની હોય તે શોધી કાઢે છે. આવી રીતે શિક્ષકો વારંવાર મળીને તેનું

રહસ્ય જાણી શકે છે અને તે યોજના ફતેહમંદ શી રીતે થાય તે શોધી કાઢે છે. શિક્ષક એક બીજાની સાથે આવી રીતે સહકારથી કામ કરે છે એટલુંજ નહિ પણ જનસમાજની સાથે પણ હળીમળીને કામ કરે છે. ગામડાંના લોકની રહેણીકરણી સુધારવા પ્રયત્ન કરવામાં આવે છે, તેમજ કરકસર કરવાનું અને સહકારી મંડળમાં કેવો સુધારો કરવો તે તેઓ બતાવે છે તેથી ખેડુતો શાળાને મદદ કરે છે. આવી રીતે સમાજનાં હિત માટેની શિક્ષકની કાળજી બીજા દેશો કરતાં ત્યાં ખાસ વધારે જોવામાં આવે છે. રશિઆના શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં જે આંતર દૃષ્ટિ અને વસ્તુનો સમગ્ર અર્થ ગ્રહણ કરવાની શક્તિ છે તેથી તેઓ બીજા લોક કરતાં વધારે સારૂં કામ કરી શકે એમ છે.

શહેરમાં શિશુશાળાઓ જુદા મકાનમાં બીજી શાળાના કાણુમાં હોય છે. દરેક શાળાને અંગે એવી શાળા હોય એમ લોકો ઇચ્છે છે, કારણ કે જે શાળામાં કેળવણીને લગતી અનેક બાબતની જોગવાઈ થાય તો તેથી બાળકની માને આરામ મળે છે, પણ શિશુશાળાઓ કંઈ એકદમ તૈયાર થઈ શકતી નથી. ગામડાની શાળાઓમા જે નવીનતા છે તે એક ખેડુતવર્ગ માટે ખોલેલી એક વર્ષના અભ્યાસની શાળાઓ છે. આવી શાળાને તાલીમ આપવા માટે ટ્રેનિંગ સ્કૂલો પણ ખોલવામા આવી છે. આ જાતની શાળાનો અભ્યાક્રમ ડેનમાર્કની 'ફોકસ્કૂલ' એટલે લોકોની શાળા જેવો છે. જે વખતે ખેતીની મોસમ હોય ત્યારે ઑક્ટોબરથી માર્ચ સુધી શિક્ષણ આપવામાં આવે છે. બધો મળીને અભ્યાસક્રમ ૨૨ અઠવાડીઆનો હોય છે. દરેક અઠવાડીઆમાં ૧૨ કલાક કામ ચાલે છે. તેમાં દાખલ થવા માટે વાચન, લેખન અને ગણિતના જ્ઞાનની જરૂર પડે છે. અભ્યાસક્રમમાં સમાજશાસ્ત્ર, ગણિત, સહકારી મંડળ અને સ્થાનિક કૃષિશાસ્ત્ર જેવા વિષય હોય છે. ડેનમાર્કની શાળા કરતાં આમાં વિશેષતા એ છે કે અહીંઆં શબ્દજ્ઞાન કરતાં સ્વતઃ પ્રવૃત્તિ અને ખેતીને લગતા વહેવારૂ કામ ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે.*

# બાળકની સ્વતંત્રતા*

હાલના સમયમાં દુનીઆના દરેક દેશમાં સ્વતંત્રતાનું વાતાવરણ પ્રવર્તી રહ્યું છે. યુરોપના મહાન યુદ્ધ પછી આ જગત ઉપર અનેક રાજકીય, સામાજિક અને ધાર્મિક વિચારોનું પરિવર્તન થઈ રહ્યું જણાય છે; એ પરિવર્તન જીવનના જુદા જુદા પ્રદેશમાં જોવામાં આવે છે. રાજ્ય, ધર્મ, કુટુંબ, કારખાનાં, શાળા વગેરે મનુષ્યની સંસ્થાઓમાં અત્યારે એ સ્વતંત્રતાના વિચારો પ્રધાનપદ પદ ભોગવે છે. દરેક જમાનામાં જે જે વિચારોનું પ્રાબાલ્ય હોય છે તે તે વિચારોની અસર તે જમાનાનાં મનુષ્યના જીવનમાં ફેરફાર કરે છે અને એ પ્રમાણે જે ફેરફાર થાય છે તેને આપણે તે જમાનાની તાસીર કહીએ છીએ. આ પ્રમાણે સ્વતંત્રતા એ આ નવા યુગની તાસીર છે, અને એ તાસીરને અનુસરી આ જગતમાં સ્વતંત્રતાના ધોરણ ઉપર વિવિધ પ્રવૃત્તિઓ થઈ રહી છે. શિક્ષણશાસ્ત્રમાં પણ એ પવન તેટલાજ જોરથી ફુંકાય છે અને બાળકને શીખવવાની પદ્ધતિમાં અને બાળકને સમજવાની રીતમાં પણ નવાં ધ્યેયો દાખલ થયાં છે.

પહેલાંના જમાનામાં એટલે કે વીસમી સદીની પહેલાંના યુગમાં સત્તાને માન આપવામાં આવતું હતું. રાજ્ય, ધર્મ, સમાજ, શાળા વગેરે સંસ્થા પ્રત્યે શ્રદ્ધા રાખવામાં આવતી. શિક્ષણશાસ્ત્રમાં પણ સત્તાનો આશ્રય એ મુખ્ય બાબત હતી. પછી શંકા અને સંશયનો ઉદય થયો એટલે દરેક બાબતની કસોટી વ્યક્તિની બુદ્ધિ પ્રમાણે કર્યા પછી તેનો સ્વીકાર કરવામાં આવ્યો. આ પ્રમાણે બુદ્ધિવાદનો મહિમા વધવા લાગ્યો.

નવા જમાનામાં બાળકની કેળવણી ઉપર નવી દૃષ્ટિથી વિચાર કરવામાં આવ્યો છે. બાળક એ એક સ્વતંત્ર વિકાસ પામતું મનુષ્ય છે. તેનામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ છે. આ બાબત ધ્યાનમાં લઈને બાળકને લગતી દરેક બાબત બુદ્ધિની નજરથી જોવામાં આવે છે. સમગ્ર કેળવણીનું કેન્દ્ર બાળક હોય છે, અને તેથી કેળવણીની પદ્ધતિમાં એ પ્રમાણે ખ્યાલ કરવામાં આવે છે. આ પ્રમાણે બાળકને સ્વતંત્રતા આપવાના વિચારોનો અમલ કેળવણીમાં દિનપ્રતિદિન વધતો જાય છે, અને

* પ્રે. રા. ટ્રેનિંગ કોલેજમાં તા. ૨૩-૮-૨૮ ને રોજ મૂ. હી. ચોકસીએ પ્રાથમિક શિક્ષકવર્ગ સમક્ષ આપેલું ભાષણ.

શિક્ષક, સાધન, મકાન, વ્યવસ્થા વગેરે સાહિત્ય બાળકની કેળવણીમાં ગૌણસ્થાન ભોગવે છે.

હવે આપણે આ વિચારોનું થોડુંક ઐતિહાસિક દિગ્દર્શન કરીએ. શિક્ષણપદ્ધતિમાં પરિવર્તન કરનાર-સ્વતંત્રતાના વિચારોનો આદિ પ્રવર્તક રૂસો છે. એના સિદ્ધાંત મુજબ બાળક કેળવણીનું ધ્યેય છે, અને જ્ઞાન એ ગૌણ છે. બાળક સ્વતઃ પ્રવૃત્તિથી વિકાસ પામે અને તેનામાં સ્વતંત્રતાની ટેવ કેળવાય એ તેના શિક્ષણનો મુખ્ય હેતુ છે. શિક્ષણ વખતે આ ટેવ કેળવાય એટલુંજ નહિ પણ વ્યવહારમાં પણ સ્વતંત્રતાથી સમગ્ર જનતા પ્રત્યે વ્યવહાર કરે એ તેના શિક્ષણમાં મુખ્ય બાબત છે. સ્વતઃ પ્રવૃત્તિથી અને સ્વતંત્રતાથી જનતાનો ઉદ્ધાર છે એ મહાન રૂસોના કેળવણીનો મુખ્ય તાત્ત્વિક વિચાર છે.

જર્મન મહાન તત્ત્વચિંતક કેન્ટ કે જે રૂસોના પુસ્તકમાં જણાવેલા વિચારોથી મુગ્ધ થઈ ગયો હતો તેના કેળવણી સંબંધી વિચારોમાં રૂસોના ચિંતનને લીધે પરિવર્તન થયું હતું. બાળક એ એક બાળકજ છે. માણસો બાળકને સમજતા નથી. જે બાબત મોટા માણસને અનુકૂળ હોય તે બાળકને લાગુ પાડે છે અને તેનામાં મોટા માણસના ગુણ શોધે છે એ આપણી મોટી ભૂલ છે. કુદરત બાળકને બાળક તરીકે ગણવાનું કહે છે અને તેની જોવાની અવલોકન તેમજ વિચાર કરવાની અમુક પ્રકારની વૃત્તિ હોય છે તેથી આપણી ખાસિયતો તેને આરોપવી તેના જેવી બીજી કોઈ મૂર્ખાઈ નથી. આ કારણને લીધે કેળવણીકારે તેને એક મનુષ્ય તરીકે નહિ પણ એક બાળક તરીકેજ જાણવું જોઈએ. તેને તેના શરીરનો, તેમજ બુદ્ધિનો વિકાસ સ્વતઃ વૃત્તિદ્વારા કરવા દેવો જોઈએ. આવા વિચારો જે કેન્ટે પ્રસિદ્ધ કર્યા હતા તેમાં રૂસોના વિચારોની ખાસ અસર જણાતી હતી.

રૂસો પછી બીજો મહાન કેળવણીકાર પેસ્ટેલોઝી થયો. તેણે જણાવ્યું કે જનતાનો ઉદ્ધાર બાળકેળવણીમાંજ છે. બાળક એ પવિત્ર વસ્તુ છે અને તેટલા માટે તેનો સમપ્રમાણમાં સ્વતંત્ર વિકાસ થવા દેવો જોઈએ. તેના મુખ્ય વિચાર એ છે કે અત્યારસુધી શિક્ષણમાં જ્ઞાન-માહીતી, ભણતર ઉપરજ ખાસ ધ્યાન અપાયું છે. બાળકના આત્મવિકાસ પ્રત્યે યોગ્ય લક્ષ અપાયું નથી. પણ ખરી રીતે જોતાં જ્ઞાન એ ગૌણ બાબત છે અને માનસિકની શક્તિનો ક્રમશઃ વિકાસ એ મુખ્ય બાબત છે. બાળકનો એવો એ વિકાસ યોગ્ય રીતે આપોઆપ થઈ શકે એવી રીતનું શિક્ષણ કેળવણીકારે આપવું જોઈએ.

પેસ્ટોલોઝીનો શિષ્ય ફ્રબેલ એ જર્મન કેળવણીકાર હતો. તેણે પેસ્ટોલોઝીના વિચારો વધારે સારી રીતે સ્પષ્ટ કર્યા. બાળક રમતદ્વારા સારી રીતે સચોટ જ્ઞાન મળવે છે એ તેનો આગળ પડતો વિચાર હતો. રમતદ્વારા બાળકની બીજી પ્રેરણાશક્તિઓનો ઉપયોગ કરી એટલે તેની બધી ઇન્દ્રિયોને કામે લગાડી તેનો પ્રત્યક્ષ જ્ઞાનથી આત્મવિકાસ કરવો એ કેળવણીનો ઉદ્દેશ છે એમ ફ્રબેલે જાહેર કર્યું. કિન્ડરગાર્ટન-રમતદ્વારા બાળકની શક્તિનો વિકાસ કરવો એવી શિક્ષણની પદ્ધતિ તેણી યોજી કાઢી. એમાં બાળકની સ્વતઃ પ્રવૃત્તિદ્વારા તેનો વિકાસ કરવો એ મુખ્ય બાબત છે. પણ આમાં વર્ગશિક્ષણ હોવાથી દરેક બાળકને એકજ ધોરણ પ્રમાણે કામ કરવું પડે છે. જુદી જુદી શક્તિવાળાં બાળકો વર્ગમાં હોય છે એમને પણ એકજધારી શિક્ષણ આપવામાં આવે છે, તેથી બાળકો અનુકરણ કરવાજ પ્રેરાય છે, અને દરેક વિદ્યાર્થીને શક્તિના પ્રમાણમાં કામ કરવાની તક મળતી નથી. ચપળ, અને બુદ્ધિશાળી બાળકને મંદ અને સાધારણ શક્તિવાળાં વિદ્યાર્થી જોડે ઘસડાવું પડે છે તેથી બાળકને સ્વતંત્ર રીતે વિચાર કરવાનો અવકાશ મળતો નથી એ સ્પષ્ટજ છે.

ત્યારપછી ઇટલિના ડાક્તર મોન્ટીસોરીએ શિક્ષણશાસ્ત્રમાં મહાન ફેરફાર કર્યો. તેણે ત્રણથી પાંચ વર્ષ સુધીનાં બાળકો સ્વતંત્રપણે શીખી શકે એવી સ્વયંસંચારક સાધનોદ્વારા શિક્ષણ આપવાની યોજના ઘડી કાઢી. એ યોજનામાં બાળકની સ્વતંત્રતાને સંપૂર્ણ અવકાશ આપવામાં આવે છે. એ પદ્ધતિના સિદ્ધાંત પ્રમાણે દરેક બાળકને તેની શક્તિ પ્રમાણે શિક્ષકે કેળવવું જોઈએ. વ્યક્તિગત શિક્ષણ આપી બાળકના વ્યક્તિત્વનો વિકાસ સાધવો જોઈએ. બાળક સ્વતંત્રપણે શીખ્યે જાય એટલે શિક્ષકે કેવળ માર્ગદર્શક થવું જોઈએ. બાળકો કામ કરતા હોય તે વખતે શિક્ષકે તેમની ક્રિયાનું અવલોકન કરવું જોઈએ; જરૂર પડે ત્યારેજ માર્ગદર્શક સૂચન તેમને કરવું જોઈએ, અને બાળકો જરૂર પડે ત્યારે શિક્ષકને તેમની મુશ્કેલી સંબંધી પૂછે. આ યોજનામાં શિક્ષક તરફથી થતા વારંવાર વિધિ અથવા ફરમાનને સ્થાન છેજ નહિ.

મોન્ટેસોરીની શિક્ષણપદ્ધતિ આખા યુરોપમાં અનુકૂળ ફેરફાર સાથે સ્વીકારવામાં આવી છે પણ તેમાં મોન્ટેસોરીની પદ્ધતિના જે મૂળ સિદ્ધાંતો છે તેતો આધારભૂતજ થઈ ને રહ્યા છે એટલે કે 'બાળકો જાતેજ શીખે' એ એ સિદ્ધાંતને કાયમ રાખી સ્થાનિક સંજોગોને અનુસરી પાશ્ચાત્ય દેશમાં

જોઈ તો ફેરફાર કર્યો છે. યુરોપમાં હાલમાં અખતરા અને આત્મશિક્ષણ-દ્વારા બાળકો શીખે એ પદ્ધતિ ઉપર શિક્ષણનું કાર્ય થયાં કરે છે. શાળાઓમાં આ યોજના અમલમાં મૂકાઈ છે એટલુંજ નહિ પણ કુટુંબમાં પણ એ યોજના પ્રમાણે શિક્ષણ આપવામા આવે છે. આમ 'બાળકની સ્વતંત્રતા'ના ધોરણ ઉપર શિક્ષણકાર્ય ચાલ્યે જતું હતું તેવામાં યુરોપમાં મહાન યુદ્ધ થયું તેથી યુદ્ધને અંતે ભયંકર પરિણામો યુરોપી પ્રજાઓને ભોગવવાં પડ્યા અને તેમને ખાતરી થઈ કે જે કેળવણી આપવામાં આવે છે તે વિનાશને પથે લઈ જનારી છે એટલે હવે તેઓની મનોવૃત્તિ બદલાઈ. લોકો સમજવા લાગ્યા કે જગતમા જો શાંતિ ફેલાવવી હોય અને તે જાળવવી હોય તો કેળવણીના સ્વરૂપમા યોગ્ય ફેરફાર કરવો જોઈએ, કારણકે કેળવણીથીજ ભવિષ્યની પ્રજાને શાંતિપ્રિય બનાવી શકાશે, અને તેથીજ આંતર વિગ્રહો બંધ થઈ જશે.

આ હેતુ ફળીભૂત કરવાને યુરોપના મહાન તત્ત્વચિંતકોએ વિચાર કર્યો કે ઉપર જણાવ્યા મુજબ કેળવણીના ધ્યેયને અનુસરી તેની યોજના થવી જોઈએ અને તેના પરિણામે કેળવણીના કેટલાક નવા સિદ્ધાંતો જાહેર થયા, (૧) શરીર એ આત્માનું સાધન છે. કેળવણીમાં શરીરને આત્માના વિકાસ માટે સાધનરૂપ જાણવાનું છે એટલે જો સાધન સુયોગ્ય અને વ્યવસ્થિત વિકાસ પામે તો તેથી મનોવિકાસ સહેજે સાધી શકાય છે.

(૨) આત્માની સત્તા શરીર ઉપર જમાવવી એટલે બાળકમાં ઇન્દ્રિયો ઉપર મનનો કાબુ તથા આત્મસંયમ વગેરે ગુણો કેળવવા.

(૩) સમગ્રશિક્ષણ-વર્ગશિક્ષણ વિદ્યાર્થીના યોગ્ય વિકાસ માટે ઉપયોગી નથી.

(૪) અને તેથી વ્યક્તિગત શિક્ષણની યોજના કરવી જોઈએ.

(૫) વિદ્યાર્થીની સર્જનશક્તિને ઉત્તેજન આપવું.

(૬) બાલદમન કે સત્તાને બદલે વિદ્યાર્થીનામાં આત્મસંયમ હોવો જોઈએ.

આ પ્રમાણે કેળવણીમા કેટલાંક નવાં તત્ત્વો દાખલ થયાં. બાળકની સ્વતંત્રતા, આત્મસંયમ અને અને સ્વતઃ વૃત્તિને ઉત્તેજન આપવું, સાથે સાથે ભ્રાતૃભાવ અને સમતાની લાગણીઓને પોષવી એ કેળવણીનું નવું ધ્યેય થયું.

મોટી ઉમરના માણસો માટે અમેરિકાની બાઈ મિસ પાર્કહર્સ્ટે, ડાલ્ટન યોજના ઘડી કાઢી અને એમા દરેક વિદ્યાર્થી પોતાની મેળે શિક્ષણ લે

એવી વ્યવસ્થા કરી. આ યોજનામાં દરેક વ્યક્તિને પોતાની શક્તિ પ્રમાણે કામ કરવાની તક આપવામાં આવે છે અને તેથી સ્વતંત્રપણે કામ કરવાની વ્યવસ્થા કરવામાં આવે છે.

આ પ્રમાણે ઉપરની ઐતિહાસિક હકીકત ઉપરથી આપણને માલૂમ પડશે કે કેળવણીકારોએ અને તત્ત્વચિંતકોએ જેમ જેમ બાળકના ઊંડા અભ્યાસ કરવા માંડયો તેમ તેમ કેળવણીના ધ્યેયમાં ફેરફાર થવા લાગો અને તેઓ બાળકને નવા દૃષ્ટિબિન્દુથી જેવા લાગ્યા. આનું પરિણામ એ આવ્યું છે કે શિક્ષણશાસ્ત્રમાં બાળકની સ્વતંત્રતાના સિદ્ધાંત સર્વમાન્ય થવા લાગ્યો.

હવે સ્વતંત્રતા એટલે શું તેનો આપણે વિચાર કરીએ. 'સ્વ' અને 'તંત્ર' એટલે પોતે પોતાનો સ્વામી એટલે પોતાની ઇચ્છા પ્રમાણે આચારવર્તન કરવું તે. આથી એ અર્થ નીકળે છે કે જે વસ્તુને આપણે સ્વતંત્ર કહીએ છીએ તેના ઉપર દબાણ કે બહારના બળની સત્તા હોવી જોઈએ નહિ. માણસ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે તો તે ખરી રીતે સ્વતંત્રતા કહેવાય નહિ. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાની વૃત્તિ પ્રાણીમાત્રમાં સ્વાભાવિક છે. કુદરતનો એ નિયમ છે. તે નિયમ કેટલે અંશે આપણે બાળકની કેળવણીમાં લાવી શકીએ તે પણ એક વિચારવા જેવો પ્રશ્ન છે કારણ કે સ્વતંત્રતાને પણ એક સામાન્ય ધોરણની અપેક્ષા છે. કેળવણીમાં આપણે બાળકની સ્વતંત્રાને જે અર્થમાં સમજીએ છીએ તેમાં તો માત્ર એટલુંજ છે કે બાળકના ઉપરથી બાહ્ય દબાણ લઈ લેવું અને બાળકને સ્વેચ્છાનુસાર કામ કરવા દેવું. જે બાળક પોતાના મનોવિકારને આધીન થઈ વર્તે તો તે ખરી સ્વતંત્રતા કહેવાય નહિ. સ્વતંત્રતા અને સ્વેચ્છાચાર અથવા સ્વચ્છંદાચાર એ બેની વચ્ચે સૂક્ષ્મ પણ સમજી શકાય તેવો ભેદ છે. સમાજ, રાજ્ય તેમ કુટુંબવ્યવહાર વગેરે જેવી સંસ્થામાં બંધન અને અંકુશ તો હોય છેજ. દરેક વ્યક્તિ તેનાથી અંકુશિત રહે છે છતાં આપણે એમ નથી કહેતા કે અમુક વ્યક્તિ પરતંત્ર છે. એ અંકુશ આવશ્યક છે નહિ તો રાજ્યોના પરસ્પર વ્યવહાર, સમાજ અથવા લોકવ્યવહાર અથવા કુટુંબવ્યવહાર બધો ચુંથાઈ જાય અને વ્યવહાર નાશ પામે તો સર્વત્ર અરાજકતા ફેલાઈ જાય; ત્યારે એ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે સ્વતંત્રતા એ બાહ્યસત્તાનો અભાવ નથી તેમજ મનોવિકારને વશ રહી સ્વચ્છંદ આચાર કરવો એ પણ નથી. આ પ્રમાણે તેનો ખરો અર્થ સમજવાની જરૂર છે.

વિશુદ્ધ બુદ્ધિના જે સામાન્ય નિયમ હોય તેને અનુસરી બહારના દબાણુ વિના કાર્ય કરવું તે ખરી સ્વતંત્રતા છે, એટલે બીજાના હક્ક કે હિતને નુકસાન કર્યા સિવાય સ્વેચ્છાનુસાર ક્રિયા કરવી તે ખરી સ્વતંત્રતા છે. કોઈપણ સંસ્થામાં નિયમ, વ્યવસ્થા અને બંધન તો હોય છેજ પણ જ્યારે કોઈ વ્યકિત એ નિયમન કે બંધનને પોતે સ્વીકારી તે પ્રમાણે અનુસરે તો તે સ્વતંત્ર છે એમાં શક નથી. બાહ્યસત્તાની આપખુદી અસર આવી રીતે સ્વેચ્છાનુસાર કાર્ય કરવાથી નિર્મૂળ થઈ જાય છે. આવી રીતની સ્વતંત્રતામાં સંયમ, આત્મનિયમન, વ્યવસ્થા વગેરે ગુણોના વિકાસની અપેક્ષા રહે છે અને એજ દૃષ્ટિથી શાળામાં પણ સ્વતંત્રતા સાધવાના પ્રસંગો ઉભા કરવામાં આવે છે અને તેવી રીતે શિક્ષકો બાળકોને સ્વતંત્રતા આપે છે.

ઉપર જણાવેલી સ્વતંત્રતાના વિચારો પ્રમાણે શિક્ષણ લીધેલાં બાળકોના દાખલા ઇતિહાસમાં મોજુદ છે. રૂશિઆનો મહાન વિચારક ટોલ્સ્ટોય જે રૂસોનો અનુયાયી હતો તેણે આ સ્વતંત્રતાની દૃષ્ટિ રાખી, ગરીબ ખેડુતવર્ગના બાળકો માટે શાળા શરૂ કરી હતી. તે માનતો હતો કે જ્ઞાન માટે બાહ્ય દબાણુની બીલકુલ જરૂર નથી. જેમ માણસને ભૂખ લાગે છે અને તે ખાય છે તેમ બાળકને જ્યારે ભણવાની રુચિ થાય ત્યારે તેણે અભ્યાસ કરવો જોઈએ. આ શાળામા બાળકો માટે કોઈપણ જાતના નિયમો કે બંધનો હતા નહિ. શાળામાં બાળકોને ચોપડી લાવવાની નહોતી, વખતસર આવવાનું નહોતું, શિક્ષકને કાંઈ શીખવવાનું નહોતું અને બાળકો માટે ઘરકામની યોજના પણ હતી નહિ. જ્યારે વિદ્યાર્થી વર્ગમાં આવતા ત્યારે ઘોંઘાટ થઈ રહેતો. બાળકો તોફાન કરે, સામાનને નુકસાન કરે, એક બીજાની સાથે લડે તોપણ શિક્ષક કોઈને વારતો નહિ. જ્યારે બાળકો ધીંગામસ્તી કરી થાકતાં ત્યારે ભણવાને માટે તત્પર થઈ જતાં અને તે વખતે તેઓ તેમાં મશગુલ થઈ જતાં.

એથી ઉલટું જુની શાળાઓમાં ભયનું વાતાવરણ વર્ગમાં ફેલાઈ રહેતું. બાળક શિક્ષકના ત્રાસથી નિશ્ચેષ્ટ બેસી રહેતા અને શિક્ષક જે કંઈ શીખવે કે ગોખાવે તેમાં મરજી હોય કે નહિ તોપણ તેમને ધ્યાન આપવું પડતું. શાળા એ બંદીખાના જેવી લાગતી અને શિક્ષક મિત્ર કે મદદગારરૂપ હોવાને બદલે ભયાનક લાગતો. એટલે શિક્ષણમાં સ્વતન્ત્રત્તિને બદલે બાહ્ય સત્તા હતી. રસને બદલે ભય હતો અને આત્મસંયમને બદલે શિક્ષણનો ત્રાસ હતો. સ્વનિયમનને બદલે સૈનિકની તાલીમ તેને મળતી હતી.

આવી રીતે આપણે ટૉલ્સ્ટોયની અતિશય સ્વતંત્રતાના વાતાવરણવાળી અને જુના વખતની દબાણ અથવા ભયના વાતાવરણવાળી શાળાઓ જોઈ. પણ એ બેમાંથી મધ્યમ માર્ગજ સારો છે એ આપણા ઉપરના વિવેચન ઉપરથી કહી શકીએ અને તે ખરી સ્વતંત્રતાનો છે. ઉપર જણાવી ગયા તે પ્રમાણે સ્વતંત્રતાનો ખરો અર્થ ધ્યાનમાં રાખીને શિક્ષણયોજના ઘડવી જોઈએ, એટલે શિક્ષણ લેતી વખતે બાળકના મનમાં ભય કે બાહ્ય દબાણ વગરની પ્રવૃત્તિ હોવી જોઈએ; પોતાની ઇચ્છા મુજબનું વર્તન પણ સ્વચ્છંદતાનો અભાવ; આત્મનિયમન પણ આત્મસંકોચ નહિ, આત્માનંદ પણ આત્મવિલાસ નહિ, આત્મપ્રવૃત્તિ પણ પરપીડન નહિ, વ્યવસ્થા પણ બંધન નહિ. આમ મધ્યમાર્ગ ગ્રહણ કરીને શિક્ષણની પ્રણાલિકા યોજવી જોઈએ. સ્વતંત્રતાથી દરેક વ્યક્તિનો વિકાસ થવા દેવો જોઇએ પણ એથી કરીને વર્ગના સંવાદનો ભંગ થવો જોઈએ નહિ.

કુદરતનો ગૂઢ નિયમ છે કે દરેક વ્યકિતમાં-પશુ, પ્રાણી, ઝાડ પાન ઇત્યાદિ દરેકમાં કાંઈક ને કાંઈક વિશેષતા જોવામા આવે છે. દરેક વ્યક્તિમાં કાંઈક વિશિષ્ટતા હોવી જોઈએ એવી કુદરતની ઉત્કટ ઇચ્છા છે તેથી વ્યકિતના વિકાસ માટે એટલે તેની ખાસિયતના યોગ્ય વિકાસ માટે તેને સ્વતંત્રતા મળવીજ જોઈએ એ પણ સ્પષ્ટ થાય છે; કારણ કે વ્યકિતસ્વાતંત્ર્ય વગર તેનો વિકાસ થઈ શકેજ નહિ. આવી રીતે એ નિયમને અનુસરી પ્રકૃતિની દરેક વસ્તુનો બીજી વસ્તુનો અવરોધ કર્યા વિના અસ્ખલિત રીતે સ્વતઃ વિકાસ થયેજ જાય છે. દરેક વ્યકિતનો સંપૂર્ણ વિકાસ એ કુદરતની સમૃદ્ધિ અર્થે છે. તેના વૈભવ માટે અને તેથી ઉપજતા અલૌકિક આનંદ માટે વ્યકિતના વિકાસની ખાસ જરૂર છે એમ નિઃશંક પણ કહી શકાય.

જેમ સંગીતમાં જુદાં જુદાં વાજિંત્રો વાગે છે અને તેમાંથી જુદા જુદા ધ્વનિઓ પ્રગટે છે છતાં પરિણામે એક સંવાદમય સગીત થઈ રહે છે તેમ કુદરતમાં પણ અનંત વ્યક્તિગત વિકાસને લીધે તાલબંધ ગતિ ચાલ્યા કરે છે. જેવી રીતે કુદરતને દરેક વ્યકિત વહાલી છે અને તેથી તેના યોગ્ય વિકાસની તે અપેક્ષા રાખે છે તેમ ઉપરના નિયમાનુસાર શાળામાં પણ દરેક વ્યકિતનો સ્વતઃ વિકાસ સાધવાનો હેતુ હોવો જોઈએ અને એ પ્રમાણે જો હેતુ સધાતો જાય છે તો સમગ્ર શાળાનાં બાળકોમાં એકતા-સંવાદ-ઉત્પન્ન થાય છે અને એ પ્રમાણે કુદરતનો મહાન હેતુ સિદ્ધ થાય છે. કુદરતની પરમ એકતામાં જેમ દરેક પદાર્થ પોતાનો હિસ્સો આપેજ

જાય છે તેમ શાળામાં પણ દરેક વ્યકિતએ પોતાના વિકાસદ્વારા તો તેનો અમુક હિસ્સો આપવોજ જોઈએ. એ પ્રમાણે દરેક વ્યક્તિ પોતાનો હિસ્સો આપી શકે તેને માટે તેની શકિતનો યોગ્ય વિકાસ કરવાની જરૂર છે. તેને લીધે વિદ્યાર્થી જીવનનો ઉલ્લાસ–આનંદ–અનુભવે છે અને તેથી વિદ્યાર્થીને તેના અભ્યાસમાં સ્વતંત્રતા મળવી જોઈએ. આવી રીતે તેને સ્વતંતાત્ર મળે તોજ તેનો વ્યકિતગત વિકાસ થઈ શકે અને કુદરતનો જે હેતુ આપણે ઉપરથી જોઈ ગયા તે તેથી ફળીભૂત થઈ શકે.

આવી રીતે ઉંચા પ્રકારનું શિક્ષણ બાળકોને મળશે તોજ તે સામાજિક વારસામાં તેનો ફાળો આપી શકશે. જ્ઞાન અને સદાચારનો વારસો દરેક બાળકને તેના જન્મ સાથે સમાજ તરફથી મળે છે પણ જો યોગ્ય રીતે બાળકનો વિકાસ ન થાય તો તે પોતે સંપાદન કરેલું જ્ઞાનરૂપી દ્રવ્ય સમાજને પાછું આપી શકતો નથી અને તેથી તેને માથે સમાજનું ઋણ રહી જાય છે. જગતની દરેક ચીજ સાપેક્ષ હોવાથી તેનું કર્તવ્ય બીજા પરત્વે છે, અને તેથી જો બાળક સુશિક્ષિત થશે તો પોતાનું કર્તવ્ય કરી સમાજ અને જગત પ્રત્યેનું ઋણ તે અદા કરી શકશે. કુદરતને તેની વિવિધતા માટે વ્યકિતઓ પ્રિય છે અને તેથી તેનો પૂર્ણ વિકાસ ;તેની સમૃદ્ધિમાં વિશેષતા લાવવા માટે જરૂરનો છે. પણ આવો યોગ્ય વિકાસ સ્વતંત્રતા સિવાય થઈ શકે નહિ માટે વિદ્યાર્થીને તેના અભ્યાસમાં જોઈતી સ્વતંત્રતા આપવી જોઈએ. આવી રીતના 'સ્વતંત્રતા' ના વિચારની અસર શિક્ષણ ઉપર શી થાય છે તે હવે ટુંકામાં જોઈએઃ—

મહાન યુદ્ધ પછી યુરોપી પ્રજાઓને તેમના જીવનની પુનર્રચનાની જરૂર લાગી. તેમને એમ લાગ્યું કે રાક્ષસી ભયંકર યુદ્ધનું કારણ કાંઈ વધારે ઉંડું હોવું જોઈએ અને તેથી તેમના આવા ચિંતનની છાયા કેળવણીના વિચારમા સહજ જણાવા લાગી. આ કારણને લીધે કેળવણીમાં જમાનાને અનુસરી નવીન ફેરફાર થતા આવ્યા છે તેમ આ વખતે પણ થયા. વસ્તુમાં ફેરફાર થવો–દરેક ક્ષણે નવીનતા થાય એ કુદરતનો નિયમ છે. કુદરતમાં જે ફેરફાર થાય છે તેમાં હમેશાં કંઈ નવીનતા હોય છે. એકનીએક વસ્તુસ્થિતિ ફરી ફરીને થવા પામતી નથી તેથી કુદરતના આવા મહા નિયમને અનુસરીને વર્તવા માટે કેળવણીમાં સ્વતંત્રતા હોવી જોઈએ. જે કેળવણી એકધારી નિઃસત્ત્વ અને જડતાવાળી હોય છે તે આવી રીતે કુદરતના ફેરફારને અનુસરી જીવન ગાળવાનું શીખવતી નથી. આ કારણને લીધે

પણ બાળકને તેના અભ્યાસમાં સ્વતંત્રતા આપવી જોઈએ; નહિ તો તે ફક્ત અનુકરણ કરનાર પ્રાણી જેવો થઈ જશે અને સ્વતઃવૃત્તિ અનુસાર તે કંઈ પણ કરી શકશે નહિ. (૧) વિદ્યાર્થીઓની કેળવણીનો તેમના જીવન સાથે સંબંધ છે; (૨) કેળવણી એવી હોવી જોઈએ કે બાળક મોટો થાય ત્યારે સંસારયુદ્ધમાં વિજય મેળવે; (૩) તેને સ્વતંત્ર રીતે કામ કરવાનો અવકાશ આપવો જોઈએ. (૪) તેનામાં આત્મવિશ્વાસ અને સ્વતઃપ્રવૃત્તિ ઉદ્‌ભવવાં જોઈએ; (૫) તેનામા સ્વતંત્રતા સાથે જવાબદારીની લાગણી ઉત્પન્ન થવી જોઈએ અથવા તેનામા જવાબદારીની સમજ આવે એવી કેળવણી તેને મળવી જોઈએ. આવા વિચારની અસર એ થઈ છે કે—

(૧) બાળક જાતે અભ્યાસ કરે છે. તે આત્મશિક્ષણ લેછે;

(૨) વિદ્યાર્થી પોતે વાત કરે છે, શિક્ષકો તેમજ બીજા છોકરાઓનો તે પ્રશ્ન પૂછે છે.

(૩) વ્યવસ્થા વિદ્યાર્થી જાતે કરે છે; (૪) આત્મસંયમન; (૫) વિષયમા રસ;

(૬) શિક્ષણના વિષયોમાં ફેરફાર.—નાટ્યપ્રયોગ, સંગીત, હસ્તઉદ્યોગ, પર્યટન, ચિત્રકળા, નિબંધ લેખન વગેરે વિષયો ઉપર વિશેષ કાળજી. વિશેષ વાચનદ્વારા સાહિત્ય ઉપર પ્રીતિ;

(૭) પરીક્ષાના હેતુમા ફેરફાર—વિચારશક્તિના વિકાસ માટે પરીક્ષા યોજાય છે પણ કેવળ યાદશક્તિની કસોટી માટે નથી.

ટુંકામા બાળકને સ્વતંત્રતા આપવાથી તેનામાં જવાબદારી, આત્મશિક્ષણ, સાહસ, સ્વતઃ પ્રવૃત્તિ, આત્મસંયમ વગેરે ઉચા પ્રકારના ગુણો આવે છે. તેને તેના સ્વધર્મનું ભાન થાય છે. આવી રીતે વ્યક્તિગત વિકાસ માટે સ્વતંત્રતા આપવાથી કુદરતનો હેતુ ફળીભૂત થાય છે.

## સૃષ્ટિનિરીક્ષણ

જુદાં જુદાં પર્યટનદ્વારા જુદી જુદી જાતની વનસ્પતિનું નિરીક્ષણ કરવાથી અને બીજથી માંડીને ફળ પર્યન્તના દરેક વિભાગનું અવલોકન કરવાથી વનસ્પતિના એકદળ અને દ્વિદળ એવા બે મહાન વિભાગો

આપણે પાડી શકીએ છીએ. જુદા જુદા પ્રસંગે જણાએલાં તેમનાં ખાસ લક્ષણો એક સામટાં મૂકવામાં આવે તો તો નીચે મુજબ વર્ગીકરણ કરી શકાયઃ—

| એકદળ | દ્વિદળ |
|---|---|
| ૧ બીજમાં ફાટ ન હોય. બીજને ભાગે તો ભૂકો થાય. બીજાશય બીજની એક બાજુમાં હોય છે. | ૧ બીજમાં ફાટ હોય. બીજને ભાંગે તો દાળ પડે. બીજાશય બે દાળની વચ્ચે હોય છે. |
| ૨ બીજ ઉગવામાં વાર લાગે છે. | ૨ બીજ ઊગવામાં વાર લાગતી નથી. |
| ૩ બીજમાંથી ફણગો સોયાકારે નીકળે છે. | ૩ બીજ પરની ફોતરી બહાર આવી બન્ને દાળની વચ્ચે બે પાંદડાંના આકારે ફણગો નીકળે છે. |
| ૪ મુળીઆ પુંજમૂળ હોય અને જમીન પરજ પથરાય છે. બહુ ઉડાં જતાં નથી. | ૪ મુળીઆં મોટીમૂળ હોય અને જમીનમાં ઉંડાં ઉતરે છે. |
| ૫ થડ પાતળું-થાંભલા જેવું અને ઉપરથી નીચે સુધી લગભગ સરખા આકારનું હોય છે. | ૫ થડ નીચેથી જાડું અને ટોચ આગળ પાતળું હોય છે. |
| ૬ થડની છાલ પાતળી અને અખંડિત હોય છે. | ૬ થડની છાલ જાડી અને બહારથી તરડાએલી હોય છે. |
| ૭ થડનો અંદરનો ભાગ પોલો—રેસાઓનો બનેલો અને ભાંગે તો ભૂકો થઇ જાય તેવો. | ૭ થડનો અંદરનો ભાગ સખત અને કુંડાળાવાળો હોય છે. |
| ૮ થડ પર ડાળા હો[illegible] | ૮ થડ પર ડાળાં પુષ્કળ હોય છે. |
| ૯ પાદડાની નસો સમ[illegible]ય છે. | ૯ પાદડાંની નસો ગુંચવણભરેલા ગુંચણવાળી હોય છે. |
| ૧૦ પાંદડાં ફાડવાથી સીધાં ફાટે છે. | ૧૦ પાંદડાં ફાડવાથી આડાંઅવળાં ફાટી જાય છે. |
| ૧૧ પાંદડાં પરિવેષ્ટકથી થડ સાથે જોડાએલાં હોય છે. | ૧૧ પાંદડાં દીંટાથી ડાળી સાથે જોડાએલાં હોય છે. |
| ૧૨ પાંદડાં પાકી જાય તોપણ છોડ પર ચીમળાઈને ચોટી રહે છે. | ૧૨ પાંદડાં પાકીને પીળા થાય ત્યારે ઝાડ પરની દાંટી સહિત ખરી પડે છે. |

| | |
|---|---|
| ૧૩ ફૂલને વજ્ર હોતું નથી. | ૧૩ ફૂલને વજ્ર હોય છે. |
| ૧૪ ફૂલની પાંદડીઓ અને પુંકેસરની સંખ્યા ત્રણ અથવા ત્રણનો ગુણાકાર હોય છે. | ૧૪ પાંદડીઓ અને પુંકેસરની સંખ્યા બનતાં સુધી પાંચ અથવા પાંચ-નો ગુણાકાર હોય છે. |
| ૧૫ ફળને છાલ અને ગર હોય છે. બનતાં સુધી અંદર બીજ હોતાં નથી. | ૧૫ ફળને છાલ, ગર અને બીજ ત્રણે હોય છે. |

ઉપરનાં લક્ષણોથી કોઈપણ વનસ્પતિ એકદળ છે કે દ્વિદળ છે તે સહેલાઈથી કહી શકાય છે. જુદી જુદી જાતની વનસ્પતિનું અવલોકન કરવાથી અને તે કયા વર્ગમાં મૂકી શકાય તેનો વિચાર કરવાથી વિદ્યાર્થીઓને ઘણું જાણવાનું મળી શકે છે. આ બન્ને જાતની વનસ્પતિને ફૂલ આવે છે અને તેમાંથી ફળ અને બીજ બંધાય છે તેથી તેને સપુષ્પ વનસ્પતિ કહેવામા આવે છે.

**અપુષ્પ વનસ્પતિ:**—કેટલીક જાતની વનસ્પતિની ઊગવાની ક્રિયા જુદા પ્રકારની હોય છે. તેમને ફૂલ આવતા નથી, ફળ થતાં નથી અને બીજ બંધાતાં નથી તેથી તેમના વર્ગને **અદળ** અથવા **અપુષ્પ** વનસ્પતિ કહેવામાં આવે છે. આ વર્ગમાં **હંસરાજ, સેવાળ, લીલ, બિલાડીનો ટોપ, ફૂગ** વગેરેનો સમાવેશ થાય છે.

હંસરાજ ઘણી જાતના હોય છે, જંગલમાં અથવા ભેજવાળી જગ્યાએ તે ઉગે છે. ગૃહસ્થ લોકો શોભા માટે હંસરાજના છોડને માટીના કુંડામાં, તારની ટોપલીમાં કે દેવદારના ખોખામાં ઉગાડી બંગલાના ઓટલા પર લટકાવે છે. ગરમ હવાવાળા દેશમા હંસરાજના છોડ ૧૦ ફીટની ઉંચાઈ સુધી વધે છે. ઠંડા પ્રદેશમાં તે નીચા રહે છે.

હંસરાજના પાનને ગુંથણવાળી કે સાદી સમાન્તર નસો હોતી નથી. તેને ફૂલ આવતાં નથી. પાંદડાંની નીચેની બાજુએ કાળા રંગના દાણા જણાય છે અને તેની અંદર સૂક્ષ્મ રજકણો આવેલાં હોય છે. દાણાઓ પાકે એટલે ફાટવા માંડે છે અને અંદરનાં રજકણો જમીન પર પડે છે. જમીન પર પડેલાં રજકણોમાંથી પવાલાના આકારની એક ગાંઠ થાય છે. આ ગાંઠનો ઉપરનો ભાગ સ્ત્રીકેસરનું અને નીચેનો ભાગ પુંકેસરનું કામ કરે છે. નીચેના ભાગમાંથી રેસાઓ નીકળી ઉપરના ભાગમાં થઈ બહાર આવે એટલે છોડ ઊગવા માંડે છે.

# સપુષ્પ અને અપુષ્પ વનસ્પતિ

સપુષ્પ

એકદળ



નાળિએરી . જુવાર

દ્વિદળ



આંબો



કપાસ

અપુષ્પ



હંસરાજ



સેવાળ



બિલાડીનો ટોપ લીલ

બિલાડીના ટોપની ક્રિયા પણ હંસરાજના જેવીજ હોય છે. ટોપના નીચેના ભાગમાં રજકણો ચોંટી રહે છે. પવન આવવાથી તે જમીન પર ખરી પડે છે. તેમાંથી નવા ટોપ ઉત્પન્ન થાય છે. વનસ્પતિની આ જાતને

પુષ્પ આવતાં નથી તેથી તે અપુષ્પ વનસ્પતિના વર્ગમાં આવે છે.

સેવાળ પણ એક જાતની વનસ્પતિ છે અને તેની ગણના અપુષ્પ વનસ્પતિના વર્ગમાં થાય છે. ભેજવાળી જગ્યાએ અને દિવાલો તથા ખડકો ઉપર તે પુષ્કળ પ્રમાણમા થાય છે. સેવાળનો ઉપરનો ભાગ જેમ જેમ વધતો જાય તેમ તેમ નીચેનો ભાગ કોહીને નાશ પામે છે. ઉપરના ભાગ પર તેને બહુ બારીક પાંદડાં જણાય છે. પાંદડાની અંદર સૂક્ષ્મ રજકણો હોય છે. તેમાંનાં કોઈ નરજાતિનાં અને કોઈ સ્ત્રીજાતિનાં હોય છે. નરજાતિનાં પિંડમાંથી રેસા નીકળી સ્ત્રીજાતિના પિંડમાં દાખલ થાય એટલે તેમાંથી એક દાંડી બહાર આવે છે. આ દાંડીના ઉપરના ભાગમા ટોપી જેવો આકાર જણાય છે. તે ફાટે એટલે તેમાંથી સૂક્ષ્મ રજકણો બહાર પડે છે. આ રજકણો જ્યાં ખરે ત્યાં એક ગુચ્છાવાળો ભાગ ઉત્પન્ન થાય છે. તેની ઉપર છિદ્રો જેવું દેખાય છે અને તેમાંથી નવી વનસ્પતિ પેદા થાય છે. દરીઆના ખારા પાણીમા અને નદી તથા તળાવના મીઠા પાણીમાં સેવાળને મળતા વિવિધ જાતના નાના મોટા અનેક છોડવાઓ આપણને નજરે પડે છે.

લીલ તથા ફૂગ પણ સેવાળને મળતીજ અપુષ્પ વનસ્પતિ છે. લીલ સેવાળ અને ફૂગ તથા બિલાડીના ટોપ જેવી વનસ્પતિ પાણી તથા પુષ્કળ પ્રમાણમાં ભેજ વિના ઊગી શકતી નથી. હંસરાજને પણ સંપૂર્ણ વિકાસ માટે સારા પ્રમાણમાં ભેજની જરૂર પડે છે. ઉપર દર્શાવ્યા મુજબ વનસ્પતિ સપુષ્પ અને અપુષ્પ એવા બે મહાન વિભાગો પાડી શકાય છે. સપુષ્પ વનસ્પતિના પણ એકદળ અને દ્વિદળ એવા બે વિભાગો પાડી શકાય છે. દરેક જાતમાં અનેક તરેહની વનસ્પતિનો સમાવેશ થાય છે. દરેકની ઊગવાની ક્રિયા; થડ, મૂળ અને પાનની રચના; આત્મવિકાસ અને આત્મરક્ષણની યોજના તથા જીવનનો નિર્વાહ જુદા જુદા પ્રકારનાં હોય છે. ફૂગ અને સેવાળથી માંડીને વડ, સાગ અને પાઇનના મહાન વૃક્ષો પર્યંત દરેક જાતની વનસ્પતિ પોતાને અનુકૂળ સ્થાન, હવા, પાણી અને ખોરાક મેળવી લે છે.

જીવનનિર્વાહની હરિફાઈમાં તેમને પણ પ્રાણીસૃષ્ટિની જેમ અનેક સંકટો સહન કરવાં પડે છે અને કેટલાએ નબળા છોડવાઓ પોતાનાથી બળવાનની સામે ન ટકી શકવાથી નાશ પામે છે. વનસ્પતિને બીજા શત્રુઓ પણ અનેક હોય છે, તેનો વિચાર આપણે અન્ય સ્થળે કરીશું.

આવી જાતના સંજોગોમાં પણ, બીજાના ઉપર આધાર ન રાખતાં વનસ્પતિ પોતાના વિકાસ અને આત્મરક્ષણ, માટે કેવા અને કેટલા પ્રયત્નો કરે છે અને કેટલી પ્રેરણાશક્તિ બતાવે છે તે જોઈ આશ્ચર્ય પામ્યા સિવાય રહેવાતું નથી અને કુદરતની મહાન શક્તિનો ખ્યાલ આપણને સહેજે આવી જાય છે.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. } મનસુખરામ મણિશંકર દ્વિવેદી

## નામદાર ગવર્નરનું ભાષણ

તા. ૨૧-૮-૨૮ના રોજ મુબાઈ યુનિવર્સિટિના પદવીદાન સમારંભ વખતે નામદાર ગવર્નર સર લેસ્લી વિલ્સને જે કીમતી વિચાર દર્શાવ્યા હતા તે નીચે પ્રમાણે છેઃ

છેલ્લા પાચ વર્ષ દરમિઆન મુંબઈની ધારાસભામાં પ્રજાના જુદા જુદા પ્રતિનિધિઓએ દેશહિતનાં સામાન્ય બાબતનાં જે કામ એક બીજા સાથે સહકાર કરીને કર્યા છે તે બતાવી આપે છે કે હિંદુ, પારસી, મુસ્લીમ અને યુરોપીઅન વગેરે કોમો વચ્ચે વધારે સારો એખલાસ થતો જાય છે અને તે સારો સંબંધ પ્રજાની પ્રગતિમાં એક ઉપયોગી તબક્કો ગણી શકાય.

હાલની દુનિયામાં જે મહાન પરિવર્તન થાય છે અને તેને લીધે આપણા આર્થિક અને સામાજિક જીવન ઉપર જે મોટી અસર થઈ છે તે બાબત પણ આપણે જાણવાની જરૂર છે. દરેક મનુષ્યે તેની પરિસ્થિતિમાં થતા ફેરફાર અવશ્ય જાણવા જોઈએ. જો કે આ મોટા બનાવનું ખરૂં રહસ્ય હાલમાં આપણે બરાબર સમજી શકતા નથી તોપણ તે આપણી પ્રજાના ભાવિજીવનનું સ્વરૂપ નક્કી કરનાર ખરેખર ઉપયોગી બાબતો છે. હાલમાં યુરોપની મહાન પ્રજાઓ લડાઈ નાબુદ કરવાને માટે ભગીરથ પ્રયત્ન કરી રહી છે. આ ઉદ્દેશથી પ્રથમ ૧૮૯૯ માં હોલેન્ડમાં હેગ પરિષદ ભરવામાં આવી હતી, અને તેના ફળરૂપે પ્રજાના સંઘ જેવી સંસ્થા હાલમાં ઉદ્દભવેલી જોવામાં આવે છે. જો કે ભાવિના ઉદરમાં શું છે તે આપણે જાણી શકતા નથી તોપણ એટલી આગાહી તો થઈ શકે એમ છે કે હવે પછી ભવિષ્યમાં લડાઈ બંધ થશે અને જગતની જુદી જુદી પ્રજામાં વિશેષ ભાઈચારો જોવામાં આવશે.

આનું એક શુભ પરિણામ એ આવશે કે લડાઈના સરંજામ માટે જે કરોડો રૂપીઆ હાલ ખર્ચવામાં આવે છે તે હવે પ્રજાની ઉન્નતિ માટે વાપરવામાં આવશે. હાલમાં આપણી આસપાસ આપણે જે અતિશય ગરીબાઈ અને અજ્ઞાન જોઈએ છીએ તે દૂર કરવાને માટે આવી રીતે ખર્ચેલો પૈસો કામમાં લેવામાં આવશે. આ પ્રમાણે જનતાની પ્રગતિ વધારવાને માટે અનેક પ્રકારની યોજના હાથ ધરવામાં આવશે. ૧૯૧૪ના ભયંકર વિગ્રહની જે આફત લગભગ અર્ધી સદી સુધી યુરોપને માથે ભમતી હતી તે દૂર થવાથી જુદી જુદી પ્રજાઓ વચ્ચે ભાઈચારાની લાગણી વધવાને માટે હવે કોઈ હરકત રહી નથી. આવી જનકલ્યાણની વસ્તુસ્થિતિ ઉપજાવવા માટે બ્રિટિશ રાજ્ય, હિંદુસ્તાન અને સામ્રાજ્યના બીજા દેશોએ જે મહેનત કરી છે તે માટે ખરેખર આપણે ગર્વ લેવો જોઈએ, કારણ કે જમીન અને દરીઆના લશ્કરની સંખ્યા ઘટાડવાને બીજી પ્રજાના કરતાં આપણે ઘણો આગળ પડતો ભાગ લીધો છે.

પ્રજાના રાજકીય અને જ્ઞાનના ભાવિ નેતા તૈયાર કરવાને માટે આધુનિક ઇતિહાસનો અભ્યાસ ખાસ જરૂરનો છે. તેને લીધે જગતના જુદા જુદા દેશનો સંબંધ તથા તેમની સ્થિતિ કેવી છે તેનો સ્પષ્ટ ખ્યાલ આપણને મળે છે. જેવી રીતે અર્થશાસ્ત્ર, અને સમાજશાસ્ત્રના અભ્યાસ માટે જુદી વ્યવસ્થા કરવામાં આવી છે તેવીજ રીતે આધુનિક ઇતિહાસના અભ્યાસ માટે પણ તેવીજ ગોઠવણ કરવી જોઈએ, કારણ કે **દુનિયાની મહાન પ્રજાનાં મંડળમાં હિંદુસ્તાનને જરૂર યોગ્ય સ્થાન મળશે. જેવી રીતે રાત્રી પછી દિવસ અવશ્ય આવે છે તેવી રીતે જરૂર તેના રાજ્ય બંધારણમાં ઘણા મહત્વના ફેરફાર થશે.**

હાલમાં હવાઈ વિમાન અને બીન દોરડાના તારને લીધે હિંદુસ્તાનનું એકાંત અને અલગ જીવન ઓછું થતું જાય છે. ઇંગ્લંડ જવાને કેટલાક મહીના સુધી પહેલાં મુસાફરી કરવી પડતી હતી પણ થોડા વર્ષમાંજ ઇંગ્લંડથી અહીંઆં થોડા દિવસમાં આવી શકાશે. આને લીધે આપણી રાજકીય તેમજ આર્થિક સ્થિતિમાં પણ ઘણા ફેરફાર થશે અને તેને પહોંચી વળવા માટે આપણે જમાનાને અનુસરી ચાલવું જોઈએ. પ્રાચીનતામાં જે સારૂં હોય તે જાળવી રાખી રાષ્ટ્રની પ્રગતિ માટે નવીનતા ગ્રહણ કરવાને દુઃખ પડે તોપણ આપણે અચકાવું જોઈએ નહિ. જે રિવાજ પહેલાં સારો હોય છે તે પછીથી નુકસાનકારક નીવડે છે તોપણ તેને તજી દેવાને માટે આપણામાં હિંમત હોતી નથી.

સંખ્યા અને અક્ષરનો મોટો સમૂહ મગજમાં ભરી રાખવો એ કેળવણી નથી. પરીક્ષા માટે ગોખીને વિષયો યાદ રાખ્યા પછીથી તરત તે ભૂલી જઈએ એ વાસ્તવિક જ્ઞાન નથી. જ્યાસુધી કાળીદાસ, ભવભૂતિ અને ટેનિસન કે કાર્લાઈલ જેવા વિદ્વાનોના પુસ્તકો વાંચીને તેમનો ઉપદેશ જીવનમાં ઓતપ્રોત થાય નહિ ત્યાંસુધી તેના અભ્યાસ માટે લીધેલી મહેનત તદ્દન નકામી છે એમ કહી શકાય; કારણ કે ખરી કેળવણી એ સંસારના સંગ્રામની તૈયારી છે. તેને લીધે તેઓ શાંતિના કે લડાઈના પ્રસંગે તેમનું કર્તવ્ય ન્યાયપૂર્વક, ચતુરાઈથી અને ઉદાર દીલથી કરી શકે છે. ખરી રીતે વિદ્યાર્થીના શરીર, મન અને હૃદયની સમપ્રમાણ કેળવણી હોવી જોઈએ. તેને લીધે તેનામા બુદ્ધિનો વિકાસ થાય છે અને તેને નૈતિક સદ્‌ગુણો પ્રાપ્ત થાય છે કે જેથી જનતાને ઉંચ પ્રગતિમાં તે મદદ કરી શકે છે. જેમને ઉંચી કેળવણીનો લાભ મળ્યો છે તેમણે હિંદુસ્તાન અને યુરોપના શિષ્ટ ગ્રંથોનો તરજુમો આમવર્ગના હિતમાટે કરવો જોઈએ. વિદ્વાનો ભાવિ પ્રજાને જ્ઞાનરૂપી પ્રકાશ આપનારા છે. જે યુવાનોને યુનિવર્સિટિની ઉંચી તાલીમ મળે છે તેમને સાહિત્ય ઉપર વિશેષ પ્રેમ હોવાથી મહેનત તથા હસ્તઉદ્યોગનું કામ કરવું ગમતું નથી. આ આપણી કેળવણીની મોટી ખામી છે. હાલમાં ખેતીવાડીને લગતો રિપોર્ટ બહાર પડયો છે પણ જો જુવાન માણસો તેનો અમલ કરવાને કટિબદ્ધ થાય નહિ તો તે ભલામણો નિરુપયોગી છે. દરેક માણસે જાતમહેનત કરીને દેશના દ્રવ્યમાં વધારો કરવો જોઈએ. આવી રીતે દરેક યુવાનને વકીલ, દાક્તર, શિક્ષક કે મામલતદારનો અધિકાર મળશે અને તે નિરાતે શાંતિથી જીવન ગુજરાશે એવી ભ્રમણા તેણે દૂર કરવી જોઈએ પણ સાહસ ખેડવાને માટે તેણે તૈયાર થવું જોઈએ. સંસારમાં જે વ્યક્તિમા સંકલ્પ અને દઢતા હોય છે તેમનેજ વિજય મળે છે અને તેઓજ દેશના નેતા થઈ શકે છે. વિદ્યાર્થીઓએ બીજાના અભિપ્રાય કે મતને અંધ શ્રદ્ધાથી માનવા નહિ, પણ તેમણે જાતે વિચાર કરીને તેનો નિર્ણય કરવો જોઈએ. જ્યારે કોઈ વિષયની ચર્ચા થાય ત્યારે તમારે વર્તમાનપત્રોમાં મોટા અક્ષરે જે વિચાર દર્શાવ્યા હોય છે તે વેદવાક્ય છે એમ સમજવુ નહિ પણ તે સંબંધી જાતે તપાસ કરી તેની સારાસારતાનો નિશ્ચય કરવો જોઈએ.

---

# ગુજરાતનાં પ્રાચીન સ્થળનો ઇતિહાસ

## (૧)

હિંદુસ્તાનના પશ્ચિમ વિભાગના ખુણાનો પ્રદેશ અત્યારે 'ગુજરાત' નામથી ઓળખાય છે અને એની સરહદરૂપે પશ્ચિમે અરબી સમુદ્ર, વાયવ્યમાં કચ્છનું રણ, ઉત્તરે કચ્છનું નાનું રણ અને મેવાડનો પ્રદેશ, ઇશાનમાં આબુનો ઉચ્ચ પ્રદેશ, પૂર્વમાં માળવા, અગ્નિ ખુણામાં ખાનદેશ અને દક્ષિણે થાણા જિલ્લો અથવા ઉત્તર કોકણનો પ્રદેશ છે. આ પ્રમાણે એક રાજકીય વિભાગ તરીકે ગુજરાત પ્રાંતને અત્યારે ઓળખવામાં આવેછે પણ પ્રાચીન સમયમાં 'ગુજરાત' નામ આ પ્રદેશને લાગુ પડતું નહોતું એટલુંજ નહિ પણ એક રાજ્ય વિભાગ તરીકે પણ તે પ્રદેશ ઓળખાતો નહિ. ભૂમિરચના જોતાં અત્યારે જેમ તે એક દેશ ગણાય છે તેવી રીતે તે સમયમાં તે એક દેશ ગણાતો નહિ; મતલબકે અત્યારે 'ગુજરાત' એ શબ્દથી જે આ પ્રદેશ સંબંધી એકતાની ભાવના આપણા મનમાં આવે છે તે ભાવના પ્રાચીન સમયમા ઐતિહાસિક કારણોને લઈને આવી શકે તેમ નહોતી. આ ભૂમિ ઉપર ઐતિહાસિક પરિવર્તનો-રાજ્યવિપ્લવો થતા આવ્યા છે અને એ વખતે જે રાજ્ય પ્રબળ હોય તેની આણ આ પ્રદેશ ઉપર ફરી વળતી તેની સાથે તેની સીમા પણ ફરતી હતી.

પહેલાંના સમયમાં આ પ્રદેશ ત્રણ મુખ્ય વિભાગમાં-પ્રાતોમાં વહેંચાએલો હતોઃ (૧) સૌરાષ્ટ્ર એટલે અત્યારે જેને આપણે કાઠિઆવાડ તરીકે ઓળખીએ છીએ તે આખો દ્વીપકલ્પ; (૨) ખંડસ્થભૂમિનો વિભાગઃ આનર્ત અને લાટ-તેમા આનર્ત એટલે ખંડસ્થભૂમિનો ઉત્તર વિભાગ (૩) લાટ એટલે ગુજરાતનો મધ્ય અને દક્ષિણનો ભાગ.

હાલ 'સૌરાષ્ટ્ર' નામ કાઠિઆવાડના દક્ષિણ પ્રદેશને આપવામાં આવેલું છે. પહેલાં એ નામ આખા દ્વીપકલ્પને આપવામાં આવ્યું હતું. મહાભારત, રામાયણ, માર્કંડેય, કૂર્મ અને વિષ્ણુ વગેરે પુરાણોમાં આ દ્વીપકલ્પને સૌરાષ્ટ્ર તરીકે ઓળખાવ્યો છે તેમજ ગ્રીક વગેરે પાશ્ચાત્ય લેખકોએ પણ આ દેશને એ નામથીજ ઉલ્લેખ્યો છે. (સીરાષ્ટ્રણી, સુરાષ્ટ્રોસ, સૌરાષ્ટિણી વગેરે પરદેશી નામો સૌરાષ્ટ્રનાં અપભ્રષ્ટ નામો છે.) આ ઉપરથી એમ અનુમાન થાય છે કે ઇ. પૂ. છઠ્ઠા સૈકામાં આ નામ ચાલુ હતું, અને સૌરાષ્ટ્ર એટલે આખો કાઠિઆવાડનો દ્વીપકલ્પ એમ સમજાતું હતું.

કાઠિઆવાડના દ્વીપકલ્પને 'સૌરાષ્ટ્ર' નામ આપવાનું મૂળ કારણ એમ જણાય છે કે આ દેશનો કુદરતી વૈભવ ઘણો હતો. પરદેશીઓ પણ તેના વૈભવની કુદરતી સમૃદ્ધિથી જાણતા હતા. અનાજ, તેલ, માખણ, કાપડ વગેરે આ દેશમાં પુષ્કળ થતાં હતાં. દેશમાં ખનીજો પણ પુષ્કળ પ્રમાણમાં છે. આ બધી હકીકત પરદેશીઓના લખાણ ઉપરથી માલૂમ પડે છે. ઇ. સ. ૧૮મા સૈકા સુધી આખો કાઠિઆવાડ સૌરાષ્ટ્ર તરીકે ઓળખાતો હતો પણ જ્યારે મરાઠાઓ આવ્યા અને કાઠી લોકો તેમની સામે થયા ત્યારે મરાઠાઓએ આ દેશનું નામ 'કાઠિઆવાડ' પાડ્યું.

આનર્ત—હિંદુઓએ આ નામ આપેલું છે. પ્રાચીન સમયમાં યયાતિ નામે રાજા આ પ્રદેશમાં રાજ્ય કરતો હતો. તેના પુત્રનું નામ આનર્ત હતું અને એના ઉપરથી આ પ્રદેશનું નામ પાડવામાં આવ્યું હતું. પુરાણોમાં આ નામ જોવામાં આવતું નથી પણ મહાભારતનાં ભૂમિ અને તીર્થયાત્રા પર્વમાં, તેમજ રામાયણમાં, રુદ્રદાનના જુનાગઢવાળા લેખમાં અને વરાહમિહીરમાં આ નામનો ઉલ્લેખ છે.

લાટ—આ નામ હિંદુ સમયમા અપાયું હોય એમ જણાતું નથી તેમજ એ નામ કેવા સંજોગોમાં એ પ્રદેશને અપાયું છે તે પણ ચોક્કસ કહી શકાતું નથી. રાષ્ટ્રકૂટનું ટુંકું નામ રાટ-લાટ એમ કહીએ તો રાષ્ટ્રકૂટોનો ગુજરાત સાથેનો સંબંધ ઇ. સ. છઠ્ઠા સૈકામાં શરૂ થાયછે, અને 'લાટ' તો પહેલા સૈકામા પ્રચલિત હતું; એટલે એ ઉપરથી એમ અનુમાન થાય છે કે એ નામ પરદેશીઓએ આપેલું હોવું જોઈએ.

'ગુજરાત' એ નામ પહેલાંના સમયમાં હતું જ નહિ. અત્યારે આપણે 'ગુજરાત' એટલે એક આખો દેશ એમ સમજીએ છીએ, પણ પહેલાં તો સૌરાષ્ટ્ર, આનર્ત અને લાટ એ ત્રણ છુટા વિભાગ તરીકે ઓળખાતા; કારણકે એ પ્રદેશોમાં જુદાં જુદાં રાજ્યો અનેકવાર સ્થપાતાં હતાં અને તેથી તેમાં રાજકીય એકતા હતી નહિં.

'ગુજરાત' નામ 'ગુર્જર' નામના લોકો ઉપરથી પડ્યું છે. આ લોકો ઇ.સ. પાંચમા સૈકામાં પંજાબમાં અને મથુરાની આસપાસના પ્રદેશમાં આવી વસ્યા. ઇ.સ. ૮૯૦ માં પંજાબમાં 'ગુજરાત' ગામ પાસેના પ્રદેશમાં ગુર્જર રાજ્ય સ્થપાયું હતું. અત્યારે પણ 'ગુજરાત' ગામ આગળનો પ્રદેશ 'ગુર્જર દેશ' તરીકે ઓળખાય છે. ગુર્જર લોકોનું નામ પહેલામાં પહેલું બાણભટ્ટના હર્ષચરિતમાં આવે છે, અને તેમાં કવિ જણાવે છે કે મગધ દેશના પ્રભાકરવર્ધને હૂણ, સિંધુ અને ગુર્જર રાજાઓને વશ કર્યા હતા.

પછીથી ગુર્જર લોકો રજપુતાના નૈઋર્ત્ય પ્રદેશમાં આવી વસ્યા. એ લોકોના રાજ્ય સંબંધી હુએનસાંગ જણાવે છે કે તેઓનું રાજ્ય ૪૦૦ માઇલના વિસ્તારમાં હતું અને 'પી-લો-મો-લો' એટલે કે સિરોહી સંસ્થાનું ભિન્નમાલ તેઓનું પાટનગર હતું. ગુર્જરોની બીજી શાખા એથી આગળ વધી ભરુચ સુધી આવી પહોંચી અને તે પ્રદેશમાં નાન્દીપુરીમાં તેણે રાજ્ય સ્થાપ્યું. પણ દશમા સૈકા સુધીમાં 'ગુજરાત' એ નામ અત્યારના 'ગુજરાત' દેશને નહિ પણ રજપુતાનાના વાયવ્ય પ્રદેશને લાગુ પડતું હતું; અને એ બાબત વાત્સાયનના 'કામસૂત્ર' ઉપરની 'જયમંગલા' ટીકામાંના 'ગુજરાત' શબ્દ ઉપરથી સિદ્ધ થાય છે.

દશમા સૈકા પછી મહી નદીનો ઉત્તર પ્રદેશ 'ગુર્જરમંડળ' તરીકે ઓળખાવા લાગ્યો. ૧૩મા સૈકા દરમિયાન હાલના ગુજરાતનો ઉત્તર પ્રદેશ 'ગુર્જરમંડળ' તરીકે ઓળખાવા લાગ્યો. ઇ.સ. ૧૧મા સૈકામાં રજપુતાનામા વસતા ગુર્જર લોકો મુસલમાન હુમલાઓના ભયને લીધે દક્ષિણ તરફ આવવા લાગ્યા. ૧૨મા સૈકામા પ્રસિદ્ધિ પામેલા હેમચંદ્ર સોલંકી વંશના કુમારપાળના લસ્કરને ગુર્જરોના લસ્કર તરીકે ઓળખાવે છે.

ચૌદમા સૈકા સુધી કાઠિઆવાડ અને લાટ ગુર્જરમંડળમાં ગણાયા નહોતા. મુસલમાન સરદાર અલફખાને 'અણહિલપુરપાટણ' જીતી લીધું ત્યારે સોલંકી રાજ્ય ગુર્જરખંડ તરીકે ઓળખાતુ હતું અને લોકો 'ગુર્જર' તરીકે ઓળખાતા હતા. થોડા વખત પછી મુસલમાનોએ કાઠિઆવાડ અને ગુજરાત જીતી લીધા. દિલ્હીની શહેનશાહતના એક રાજકીય વિભાગ તરીકે મુસલમાનોએ જીતેલાએ તમામ પ્રદેશનો રાજ્યવહીવટ ચાલતો હતો અને તે વખતે 'અણહિલપુરપટ્ટણ' સુબાનું પાટનગર હતું, અને એ વહીવટને અંગે તમામ પ્રદેશ એટલે કે કાઠિઆવાડ, આનર્ત અને લાટ 'ગુજરાત' તરીકે ઓળખાવા લાગ્યો. રજપુતાનાનો વાયવ્યપ્રદેશ જે મૂળ ગુર્જર લોકોનો હિંદુસ્તાનમાં તેમના આવ્યા પછીનો પ્રદેશ હતો તે પાછળથી રજપુતોએ જુદે જુદે સમયે પોતાના દેશ રજપુતાનામા ભેળવી દીધો.

'ગુજરાત' નામ ગુર્જરરાષ્ટ્ર ઉપરથી થયું છે એમ ચોક્કસ કહી શકાય નહિ; 'ગુર્જરાત્ર' એટલે ગુર્જર લોકોને રક્ષણ આપનાર ભૂમિ અને એના ઉપરથી 'ગુજરાત' એ અપભ્રષ્ટ શબ્દ છે. હવે પછી ગુજરાતનાં કેટલાંક પ્રાચીન શહેર અને ગામોની જાણવાજોગ ઐતિહાસિક હકીકત આપવામાં આવશે.

# વાચનની નવી પદ્ધતિ



વાચનની શરૂઆત કરવાની જુદી જુદી પ્રથાઓ પ્રચલિત છે. બાળકો સરળ, સળંગ ને ભાવાત્મક વાચતા જલદી શીખે તેની સરળ પ્રથા ખોળી કાઢવાને પશ્ચિમના કેળવણીકારો બાળસ્વભાવને અનુસરી જુદા જુદા અખતરા કરે છે. એ અખતરાઓને પરિણામે જે પ્રથાઓ શોધાઈ છે તેમાં 'વાર્તા-પદ્ધતિ' (Story-method) મુખ્ય છે. તે દેશોમાં આ પ્રથાને ઠીક સ્થાન મળ્યું છે. આ વાર્તાપદ્ધતિ ગુજરાતી ભાષાના વાચનની શરૂઆત કરવામા લાભદાયી છે કે નહિ, તે માટે અત્રેની ત્રે. રા. ટ્રેનિંગ કૉલેજની ગુજ. પ્રેક્ટિ. સ્કૂલના બાળવર્ગમા આ પદ્ધતિથી વાચનની શરૂઆત કરી એક અખતરો ગઈ સાલ કરવામાં આવ્યો હતો. વાર્તાપદ્ધતિથી બાળકોનું વાચન સરળ બને છે, બલ્કે સળંગ અને ભાવાત્મક વાચન વાંચતાં બાળકો જલદી શીખે છે, એમ જણાયાથી આ સાલ પણ એજ પદ્ધતિ પ્રમાણે વાચનની શરૂઆત કરવામાં આવી છે.

આપણા પ્રાંતમા કેટલાક શિક્ષકોએ આ પદ્ધતિ પ્રમાણે કામ કરવાની શરૂઆત કરી છે છતા બીજા શિક્ષકો કે જે આ પદ્ધતિ પ્રમાણે કામ કરવાને ઉત્સુક છે તેમને સરળતા મળે અને આ પદ્ધતિ સંબંધી માનવામાં આવતી કેટલીક અશ્રદ્ધા દૂર થાય, તે હેતુથી અખતરો કર્યા પછી આ લેખ લખવાનું આવશ્યક ગણ્યું છે.

પદ્ધતિનું સ્વરૂપ રજુ કરતાં પહેલાં તે પદ્ધતિના સિદ્ધાંત અને હેતુઓ સંબંધી મારા જે વિચારો બંધાયા છે તે હું રજુ કરીશ. બાળક જ્યારે દુનિયાના પ્રાણીઓ કે પદાર્થોને ઓળખવાની એટલે જ્ઞાન પ્રાપ્ત કરવાની શરૂઆત કરે છે, ત્યારે તે જે પ્રાણી કે પદાર્થ પહેલી વાર જુએ છે, તેના આખા સ્વરૂપની ધારણા પહેલી બાંધે છે. આ સ્વરૂપધારણાને આધારે તે દુનિયાનાં જુદાં જુદાં પ્રાણીઓ ને પદાર્થોને ઓળખતું થાય છે. પછી તેમાંનાં જે પ્રાણીઓના કે પદાર્થોના પરિચયમાં બાળક વિશેષ આવે છે, તે પ્રાણીઓની કે પદાર્થોની સ્વરૂપધારણા ચોકસ થઈ જ્ઞાનના રૂપમાં ફેરવાઈ જાય છે. દાખલાથી આ બાબત સમજીએ. " મા બાળકને રમાડે છે. બાળકના કાકા આવે છે. બાળક કાકાને ઓળખતું નથી. મા બાળકને કહે છે ' જો કાકા આવ્યા ' બાળક 'કાકા' 'કાકા' કરે છે. કાકા ઉંચા છે કે નીચા તે કાળા છે, કે ગોરા છે, કાકાનું નાક લાંબુ છે કે ટુંકું છે, તે

બાળક વિચારવા બેસતું નથી પણ કાકાના આખા સ્વરૂપની ધારણા તે બાંધે છે. એમ મામાને ઓળખાવે છે. બાળક મામાની પણ સ્વરૂપધારણા આવી રીતે બાંધે છે. આ સ્વરૂપધારણાને આધારે બાળક કાકા, મામાને ઓળખતું થાય છે ખરૂં પણ કદાચ એ કાકા, મામા વારંવાર જોવામા ન આવે તો કદાચ કાકાને મામા ને મામાને કાકા બાળક કહી દે છે. જ્યારે તે કાકા, મામાના વિશેષ પરિચયમાં આવે છે, ત્યારે કાકા મામાની સ્વરૂપધારણાનો ભેદ પાડી કાકા તે કાકા ને મામા તે મામા એમ ચોકસ જ્ઞાન પ્રાપ્ત કરે છે." મોટાં માણસો પણ નવા પ્રાણી કે પદાર્થનું જ્ઞાન પ્રાપ્ત કરતા પહેલા આવા જ સ્વરૂપની ધારણા બાંધે છે. 'છગનલાલ' નામના માણસને એક વખત જોયા પછી છગનલાલને મળતા આવતા ચહેરાના બીજા માણસ મગનલાલને જોઈને તેમને છગનલાલના નામથી બોલાવવાની ઘણી વખત હિંમત થઈ જાય છે, એ છગનલાલના સ્વરૂપની બાંધેલી ધારણાને આધારેજ.' પ્રાણી કે પદાર્થની આખી સ્વરૂપધારણા પ્રથમ બાંધવી ને પછી તેના જુદા જુદા ભાગોનું અવલોકન કરી જુદાં જુદા પ્રાણી કે પદાર્થોનું ચોકસ જ્ઞાન પ્રાપ્ત કરવું એ મનુષ્ય જાતનો જ્ઞાન પ્રાપ્ત કરવાનો કુદરતી નિયમ છે. આ કુદરતી સિદ્ધાંતને અનુસરી આ પદ્ધતિની યોજના થઈ હોય એમ જણાય છે. આ સ્વરૂપધારણા બાંધવાનું કામ આંખ કરે છે. જ્ઞાન પ્રાપ્ત કરવામાં બીજી ઇંદ્રિયો કરતાં આંખ વધારે કામ કરે છે. તેમાં પણ વાચનની સરળતા માટે તો આંખનીજ ચપળતાનો વિશેષ ઉપયોગ થાય છે. એ નયનચાપલ્ય કેળવવું એ આ પદ્ધતિનો ખાસ હેતુ છે એમ જણાય છે. પ્રથમ આખા વાક્યનું સ્વરૂપ રજુ કરવું, પછી શબ્દસ્વરૂપ રજુ કરવું ને છેવટે અક્ષરસ્વરૂપ રજુ કરવું એ આ પદ્ધતિનો ક્રમ છે. બીજી રીતે કહીએ તો આ પૃથક્કરણપદ્ધતિ છે. આ ક્રમે કામ કરવાથી વાક્યના કે શબ્દના આખા સ્વરૂપની ધારણા બાંધવાની બાળકોની આંખને ટેવ પડે છે, એટલે કે બાળકોની આંખ ચપળ બને છે. 'એક ચકલી હતી' આ આખા વાક્યનું સ્વરૂપ રજુ કર્યા પછી 'એક,' 'ચકલી' અને 'હતી' શબ્દોનું સ્વરૂપ રજુ કરવાથી 'એક ચકલી હતી' એ વાક્યનું સ્વરૂપ વધારે ચોકસ થાય છે. 'એક,' 'ચકલી' અને 'હતી' એ શબ્દોના જુદા જુદા અક્ષરોનું સ્વરૂપ રજુ કર્યા પછી તે તે શબ્દોના સ્વરૂપની ચોકસાઈ વધે છે. આમ બધાં વાક્ય અને શબ્દોના સંસ્કાર પાકા પછી અક્ષરજ્ઞાન આપવાથી શબ્દો અને વાક્યો વાંચવામાં સરળતા આવે છે. શબ્દસ્વરૂપ જલદીથી ધ્યાનમાં લઈ આખું વાક્ય સળંગ વાંચવા જેટલી આંખમાં ચપળતા આવે છે.

પ્રથમ મૂળાક્ષર અને બારાખડીનું જ્ઞાન આપવું ને તે પરથી શબ્દવાચન અને વાચન લેવું એ આપણો જુનો ક્રમ છે. આ ક્રમે પણ બાળકો વાંચતાં થાય છે, પણ તેમના વાચનમાં સરળતા મોડી આવે છે. આરંભમાં તો બીલકુલ સરળતા હોતી નથી, બલ્કે ત્રીજા ચોથા ધોરણનાં કેટલાંક બાળકોના વાચનમાં પણ સરળતા જોવામાં આવતી નથી. એ સરળતા લાવવા માટે શિક્ષકોને ઘણો પ્રયાસ કરવો પડે છે એ અનુભવની વાત છે. આનું કારણ બાળકોને આરંભમાં અક્ષરનું સ્વરૂપ ઓળખવાની પાડેલી ટેવ છે. એક અક્ષર ઓળખ્યા પછી બીજો અક્ષર ઓળખવો તે પછી ત્રીજો ઓળખવો એમ આખા શબ્દનું સ્વરૂપ ઘડવું, પછી એજ પ્રમાણે બીજા શબ્દોનું સ્વરૂપ ઘડવું, અને એમ આખું વાક્ય પુરૂં કરવું. આ નિયમને અનુસરવાથી પડેલી ટેવને લીધે આરંભમાં અક્ષરે અક્ષરે અને પછી શબ્દે શબ્દે અટકીને બાળકો વાચન વાંચતાં શીખે છે. અક્ષરોના અને શબ્દોના સ્વરૂપ જલદી ઘડવાની ચપળતા બાળકમાં જ્યારે આવે છે, ત્યારે વાચનની સરળતા જોવામાં આવે છે. આ ચપળતા કેટલાકમાં વહેલી આવે છે, અને કેટલાકમાં મોડી આવે છે. છેક ઉપલાં ધોરણના બાળકોમા પણ આ ચપળતા થોડામાંજ આવી હોય એમ તેમના વાચન પરથી જણાય છે. આમ થવાનું કારણ બાળકની મૂળ ચપળતા ઉપર આધાર રાખી વાચનની શરૂઆત કરવામાં આવે છે તે છે. પાછળથી આ ચપળતા વધે એ માટે ઘણો પ્રયાસ શિક્ષકોને કરવો પડે છે, પણ પડેલી ટેવ સુધારવા જતાં ઘણા શ્રમ અને વખતનો વ્યય કરવો પડે છે. આરંભમાંજ આખા વાક્યનું ને શબ્દનું સ્વરૂપ ઘડવાની બાળકોની આંખને ટેવ પાડી હોય, તો તે શ્રમ ને વખતનો બચાવ થાય; કામમાં સુગમતા મળે; બીજાં કામ કરવાની જોગવાઈ મળે; અને વાચન સંબંધી બીજી સુધારણા કરવાનો અવકાશ રહે છે. આ પદ્ધતિએ કામ કરવાથી બાળકની સ્મરણશક્તિને પણ ઠીક પોષણ મળે છે. પ્રાણી ને પદાર્થનાં જુદાં જુદાં સ્વરૂપને બાળકો સ્મરણમાં રાખી શકે છે તેમ શબ્દોનાં સ્વરૂપને પણ સ્મરણમાં રાખી શકે છે, અથવા જુદાં જુદાં સ્વરૂપ સ્મરણમાં રાખવાની ટેવ પડે છે. વળી આ પદ્ધતિએ કામ કરવામાં બાળકની કલ્પના, તુલના અને અવલોકનશક્તિ પણ કેળવાય છે. આપણી ભાષામાં આ પદ્ધતિને સ્થાન છે; બાળકોની ઉપર કહેલી શક્તિઓના વિકાસને અનુકૂળતા મળે છે; અને આરંભથીજ બાળકોના વાચનમાં સરળતા આવે છે એ અનુભવ કર્યાં પછી વધારે સારી રીતે સમજાશે.

આ પદ્ધતિથી કામ કરતાં પહેલાં કેટલાક શિક્ષકો આ પદ્ધતિ સંબંધી કેટલાક સંદેહ ધરાવે છે એમ જાણવામાં આવે છે; અને તેવા કેટલાક સંદેહ મને પણ થયા હતા. મને પણ એક વખત આ પદ્ધતિ સંબંધી અશ્રદ્ધા હતી અને કેટલાક ભૂલભરેલા વિચારો બંધાયા હતા. તે વિચારો કયા હતા અને એ શી રીતે દૂર થયા તથા કલ્પેલી અશ્રદ્ધા શી રીતે નિર્મૂળ થઈ એ જણાવવું ઠીક પડશે. પ્રથમ હું એમ માનતો હતો કે આ એક ગોખણ પદ્ધતિ છે, આ પદ્ધતિએ બાળકોને શાબ્દિક જ્ઞાન પ્રાપ્ત થાય. બાળકોનું શબ્દોનું કે વાક્યોનું ભંડોળ અમુક સંખ્યામાં થાય એથી બધાજ શબ્દો અને વાક્યોનું જ્ઞાન તેને ન મળે. વળી એકનું એક વાક્ય કે શબ્દ વારંવાર ગોખાવવાથી બાળકોને કંટાળો ઉત્પન્ન થાય. જે ભાષામાં શબ્દે શબ્દે જોડણીનો ફરક હોય છે, અને શબ્દસ્વરૂપો યાદ રાખવાથીજ જે ભાષાનું જ્ઞાન પાકું થાય છે ત્યાંજ આ પદ્ધતિને સ્થાન છે. આપણે ત્યાં જોડણીના અમુક નિયમો છે. તે નિયમો ધ્યાનમાં લે એટલે વાંચતાં આવડી જાય. આ ભાષામાં આ પદ્ધતિને સ્થાન નથી. આ પદ્ધતિથી કામ કરવું એ પશ્ચિમનું ખોટું અનુકરણ છે.' જ્યારે આ પદ્ધતિથી કામ કર્યું ત્યારે અનુભવથી એ જણાયું કે મારા ઉપલા વિચારો ભૂલભરેલા હતા. મનુષ્યજાતની ઉપર જણાવેલી જ્ઞાન પ્રાપ્ત કરવાની કુદરતી પ્રથાને અનુસરીને આ યોજના ઘડાઈ છે એવો સિદ્ધાંત જાણવામાં આવ્યો અને ખરા હેતુઓનું મને જ્યારે જ્ઞાન થયું, ત્યારે ઉપલા સંદેહ દૂર થયા. આ ગોખણપદ્ધતિ નથી પણ રમતપદ્ધતિ એમ જડી આવ્યું. રમત એ બાળકને પ્રાણપ્રિય વસ્તુ છે. રમતદ્વારા કામ કરવામાં બાળકોને કંટાળો નજ આવે. કામ કામને શીખવે છે. એ નિયમે રમતદ્વારા કામ લેવાની શૈલી હું શીખ્યો. શબ્દસંસ્કાર પછી અક્ષરસંસ્કાર પાડવા એ પગથીઉં જડવાથી શાબ્દિક જ્ઞાન પ્રાપ્ત થવાની ભૂલભરેલી ધારણા દૂર થઈ. વળી વાચન અને લેખન એવા ભાષા શીખવવાના બે ભાગ પાડયા એથી કાર્ય કરવામાં સુગમતા થઈ, જુનુંએ સચવાયું ને નવુંએ સચવાયું, ને કાર્યમાં સફળતા મળી.

આ પદ્ધતિએ કામ કરવામાં કેટલીક મુશ્કેલીઓ ધારેલી હતી. તે મુશ્કેલીઓ ખરી પણ હતી, અને છે પણ ખરી. કયા કાર્ય કરવામાં મુશ્કેલી નથી હોતી? કામ કરવાથી તેવી મુશ્કેલીઓ દૂર કરી શકાય છે. તે મુશ્કેલીઓ કઈ છે, અને તે કેવી રીતી રીતે દૂર કરવી તે હવે જણાવીશ.

આ પદ્ધતિએ કામ કરવાનું ખરૂં જ્ઞાન પ્રાપ્ત કર્યા વગર અને તેના સિદ્ધાંત અને હેતુઓ લક્ષમાં આવ્યા વગર કાર્યનો આરંભ કર્યો એ મારી પહેલી મુશ્કેલી હતી પણ એ મુશ્કેલી જાણવાનું જાણ્યા પછી દૂર થઈ. બીજાઓની આ મુશ્કેલી દૂર થાય તે હેતુથી આ લેખ લખવાની શરૂઆત કરી છે. આશા છે કે પદ્ધતિના હેતુઓ અને એ પદ્ધતિએ કેમ કામ કરવું તે જાણ્યા પછી આ મુશ્કેલી કેટલેક અંશે દૂર થશે. બાકી રહેશે તે કાર્યના અનુભવથી દૂર થશે. બીજી મુશ્કેલી સાધનોની હતી ને છે. વાર્તાચિત્રો, તે આખી વાર્તા લખેલા તખ્તા, વાકયોનાં ને શબ્દોનાં વર્ગ સમક્ષ રજુ કરવાનાં અને દરેક બાળકના હાથમાં આપવાનાં છુટા છુટાં પત્તાં વગેરે તૈયારજ કરવાની ભારે મુશ્કેલી છે પણ જો બીજા શિક્ષકોની અને મોટાં બાળકોની મદદ લઈ આ કામની વહેંચણી કરવામા આવે તો આ મુશ્કેલી એકજ વર્ષ નડે. વળી વાર્તાઓ, વાર્તાનાં વાકયો અને શબ્દો નિશ્ચિત કરવામાં આવે તો આ મુશ્કેલી એકજ વર્ષ નડે. પછી તો તૈયાર સાધનોથી કામ કરવાનું રહે. જો નાણાંની સવડ બને તો છાપખાનાવાળા પણ મદદ કરવાની હા પાડે ખરા. અહીં હાથે લખીનેજ કામ થાય છે. ખાસ એક મુશ્કેલી નડવાનો સંભવ રહે છે ને રહેશે. ઉત્સાહથી અને ઉદ્યોગથી, આ પદ્ધતિનું ખરૂં રહસ્ય જાણીને હેતુઓ સાચવીને યુક્તિપ્રયુક્તિથી બુદ્ધિપૂર્વક બાળકોને રમતો રમાડીને કામ કરનાર શિક્ષકો મેળવવાની ભારે મુશ્કેલી છે. તે મુશ્કેલી દૂર કરવાનો ઉપાય મને જડયો નથી. તે ખોળવાનું કામ બીજા શિક્ષકોને માટે રાખી પદ્ધતિના માહાત્મ્યનો વિષય આટલેથી અટકાવીશ. હવે પછી આ પદ્ધતિએ કેવી રીતે કામ લેવું તે જણાવીશ.

ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી
પ્રેક્ટિસિંગ સ્કૂલ. પ્રે. રા. ટ્રેનિંગકોલેજ,
અમદાવાદ.

---

## વિચારમાળા

(૧) પોતાને પરમેશ્વરે જે બુદ્ધિ આપી છે તે કેવળ અન્યની ગુલામગીરી કરવા આપી નથી પણ વિચાર કરી, સત્ય અસત્યનો નિર્ણય કરવા આપી છે.

(૨) ગમે તે કામ હોય પણ તેમાં જો અત્યંત રસ પડે અથવા તે કામ તમારી અત્યંત પ્રીતિનું હોય તો તેમાં તમે તમારા મનને એકાગ્ર કરી શકો છો

(૩) બુદ્ધિને સત્ય જ્ઞાનના સિંહાસન ઉપર આરૂઢ કરો.

(૪) એક સરખો અખંડ પ્રયત્ન કરી નિત્ય થોડા થોડા આગળ વધવું એ કુદરતનું સૂત્ર છે.

(૫) અમુક શુભ કામ કરવાની અંતઃકરણમાં પ્રબળ ઇચ્છા થવી એ તે કામ કરવાનું આપણામાં સામર્થ્ય રહેલું છે એમ સૂચવે છે.

(૬) પ્રત્યેક બાળકમાં મહાન થવાની યોગ્યતા જન્મથીજ હોય છે.

(૭) યોગ્ય પ્રકારનાં શિક્ષણથી ભીતરમા રહેલાં સામર્થ્યને બહારની સપાટી ઉપર આણી શકાય છે.

(૮) અજ્ઞાનને ટાળવાનો ઉપાય શિક્ષા નથી પણ સારૂં શિક્ષણ છે. દ્રષ્ટાંતઃ—બારી ઉપરથી પડીને પગ ભાંગનાર છોકરાને તેની ભૂલની શિક્ષા તરીકે બીજો પગ ભાંગવો એ શું ન્યાય ગણાશે?

(૯) સંસારરૂપી દીર્ઘ રોગોનું ઔષધ સદ્‌વિચાર છે.

(૧૦) પુષ્કળ પ્રવાસ કરનારમાં કુશળતા આવવાનું કારણ અનેક પ્રસંગોનો અનુભવ એજ છે.

(૧૧) જગતમાં કોઈ એક વિષયના સંબંધમાં તો તમારાથી જેટલું બને તેટલું શીખો.

(૧૨) તમને હાનિ કરવાને તમારા પોતાના વિના અન્ય કોઈ પણ સમર્થ નથી.

(૧૩) જે સત્ય વાતો આપણે જાણીએ તેને આપણા નિત્યના જીવનમાં—આચારમાં મૂકવી જોઈએ

(૧૪) તમારૂં ભાવિ તમારી ઇચ્છાનુસાર સરજવાનું તમારાજ હાથમાં છે.

(૧૫) પ્રકાશ જેમ અંધકારને હાંકી કાઢે છે, તેમ સબળ અને શાંત મન ચિંતા અને કલેશને અંતઃકરણમાંથી દૂર કરે છે

(૧૬) સદાચારી થવાની ફરજ પડવાથી સદાચારી થવું અને સદાચારી થવાની આંતર ઇચ્છાથી સદાચારી થવું એ બંનેમાં ઘણોજ તફાવત છે.

(૧૭) ભય ઉપજાવનારી વાતોમાં ભયાનક ચિત્રોની કલ્પના કરવાનો બાળકને કદી પણ અભ્યાસ પાડવો નહિ.

(૧૮) ઔદાર્યનાં, શૌર્યનાં, પ્રેમનાં, માયાનાં, સદાચારનાં, પ્રમાણિકપણાનાં અને એવાં એવાં અનેક સદ્‌ગુણોનાં મૂર્તિમાન ચિત્રો બાળકની કલ્પના શક્તિમાં ખડાં કરવાથી તેને અત્યંત લાભ થાય છે.

(૧૯) જે વસ્તુનું મન એકાગ્રતાપૂર્વક (ભયથી કે પ્રેમથી) ચિંતન કરે છે. ત્યારેજ તે વસ્તુ આકર્ષણના નિયમ પ્રમાણે તે મનુષ્ય પ્રતિ આકર્ષાઈ આવે છે.

(૨૦) મનુષ્યને પ્રાપ્ત થએલી પ્રતિફળતા પોતાનીજ કૃતિનુંજ પરિણામ છે.

(૨૧) થોડાં પુસ્તકોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરનારાજ વિદ્વાન થાય છે.

(૨૨) સર્વ વ્યાધિનું મૂળ અયોગ્ય પાચનક્રિયામાંજ છે.

(૨૩) વખત નકામો ગાળવો એ આત્મઘાત કરવા જેવું છે, માટે પ્રમાદને છોડી ઉદ્યમમા મચ્યા રહેવું.

(૨૪) મધુર વચન સહિત દાન, ગર્વ રહિત જ્ઞાન, ક્ષમા સહિત શૌર્ય, અને ત્યાગ ( આપવું ) સહિત દ્રવ્ય, એ ચાર સત્કીર્તિમંદિરના ખુલ્લા દરવાજા છે.

ભગવાનજી લાલજી પંચવાણી.
હેડમાસ્તર લો. બો. શાળા કમલેજ.

---

## મુંબઇ ઇલાકાના કેળવણીખાતાની માધ્યમિક શિક્ષકો માટેની સર્ટિફિકેટ પરીક્ષા સને ૧૯૨૮

---

### પ્રશ્નપત્ર ૧.

### કેળવણીનો ઇતિહાસ અને શિક્ષણ પદ્ધતિ

નોધ. દરેક વિભાગમાથી ત્રણ પ્રશ્નોના ઉત્તર લખવા

#### વિભાગ-૧.

#### ( કેળવણીનો ઇતિહાસ )

૧. " પેસ્ટાલોઝીના વિચાર કરતાં તેના જીવનની કેળવણી ઉપર વધારે અસર થઈ છે." આ બાબતની ચર્ચા કરો અને તેના જીવનના પ્રસંગો અને વિચારનો ઉલ્લેખ કરી તમાગ જવાબનું સ્પષ્ટીકરણ કરો.

૨. કેળવણીશાસ્ત્રના સિદ્ધાંતોમા મેડમ મોન્ટેસોરીએ વિચારનો જે ફાળો આપ્યો હોય તેનું સામાન્ય વર્ણન કરો. તેના કેળવણી સંબંધી વિચારોમાંથી કોઈપણ વિચારની આગાહી ફ્રબલે કરી હતી એવું તમો માનો છો ?

૩. નીચેની હકીકત વિષે ચર્ચા કરો:—" પેસ્ટાલોઝી અને ફ્રબલ પહેલાં પણ " એમિલ " ના કર્તા રૂસોએ કેળવણીશાસ્ત્રના આપણા નવા સિદ્ધાંતનો પાયો નાખ્યો હતો. ઘણા જમાનાથી નાનાં બાળકો વિના કારણ જે દુઃખ ભોગવતાં હતાં અને આનંદ વગરનાં રહેતાં હતાં તેને માટે સુધરેલા લોકમાં શરમની લાગણી તેણે ઉત્પન્ન કરી અને તેમને તે માટે પશ્ચાતાપ કરતાં શીખવ્યું.

૪. " સ્પષ્ટતા, વિચારસાહચર્ય, વ્યવસ્થા અને પદ્ધતિ એ બધાં આ પ્રમાણે હરબાર્ટનાં શિક્ષણપદ્ધતિનાં પગથીઆં છે. " હરબાર્ટનાં ક્રમિક પગથીઆં જણાવો અને એ પગથીઆંનો સંબંધ જણાવી ઉપરની હકીકતની વાસ્તવિકતા સાબીત કરો.

## વિભાગ-૨.

૫. શિક્ષણપદ્ધતિમા વાર્તાનું શું યોગ્ય સ્થાન છે તે વિષે ચર્ચા કરો. વર્ગમાં વાર્તા તૈયાર કરવામાં અને તે કહેવામાં કયા કયા સામાન્ય મુદ્દાઓ ધ્યાનમાં રાખશો ?

૬. વર્ગમાં શીખવતી વખતે વસ્તુપ્રદર્શન અથવા વિશેષ ઉપરથી સામાન્ય શોધવાની રીત વધારે ઉપયોગી છે ? તમે જે બાબત પસંદ કરો તે સંબંધી કારણો આપો અને શાળાના એક અથવા વધારે વિષયોના શિક્ષણને લગતું દષ્ટાંત લઇને તે સ્પષ્ટ કરો.

૭. " ઘણા લોકો એમ ધારે છે કે પ્રશ્નોના ઉત્તર આપવા એ ઘણું અઘરૂં કામ છે; તેના ઉત્તર આપવા એ સહેલું કામ છે. આ એક ભ્રમ છે. " પાઠ શીખવતી વખતે પ્રશ્નોનો જે ઉપયોગ કરવામાં આવે છે તેના સંબંધમાં આ બાબત વિષે ચર્ચા કરો.

૮ નીચેનામાંથી ગમે તે ત્રણ વિષે ટૂંકી નોંધ લખો:—

(અ) શિક્ષણમાં પ્રેરણા.
(બ) ચાતુર્યની પ્રાપ્તિ.
(ક) હેતુપૂર્વક ક્રિયા.
(ડ) વિષયોનું એકીકરણ.
(ઇ) ' જુઓ અને કહો !
(ફ) વ્યક્તિગત અભ્યાસક્રમની યોજના.

૯ શાળાની વ્યવસ્થાને અંગે કોઈ એક વ્યક્તિગત શિક્ષણની યોજનાનું વર્ણન કરી અને શાળાના અભ્યાસક્રમમાંનો એક વિષય લઈ

તેનો સંબંધ જણાવી એ યોજના જે રીતે અમલમાં મૂકાય છે તેનો સપષ્ટ ખ્યાલ આપો.

૧૦ વર્ગમાં શીખવવાની વખતે જે પદ્ધતિના સિધ્ધાંતનો તમે અમલ કર્યો હોય તે જણાવો અને દાખલા આપી તે સ્પષ્ટ કરો.

## કન્યાઓની વ. ફા. પરીક્ષા, સને ૧૯૨૮

આરોગ્યવિજ્ઞાનના સવાલોના જવાબ સંબંધી સૂચના—

૧. દાક્તરોની સંખ્યા વધવા છતાં નવા નવા રોગો ઉત્પન્ન થાય છે તેથી જાણે દાક્તરો તથા રોગો વચ્ચે હરિફાઈ ચાલતી હોય એમ જણાય છે તેનાં કારણો લખો.

આપણા બાપદાદાઓની રહેણીકરણી, ખોરાક, પીણું વગેરેને આપણી એજ બાબતો સાથે સરખાવો, અને આથી શરીર રોગી બને કે નીરોગી રહે તે તમે કહી શકશો. હાલની મોંઘવારી અને તેથી થતી ચિંતા અને પૌષ્ટિક ખોરાકનો અભાવ.

૨. દાંત ઉગતા પણ દુઃખ થાય છે અને પડતાં પણ દુઃખ થાય છે તેનાં કારણો તથા આજકાલ દાંતના દર્દીઓની સંખ્યામાં વધારો થવાનાં કારણો જણાવો.

દાંત ઉગતાં ને પડતા દુઃખ થાય છે તેનાં કારણો સહેલાં છે. દાંતના દર્દીઓની સંખ્યા શાથી વધે છે તે જાણવા સારૂ નીચલો નિયમ જાણવાથી સમજાશે. ચણા, પૌંઆ, રોટલા, વગેરે સાદા અને કઠણ પદાર્થો ખાવાથી દાંત મજબુત થાય છે; પણ પોચા, ગળ્યા, ખાટા, તીખા તમતમા ને ગરમાગરમ તેમજ ઠંડા પદાર્થો ખાધાથી કે પીધાથી દાંત પર ખરાબ અસર થાય છે. આજકાલ શું થાય છે તે તપાસો.

૩. (अ) આપણા દેશમાં બાળમરણનું પ્રમાણ બીજા દેશો કરતાં વધારે છે તેનાં કારણો તથા તે અટકાવવાના ઇલાજ બતાવો.

(ब) પ્રસૂતિમાં ઘણી જુવાન સ્ત્રીઓનાં મરણ થવાનાં કારણો જણાવો.

(अ) નાની ને કુમળી વયે માતા થવું, બાળકને ઉછેરવાના જ્ઞાનનો અભાવ, ખોટા વહેમ, આપણી ગંદી રીતોની બાળકો ઉપર શી અસર થાય વગેરે.

(ब) પ્રસૂતિ વખતે સ્ત્રીઓની ઉંમર, પ્રસૂતિનો ઓરડો કેવા પ્રકારનો હોય છે તે, એટલે તે અંધારો ને ભેજવાળો હોય છે કે હવાઉજાસવાળો

છે કે કેમ? તેમાં પુષ્કળ જાડા પડદા વગેરે રાખી મૂકવામાં આવે છે? સુવાવડીનાં કપડાં ધોએલાં ચોકખાં હોય છે કે ગંદાં હોય છે? દાયણો તાલીમ પામેલી અને પોતાના ધંધાના જ્ઞાનવાળી ને બધું સ્વચ્છ રાખનારી હોય છે કે અણઘડ, અજ્ઞાન અને ગંદી હોય છે? તેનો ખોરાક હલકો એટલે પચી શકે તેવો હોય છે કે ભારે ને ન પચી શકે તેવો હોય છે?

કેટલેક ઠેકાણે સુવાવડીના અંધારા ઓરડામાં તાજી હવા બહુ જઈ શકતી ન હોય ત્યાં બળતી સગડીઓ રાખવાથી હવામાં જે બગાડો થાય છે તે પણ ધ્યાનમાં લેવાનો છે.

૪. ગામડાંઓમાં ગંદકી વધારે છતાં ને શહેરોની દેખીતી સ્વચ્છતા છતાં રોગનો ઉપદ્રવ ગામડાંઓ કરતાં શહેરમાં લાંબો વખત ટકે છે તેનાં કારણો કહો.

શહેરની ગીચ વસ્તી, ત્યાંના ધંધારોજગારને લીધે બગડતી હવા, ઘાંનો બગડતો ખોરાક, અને કામ અને કસરતનો અભાવ એ વાત ધ્યાનમાં રાખો, અને ગામની ઓછી વસ્તી, છુટાં છુટાં ઘરો, ખુલ્લી હવામાં તેમને કરવું પડતું કામ, તેમને મળતો ચોકખો, સારો, અને પૌષ્ટિક ખોરાક.

૫. ક્ષય તથા તેના પ્રકાર અને તેમાંથી બચવાના ઉપાયો જણાવો. જવાબ સહેલો છે.

૬. ખોરાકમાં દૂધ તથા ઘી કરતાં તાજાં શાકભાજી તથા ફળો તંદુરસ્તીને વધારે ફાયદાકારક જણાય છે તેનાં કારણો લખો.

દૂધ સંપૂર્ણ ખોરાક છે પણ ઢોરનો ખોરાક ચોકખો ન હોય અને તે ગમે તે ખાય અથવા ઢોર રોગી હોય કે ઢોરનો માલિક દોહતી વખતે ઢોરનાં આંચળો, પોતાના હાથ કે દોહવાની તામડીઓ ચોકખી ન રાખે કે ઢોરને રહેવાની જગા ગંદી હોય તો તેના દૂધમાં જુદા જુદા રોગનાં જંતુઓ હોય છે. આવાં જંતુઓ તાજી શાકભાજી અને ફળોમાં નથી હોતાં. ઘીમાં તો એકલી ચરબી છે, અને ચરબી એ સંપૂર્ણ ખોરાક નથી એ વાત લક્ષમાં રાખવા જેવી છે.

હરરાય અમુલખરાય દેસાઈ બી. એ.
ડે. એ. ઈ. અમદાવાદ.

# પારડી તાલુકાની ગુજરાતી નિશાળો સારૂ ફરતું પુસ્તકાલય

ઇ. સ. ૧૯૨૪ ના મે મહીનામાં સુરત જિલ્લાના ડે. એ. ઇ. સાહેબ-ની ઑફિસમાં મે. એ. ઇ. મિ. કે. એસ. વકીલે જિલ્લાના આસિ. ડે. એ. ઇ. નું સંમેલન મેળવ્યું હતું. તેમાં વિદ્યાર્થીઓનું માતૃભાષાનું જ્ઞાન વધારવા સંબંધી વિચાર ચલાવતાં તેઓ સાહેબે વધુ વાચન શરૂ કરવાની સૂચના કરી. એ સૂચના મુજબ પારડી તાલુકાની આઠ શાળાઓમાં શરૂઆત કરવામાં આવી તેથી વિદ્યાર્થીઓમાં ચેતન પ્રગટયું. દરમિઆન મે. વકીલ સાહેબને સુરતના રહીશ મુંબઈનિવાસી શેઠજી સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસની મુલાકાત થતાં આ જિલ્લાની બધી શાળાઓ સારૂ નિયમિત મદદની આશા મળવાથી નિયમિત યોજના રચી. નામદાર મુંબઈ સરકારની અને ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડની સંમતિ મેળવી પારડી તાલુકામાં તેની શરૂઆત તા. ૧-૧૧-૨૫ થી કરવામાં આવી.

યોજના—દરેક તાલુકામાં ૧૦૦૦) રૂા. શરૂઆતમાં અને ૧૨૫) રૂા. નિભાવખર્ચના વાર્ષિક વાપરતાં દર વર્ષે એકેક તાલુકો નવો કરવો; એટલે આઠ વર્ષે આખા સુરત જિલ્લાને ચોપડી મળી રહ્યા પછી વાર્ષિક ૧૦૦૦) રૂ. ની રકમ નિભાવ માટે મળ્યે જાય. આ પુસ્તકાલયનાં પુસ્તકો શાળાના વખતમાં શિક્ષકોની દેખરેખ નીચે વંચાય છે; એટલે ધારવા પ્રમાણે ઉપ-યોગ કરી શકાય છે. વળી તેમાં હોંસ અને સ્પર્ધા આણવા તથા ભાઈ-સમૂહનું વલણ ખેંચવા ઇનામની રીત દાખલ કરેલી છે.

ઉપલા ૧૦૦૦) રૂા. માંથી ૭૫૦) રૂા. નાં પુસ્તકો, ૫૦) રૂા. નાં ઇનામ, ૭૫) રૂા. નું મહેનતાણું, અને ૧૨૫) રૂા. ની પેટી આ પ્રમાણે ગણનારી છે. પુસ્તક ખરીદીના કમિશનમાંથી પરચુરણ ખર્ચ કરવામાં આવે છે. પેટી લોઢાના પતરાંની અને ફરવી શકાય એવી રાખેલી છે. તેની સંખ્યા નિશાળની વર્ગશ્રેણીના પ્રમાણમાં રહે છે. પુસ્તકાલયના ત્રણ વિભાગ પાડ્યા છેઃ (૧) ફર્સ્ટ ગ્રેડ ૫ થી ૭ ધોરણ (૨) સેકંડ ગ્રેડ ૧ થી ૪ ધોરણ (૩) કન્યાશાળા ૧ થી ૬ ધોરણ. કન્યાઓ માટેનાં કેટલાંક જરૂરી પુસ્તકો જેવાં કે સીવણ, ગુંથણ, ચિત્રોને લગતા વગેરે કન્યાશાળા વિભાગમાં મૂક્યાં છે. વળી પુસ્તકોની સંખ્યા નીચલાં ધોરણો માટે વધુ અને ઉપલાં માટે ઓછી એમ વિદ્યાર્થીઓના પ્રમાણમાં રાખી છે.

પેટીમાં પુસ્તકો ઉપરાંત, ડેડસ્ટોક, વાચનનોંધ, અને પેટી મળ્યા મૂકયાની નોંધ રહે છે. નિશાળમાં ફેરણીનો ક્રમ અને વાંચેલી ચોપડીની યાદી રહે છે. તમામ હિસાબ તાલુકા સ્કૂલમાં રહે છે. તાલુકા માસ્તર પરીક્ષકની સંમતિથી વહીવટ કરે છે. વધારાનાં નાણાં પોસ્ટલ સેવિંગ બેંકમાં રહે છે. આખી રકમ સર પુરુષોત્તમદાસને ત્યાંથી ડે. એ. ઇ. સા. ને ત્યાં આવે છે તેમાંથી ખર્ચ કરવામાં આવે છે.

શાળાઓનાં જૂથ પાડી દરેક શાળાવાર જુદી પેટી ભરવામાં આવે છે. તે ફર્સ્ટ ગ્રેડમાં ત્રણ મહીને, સેકંડમાં બે મહીને, અને કન્યાશાળામાં દોઢ મહીને બદલવામા આવે છે. ફર્સ્ટ ગ્રેડ તદ્દન સ્વતંત્ર હોય છે, સેકંડ ગ્રેડની નંબરવાર પેટીઓ સરખી હોય છે, અને કન્યાશાળામાં ૩ ડઝન ઓછામાં ઓછાં પુસ્તકો હોય છે. તે ધોરણસર મુકરર કરીને મૂકેલાં હોય છે. છતાં હેરફેર સામે વાંધો લેવાતો નથી. દરેક શાળામાં દરેક વર્ગને વધુ વાચન માટે ૪૦ મિનિટ જેટલો વખત આપવામાં આવે છે. દર વર્ષે એક તાલુકે વંચાએલો સટ બીજે તાલુકે જાય છે અને જુના તાલુકાને નવો સટ મળે છે જેથી બંનેને એકસરખો રસ રહે છે. શિક્ષકો ચોપડી પોતે વાંચે છે, બાળકોને સમજાવે છે, વંચાવે છે, જરૂરી ચિત્રો દોરાવે છે, રમત રમાડે છે અને સંવાદ શીખવે છે. ચોપડી ઘેર આપતા નથી. બગડેલી હોય તે સુધારી લે છે. શાળાના અધિકારી, રેવન્યુ અમલદારો, જિલ્લા અને તાલુકા બોર્ડના સભ્યો, તથા બીજા શાળાની મુલાકાત વખતે તથા જાહેર મેળાવડા વખતે એની તપાસ લે છે અને તેનાં પરિણામની નોંધ રહે છે.

પુસ્તકો: પુસ્તક સમિતિનાં પસંદ કરેલાં, વિદ્યાર્થીને વાંચવા જેવાં, શિક્ષણ અને વ્યવહારના કામમાં મદદ કરે તેવાં સુંદર બાંધણી, ટકાઉ પુંઠાં, અને મોટા ટાઇપવાળાં વાંચી જોઈ લેવામાં આવે છે. તાલુકાની પ્રજા, તેનું વલણ, અને શિક્ષકના વલણને ભૂલી, કેવળ હેતુને સાધવા જતાં યોજના કોઈ દમ ન નીવડે, અને ધારેલો લાભ ન મળે એ વાત ધ્યાનમાં રાખી પહેલા સટની પસંદગી કરવામાં આવી હતી જેથી પરિણામ ધારણા પ્રમાણે આવ્યું. વિદ્યાર્થીઓ વાચેલી વાત ઘેર જઈ માબાપને કહે છે, તે વિષે માંહોમાંહે સંવાદ કરે છે, અને કોઇક વખતે વ્યવહારી બાબતમાં તેમાંથી દૃષ્ટાંત આપે છે, તેથી વાલીઓને ઉમળકો આવવા લાગ્યો છે. શિક્ષકોને વર્ગમાં શીખવતાં છોકરાઓ ઉલટથી સાંભળે છે અને

પોતાની વાંચેલી હકીકત ઉમેરી ચાલુ વાતમાં મદદ કરે છે, એથી તેમને પણ ફાયદો જણાવા માંડ્યો છે.

આ બાળકોને પાઠ્ય પુસ્તકો કરતાં બીજું વાંચવાનું હોય છે અને તેમાંથી ઉપયોગી જ્ઞાન મળે છે તેનું ભાનજ નહોતું તેની સાબીતી હવે મળી છે અને ભવિષ્યમાં આ ગામોમાં નાગરિકોનું પુસ્તકાલય થવાની આશા મજબુત થાય છે. બીજો સટ પહેલા કરતાં ફેરવાએલા વલણને લક્ષમાં લઈ પસંદ કર્યો છે. તેમાં શિક્ષણ કરતાં સામાન્ય જ્ઞાનને વધુ પોષણ મળશે. ત્રીજો સટ આનાથી ઉંચો આવવાની આશા છે. શાળામાં બાળકનાહૃદયમાં ઉત્પન્ન કરેલો વાચનશોખ જરૂર તેને નાગરિકપણામાં ઉપયોગી થઈ પડશે એટલે ફરતાં પુસ્તકાલયો સંગીન કામ બજાવશે.

આ પુસ્તકાલયને ખાસ કરીને જામનગરના એજ્યુ. ઇ., અંકલેશ્વર વોકેશનલ ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર, મિ. પંજાબી આઈ. સી. એસ, કલેકટર મિ. શિલિડી આઇ. સી. એસ. જોઈ સંતોષ જાહેર કર્યો હતો, તથા કમિશનર મે. ગેરેટે વાપીમાં સંતોષ પામી આશ્રયદાતા સર પુરુષોત્તમદાસનો આભાર માન્યો હતો. જિલ્લા લો. બો. પ્રે. રા. બ. ભીમભાઈએ પોતાના રિપોર્ટમા તેની કદર કરી છે, અને શ્રીયુત મોતીભાઈએ તથા શ્રીયુત પારેખે 'પુસ્તકાલય' માસિકમાં પોતાની માહીતીનો હેવાલ લખ્યો છે. ઇન્સ્પે- ક્ટ્રેસે કન્યાઓનાં પુસ્તકાલય, બાબત પોતાનો સંતોષ જાહેર કર્યો છે.

વાઘછીપા અને ઉમરસાડી શાળાનાં મકાન ખુલ્લાં મૂકવાની ક્રિયા વખતે આશ્રયદાતા સર પુરુસોત્તમદાસે યોજક મિ. વકીલ, જિલ્લાના કલેકટર, આસિ. કલેકટર, રા. બ. ભીમભાઈ એમ. એલ. સી, રા. સા. ભીમભાઇ, ડિ. અને તા. લો. બો. ના સભ્યો, પારડી એજ્યુ. સો. ના સભાસદો, તથા તાલુકા અમલદારો રૂબરૂ પારડી તાલુકા સ્કૂલમાં આ યોજના તપાસી હતી અને તેના કામથી સંતોષ પામી આખા જિલ્લાને પુરી પાડવા ઠરાવ જાહેર કર્યો હતો અને જણાવ્યું હતું કે "પારડીના જેવું સહકારથી કામ કરવામાં આવે તો કોઈપણ યોજના નિષ્ફળ જાય નહિ."

પારડી તાલુકામાં કુ કાળીપરજ વસ્તી છે. કુમાંએ મોટો ભાગ પાછળ પડતો છે. એ તાલુકામાં પુસ્તકાલય માટે બાળકોને પ્રેમ ઉત્પન્ન થયો છે. પેટી આવતાં વાર લાગે તો વિદ્યાર્થીઓ તેની પડપૂછ કરે છે; (૨) પોતાની વાંચેલી વાત માબાપને કહે છે; (૩) વાંચેલાં વર્ણનનાં ચિત્રો કરવા પ્રેરાય

છે; (૪) બીજે ગામ જાય તો ત્યાં પોતાની વાંચેલી વાત નિશાળીઆને કહે છે. આ પ્રચાર ભવિષ્યમાં વાચનાલયની આશા માટે પુરતો દેખાય છે. તાલુકામાં ૬૧ હજાર માણસની વસ્તીમાં લોકલબોર્ડ નિશાળોમાં ૪૫૦૦ છોકરાં ભણે છે. તે વચ્ચે ૨૦૦૦ હજાર ચોપડીઓ ખરીદાય છે, એટલે દર બે છોકરે એક ચોપડી પડે છે અને દર એક છોકરે વાર્ષિક ખર્ચ ૦-૪-૦ આનાથી ઓછો આવે છે.

પારડી તાલુકામાં ૩૬ રાત્રિશાળાઓ મિ. વકીલના અમલમાં થઈ છે. જેમાં લગભગ ૨૦૦૦ સ્ત્રીપુરુષો ભણે છે. તેમના લાભ માટે મિ. વકીલ પૃથ્વીના પ્રવાસથી સુખરૂપ પાછા ફર્યાની યાદમાં રૂ. ૧૦૦) એક સખી વજુદ ગૃહસ્થ તરફથી મળતાં 'ગાંડીવ' ના માલીક તરફથી ખાસ કાળીપરજમાં પ્રચાર માટે અર્ધી કિંમતે પુસ્તકો મળવાથી પુસ્તકાલય કરી આપ્યું છે.

વળી ગોડસંબા અને વાઘછીપા કાળીપરજ બોર્ડિંગમાં પણ બાળ-વાચનાલયો છે, જેનો ઉપયોગ ઠીક થાય છે. પારડી સાથે જોડાયલું ધરમપુર સંસ્થાન કે જેમાં ૨૬ નિશાળો છે તેમાં ત્યાંના દિવાન સાહેબે ઉદારચરિત મહારાણા સાહેબની સંમતિ મેળવી બાળવાચનાલય માટે નિશાળવાર ગોઠવણ કરી છે; એટલે આ યોજના જેમ વિશાળ સ્વરૂપમાં લંબાય તેમ તેનું કાર્ય અતિ ઉચ્ચ થવાની આશા છે. મને પંચમહાલ, નડિઆદ, અમદાવાદ, મુંબઈ વગેરેમાંથી વારંવાર નિયમો વગેરે જાણવા માટે કાગળો મળે છે; અને તેમને મોકલેલી યાદીઓમાં સવિસ્તર લખીએ છીએ કે દરેક વાલી, બાળક અને શિક્ષકનું ગજું ધ્યાનમાં રાખી પુસ્તકો લેવાં.

હવે બે બાબતો ખાસ વિચાર કરવા જેવી રહી.

(૧) કયાં પુસ્તકો મૂકવાં. તાલુકાની પ્રજા, તેથી જરૂરિઆત, શિક્ષકોની લાયકાત, અને વાલીઓની સમજણ ધ્યાનમાં લીધા વગર પસંદગી કર્યેથી તેનો ઉપયોગ થાય નહિ તો બધું નકામું થઈ પડે, માટે શિક્ષણ અને વાચનશોખ બંનેને પોષે એવાં પુસ્તકો મૂકવાં.

(૨) કયા ધોરણથી વધુ વાંચન આપવું.

કેટલાક બીજાથી, કેટલાક ચોથાથી, શરૂ કરવા કહે છે. અમે તો બાળવર્ગથી જુદી જુદી બાળપોથીઓ સમૂહવાચન તરીકે શરૂ કરી છે અને

જેમ જેમ સુંદર પુસ્તકો બહાર પડતાં જાય છે તેમ તેમ તેમાં સહાય મળતી જાય છે. 'ગાંડીવ'ની છેલ્લી ચોપડીઓ મોટા ટાઇપની, ટુંકી વાતોવાળી, ને સાદા શબ્દોવાળી પહેલી ચોપડીમાં વંચાય છે. ખેતીવાડી વર્ગોને લઈને આખા ગુજરાતમાં હું ફર્યો છું અને ત્યાં મેં ચોપડીઓ સાથે રાખી અજમાવી જોઈ ખાત્રી કરી છે કે નીચલાં ધોરણોથી શરૂ કરવાને વાંધો નથી એટલુંજ નહિ પણ દાખલ કરવું સારૂં છે.

દર વર્ષે એકેક તાલુકો કરવામાં અમારી નેમ એ છે કે બધા સટ જુદા જુદા થઈ દરેક સટ બદલાવાથી આખે જિલ્લે એકસરખો રસ ટકી રહે. વળી જુદે જુદે તાલુકે એકની એક ચોપડી કેવું માન પામે તથા સર્વ-માન્ય કઇ ચોપડીઓ ગણાય તે નક્કી કરવાનું ધોરણ સહેલું થઈ પડે. વળી ગ્રંથકારો તરફથી બહાર પડતાં નવીન પુસ્તકોનો પણ અમને લાભ મળતો રહે.

આ કામમાં સર્વ શિક્ષકો અને આગેવાનો રસ લે છે. પારડી તાલુકા શાળાઓના તમામ શિક્ષકો વારંવાર ગમે તે વખતે અને ગમે તે ભોગે મદદ કરે છે.

ગુજરાતના મે. એ. ઇ. સા. દરેક બાબતમાં કિંમતી મદદ આપતા રહે છે. શાળામાં તપાસ લે છે, પરીક્ષક પોતે નીમી મોકલે છે, ઇનામ પોતાની આગેવાની હેઠળ વાલી, વિદ્યાર્થી, અને શિક્ષકોની રૂબરૂ મેળાવડો કરી વહેંચી આપે છે. વલસાડ તાલુકાના પુસ્તકાલય ખુલ્લું મૂકવાની ક્રિયા કરી તે વખતે પારડી તાલુકાના સારૂં ધ્યાન આપનારા શિક્ષકોને વલસાડ તાલુકાના શિક્ષકો રૂબરૂ ઇનામ આપી બંને તાલુકાની શક્તિ વધાર વા ઉત્તમ તક સાધી હતી.

આ માટે અમારી પાસે જુદું ખાતું નથી. તમામ કામ શાળાના કામ ઉપરાંત કરીએ છીએ અને તે આનંદથી અમારૂં માનીને કરીએ છીએ. એ એક નવી સંસ્થા છે. તેની ઉન્નતિ ઇચ્છવા દરેક મીઠી નજરથી જુએ છે તે બાબત અમે આભારી છીએ. આ યોજના અમલમાં મૂકતા પહેલાં હું અમદાવાદથી આવતાં રસ્તામાં વડોદરા ઉતરી શ્રીયુત મોતીભાઈને મળ્યો હતો. તેઓશ્રીએ પોતાનો સઘળો અનુભવ મને કહ્યો હતો.

ગુજરાતના ધનિકોને ગુજરાતના બાળકોના હિત સારૂ ને માતૃભાષાની ઉન્નતિ સારૂ શેઠ સર પુરુષોત્તમદાસને પગલે પળવા વિનતિ કરૂં છું; અને વિદ્યાવિલાસી હૃદયને વિનવું છું કે માત્ર ગામ દીઠ વીસ વીસ રૂપીઆ

ભેગા કરી સામાન્ય વ્યવસ્થા કરવામાં આવે તો ફરતાં બાળવાચનાલય સહેલાઈથી થાય, અને તેનું પરિણામ જલદી નિહાળવા ભાગ્યશાળી થઈએ.

બાળસાહિત્યના લેખકોને નમ્ર વિનતિ કરૂં છું કે જો બાળવાર્તા કે બાળપુસ્તકમાં નવીન લેખો બાળકના ગજા પ્રમાણે લખાય તો બાળકોનો જમાનો ખરેખર પ્રગતિમાન બની રહે.

**કસનજી મોહનભાઈ વસી**
એ. ડે. એ. ઈ.
સુરત.

## સરકારી જાહેરખબરો

ભરૂચ તાલુકામાં જે ચમાર ગામ આવેલું છે તે ગામનું નામ બદલીને નબીપુર પાડવામાં આવ્યું છે, અને તે ગામમાં આવેલી શાળા ચમારગામ લોકલબોર્ડ સ્કૂલને બદલે નબીપુર લોકલબોર્ડ સ્કૂલ તરીકે ઓળખાશે.

ડે. એ. ઈ. સાહેબની ઑફિસ, (અંગ્રેજીમાં સહી) એમ. ડી. દલાલ.
ભરૂચ, તા. ૨૫-૮-૨૮ ડે. એ. ઈ. ભરૂચ.

નં. ૧

આવતી (સને ૧૯૨૯ ની) ઉર્દુ વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા' માટે ઉર્દુ વર્નાક્યુલર અભ્યાસક્રમ પ્રમાણે જે ગદ્યપાઠો નક્કી કરેલા છે તે ખાતાની ઉર્દુ સાતમી ચોપડીના ભાગ પહેલામાંથી છે.

(અંગ્રેજીમાં સહી) જી. આઇ. શાહ.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઈન્સ. સાહેબના પત્ર નં. ૬૭૯૩ તા. ૧-૯-૨૮ માં કરેલી સૂચનાનુસાર).

## શુદ્ધિપત્રક

પુસ્તક ૧૭ અંક ૮ પેજ ૨૭૮ મે ૧૭ અને ૨૧ મા નંબરની ચોપડીમાં ગ્રન્થકર્તાનું નામ મિ. નટવરલાલ વીમાવાળા છે તેને બદલે મિ. ચીમનલાલ પ્રા, ભટ્ટ એમ વાંચવું, અને ૧૮ મા નંબરની ચોપડીની કિંમત રૂ. ૦-૪-૦ છે તેને બદલે રૂ. ૦-૬-૦ એમ સુધારી વાંચવું.

(૨)

પાઠ્ય પુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રકટકર્તા (ઠેકાણા સહિત) (નકલ દીઠ) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | બધા ઇલાકાના સામાન્ય અને હિંદુસ્તાનની રૂપરેખા ભૂગોળ (બીજી આવૃત્તિ) | મિ. એન. જે. વખારીઆ | મિ. એન. જે. વખારીઆ, તાલુકા સ્કૂલ માસ્તર, માળીઆ હાથીઆણા (કાઠિઆવાડ) | ૦—૪—૦ | પાઠ્ય પુસ્તક | પ્રાથમિક સ્કૂલોના ચોથા ધોરણ માટે. |
| ૨ | નાગાનંદ (પહેલી આવૃત્તિ) | મિ. આર. જે. દલાલ | મિ. આર. જે. દલાલ, બાલાહરમાનની સામે, રીચીરોડ, અમદાવાદ | ૦—૮—૦ | ,, | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૩ | હિંદુસ્તાનનો ઇતિહાસ અને રાજ્યવહીવટ (આવૃત્તિ ૧૯૨૭) | મિ. જી. એન. જોશી | મેકમિલન એન્ડ કં., હોર્નબીરોડ, મુંબઈ | ૧—૮—૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૪ | બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થા | મિ. કે. એચ. કામદાર | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડસન્સ, સુરત | ૦—૫—૦ | ,, | ,, |
| ૫ | આપણા દેશનો ઇતિહાસ દ્વિતીય ખંડ | મિ. બી. જે. અક્કડ | મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, સુરત | ૧—૦—૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે. |
| ૬ | ભરતખંડનો ઇતિહાસસાર (૨૬ મી આવૃત્તિ) | મિ. એલ. એલ. વ્યાસ | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડસન્સ, સુરત | ૦—૧૨—૦ | ,, | ,, ,, |
| ૭ | શાળોપયોગી આરોગ્ય શિક્ષણ (ત્રીજી આવૃત્તિ) | મિ. એચ. એ. દેસાઇ | મિ. સી. એમ. પરીખ, રીચીરોડ, અમદાવાદ | ૦—૮—૦ | ,, | ,, ,, |
| ૮ | શાળોપયોગી હિંદુસ્તાનનો ઇતિહાસ (૧૯૨૭ ની | મિ. એમ. એમ. ઘોલકીઆ | મિ. પોપટલાલ એમ. ગજરાવાલા, રીચીરોડ, | ૦—૧૪—૦ | ,, | ,, ,, અને ટ્રેનિંગ કોલેજો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૯ | સંસ્કૃત સાહિત્યની કથાઓ ભાગ બીજો (પહેલી આવૃત્તિ) | મિ. જે. એ. મહેતા | મિ. જીવણલાલ અ. મહેતા, પીરમઝારોડ, અમદાવાદ | ૨—૮–૦ | પાઠ્ય પુસ્તક | માધ્યમિક સ્કૂલો અને ગુજરાતી ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૧૦ | ભૂગોળ પાઠમાળા પુસ્તક ૨ જું. મુંબઈ ઇલાકો | મિ. પી. જે. અંબાણી અને મિ. કે. ટી. આચાર્ય | મેસર્સ બેચર મેઘજી એન્ડ સન્સ, પુરાબજાર, રાજકોટ | ૦—૫–૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૧ | શાળોપયોગી વાર્તારૂપી ગુજરાતનો ઇતિહાસ (બીજી આવૃત્તિ) | મિ. ડી. સી. ત્રિવેદી | ઓરિએન્ટલ બુકડેપો, અમદાવાદ | ૦—૪–૦ | ,, | ,, |
| ૧૨ | હિંદુસ્તાનનો ઇતિહાસ શાળાઓ માટે (પહેલી આવૃત્તિ) | મિ. સી. સી. મહેતા | ઓક્સફર્ડ યુનિવર્સિટિ પ્રેસ, મુંબઈ | ૨—૦–૦ | ,, | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૧૩ | મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત, કાદમ્બરી અને શ્રી સુબંધુકૃત વાસવદત્તા | મિ. સી એચ. પંડ્યા | મિ. જીવણલાલ અ મહેતા, પીરમઝારોડ, અમદાવાદ | ૦—૮–૦ કાગ. પૂઠું ૦—૧૨–૦ પુગ. પૂઠું | વધારાનું વાચન | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૧૪ | સંસ્કૃત સાહિત્યની કથાઓ મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ, (પહેલી આવૃત્તિ) | મિ. એન. એન. શાહ. | ,, | ૦—૮–૦ | ,, | ટ્રેનિંગ સંસ્થાઓ અને માધ્યમિક સ્કૂલો માટે. |
| ૧૫ | આનંદધારા ભાગ ત્રીજો | મિ. આર. એન. શાહ. | બાલજીવન કાર્યાલય, વડોદરા. | ૦—૯–૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૬ | ,, ,, ચોથો | ,, | ,, | ૦—૯–૦ | ,, | ,, |
| ૧૭ | સરોવરની સુંદરી (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૨–૦ | ઇનામ | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૮ | ભૂગોળ પાઠમાળા પુસ્તક ૧ લું. ગુજરાત (પહેલી આવૃત્તિ) | મિ. પી. જે. અંબાણી અને મિ. કે. ટી. આચાર્ય | મેસર્સ બેચર મેરજી એન્ડ સન્સ, રાજકોટ. | ૦—૫—૦ | લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલોના માસ્તરોના ઉપયોગ માટે. |
| ૨૯ | ઇતિહાસી (પહેલી આવૃત્તિ) | રેવ. એન. એમ મહીડા | રેવ. એન. એમ. મહીડા, ઉનાઈ, વાયા બીલીમોરા | ૦—૪—૦ | ઇનામ | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૩૦ | ટૂંકી વાર્તાઓ (પહેલી આવૃત્તિ) | મિ. એસ બી. પાઠકજી | મિ. એમ બી પાઠકજી, નવા ફળીઆ, કઠોર. | ૦—૮—૦ | ઇનામઅને લાયબ્રેરી | ,, |
| ૩૧ | દાદાજીની વાતો. (બીજી આવૃત્તિ) | મિ. ઝવેરચંદ મેઘાણી | સૌ રાષ્ટ્ર, લિમિટેડ, રાણપુર. | ૦—૮—૦ | ,, | ,, |
| ૩૨ | શ્રી કૃષ્ણુદર્શન. | મિ. આર. એસ પારેખાન | મિ. એચ. ડી. પટેલ શાહપુર, અમદાવાદ. | ૧—૪—૦ | લાયબ્રેરીઅને સ્કોલરની લાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો માટે. માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૩ | શ્રી પ્રભુચરણે | મિ. જે. બી. પંડિત અને મિ બી. પી. વ્યાસ | જીવકોર વનિતા વિશ્રામ, ખાડીઆ, અમદાવાદ. | ૦—૬—૦ | ઇનામ | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૪ | શેત્રંજ (પહેલી આવૃત્તિ) | મિ. જે. એચ શાહ | મિ દામોદર ઢીંગલાલ, શુકરેવર, ખભાત | ૦—૮—૦ | લાયબ્રેરી અને સ્કોલર લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૫ | સ્ત્રીઓની સલાહકાર અને ઉછરતી દીકરીઓની ઉપયોગી સાથી. (પહેલી આવૃત્તિ) | મિસ.એ એફ.મહેતા | મિસ. આવાબાઈ એફ. મહેતા, એલેકઝાન્ડ્રા સ્કુલીંગ સ્કૂલ, પેટીટ મેન્સન ગ્રાન્ટરોડ, મુંબઈ | ૨—૦—૦ કાગ પુઠું ૪—૦—૦ પુગ પુઠું | લાયબ્રેરી સ્કોલર લાયબ્રેરી | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને છોકરીઓની ટ્રેનિગ કૉલેજો છોકરીઓની માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૬ | રાસસંગ્રહ ભાગ ૨ જો. (પહેલી આવૃત્તિ) | મિ. સી. પી મહેતા | મિ. બી. પી. મહેતા, ઢીંગળોક જોશીની પોળ, ખાડીઆ, અમદાવાદ | ૦—૮—૦ | ઇનામઅને લાયબ્રેરી સ્કોલર લાયબ્રેરી અને ઇનામ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને છોકરીઓની ટ્રેનિગ કૉલેજો માટે |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | સ્કૂલો માટે. |
| સરળ ગીતગોવિંદ (પહેલી આવૃત્તિ) | મિ. એન. આર. શાહ | મિ. એન. આર. શાહ, દ્વી અને ટી. પી. સાર્વજનિક હાઇસ્કૂલ, સુરત | ૧-૧૨-૦ | સ્કોલરોની લાયબ્રેરીઓ | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૮ ગુંજનો વાર (પહેલી આવૃત્તિ) | મિ. બી. પી વ્યાસ | મિ બા. પી. વ્યાસ "બાળક" કાર્યાલય, ગોધરા | ૨—૦—૦ | ઇનામઅને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલર લાયબ્રેરી<br>લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે.<br>ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૩૯ મુંબઈનો વ્યાપારી અનુભવ (પહેલી આવૃત્તિ) | મિ. એમ. એન કોઠારી. | મિ. એમ. એન. કોઠારી, ભુલેશ્વર, મુંબઈ. | ૩—૮—૦ | લાયબ્રેરી<br>સ્કોલર લાયબ્રેરી<br>લાયબ્રેરી | માધ્યમિક સ્કૂલો માટે.<br>ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૪૦ પુસ્તકાલય પુસ્તક ૧ લું. (ઑક્ટોબર ૧૯૨૫ થી સપ્ટેમ્બર ૧૯૨૬) | મિ. એન. સી દીવાનજી. | મિ. એન. સી. દીવાનજી, બાદશાહ બિલ્ડીંગ, રાવપુરા, વડોદરા | ૨—૦—૦ | સ્કોલરલાયબ્રેરી | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૧ રાસમણિ. | મિ. સી. એમ. ઓઝા | મિ. સી. એમ. ઓઝા, કોશોડ, કાઠિયાવાડ. | ૦—૮—૦ | ઇનામઅને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલરલાયબ્રેરી | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને છોકરીઓની ટ્રેનિંગ કૉલેજો માટે. છોકરીઓની માધ્યમિક સ્કૂલો માટે. |
| ૪૨ થોડાક છૂટા ફુલ (પહેલી આવૃત્તિ) | મિ. જે. બી. દુર્કલ | મિ. જે. બી. દુર્કલ, આકાશેઠ કુવાની પોળ, અમદાવાદ. | ૧—૪—૦ | લાયબ્રેરી<br>સ્કોલરલાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૪૩ વેપારઉદ્યોગદર્પણ (૧૯૨૬ ની આવૃત્તિ) | મિ. વી. કે. છાણીવાળા. | મિ. વી. કે. છાણીવાળા, ગેંડી ગેટ રોડ, વડોદરા, | ૬—૦—૦ | માસ્તર લાયબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૪ | પાડર ગ્રામનિવાસ અને મધ્યમ આયોગ. (બીજી આવૃત્તિ) | મિ. ઇશ્વરલાલ વિમાવાળા | ગાંડિવ, સાહિત્ય મંદિર, સુરત | ૦–૧૨–૦ | લાયબ્રેરી<br>સ્કોલરલાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૪૫ | સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૩ જો (પહેલી આવૃત્તિ) | મિ ઝવેરચંદ મેઘાણી | મિ. એ ડી. શેઠ, ગણપુર | ૧—૮—૦ કાગ. પુઠું<br>૨—૦—૦ લુગ. પુઠું | ઇનામઅને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલરલાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૪૬ | ,, ભાગ ૪ થો | ,, | ,, | ૧—૮—૦ કાગ. પુઠું<br>૧–૧૨–૦ લુગ. પુઠું | ,,<br>,, | ,, ,,<br>,, ,, |
| ૪૭ | શાહજહાન (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦–૧૦–૦ | ઇનામ અને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલર લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ગુજરાતી ટ્રેનિંગ કૉલેજો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૪૮ | ગુજરાતનો રાજરંગ (પહેલી આવૃત્તિ) | મિ બી પી ભટ્ટ | મિ બી પી. ભટ્ટ, હરહર વાળા, બિલ્ડીંગ, ટૉપ ક શૅર, બ્લોક નં ૮૭, મુંબઈ નં. ૪. | ૦–૧૫–૦ સ્કુલ એડીશન | લાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો અને માધ્યમિક સ્કૂલો માટે. |
| ૪૯ | શિયાળ અને સસલું (પહેલી આવૃત્તિ) | મિ. એમ. જે. દવે | મિ સાકરલાલ બુલાખીદાસ, રીચીરોડ, અમદાવાદ | ૦—૨–૦ નટા ભાવ | ઇનામ | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૫૦ | પાવન કુરાનનું સુરસ અને સટીક ગુજરાતી ભાષાંતર (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ) | મિ. મોલવી મિરમહમદ યાકુબ ચીસ્તી સબીરી. | પવિત્ર કુરાન પ્રકાશક કાર્યાલય, મુંબઈ | ૧૦–૦–૦ | લાયબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ-કૉલેજો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫૧ | પ્રભાતના રંગ ( પહેલી આવૃત્તિ ) | મિ. વિજરાય કલ્યાણરાય. | મેસર્સ આર. વનમાળીદાસ એન્ડ કૅા, ભાટીઆ મહાજન વાડીની સામે, ૩૯૭ કાલબાદેવી, મુંબઈ. | ૨—૪—૦ | ,, | માધ્યમિક સ્કૂલો અને ગુજરાતી ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૫૨ | મહાકવિભવભૂતિ અને હર્ષ દેવ કૃત નાટ્યકથાઓ. (પહેલી આવૃત્તિ) | મિ. જે. એ. મહેતા | મિ. જે એ. મહેતા, પીર મઝથા રોડ, અમદાવાદ | ૦—૧૨—૦ કાગ. પુંઠું<br>૧—૦—૦ લુગ. પુંઠું | વધારાનું વાચન | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૫૩ | હિંદની પ્રજાનો ટુંકો ઇતિહાસ (પહેલી આવૃત્તિ) | મિ. કે. એચ કામદાર | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત. | ૦—૧૩—૦ | લાયબ્રેરી<br>સ્કોલરલાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |

( સહી ) કે. એસ. વકીલ.
એ. ઈ. ઉ. ભા.

( ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૫૫૮૭ તા. ૬–૮–૨૮ મા કરેલી સૂચનાનુસાર )

## સને ૧૯૨૮ ની સાલની એન. પી. વકીલ સ્કોલરશિપની પરીક્ષાનું પરિણામ

| નંબર | નામ | ઉમર | કઇ સ્કૂલમા ભણ્યા | સ્કોલરશિપની આપવાની માસિક રકમ |
|---|---|---|---|---|
| ૧ | ક્લાસ અ—ભાગલીઆ શીરા ક. | ૧૩ | ગર્લ્સ હાઇસ્કૂલ અમદાવાદ | રૂા. ૪ |
| ૨ | ક્લાસ બ—જે. એન. ખંભાતા | ૧૪ | | રૂા. ૫ |
| ૩ | ક્લાસ ક—કે. ઈ. વકીલ | ૧૫ | | રૂા. ૬ |
| ૪ | ક્લાસ ડ—કે. એચ. મેડોરા | ૧૬ | ,, | રૂા. ૭ |

અમદાવાદ, તા. ૪ થી સપ્ટેમ્બર સને ૧૯૨૮. (સહી) **Dolatram M. Shah,** પ્રમુખ, અમદાવાદ-મ્યુનિસિપાલીટી.

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રકટ કર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા | શા માટે મંજુરી આપવામા આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | તશીલ-ઉત-તાલીમ | મિ. સૈયદ અસરારઅલી બી એ. | મેનેજીંગ પ્રોપ્રાએટર "અકબર ઇતાલીમ" લાહોર | ૦—૬—૦ | ઉર્દુ સ્કૂલોની લાયબ્રેરી માટે | |
| ૨ | યસમીન | મિ. મીરઝા મોહમદ સાઇદ | દારૂલ ઇશા-અત-એ પંજાબ, લાહોર. | ૧—૮—૦ | ” | |
| ૩ | તખાઇયલાત | મિ. સૈયદ અફઝલઅલી એમ. એ. | મિ. એસ. મુમતાઅલી એન્ડ સન્સ લાહોર. | ૨—૦—૦ | ” | |
| ૪ | એજ્યુકેશનલ ગેઝેટ (મેગેઝીન) | મિ. શેખ મોહમદજાન એડિટર. | મેનેજીંગ પ્રોપ્રાયટર, 'એજ્યુકેશનલ ગેઝેટ,' જાલધર. | ૨—૮—૦ (વિદ્યાર્થીઓ માટે) ૩-૦-૦ (દરેક માટે) | ” | |
| ૫ | ચિત્રા | મિ. અબ્દુલ મજીદખાન 'સાલીક' | દારૂલ-ઇશા-અત-એ પંજાબ, લાહોર. | ૦-૧૨-૦ | ” | |
| ૬ | નયા ચાંદ... | ” | ” | ૦—૮—૦ | ” | |
| ૭ | જવાહીર-ઉત-તાલીમ | મિ. સૈયદ ધીસ મોહીઉદ્દીન | એજ્યુકેશનલ પબ્લિશિંગ ઇન્સ્ટિટયુટ, બાબગાલોર | ૧—૮—૦ | ” | |
| ૮ | મશીન-એ-સહાત | ડૉ. અનાતુલ્લા, બી. એ. એડિટર. | મેનેજર, ગીસાલા-એ-મશીર-એ-મહાત, લાહોર મિ. એસ. મુમતાઝઅલી એન્ડ સન્સ, લાહોર. | ૨—૦—૦ પબ્લિક માટે અને ૧-૦-૦ ગરીબ વિ.માટે | ” | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | શજો-રૌહત | મિ. ઉમે અબ્દુલ્લા | મિ. એસ. મુમતાઝઅલી એન્ડ સન્સ, લાહોર. | ૧-૦-૦ | ઉર્દુ સ્કૂલોની લાયબ્રેરી માટે |
| ૧૦ | શઓરી ફી-પહલી કિતાબ<br>" દુસરી કિતાબ<br>" તીસરી કિતાબ<br>" ચૌથી કિતાબ | મિ. ખ્વાજા મોહમદ અબ્દુલ રઉફ "અશરત" ઑવ લખનૌઉ. | મિ. ખ્વાજા એમ. એ. રઉફ "અશરત" ઇશા-તખાન સમાન, લખનૌ. | ૨—૦-૦<br>૦—૮-૦ (એક ચો-પડીના) | ઇનામ અને લાયબ્રેરી પુસ્તક તરીકે |
| ૧૧ | ફરાનદોનકા બયાન ભાગ ૩ જો. | મિ. સી. એચ. ડેનાલ્ડ. | મેકમિલન એન્ડ કંપનિ મુંબઈ. | ૦—૭-૦ | ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૧૨ | જાન-એ-ઉર્દુ | મિ. ખ્વાજા મોહમદ અબ્દુલ રઉફ 'અશરત' | મિ. ખ્વાજા એમ.-એ રઉફ 'અશરત' ઇશાત-ખાન સમાન, લખનૌ | ૦—૬-૦ | " |
| ૧૩ | ગુલ-એ-ઉર્દુ | " | " | ૦—૬-૦ | " |
| ૧૪ | ઇસ્લાહ-એ-ઝબાન-એ ઉર્દુ | " | " | ૦—૬-૦ | " |
| ૧૫ | ઝબાનદાની | " | " | ૦—૬-૦ | " |
| ૧૬ | મઝમુન નાવીસી | " | " | ૦—૮-૦ | " |
| ૧૭ | રફીક-એ-ઝમીનદાર | મિ. શેખનુર ઇલાહી, એમ એ. આઈ.ઈ. એસ | દારૂલ ઇશાત-એ-પંજાબ, લાહોર | ૦—૫-૩ | " |
| ૧૮ | ઇન્નાદત | મિ અબ્દુલ મજીદખાન સાલીક, બી. એ. | " | ૧—૮-૦ | " |
| ૧૯ | બચ્ચે-કી-તંદુરસ્તી | ડૉ. અબ્દુલઅઝીઝ નાઝમી, ભાષાંતર કર્તા મિ. મોહમદ હાલીમ અંસારી | " | ૦-૧૨-૦ | સઘળી ઉર્દુ સ્કૂલોની લાયબ્રેરી માટે અને કન્યાશાળામાં ઇનામ તરીકે |
| ૨૦ | આબ-એ-હસ્તી | મિ મીરઝા મોહમદ સાઇદ | " | ૧-૧૨-૦ | ઉર્દુ ટ્રે. કૉ. ની લા. માટે |

# ઇનામ પત્રક

## અમદાવાદ જિલ્લો

| નામ | કિંમત | હેતુ |
|---|---|---|
| શેઠ નાનચંદ હપદમશીએ | ૩—૦—૦ | લાડુ વ્હેંચ્યા |
| પટેલ જેસીંગભાઈ લખુભાઈએ | ૨૦૦—૦—૦ | સ્કૂલો જમાડી. |
| અમરેલીના શેઠ જમનાદાસ ગોકળદાસે | ૫—૮—૦ | ચોપડીઓ તથા સ્લેટો વ્હેંચી. |
| શા. પાનાચંદ મગનલાલે | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| મહેતા ઇશ્વરલાલ નરભેરામે | ૧૨—૦—૦ | સાકર વ્હેંચી તથા સ્કૂલ જમાડી. |
| મહેતા રણછોડલાલ અંબારામે | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| ચામ્પ ગૃહસ્થોએ | ૬—૦—૦ | પુસ્તકો વ્હેંચ્યા. |
| વીરમગામના મણીનાન જય-શંકર વ્યાસે | ૨—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| ધોળકાના રતીલાલ લલ્લુરામ ગવજીએ | ૨—૦—૦ | ,, |
| પાનીદાર આત્મારામ મથુરદાસે | ૩૩—૫—૦ | સ્કૂલ જમાડી. |
| જંબુસરના સોની મોહનલાલ હરિલાલે | ૭—૮—૦ | પતાસા તથા પતાસા વ્હેંચ્યા. |
| ધનસુરાના શેઠ જમનાદાસ સાકળચંદે | ૮—૩—૦ | ચોપડીઓ સ્લેટો, તથા પતાસા વ્હેંચ્યા. |
| ગામલોકોએ | ૬૫—૦—૦ | સ્કૂલો જમાડી. |
| મિ. ઉમેદરામ કાળીદાસે | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| આસિ.આત્મારામ ચતુરભાઇએ | ૫—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| ગામલોકોએ | ૩૦—૦—૦ | કન્યાશાળા જમાડી. |
| મહાકાળાનાબાવામાધવચરણજીએ | ૩૦—૦—૦ | ,, |
| ,, ,, | ૫૨—૦—૦ | મુખ્ય સ્કૂલ જમાડી. |
| ગામલોકોએ | ૫૨—૦—૦ | ,, ,, |
| બાઈ છત્રકોર અમ્બારૂ નાથા-લાલ રણછોડની વિધવાએ | ૩૧—૫—૯ | સ્કૂલ જમાડી. |
| મુખી મણીલાલ કાળીદાસ પટેલ તથા ઇશ્વરભાઇ રણ-છોડભાઇ પટેલે | ૩૧—૫—૬ | ,, |
| ગામડીના પા. ફકીરભાઇ ગોક-ળભાઇએ | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| આવળીના પટેલ પરમોત્તમ નાથાભાઇએ | ૧૫—૦—૦ | પુસ્તકો તથા પતાસા વ્હેંચ્યા |

| | | | |
|---|---|---|---|
| લાસા | ભુવાલડીના વાળંદ લલ્લુભાઇ પરભુદાસે | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| પોગળુ | પંડ્યા જેઠાલાલ ઉમેદરામે | ૫—૦—૦ | પુસ્તકો વ્હેંચ્યા. |
| પરઢોલ | દહેગામવાળા અમીન જેઠાભાઇ હરિભાઇએ | ૬—૮—૦ | પતાસાં તથા પીત્તળની રકાબીઓ છોકરીઓને વ્હેંચી |
| " | ધમીજવાળા પટેલ માધાભાઇ અંબાઇદાસે | ૭—૮—૦ | પતાસા તથા જર્મનના પવાલાં છોકરીઓને વ્હેચ્યા. |
| " | વમીજવાળા પટેલ વિઠલભાઇ રતનાભાઇ | ૭—૮—૦ | " |
| " | કનીપુરવાળા પટેલ છગનભાઇ દાભાઇએ | ૬—૮—૦ | " |
| સાકરીઆ | ગોઝારાના શાહ નરસિંહદાસ | ૬—૦—૦ | શેતરંજી સ્કૂલમાં પાથરવા |
| | હસમુખદાસ તથા ગોઝારાના કાવડીઆ ગુલાબચંદ હેમચંદે | ૪—૦—૦ | આપી અને મિઠાઇ વ્હેંચ |
| બાકરોલ બારસ્કૂલ દગબાદ | સ્કૂલ કમિટિના મેમ્બર તથા તાલુકા લો. બો. મેમ્બર પ્રભાતસંગ વાઘજીભાઇએ | ૧૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| પરઢોલ | પા. નાથાભાઇ દેસાઇભાઇએ | ૨—૮—૦ | પતાસા વ્હેંચ્યા. |
| " | ધમીજવાળા પા હરિભાઇ કાશીભાઇએ | ૯—૦—૦ | છોકરીઓને પ્યાલા તથ પતાસા વ્હેંચ્યાં. |
| કુબડથલ | બાકરોલના પા. ઓતમભાઇ અવચળદાસે | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યા. |
| વસાઇ | મથુરભાઇ મનોરદાસ પરેલે | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| બાકરોલ | અહેની સ્કૂલના સેમજ તાલુકા લો બો ના મેમ્બર પ્રભાનસંગ વાઘજીભાઇએ | ૬—૦—૦ | પાંચ દિવસ સુધી દૂધ પ |
| વટામણ | થાનના શેઠ કેશવલાલ ગોપાળજીએ | ૪૦—૦—૦ | છોકરીઓને ચોરસા, પોથ વિદ્યાર્થીઓને સાકર વ્હે |
| બાવળા | પા પુરષોત્તમ નાથાભાઇએ | ૪૦—૦—૦ | સ્લેટ, ચોપડીઓ, પેન વ વ્હેંચ્યા. |
| " | શા. અમૃતલાલ ગોરધનભાઇએ | ૨૦૦—૦—૦ | દરેક સ્કૂલો જમાડી |
| વીસલપુર | ગોલાવીના શા ગીરધરલાલ નથુભાઇએ | ૫—૦—૦ | ખ્હેરા વ્હેંચી. |
| રામોલ | સ્કૂલ કમિટિના મેમ્બર શા. ચમનલાલ મોહનલાલે | ૫—૦—૦ | લાડુ વ્હેંચ્યા. |
| પરઢોલ | શા હરિલાલ હેમચંદે | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ઈંદ્રોડા | તલાટી ગોરધનભાઇએ | ૧૫—૦—૦ | ખાદીની ટોપી, છીંટના ચોપડીઓ તથા પ વ્હેંચ્યાં |
| " | સ્વામી શ્રી રામાનંદજીએ | ૨૦૦—૦—૦ | દરેક સ્કૂલો જમાડી. |

| | | | |
|---|---|---|---|
| ાવળા | સ્વામી શ્રી રામાનંદજીએ | ૨૦૦—૦—૦ | દરેક સ્કૂલ જમાડી |
| દ્રોણ | પાટીદાર લખુદાસ રામજી-ભાઈએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| મિલ | શેઠ ચીમનલાલ મોહનલાલે | ૧૧—૧—૯ | ગરીબને ચોપડીઓ તથા લાડુ વ્હેંચ્યા. |
| નસુરા | મિ. વીરમદાસ ગોકળભાઈએ | ... ... | સ્કૂલ જમાડી. |
| ,, | શેઠ પ્રેમચંદ કાળીદાસે | ૧૪—૦—૦ | મિઠાઇ તથા ઇનામ વ્હેંચ્યાં. |
| ોહાખરી | ઠાકરડા બાપુજી વાસનજીએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગઇઆ | પાટડીદરબાર તરફથી | ૫—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| કોલ | મિ. આતમભાઇ મોહનલાલે | ૪૭—૦—૦ | સ્કૂલ જમાડી. |
| રાદ | સાધુ માધવ ગરજીએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ોલ | ઠાકોર સનાજી ધીરાજીએ | ૭૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| મપુરા | મિ. તુકારામ હરજીરામે | ૧૮—૦—૦ | પુસ્તકો તથા પતાસાં વ્હેંચ્યાં |
| ઞલીઆરા | પટેલ ગોવિંદભાઇ કેવળભાઇએ | ૪૧—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ાડાસા | ખાનસાહેબ હાજીમહમદભાઇ ખાનજીએ | ૨૬—૮—૦ | પતાસાં, ઇનામ તથા સ્કૂલ જમાડી. |
| ભટથલ | મિ. મંગળદાસ કેશવલાલે | ૩—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| ,, | મિ. પિતાંબર ગુલાબચંદે | ૩—૦—૦ | ,, |
| ,, | મિ. મણિલાલ મનસુખે | ૩—૦—૦ | ,, |
| ાનળી | મિ. અમૃતલાલ ગોવર્ધનદાસ શાહે | ૨૦૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| ,, | બાઇ ચંચળ શા. વિઠ્ઠલદાસ મથુરાંદાસની વિધવાએ | ૨૦૦—૦—૦ | ,, |
| ,, | બેન પાર્વતી પા. આત્મારામ ખુશાલદાસની દીકરીએ | ૨૦૦—૦—૦ | ,, |
| ાંડલ | મિ.ભોગીલાલ તકલસી વોરાએ | ૬—૦—૦ | પેંડા વ્હેંચ્યા. |
| ,, | મિ. હરિકૃષ્ણ ગોવિંદલાલ પોસ્ટમાસ્તરે | ૪—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| ાણા | ગામના આગેવાન ગૃહસ્થોએ | ૩૫—૧૦—૦ | સ્કૂલ જમાડી, પતાસાં, મિઠાઇ તથા પુસ્તકો વ્હેંચ્યાં. |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ાણુમેલ | શેઠ હરિવલ્લભ બહેચરદાસે | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ણુવ | એક ગૃહસ્થ તરફથી | ૨૨૧—૦—૦ | ,, |
| ,, | મિ. વલ્લભાઇ ગોવિંદભાઇએ | ૭—૮—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| ,, | મિ. શનાભાઇ નરસિભાઇએ | ૭—૮—૦ | ,, |
| ,, | ગામલોકો તરફથી | ૬૦—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| ાલજ | શાહ ગાકરચંદ લલ્લુભાઇએ | ૧૦૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ,, | ,, | ૨૦—૦—૦ | ખાજા વ્હેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| પાનજ | શાહ સાકરચંદ વસ્તુભાઇએ | ૧૧—૦—૦ | શીવણમા આપ્યા. |
| ,, | શાહ ખીમચંદ માનચંદે | ૧૦૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ,, | પટેલ લલ્લુભાઇ હરીભાઇએ અને તેમના વેવાઇ તરફથી | ૧૦૦—૦—૦<br>૪૧—૦—૦ | ,,<br>જર્મનના પ્યાલા તથા શીવણમા આપ્યા |
| ,, | પા ગોવિંદભાઇ શંકરભાઇએ | ૧૦૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| ,, | પા ગળકભાઇ વસ્તાભાઇએ | ૧૦—૦—૦ | શીવણમા આપ્યા |
| ,, | પા મનોરભાઈ જેઠાભાઇએ | ૧૦૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| ,, | બારોટ ધુળા નાપુજીએ | ૨૨—૦—૦ | શીવણમા તથા પિત્તળની વાડકીઓ વ્હેંચી. |
| ,, | પા મોતીભાઈ સામળભાઇએ | ૧૦૧—૦—૦ | સ્કૂલ જમાડી |
| વાડદ | મિ ભાઇલાલ માધવનાલે | ૫૫—૦—૦ | કપડા વ્હેંચ્યા. |
| દહેમી | પટેલ મહીજીભાઇબાબાભાઇએ | ૫૬—૪—૦ | સ્કૂલ જમાડી |
| ભરોડા | ગામના સદગૃહસ્થોએ | ૪૫૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| બાંગણુજા | મિ. માણેકલાલ ગજ્જડદાસે | ૧૫—૦—૦ | ,, |
| કણ્ભેડા | પટેલ ભીખાભાઇ દેસાઇભાઇએ | ૧૦—૮—૦ | પેંડા વ્હેંચ્યા |
| ,, | વાઘ દ બાઈ તુરકે | ૧૦—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| ,, | પટેલ પુનાભાઇ આતમભાઇએ | ૧૦—૦—૦ | ,, |
| ઓજ઼વા | મિ તુળશીભાઇ ધુળાભાઇ<br>નિ લલ્લુભાઇ વિઠ્ઠલભાઇ<br>મિ ગોરધનભાઇ ધુળાભાઇ | ૯૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| જેસરવા | ગામના સદગૃહસ્થોએ | ૧૩૫—૦—૦ | ,, |
| પીપવા | | ૪૨૦—૦—૦ | ,, તથા પતાસા વ્હેંચ્યા |
| રાસનોલા | મિ ભગન મથુરભાઇ ઇશ્વરભાઇએ | ૬૦—૦—૦ | ,, |
| ,, | મિ મણીલાલ નાથજીભાઇએ | ૧૦૦—૦—૦ | ,, |
| ગોપાલપુરા | પટેલ શંકરભાઇ કરસનદાસે | ૩૧—૦—૦ | ,, |
| સાંગ | નિ ભુલાભાઇ નથુભાઇએ<br>મિ મગનભાઇ ધરમદાસે | ૨૨—૦—૦ | ,, |
| સુનાવ | ભાઇ કાશી પટેલ લલ્લુભાઇ જેઠાભાઇ | ૨૫—૦—૦ | ,, |
| શીલી | પટેલ ભીખાભાઇ નરસિભાઇએ | ૩૦—૦—૦ | ,, |
| ,, | મિ આરૈયા દાનસંગ માનસંગે | ૩૩—૦—૦ | ,, |
| ,, | મિ વ્હોરા ગ્હુન ફુજ્જાએ | ૨—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| આસી | ગામના આગેવાનોએ | ૩૫૦—૦—૦ | સ્કૂલ જમાડી તથા જર્મનના પ્યાલા વ્હેંચ્યા |
| થીગરાવ | મિ હીમતભાઇજેઠાભાઇમહીડા | | |
| ,, | મિ પ્રભાત બાવજીભાઇ મહીડા | ૬૦—૧૨—૦ | સ્કૂલ જમાડી તથા મિઠાઇ વ્હેંચી |
| ,, | મિ કાળી દત શંકરભાઇ પટેલ | | |
| ,, | મિ મગનભાઇમોગાભાઈપટેલ | | |

| | | | |
|---|---|---|---|
| વેલગઢ | મિ. મોતીભાઇ હરિભાઇએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગોપાલપુરા | મિ. રતનાભાઈ આશાભાઇએ | ૩૧—૦—૦ | ,, |
| હુણાવ | પટેલ નારણભાઈ કાશીદાસે | ૨૧૫—૦—૦ | ,, |
| કન્જોડા | ગોરધનભાઇ રણછોડભાઇ સુથારે | ૧૦—૦—૦ | ,, |
| દાસ | મિ. ડાહ્યાભાઇ દયાળજીભાઇ પટેલે | ૧૨૯—૮—૦ | ,, |
| ,, | મિ. લલ્લુભાઇ મનોરભાઇપટેલે | ૧૨૬—૮—૦ | ,, |
| ડીરંજ | મિ. દેવસંગ ફુલજીભાઇએ | ૧૨—૦—૦ | ,, |
| ,, | મિ અમરસંગ બહેચરભાઈએ | ૧૨—૦—૦ | ,, |
| ભાખજ | ગામના સદ્દગૃહસ્થોએ | ૧૦૦-૧૩—૦ | ,, પિત્તળના પ્યાલા આપ્યા તથા મિઠાઇ વ્હેચી. |
| જેસરવા | બારૈયા બામર જોસમે | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| લાલી | ઠક્કર નરોતમ ધનજીએ | ૩૦—૦—૦ | ,, |
| ,, | મિ. બુલાભાઈ રણછોડદાસે | ૪—૮—૦ | મેવમમરા વ્હેચ્યા. |
| વીરગઢ | તારાપુરના અમીન ફુલાભાઇ બાપુજી | ૩૫—૦—૦ | જર્મનના પ્યાલા તથા પતાસા વ્હેચ્યા |
| હીરસદ | મિ. ભાઈલાલ હીરાભાઇ | | |
| ,, | નડદનાના પટેલ મથુરભાઇ નારણભાઇએ | ૪૮—૦—૦ | પિત્તળની વાડકીઓ અને પતાસા વ્હેચ્યા. |
| | અમીન શંકરભાઇ જેરાભાઈ | | |
| મળીઆતજ | અમીન મગનભાઇપરસોતમદાસે | ... .. | સ્કૂલ જમાડી. |
| ,, | પટેલમગનભાઈ ગોવિંદભાઇએ | | |
| ,, | મિ પુંજાભાઇ ગોવિંદભાઇ પટેલ | ૭૧—૦—૦ | ,, |
| સેંગાણા | મિ. તળશીભાઇ ગોકળભાઇ | ૨—૦—૦ | સ્કૂલફંડમાં તથા પતાસા |
| અલીંદ્રા | ગામના સદ્દગૃહસ્થોએ | ૨—૦—૦ | વ્હેચ્યા. |
| | ,, | ૨૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ઓડ | પટેલ સોમાભાઇ બેચાભાઇએ | ૫૦—૦—૦ | ,, |
| તોરણા | મિ છગનભાઇ કાશીભાઇએ | ૭૦—૯—૦ | ,, |
| દેવાતજ | મિ. છોટાલાલર શુછોડભાઇએ | ૨૨—૮—૦ | ,, |
| ,, | મિ. મોતીલાલ દેસાઇભાઇએ | ૨૨—૮—૦ | ,, |
| ગામડી | મિ. નારણભાઇ પુરસોતમદાસે | ૪૦—૦—૦ | ,, |
| ,, | મિ. મથુરભાઈ બામરભાઇએ | ૪૦—૦—૦ | ,, |
| લસુંદ્રા | મિ જેઠાભાઇ ઓતમભાઇએ | ૪૫—૦—૦ | ,, |
| નાપાડ | મિ વાઘજીભાઇ મોતીભાઇએ | ૩૧—૮—૩ | ચોપડીઓ વ્હેચી. |
| ,, | મિ કાળીદાસ તળશીભાઇએ | ૧૪૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| રેહણ | મિ સોમાભાઈ હીરાચંદે | ૪—૦—૦ | મિઠાઇ વ્હેચી |
| વડેલી | ગામના ગૃહસ્થોએ | ૧૭૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| કેરીઆવી | અજુપુરાના મિ. પુંજાભાઇ જીવાભાઇએ | ૩૧—૪—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વ્હેચી |

| | | | |
|---|---|---|---|
| કેરીઆવી | અજુપુરાના મિ. પુંજાભાઈ જીવાભાઈએ | ૪—૦—૦ | પરબમા આપ્યા. |
| ઓડ | પટેલ ચનાભાઇ જીવાભાઇએ | ૨૦૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| ,, | પટેલ હાથીભાઇ લલ્લુભાઇએ | ૨૦૦—૦—૦ | ,, |
| ,, | પટેલ ફાભાઇ ભુલાભાઇએ | ૧૦૦—૦—૦ | ,, |
| અગાવ | પટેલ દેસાઇભાઇ હરિભાઇએ | ૨૫—૦—૦ | ઘડિઆળ આપ્યુ, |
| | ,, | ૩—૦—૦ | પતાસા વ્હેચ્યા. |
| હમીતપુરા | બ્રાહ્મણભાઇ ગોમતીએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| સતુણ | કણઝરીના પટેલ હાથીભાઇ મથુરભાઇએ | ૧૮—૦—૦ | પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા |
| ,, | ટરસંડાના પટેલ આદરભાઇ શંકરભાઇએ | ૧૮—૦—૦ | ,, |
| ,, | ગાડાના પટેલ રણછોડભાઇ ગોવિંદભાઇએ અને જીવાભાઇ કલ્યાણભાઇએ | ૫૧—૦—૦ | જર્મનના રકાબી પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| સુરાસામળ | પટેલ કાળીદાસ કુબેરે | ૩૫—૦—૦ | કન્યાઓને ઓઢણીઓ |
| | ,, | ૧૦—૦—૦ | તથા પતાસા વ્હેચ્યા. |
| | ,, | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા, પતાસા |
| ડભાણ | પટેલ દેસાઇભાઇ કસીભાઇએ | ૧૭—૦—૦ | તથા ફુડમા આપ્યા. |
| ,, | પટેલ જોરાભાઇ કાળીદાસે | ૧૨—૦—૦ | ,, |
| અડાસ | ભાઇ ઝવેર પટેલ વરધભાઇ બાપુજીની વિધવાએ | ૨૫૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| દેથલી | શા બકોરભાઇ ગીરધરદાસે | ૨૫—૦—૦ | ,, |
| ,, | મિ છોટાલાલ વિઠ્ઠલદાસે | ૨૫—૦—૦ | ,, |
| સામરખા | વીણાના પટેલ ડાહ્યાભાઇ હાથીભાઇએ | ૨૫—૦—૦ | પ્યાલા તથા પતાસા વ્હે મિઠાઇ તથા પ્યાલા વ્હેંચ્ય |
| બોરીઆવી | પટેલ હરખજીભાઇ ગનાભાઇએ | ૧૫—૦—૦ | જર્મનના પ્યાલા રકા |
| વલાસણ | ખભાતના બ્રહ્મભટ કહાનજી જીભાઇએ | ૫—૦—૦ | તથા મિઠાઇ વ્હેંચી. |
| | ખભાતના બ્રહ્મભટ મોરલીધર કહાનજીએ | ૧૦—૦—૦ | ,, |
| સેગુડા | ગામના આગેવાનોએ | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગામડી | જીટોડીઆના પાં. શનાભાઇ અમથાભાઇએ | ૫—૦—૦ | છોડીઓને પ્યાલા તથા પતાસા વ્હેચ્યા. |
| ગોકવા | શા. વાડીલલ ગોરધનદાસે | ૫—૦—૦ | પરબ માટે પિત્તળની ડોલ આપી |
| વલાસણા | પા નારણભાઇ ગોપાળભાઇએ | ૭—૦—૦ | પિત્તળના પ્યાલા તથ મિઠાઇ વ્હેંચી. |

| | | | |
|---|---|---|---|
| વલાસણુ | પા. ફીસાભાઇ ગોપાળભાઇએ | ૯—૦—૦ | જર્મનના પ્યાલા તથા મિઠાઇ વ્હેંચી. |
| ,, | પા. મોતીભાઇ અણુભાઇએ તથા મોતીભાઇ હરિભાઇએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| દેદરડા | ગામના ગૃહસ્થોએ | ૧૨૫—૮—૦ | સ્કૂલ જમાડી તથા પિત્તળના પ્યાલા તથા જસેબી વ્હેંચી. |
| કંજરી | ઉત્તરમંડાના પટેલ મોતીભાઇ લલ્લુભાઇએ | ૪૦—૦—૦ | પિત્તળના ડબ્બા વ્હેંચ્યા. |
| સારસાપુર | કઠવાલના મણીલાલ હરગોવિંદદાસે | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| ૨૬ | ઠક્કર ભોગીલાલ મોતીલાલે | ૧૬—૦—૦ | ચાર માસ સુધી પરબ બેસાડી. |
| સરખેજ | શા. અંબાલાલ હરગોવનદાસે | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| દેદરડા | ગામલોકોએ | ૧૭—૦—૦ | પુસ્તકો તથા સ્લેટો વ્હેંચી. |
| અકલાચા | ઠક્કર અંબાલાલ વિઠ્ઠલદાસના વેવાઇ ઠક્કર માધવલાલ રણછોડ તથા ઠક્કર મોતીલાલ કહાનજીએ | ૭૫—૦—૦ | કન્યાઓને પ્યાલા તથા વિદ્યાર્થીઓને મિઠાઇ વ્હેંચી. |
| મોકવા | શા. નાનાલાલ ગીરધરલાલે | ૫—૦—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| ,, | શા. અંબાલાલ નગીનદાસે | ૫—૦—૦ | ,, |
| અહેમદાવાદ | વૈદરાજ માણેકધર મણીધર ભટ્ટે | ૫—૦—૦ | જર્મનસીલ્વરના રકાબી પ્યાલા, તથા તાબડી આપી. |
| દેદરડા | મારૈયા પ્રભુદાસ કલ્યાણભાઇએ | ૨૬—૮—૦ | સ્કૂલ જમાડી. |
| નડિઆદ | કાકરખાડના પટેલ છોટાભાઇ બાનરભાઇએ કન્યાશાળા ૧ લામા | ૫૨—૦—૦ | પ્યાલા તથા મિઠાઇ વ્હેંચી. |
| કઠલાલ | કમરેઠના ભાવસાર પાનાચંદ જમનાદાસે | ૨૦—૦—૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| કંજોડા | પા. બાઇજી બાપુજીભાઇએ<br>પા. મોતીભાઇ લલ્લુભાઇએ | ૭—૮—૦ | સ્કૂલ જમાડી. |
| સુણાવ | પા. નારણભાઇ કાશીભાઇ<br>પા બીખાભાઇ ફુલાભાઇએ | ૨૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ભાલજ | ગામના તથા બહારના ગૃહસ્થોએ | ૯૮—૧૩—૦ | પિત્તળના પ્યાલા, રકાબી તથા મિઠાઇ વ્હેંચી. |
| | ,, | ૧૮૬—૦—૦ | ,, |
| ખેડાસા | સુનાર જીવરામ કાશીદાસે | ૧૭—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | વાળંદ ભીખા હરમાએ | ૧૭—૦—૦ | ,, |
| રૂદણ | મિ. ઓતમભાઇ મકનદાસની વિધવાએ | ૨૫—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ડેહગી | પટેલ ગીરધરભાઇ પ્રભુદાસે | ૭૮—૬—૦ | ,, |
| મિત્રાલ | મિ. નાથાભાઇ હરિભાઇએ | ૭૫—૦—૦ | ,, |
| પાલજ | પટેલ સોમાભાઇ મથુરભાઇએ | ૧૦૦—૦—૦ | ,, |
| હૈજરાબાદ | ગોર અંબાલાલ ભગવાનદાસે | ૧૫—૦—૦ | ,, |
| મહેમદાબાદ | મિ. જેઠાલાલ ગીરધરભાઇએ | ૫—૦—૦ | ચવાણું વ્હેંચ્યુ તથા ડોલ, લોટો તથા પિત્તળનું પ- વાલું વગેરે ભેટ આપ્યુ. |
| નાવલી | પટેલ ફુલાભાઈ નરોત્તમદાસે | ૧૫૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગામડી | મિ મોતીભાઇ જેઠાભાઇએ | ૪૫—૦—૦ | ,, |
| દાસરા | શા ગોકળદાસ મોતીચંદે | ૧૦૦—૦—૦ | ,, |
| મહોલેલ | નરસંડાના પટેલ કિસાભાઇ ઓતમભાઇએ | ૩૫—૦—૦ | જર્મનના પ્યાલા તથા પ- તાસા છોકરાને વ્હેંચ્યા. |
| | ,, | ૧૩—૦—૦ | ,, કન્યાશાળામા વહેંચ્યાં |
| અલીણા | મારૈયા બહેચર ભક્તિએ. | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| મોકવા | શા. પુરુષોત્તમદાસ મગનલાલે | ૧૧—૦—૦ | પિતળના પ્યાલા વ્હેંચ્યા. |
| સંગાણા | પટેલ ચતુરભાઇ મથુરભાઇએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | કોઓપરેટીવ સોસાયટીએ | ૩—૮—૦ | પતાસા વ્હેંચ્યા. |
| મંજીપુરા | શા, માધવભાઇ ગોપાળભાઇએ | ૪૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| સાસ્તાપુર | દેરજના પટેલ દેસાઇભાઇ ભુલાભાઇએ | ૬—૦—૦ | પતાસા વ્હેંચ્યા |
| | | ૨૦—૦—૦ | કન્યાશાળા જમાડી. |
| મહોલેલા | શા સોમાભાઇ રણછોડભાઇએ | ૩૫—૦—૦ | પતાસા તથા પિત્તળના પ્યાલા વ્હેંચ્યા તથા ફંડમાં આપ્યા |
| સારસાપુર | ગામના આગેવાનોએ | | |
| મોકવા | સુથાર સોમાભાઇ નાથાભાઇએ | ૧૫—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| સુંદરપુર | રાસનોલના પટેલ ફકીરભાઇ જીવાભાઇએ તથા રણછોડ ધેલાભાઇએ | ૨૧—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા. |
| લમીતપુરા | પટેલ નાગરભાઇ લક્ષ્મીદાસે | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગોપાલપુરા | પટેલ શનાભાઇ આશાભાઇએ | ૨૧—૦—૦ | ,, |
| ભરોડા | ગામના સદગૃહસ્થોએ | ૧૯૫—૦—૦ | ,, |
| સઇજપુર | પટેલ ખુશાલભાઇગોકળભાઇએ | ૮૦—૦—૦ | ,, |
| રાજુપુરા | વારેલા કાલાજી ભારસંગજીએ | ૪૦—૦—૦ | ,, |
| | વાઘેલા દીપાજી જીણાજીએ | ૪૦—૦—૦ | ,, |
| મહેમદાવાદ | ગામના સદગૃહસ્થોએ | ... ... | પિત્તળના પ્યાલા તથા પા ણીનો દેગડો ભેટ આપ્યો |
| | સોની અંબાલાલે હીરાલાલે | ૩૧—૦—૦ | પ્યાલા વ્હેંચ્યા. |
| કોદીઅલ | ઠાકર મગન ઝવેરભાઇએ | ૧૧—૦—૦ | પ્યાલા રકાબી તથા પતાસ વ્હેંચ્યાં. |
| | ઠાકર નાથજી ખુશાલભાઇએ | ૧૧—૦—૦ | |
| મહોલેલ | પટેલ સોમા રણછોડભાઇએ | ૪૮—૦—૦ | સ્કૂલ જમાડી. |

| | | |
|---|---|---|
| ગામલોકોએ | ૩૦૫—૦—૦ | સ્કૂલ જમાડી તથા પતાસા વ્હેંચ્યા. |
| " | ૧૦૪—૦—૦ | " |
| મિ. છોટાભાઇ નાથાભાઇએ | ૨૫—૦—૦ | રકાબી પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા |
| પટેલ મણીભાઇ બકોરભાઈએ | ૨૫—૦—૦ | પીતળના પ્યાલા વ્હેંચ્યા. |
| પટેલ હીરાભાઇ વહાલદાસે | ૧૮—૦—૦ | " |
| પટેલ વાઘજીભાઇ બાપુજીએ | ૨૧—૦—૦ | સ્કૂલ જમાડી |
| સુથાર લલ્લુભાઇ મોતીલાલએ | ૨૧—૦—૦ | " |
| પટેલ મથુરભાઇ વહાલદાસે | ૧૫-૧૨-૦ | ઘડિઆળ આપ્યું |
| મિ. લલ્લુભાઇ જેઠાભાઇએ | ૧૬—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| મિ. રાનાભાઇ મહીજીભાઇએ | ૫૦—૦—૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| પટેલ લલ્લુભાઇ લખાભાઇએ | ૧૫—૩—૦ | " |
| પટેલ કાશીભાઇ ભાઇજીભાઇએ | ૨૨—૯—૦ | જર્મનના પ્યાલા વ્હેંચ્યા. |
| પા. બહેચરભાઇ વાઘજીભાઇએ | ૭૦—૦—૦ | ઓઢણીઓ વ્હેંચી. |
| મિ. ઉમેદભાઇ મરઘાભાઇએ | ૬૫—૦—૦ | " " |
| વાળંદ ફુલા મથુરે | ૧—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| વાળંદ કાલાભાઇ ભીખાએ | ૧—૦—૦ | " |
| પટેલ છગનભાઇ બાબરભાઇએ | ૨—૦—૦ | " |
| પટેલ બહેચરભાઇ મૂળજીભાઇ | ૮૧—૦—૦ | ઓઢણીઓ તથા ખાના વ્હેંચ્યા. |
| પટેલ પુજાભાઇ દ્વારકાદાસે | ૭૫—૦—૦ | |
| પટેલ ભુલાભાઈ શામળભાઇ | ૬૫—૦—૦ | " |
| પટેલ મૂળજીભાઇ નાગરભાઇએ<br>પટેલ ખોડાભાઇ કાળીદાસે | ૭૬—૦—૦ | " |
| રાસના પટેલ મહીજીભાઇ દ્વારકાદાસે | ૨૩—૮—૦ | ઇનામ વ્હેંચ્યું. |
| પટેલ દલાભાઇ ગણેશભાઇએ | ૦—૧૦૦—૦ | સ્કૂલ જમાડી |
| પટેલ ચતુરભાઇ દ્વારકાદાસે | ૪૦—૦—૦ | " |
| પટેલ ફુલાભાઈ લલ્લુભાઇએ | ૩૫—૦—૦ | " |
| પગી મોતીભાઇ રાજાજીએ | ૨૦—૦—૦ | " |
| બારૈયા સાવસંગ ડાહ્યાજીએ | ૧૫—૦—૦ | " |
| સુથાર મગનલાલ લલ્લુએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| મિ. રામસંગજી મૂળભાઇએ | ૧૦—૦—૦ | જર્મનના પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા |
| પટેલ છગાભાઇ ધોરીભાઇના વેવાઇએ | ૮—૦—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વ્હેંચી. |
| મોધાભાઇ રઇજીભાઇએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| શા. મણીલાલ છગનલાલે | ૧૪—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા. |
| મિ. ગોમાભાઇ મથુરદાસે | ૭—૦—૦ | |
| મિ. ચુનિલાલ પરશુદાસે | ૬—૮—૦ | " |

| | | | |
|---|---|---|---|
| ઉંદ્રમી | પટેલ ગીરધરભાઇ પ્રભુદાસે | ૭૮—૬—૦ | |
| મિત્રાલ | મિ. નાથાભાઇ હરિભાઇએ | ૭૫—૦—૦ | ,, |
| પાલજ | પટેલ સોમાભાઇ મથુરભાઇએ | ૧૦૦—૦—૦ | ,, |
| હૈજરાબાદ | ગોર અંબાલાલ ભગવાનદાસે | ૧૫—૦—૦ | ,, |
| મહેમદાબાદ | મિ. જેઠાલાલ ગીરધરભાઇએ | ૫—૦—૦ | ચવાણુ વ્હેંચ્યુ તથા ડોલ, લોટો તથા પિત્તળનું પ-વાલું વગેરે ભેટ આપ્યુ. |
| નાવલી | પટેલ ફુલાભાઇ નરોત્તમદાસે | ૧૫૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગામડી | મિ મોતીભાઇ જેઠાભાઇએ | ૪૫—૦—૦ | ,, |
| દાસરા | શા ગોકળદાસ મોતીચંદે | ૧૦૦—૦—૦ | ,, |
| મહેલાલ | નરમંડના પટેલ કિસાભાઇ ઓતમભાઇએ | ૩૫—૦—૦ | જમંનના પ્યાલા તથા પ-તાસા છોકરાને વ્હેંચ્યા. |
| | ,, | ૧૩—૦—૦ | ,, કન્યાશાળામા વ્હેંચ્યા |
| અલીણા | મારૈયા બહેચર ભક્તિએ. | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| મોકવા | શા. પુરશોત્તમદાસ મગનલાલે | ૧૧—૦—૦ | પિતળના પ્યાલા વ્હેંચ્યા. |
| મેગાણુ | પટેલ ચતુરભાઇ મથુરભાઇએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | કૉઓપરેટીવ સોસાયટીએ | ૩—૮—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| મંજીપુરા | શા, માધવભાઇ ગોપાળભાઇએ | ૪૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| સાસ્તાપુર | કેરજના પટેલ દેસાઇભાઇ ભુલાભાઇએ | ૬—૦—૦ | પતાસાં વ્હેંચ્યા. |
| | | ૨૦—૦—૦ | કન્યાશાળા જમાડી. |
| મહેલેલા | શા સોમાભાઇ રણછોડભાઇએ | ૩૫—૦—૦ | પતાસાં તથા પિત્તળના |
| સાસ્તાપુર | ગામના આગેવાનોએ | | પ્યાલા વ્હેંચ્યા તથા ફંડમા આપ્યા |
| મોકવા | લુહાર સોમાભાઇ નાથાભાઇએ | ૧૫—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| સુંદરપુર | રાસનોલના પટેલ ફકીરભાઇ જીવાભાઇએ તથા રણછોડ ઘેલાભાઇએ | ૨૧—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા |
| હમીદપુરા | પટેલ નાગરભાઇ લક્ષ્મીદાસે | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગોપાલપુરા | પટેલ ધનાભાઇ આશાભાઇએ | ૨૧—૦—૦ | ,, |
| ભરોડા | ગામના સદ્ગૃહસ્થોએ | ૧૯૫—૦—૦ | ,, |
| સહીજપુર | પટેલ ખુશાલભાઇગોકળભાઇએ | ૮૦—૦—૦ | ,, |
| રાહુપુરા | વાઘેલા ડોસાજી ભારસંગજીએ | ૪૦—૦—૦ | ,, |
| | વાઘેલા દીપાજી કુબાજીએ | ૪૦—૦—૦ | ,, |
| મહેમદાવાદ | ગામના સદ્ગૃહસ્થોએ | ... ... | પિત્તળના પ્યાલા તથા પા ણીનો દેગડો ભેટ આપ્યે |
| | સોની અંબાલાલે હીરાલાલે. | ૩૧—૦—૦ | પ્યાલા વ્હેંચ્યા. |
| કોઠીઅલ | ઠક્કર મગન ઝવેરભાઇએ | ૧૧—૦—૦ | પ્યાલા રકાબી તથા પતાસ |
| | ઠક્કર નાથજી ખુશાલભાઇએ | ૧૧—૦—૦ | વ્હેંચ્યાં. |
| મહેલેલ | પટેલ સોમા રણછોડભાઈએ | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |

---

## જાહેરખબર

નીતિના પાઠો શીખવવા માટેની પરીક્ષા આ સેન્ટરમા દર ચાર વર્ષ લેવામા આવે છે. આ સાલ આ કોલેજમા તા ૧૬-૭-૨૮ના રોજ લેવાઈ હતી અને તેમા સૌથી સારા નંબરે હેપ્સી જેકબ આવ્યા હતા જેથી તેમને તા. ૧૯-૯-૨૮ ના રોજ આ કોલેજના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોની સમક્ષ એક રૂપાનો ચાહ તથા પુસ્તકો મળી(રૂ. ૨૦)ની કીંમતનુ ઈનામ આપવામાં આવ્યુ છે

મહાલક્ષ્મી ટ્રેનિંગકોલેજ
ફોર વિમેન
અમદાવાદ, તા ૧૯-૯-૨૮

V. Baptista.
લેડિ સુપ્રીન્ટેન્ડન્ટ.

| | | | |
|---|---|---|---|
| ચલીણા | મિ. નાથાભાઇ ગરબડે | ૬—૦—૦ | ,, |
| ,, | મિ. રણછોડ ભુલાભાઇએ | ૫—૦—૦ | ,, |
| ગામડી | ગોસાઇ રાજેંદ્રગીરી રામેશ્વરગીરીએ | ૪—૦—૦ | પ્યાલા તથા પતાસાં |
| ,, | ગોસાઇ મોતીગીરી બાવનગીરીએ | ૪—૦—૦ | ,, |
| ,, | દેસાઇભાઇ શનાભાઇએ | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ,, | મિ. કાળીદાસ ગરબડદાસે | ૪૦—૦—૦ | ,, |
| ,, | સુતાર શનાભાઇ મૂળજીભાઇએ | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| લાવી | ગામલોકોએ | ૧૮૬—૦—૦ | સ્કૂલ જમાડી તથા વ્હેંચ્યા. |
| માછીએલ | મારૈયા કાભાઇ ગોવિંદે | ... ... | સ્કૂલ જમાડી |
| તોરણા | ગામના સદગૃહસ્થોએ | ૨૮—૦—૦ | મિઠાઇ વ્હેંચી. |
| કજોડા | કુંભાર રાગજી ખુશાલે | ૨૭—૮—૦ | સ્કૂલ જમાડી. |
| ,, | મહેતા ભાઇશંકર અંબારામે | ૧૬—૪—૦ | પિત્તળના રકાબી વ્હેંચ્યા. |
| | મહેતા આચારામ મોતીરામે | ૧—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | | | મિઠાઇ વ્હેંચી |

જાહેરખબરો

કિંમતમાં ઘટાડો

ફક્ત

# નવો સંદેશો

## શાળોપયોગી

ટોપીની પહેલ કરનાર

ગુજરાતી

## હિંદુસ્તાનનો ઇતિહાસ

કેળવણીખા

(રાજ્યબંધારણ સાથે)

દરેક ગુજ

કર્તા,

**મગનલાલ માણેકલાલ ધોલકીઆ**

બી એ, બી. ટી.

ઉપગ

પૃષ્ઠ ૩૦૦ કિ. ૦–૧૪–૦

ખર્ચ

પ્રાથમિક શાળાઓને તેમજ માધ્યમિક શાળાઓના માટે ખાસ પયોગી પ્રશ્નો સાથે. નમુના માટે તમારા બુકસેલરને ત્યા બુક જુઓ. જથી તમોને ખાત્રી થશે કે તે બુક કેટલી બધી ઉપયોગી અને સરળ ભાષામા છે.

**બીજા બહાર પડેલાં ને મંજુર થએલાં પુસ્તકો**

આંક અને તેનો ઉપયોગ. ૦–૧–૬

આના કોપિબુક નં ૧ થી ૫ ૦–૧–૬

**મુંબઈ ઇલાકાની ભૂગોળ. ચિત્રો અને રંગીન નકશા સાથે**

કર્તા,

પ્રીતમરાય વ દેસાઈ. ૦–૫–૦

**ગુજરાત પ્રાંતની ભૂગોળ નકશા સાથે.**

વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ કૃત ૦–૪–૦

સામટી લેનારને કમિશન આપવામા આવશે.

સિવાય સ્કૂલના ઉપયોગની બધી બુકો અમારે ત્યા મળશે.

લખો,

ધી ગુજરાત ઓરિએન્ટલ બુક ડીપો,

રીચીરોડ–અમદાવાદ.

## અનુક્રમણિકા

# गुजरात शाळापत्र

પુસ્તક ૬૭ ] ડિસેમ્બર, સને ૧૯૨૮ [ અંક ૧૨


## નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ નડિઆદ-પ્રમુખના ભાષણમાંના કેટલાક વિચાર

### ( ૧ )

### ગઈ સાઠીની સાહિત્યપ્રવૃત્તિનું અવલોકન

મીરાના પદ, નરસિંહ મહેતાના પ્રભાતીઆ, પ્રેમાનન્દના આખ્યાન, સામળભટના છપ્પા, અને વાર્તા, અખાની જ્ઞાનવાણી, ભોજા ભગતના ચાબખા, દયારામની ગરબીઓ ઇત્યાદિ મધ્યકાલીન ગુજરાતનું ઘેર ઘેર ગવાતું અને પ્રેમથી સંઘરાતું સાહિત્ય છે. એના ગુણ અને ગુણની મર્યાદાનું ચિન્તન રસિક છે. પરતુ એ સર્વ અત્યારે 'દૈવતરૂપાક્તિ' યાને લક્ષ્મીપૂજનમા પ્રતિષ્ઠિત થઈ ગએલું એવું સાહિત્યદ્રવ્ય છે, વ્યવહારમા ઉપયોગી થાય-જેના આધારઉપર આપણા નવા જમાનાનો વહેવાર ખેડીએ-એવું એ દ્રવ્ય નથી. ભવિષ્યની આશા કેટલે અંશે સકારણ છે એનો જ્યાં વિચાર કરવાનો છે ત્યા વર્તમાન સ્થિતિની જ સમાલોચના ઉપયોગી અને પ્રાસંગિક છે. તે માટે, એની ન્યૂનતાના કારણથી નહિ, પણ પ્રસ્તુત વિચાર માટે અનુપયોગિતાના કારણથી, એ જુના સાહિત્યને રહેવા દઈ-આપણા અર્વાચીન સાહિત્યની ગઈ સાઠીના ઇતિહાસ ઉપરજ નજર ફેરવીએ. એ સાહિત્યને આપણે કાલક્રમના ત્રણ ખંડમા વહેચી શકીએ છીએ; પહેલા ખંડનું લક્ષણ જ્ઞાનવૃદ્ધિ માટે સભાઓનું સસ્થાપન:

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, બુદ્ધિવર્ધક સભા, જ્ઞાનપ્રસારક સભા, ફાર્બસ સભા ઇત્યાદિ અને એમાં ગુજરાતી સાહિત્યની સેવા કરનાર મહાપુરુષો ફાર્બસ, ભોળાનાથ, મહીપતરામ, નન્દશંકર, દલપતરામ, નર્મદાશંકર, મનઃસુખરામ, રણછોડભાઈ, ઝવેરલાલ, નવલરામ, વ્રજલાલ શાસ્ત્રી, ભગવાનલાલ ઇન્દ્રજી, ઇત્યાદિઃ એ પુરુષોને હાથે ઐતિહાસિક શોધ, કવિતા, નવલકથા, નાટક, તત્વજ્ઞાન અને વિવેચનશાસ્ત્રના પાયા નંખાયા. એમાંના એક ભગવાનલાલ ઇન્દ્રજીનું સ્થાન તો પ્રાચીન શિલાલેખના શોધક અને અભ્યાસક તરીકે અર્વાચીન હિન્દુસ્તાનના મહાન વિદ્વાનોમાં છે. પરંતુ એ જમાનામાં અંગ્રેજીનો અભ્યાસ હાલ જેટલો વિશાળ ન હતો, અને જીવન હાલ કરતાં ઘણું ઓછું સંકુલ હોઈ એમના વિચારમાં વિશેષ સાદાઈ હતી. એનું પ્રતિબિમ્બ તે વખતની કવિતામા, નાટકમા તેમજ નવલકથામાં આપણે જોઈએ છીએ. ઘડીકમા સભાનું મનરંજન કરી દે એવી દલપતરામની કવિતા. નર્મદના સૃષ્ટિસૌન્દર્યનાં અને ઋતુવર્ણનનાં કાવ્યો વિગતભર્યાં પણ મર્મગ્રાહી નહિ. એમનાં શૃંગાર વીર અને દેશભક્તિ રસના ઉછાળા તેમાં કૃત્રિમતા નહિ તેમ કલા પણ નહિ, માત્ર ગીધો અને પ્રબળ આવેશ. "જય જય ગરવી ગુજરાત! દીપે અરુણું પ્રભાત" એ ઉત્થાનિકામાં આપણી માતૃભૂમિની ઉચ્ચ ઉદાર અને મનોહર સ્વરે જયઘોષણા, પણ તે પછી એ ઘોષણાના સ્વરને આકાશમાં ટકાવી રાખે એવી બલવતી પ્રતિભા નહિ; ગુજરાતનાં ઇતિહાસ અને ભૂગોળ ઉદાત્તાલંકારથી જે કાંઈ ઉચાં સ્મરણો કરાવી શકે તે કરાવીને અન્તે 'કોની કોની છે ગુજરાત' એમ નિશાળીઆઓ એકે અવાજે ઉચ્ચારે એવું કથન. રણછોડભાઈના 'લલિતા દુઃખદર્શક' નાટકની કળા સહજ સમજી લેવાય એવી. 'કરણ ઘેલો' અને 'વનરાજ ચાવડો'; એમા વિશેષરૂપે 'કરણઘેલા'માં ઐતિહાસિક સમયનું ચિત્ર સાદું અને સુન્દર; તથા તે વખતના આચારવિચાર તથા કોમળ સ્ત્રીપુરુષના મનોભાવના વર્ણનની શક્તિ સારી; અને સાદી પણ ઉચ્ચવર્ણી ભાષાનું બળ ધ્યાન ખેંચે એવું. નવલરામ ગુજરાતી ભાષાના વિદ્વાન, પણ એમની વિશિષ્ટતા સાહિત્યવિવેચનમાં. એમનામા સાહિત્યના ગુણદોષ સમતોલબુદ્ધિથી પારખવાની અદ્ભુત સ્વાભાવિકશક્તિ પણ બહુ વિશાળ સાહિત્યના જ્ઞાનથી એ સંસ્કાર પામેલી નહિ, તેમ વિશાળ બનેલી પણ નહિ; જેવું તે સમયનું સાહિત્ય, તેને અનુરૂપ એમની વિવેચના; પરંતુ તે સાથે આગામી સમય સમજવા જેટલી ઉદાર સહૃદયતા ખરી, અને તેથી 'કુસુમકળી'નું ગુણદર્શન. મન:સુખરામભાઈનું વેદાન્ત તે વિચારસાગર

પંચદશી અને શાંકર ભાષ્યનો શબ્દાર્થ અને વાક્યાર્થ અને 'સંપ્રદાયસિદ્ધ અર્થ' જાણવા પૂરતું, અને એમની પિપાસા પણ સાંપ્રદાયિક' જ્ઞાન માટેજ; પણ તે માટે ખરા હૃદયનો પ્રેમ અને આગ્રહ. આ સમયમાં ઝવેરલાલ-ભાઈએ શાકુન્તલ અને મનુસ્મૃતિનાં ભાષાન્તર કર્યાં, એની કિંમત આ માર્ગની આદ્ય કૃતિઓ તરીકે સારી. એ જમાનાના કાર્યની મારી આ વિહંગદષ્ટિથી આપને કદાચ લાગશે કે હું એની કદર કરવામાં મન્દ છું. પણ વસ્તુતઃ તેમ નથી. હું એટલીજ દૃઢતાથી માનું છું કે નર્મદાશંકરમાં સાચુ હૃદયનું કવિત્વ હતું, કવિત્વના અનેક પ્રદેશમાં એમણે પોતાની શક્તિ પ્રસારી છે. એમના અનન્યસાધારણ કવિજીવન માટે, એમના નીડર સાંસારિક જીવન માટે, એમણે ઉત્તર કાળમાં દર્શાવેલી વિરલ સત્યનિષ્ઠા અને ઐતિહાસિક દૃષ્ટિ માટે, (પછી ભલે એમાં આપણે સંમત થઈએ વા ન થઈએ) તેમજ એકલ હાથે ગુજરાતી ભાષાની એમણે કરેલી સેવા માટે, મારૂં શિર એમને ચરણે નમે છે. દલપતરામની શાણી કવિતા—એમનાં સાદાં સીધા રમુજી વર્ણન, વાર્તાશૈલી અને મીઠો હાસ્યરસ મને આનન્દ આપે છે. સાદી ગુજરાતી ભાષા કેટલું કામ આપી શકે છે એ દલપતરામ અને નન્દશંકર જેવું કોઈએ બતાવ્યું નથી. નન્દશંકરનો કરણ-ઘેલો આપણે આનંદથી વાચીએ છીએ, અને વર્તમાન સમયની સંકુલતાથી કંટાળેલા આપણે ઘણીવાર એ ભૂતકાળની સાદાઈ તરફ વળીએ છીએ.

(૨)

## ઇતિહાસ સંશોધન

આપણા ઇતિહાસ વિભાગે વિચારવાના પ્રશ્નો ઘણા છે. પ્રથમ તો ગુજરાતનો પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ ધ્યાનમાં રાખી, એનું નિરૂપણ જે આજસુધી ગુજરાતના વર્તમાન ચતુઃસીમાની દૃષ્ટિએંજ કરવામાં આવ્યું છે એમાં મૌલિક પરિવર્તન કરવો જોઈએ. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ એટલે ઉત્તરમાં પંજાબ સુધીના પ્રદેશનો; અને દક્ષિણમા દક્ષિણના ઉત્તર વિભાગના પ્રદેશનો;' એ ઇતિહાસના ઘણા આંકાં હજી હવે પૂરવાનાં છે. ઘણાં વર્ષો પૂર્વે 'આપણા ઇતિહાસનું શિક્ષણ 'મોગલ અને બ્રિટિશ અમલનીજ દરકાર કરતું. તે પછી મહમદ ઘોરી અને મહમદ ગિઝની સુધી, અને તે પછી પ્રાચીન ઇતિહાસ સંશોધનની કિંમત થતાં સિકંદરની સ્વારી સુધી, આપણે ભૂતકાળમા ગયા. પરંતુ તે પહેલાનો સમય કેવળ પૌરાણિક એટલે ઇતિહાસદષ્ટ્યા અપ્રમાણિક એવી વાર્તા-

ઓથી જ ભરેલો હોઈ ઇતિહાસના અભ્યાસ માટે નકામો છે એવી સમજણ ઘણો વખત ચાલી. પરંતુ વધતી જતી શોધને પરિણામે સમજાયું કે પુરાણમાં કરેલી નોંધ હિંદુસ્તાન ઉપર આક્રમણ કરનાર પશ્ચિમની પ્રજાઓના ઇતિહાસકારોએ તથા અન્ય મુસાફરોએ જે નોંધ કરી છે તેની સાથે અદ્ભુત રીતે મળતી આવે છે. આથી પુરાણની પ્રમાણ તરીકે પ્રતિષ્ઠા વધી, અને પુરાણના મહાન અભ્યાસી પાર્જીટરે એ પ્રતિષ્ઠાનું સારાસાર વિવેચનપૂર્વક એટલું બધું ગૌરવ વધારી દીધું કે વેદાદિક ગ્રંથ કરતા પણ એનું પ્રમાણ વધારે માન્યું. આટલે સુધી જવું મધ્યસ્થ ઇતિહાસકાર માટે અશક્ય છે, પણ અન્ય પ્રમાણથી બાધિત ન હોય, અથવા અન્ય પ્રમાણને બાધિત કરે એટલું સંભવિત હોય, તો પુરાણના કથનને ઇતિહાસરૂપે માનવાને અત્યારે સહુ ઇતિહાસકારો તૈયાર છે. તેજ પ્રમાણે તે પછીના સમયમાં આવતાં કેવળ શિલાલેખ, સિક્કા અને તામ્રપટ્ટનાજ પ્રમાણને વળગી ન રહેતાં ઇતિહાસ રચવામાં બાધાબાધના સામાન્ય નિયમાનુસાર સાહિત્યનો ઉપયોગ કરવો પણ ઉચિત છે; વળી વિશેષ સાહિત્ય જ્યારે તારીખો નક્કી કરવામાં ઉપયોગી નથી થતું, ત્યારે પણ પ્રજાના વાસ્તવિક કે ભાવનાત્મક જીવનની ઝાંખી કરવા માટે બહુ કામનું થઈ પડે છે. પરંતુ આપણા ઇતિહાસના પ્રકાશનું એક મોટું સાધન હજી હવેજ આચાક્ષિતિજ ઉપર ઉગતું દેખાય છે. સંધ અને પંજાબની સરહદો ઉપર મોહન-જો-ડારો અને હરપ્પાનાં ખોદાણકામથી ઋગ્વેદ બલકે તેથી પણ પૂર્વના મનાતા કાળ ઉપર પ્રકાશનાં કિરણો ફૂટયાં છે. તે સંબંધીના અનુમાન જે અત્યારસુધી ચાલતી આવેલી પાશ્ચાત્ય ઇતિહાસકાર અને પુરાતત્ત્વવિદ્‌ની માન્યતાથી તદ્દન વિપરીત છે. એ પુરાણની હકીકત સાથે મળે છે, અને પરિણામે હિંદુસ્તાન ઉપર આક્રમણ કરનાર અને એની વસ્તીમાં ભળી જનાર 'Foreign Tribes' યાને પરદેશી જાતિઓ સંબંધી આપણા અર્વાચીન વિદ્વાનોના લેખો જુદી દૃષ્ટિએથી તપાસવા પડશે. કાઠીઆવાડની ઐતિહાસિકરત્નગર્ભા વસુંધરા 'હજી' ખોદવી તદ્દન બાકી છે. સૌરાષ્ટ્ર, દ્વારકા અને વલભીપુરના ઇતિહાસનાં કેટલાંએ પડ એ ભૂમિમાં દટાએલા કોઈવાર બહાર નીકળશે એ કહેવાતું નથી, અને એ નીકળશે ત્યારે આપણા અત્યારસુધી માનેલા ઇતિહાસને ટેકો આપશે કે ઉથલાવશે એ વિષે અત્યારે કાંઈ પણ પ્રમાણિક કલ્પના થઈ શકતી નથી. પણ એ શોધ ઇતિહાસના યથાર્થ જ્ઞાન માટે અત્યંત આવશ્યક છે એટલું તો નક્કીજ છે. બીજું આપણા ઇતિહાસના રાજવંશો અને એમની

તારીખો આપણે ચોક્કસ રીતે જાણી શકયા છીએ તેમાં પણ હજી લોક સ્થિતિ વિષે ઘણું જ્ઞાન ઉમેરવું બાકી છે. સાહિત્ય એ આ જાતના કાર્ય માટે એક મોટું સાધન હોય છે, પણ દુર્ભાગ્યે, આપણા તે કાળના ઘણાખરા કવિઓએ એમના સાહિત્યને ધર્મ સિવાય કોઇપણ રસથી ભીંજાવા દીધું નથી. આથી લોકસ્થિતિ જાણવાના વિષયમાં આપણને ઘણી મુશ્કેલી પડે છે.

રત્નમણિરાવે મુસલમાન સમયના ગુજરાતના ઇતિહાસનો અભ્યાસ પ્રકટ કરવા માંડયો છે, તથા એને અંગે માત્ર સામાન્ય નિરૂપણથી સંતોષ ન માનતાં વિગતવાર માહીતી એકઠી કરવા માંડી છે, એ પદ્ધતિએ ઘણું કામ કરવા જેવું છે. રાયચુરા અને મેઘાણી કાઠીઆવાડની જુની વાર્તાઓ રાસ વગેરે સાહિત્ય એકઠું કરે છે એનું મૂલ્ય ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું ન હોય પણ સમયનું ચિત્ર દોરવવામાં તો ઘણું જ કામનું છે. વળી એક સંસ્કૃત અલંકારશાસ્ત્રી લખે છે તેમ 'સર્વશાસ્ત્રો કાવ્યમુખપ્રેક્ષી' છે–અર્થાત્ કાવ્યનું જ મુખ નિહાળતાં કાવ્યનાં સેવક છે–અને તે પ્રમાણે ઇતિહાસ પણ કાવ્યરૂપ થયા વિના એનું તત્ત્વ પૂરેપૂરૂં પ્રકટ કરી શકતો નથી. કવિપ્રતિભા વિનાનો ઇતિહાસ એ જીવંત માંસ અને રુધિર વિનાનું માત્ર કાળનું મૃત હાડપિંજર છે તે માટે આપણો ઇતિહાસ ખરી રીતે જાણવા માટે આપણે નન્દશંકર તુળજાશંકર અને કનૈયાલાલ મુનશીની અપેક્ષા રાખીએ છીએ. કલા ખાતર સત્યના ભોગ આપવાની જરૂર હોય તો ગુજરાતના ઇતિહાસ ખાતર કલાનો ભોગ આપવા પણ ભાઈ મુનશીને આપણે વિનંતિ કરીશું. આપણે એમને કહીશું કે સત્ય અને કલા ઇતિહાસ અને કલા–ઉભયનો સુન્દર સમન્વય કરી શકે એવું એમનામાં સામર્થ્ય છે, એકનો ભોગ આપવો પડે એવા એ કલામાં અનિપુણ કે ઇતિહાસમાં યથાર્થતાની કિંમત ન સમઝી શકે એવા પ્રાકૃત નથી. છતાં ભોગ આપવો પડે એટલા એ અશક્ત હોય તો કલાનો ભોગ આપે, ઇતિહાસનો નહિ; કારણ કે કલાના ક્ષેત્ર ઘણા છે, ઇતિહાસનું એક છે.

(૩)

ભાષા

ત્રીજું આપણી ભાષાનો ઇતિહાસ પણ હજી ઘણો વધારે શોધવાનો છે. ગ્રીયર્સને તો ભાષાશાસ્ત્રીઓની શોધોના આધારે માત્ર થોડીક લીટીઓ જ દોરી છે, પરંતુ ટેસિટોરી અને નરસિંહરાવ ભાઈએ એમાં ઘણું વધારે કામ કર્યું છે. પણ તેઓએ કર્યું છે તે કરતાં હજી ઘણું ઘણું વધારે કામ

કરવું બાકી છે, અપભ્રંશ સાહિત્યના છૂટક અવશેષો કેટલાક સમયથી ઉપલબ્ધ હતા, પણ સળંગ કાવ્યો હજી હવેજ પ્રસિદ્ધ થવા લાગ્યાં છે, અને અપભ્રંશ એટલે એક સ્થિર અવિકારી ભાષા–જેનું વ્યાકરણ હેમચન્દ્રે ઘડી આપ્યું છે એમ મનાઈ રહ્યું છે, તેને બદલે હવે એનો એક જીવંત અને વિકારી ભાષા તરીકે અભ્યાસ થવો ઘટે છે, જેટલું અપભ્રંશ સાહિત્ય ઉપલબ્ધ છે એ પ્રકાશમાં મૂકી આ અભ્યાસ શરૂ કરી દેવો જોઇએ. અત્યારે ઉત્તર હિન્દુસ્તાન રાજસ્થાનથી માંડી દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રાજ્યના પ્રદેશ સુધીના ભાગમાં જે અપભ્રંશ સાહિત્ય જડયું છે તે રચવામાં પણ મ્હોટો અંશ જૈનોનો છે, પણ હેમચન્દ્ર વગેરેએ ઉચ્ચરેલાં ઉદાહરણો જોતાં કેટલુંક સાહિત્ય જૈનેતર થકી પણ રચાયલું હોય તો તે સંભવિત છે. એ સઘળું સાહિત્ય શોધવાનો આપણે પ્રબળ પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે અપભ્રંશ સાહિત્ય મૂળ હિન્દુસ્તાનના ઉત્તર દક્ષિણ 'અપરાન્ત'નું છે, તથાપિ એના સૌથી વિશેષ ઉત્તરાધિકારીઓ આપણે ગુજરાતી છીએ. આપણા ગુજરાતમાં આવ્યાના ઇતિહાસ ઉપરથી આપણી ભાષાનો ઉદ્‌ભવ–પ્રાચીન આર્ય ભાષા, પછી સંસ્કૃત, પછી પાલી પછી શૌરસેની અપભ્રંશ, અને તે ઉપરાંત ગુર્જરોની મૂળ ભાષા દર્દસ્તાની યા પૈશાચી આટલાં તત્ત્વોમાંથી થએલો મનાય છે. હવે આ સઘળાં તત્ત્વોને પૃથક્ કરી આપણી ભાષાના પ્રત્યેક શબ્દની ઉત્પત્તિ આપણા કોષમાં આપણે બતાવવી જોઈએ. તેમાં પૈશાચીનું તત્ત્વ શોધવું કઠણ છે તથાપિ તે માટે યત્ન થવો જોઈએ, અને અશિષ્ટ મનાતા એના ખુણાખોચરાની બોલીના શબ્દો પણ એકઠા કરીને તપાસવા જોઈએ. આ સઘળું કાર્ય અસાધારણ મહત્ત્વનું છે તેવુંજ ખર્ચનું છે; વળી વર્તમાન જમાનામાં કોઈપણ કોષ જ્યાંસુધી સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ રૂપી મૂળ ઉપરાંત, હિન્દી મરાઠી અને બંગાળી સાથેના સમાનતા અંશો નહિ દર્શાવે ત્યાંસુધી એ અપૂર્ણજ ગણાશે.

## ( ૪ )
## વિજ્ઞાન

હવે વિજ્ઞાનવિભાગના વિષયમાં આપણે શું કરવાનુંછે એ જોઈએ. આ વિષયમાં જે કાર્ય કરવાનું હોઈ શકે તેના બે પ્રકાર છે; એક નવી શોધ, અને બીજો લોકપ્રચાર. નવી શોધની બાબતમાં તો ગુજરાતે આખા હિન્દને બદલે સમસ્ત પૃથ્વીના વિજ્ઞાનશાસ્ત્રીઓની સાથે રહીને કામ કરવાનું છે. પણ જે નહાનું કામ–છતાં અતિ આવશ્યક કામ–સાહિત્ય પરિષદ્ પોતે ઉપાડી શકે એવું છે ને વિજ્ઞાનના લોકપ્રચારનું છે. ઉણાં દશ

પંદર વર્ષમાં આપણા પ્રથમ અને મધ્યમ કક્ષાના શિક્ષણમાં વિજ્ઞાનશાસ્ત્રને આપણે સ્થાન આપ્યું છે. અને સારી નિશાળોમાં એ કામ થતું હશે એમ પણ આપણે માની લઈએ તોપણ એની બહાર સામાન્ય લોકમાં વિજ્ઞાનનો પ્રચાર હજુ નહિ જેવો છે અને એ પ્રચાર સારી પેઠે થાય તે માટે સાહિત્ય પરિષદે ખરા અન્તઃકરણથી મ્હોટી યોજના રચવાની આવશ્યકતા છે. મ્હારા મિત્ર મિ. કોઈલીં-જે હમણાં થોડા વખત ઉપર બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં એનજીનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ થયા છે-એમણે કલકત્તા રિવ્યૂમાં ઔદ્યોગિક કેળવણી ઉપર લેખ લખવા માંડયા છે, એમાં એક સ્થળે કહ્યું છે કે ઇંગ્લંડનો ઔદ્યોગિક વિકાસ ઔદ્યોગિક શાળાને નહિ પણ ઔદ્યોગિક કારખાનાંને આભારી છે. આ કહેવું ઇંગ્લંડ પરત્વે ખરૂં છે, પણ અન્ય પ્રાણી કરતાં મનુષ્યોમા વિશેષ એ છે કે સ્વાભાવિક હોય એને પણ એ પ્રયત્નજન્ય કરી શકે છે. ઔદ્યોગિક કારખાનાંથી ઇંગ્લાંડનો ઔદ્યોગિક વિકાસ થયો એ ખરી વાત, પણ એ કારખાનાંને સુધારવામાં ઔદ્યોગિક શાળાનું વિજ્ઞાન અત્યારે મ્હોટો ભાગ લે છે; બલ્કે ઇંગ્લંડ પણ શાળા અને કારખાનાંને પરસ્પર જોડવામાં અન્ય દેશોથી-ઉદાહરણ તરીકે જર્મનીથી-પછાત છે તેટલી એની ઔદ્યોગિક સ્થિતિ પણ હાનિ સહન કરે છે. આપણા દેશમાં કારખાનાંના કામમાં શાળામાં મેળવેલી વૈજ્ઞાનિક કેળવણી બહુ ઉપયોગી થશે: બલ્કે, આપણા દેશની સ્થિતિ એવી છે કે જ્યાંસુધી વૈજ્ઞાનિક શિક્ષણથી આપણી હવાને ભરી દેવામાં નહિ આવે, ત્યાંસુધી આપણાં કારખાનાં ઘણુ ગતાનુગતિક અને જમાનાથી પચાસ વર્ષ પછાત રહેવાનાં. તે માટે સાહિત્ય પરિષદે વિજ્ઞાનને લોકપ્રિય કરવા સારૂ જે કાંઈ યત્ન થઈ શકે તે કરવા મચી પડવું જોઈએ. આરંભમાં વિજ્ઞાનનાં લોકપ્રિય ભાષણો અને પ્રયોગો ગુજરાત અને કાઠિઆવાડનાં અમુક શહેરોમાં કરવા માટે ગોઠવણ કરી દેવી જોઈએ, અને એ કામમાં પ્રજાની સેવા કરવા ડૉ. કાન્તિલાલ, ડૉ. નાયક, પ્રોફેસર વીરમિત્ર દીવેટીઆ, રા. પોપટલાલ શાહ, રા. સાંકળચંદ શાહ, રા. પર્જન્યરાય મેઢ, અને રા. વિજયલાલ ધ્રુવ તૈયાર છે એમ હું જાણું છું. અન્ય પણ ઘણા ભાઈઓ સાહાય્ય કરશે.

## (૫)
## તત્ત્વજ્ઞાન

ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં આપણું બે જાતનું કર્તવ્ય છે. એક તો આપણા ગુજરાતી સાહિત્યમાં મીરા અને નરસિંહ મહેતાથી માંડી

આજ પર્યન્ત જે જે વિચાર આપણા સાહિત્યમાં પ્રકટ થયા છે, એ તારવવાનું, એનો ઇતિહાસ રચવાનું, તથા એને હિન્દુસ્તાનમાં અન્યત્ર પ્રકટ થએલા ધર્મ અને તત્ત્વવિચાર સાથે સંકળવાનું મ્હોટું કાર્ય છે. પણ એટલેથીજ સંતોષ પામવાનો નથી. જેમ સાહિત્યમાં જુના સાહિત્યના પાનથી સંતુષ્ટ થવાનું નથી પણ નવું સાહિત્ય રચવાનું છે, તેજ રીતે તત્ત્વજ્ઞાનમાં પણ આપણે આગળ પ્રગતિ કરવાની છે. આપણા પ્રાચીન પૂર્વજોએ જેમ ઇતિહાસ તેમ તત્ત્વજ્ઞાન સાહિત્ય સાથે ગૂંથ્યું હતું. પરંતુ એ કાર્ય મહાન કવિઓ જ કરી શકે. આપણે તો, એજ કાર્યની સામગ્રી તરીકે, તત્ત્વજ્ઞાનને એક સ્વતન્ત્ર શાખારૂપે કેળવી પોષી સંવર્ધી શકીએ. તત્ત્વજ્ઞાન એ સંસારને વિલોકવાની એક દૃષ્ટિ છે, અને તે જેમ જ્ઞાનીને સિદ્ધ છે તેમ આપણુ સહુને સાધ્ય છે અને આવશ્યક છે. તત્ત્વજ્ઞાન એ જ્ઞાનીને અન્ય શાખાઓની સમાન કક્ષાનું એક શાસ્ત્ર છે એ સમજણ પણ ભૂલભરેલી છે. જ્ઞાનની સર્વશાખામાં તત્ત્વજ્ઞાન પ્રવેશ કરે છે, કારણ કે એ સર્વના મૂળરૂપે એનું સ્થાન છે. તેથી જીવ, જગત અને પરમાત્મા સ્વરૂપનું, જ્ઞાનની એક સ્વતન્ત્ર શાખારૂપે ચિંતન એટલામાં જ તત્ત્વજ્ઞાન સમાપ્ત થતું નથી. ઇતિહાસ અને વિજ્ઞાનનાં મૂળ શોધવા તથા એનો અર્થ કરવામાં પણ તત્ત્વજ્ઞાન પ્રવર્તે છે. આ દૃષ્ટિએ મનુષ્યનું બંધારણ, એનો આ પરિદૃશ્યમાન વિશ્વ સાથે સંબન્ધ, એની સ્વાભાવિક પ્રવૃત્તિ નિવૃત્તિની ભાવનાઓ–ઇત્યાદિ સર્વ વિચાર તત્વજ્ઞાનના પેટામાં પડે છે. એ વિચારનું બહોળું પણ સુચિન્તિત સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે. એ જ ભવિષ્યના કાવ્યસાહિત્યમાં ઉચ્ચતા અને ગંભીરતા, એ સાહિત્યના પ્રાણરૂપે, પ્રેરી શકશે અને એ વિના આપણું સાહિત્ય રંગબેરંગી પરપોટા જેવુંજ રહેશે.

## ( ૬ )

## કેળવણી

કેળવણીનો વિભાગ સાહિત્યપરિષદનું આવશ્યક અંગ છે. આપણી કેળવણીનું સ્વરાજ્ય આપણને નામનુ તો મળી ચૂક્યું છે; પરંતુ એને વાસ્તવિક કરવામાં અત્યારે મ્હોટી મુશ્કેલી આ ખાતા માટે સરકાર પાસેથી નાણાં મેળવવાની છે. એ મેળવવાના માર્ગો પરિષદના પ્રદેશની બહાર છે, પરંતુ એના પ્રદેશની અંદર પણ ઘણું કરવાનું બાકી છે. જેટલાં સાધન આપણને પ્રાપ્ત છે તેટલાનો પણ પૂરેપૂરો ઉપયોગ કરવા માટે પ્રયત્નમાં

કેળવણી સંબન્ધી વિચાર કરનારાં મંડળો હોવાં જોઈએ. મિ. મારવિને કહેલું મને યાદ આવે છે કે-ઈંગ્લાંડમાં દર અઠવાડીએ સ્થળે સ્થળે કેળવણી માટે ઉત્સાહ ધરાવનારાં મંડળો મળે છે, ચર્ચા કરે છે, કેળવણીના વિસ્તાર અને સુધારા માટે ઠરાવો કરે છે, યોજનાઓ ઘડે છે ત્યારે આ દેશમાં તો સઘળું શૂન્યવત્ પડ્યું છે! આપણે આપણા પ્રાન્તમાં કેળવણીના અનેક પ્રયત્નો આરંભ્યા છે, પણ તે હજી પરસ્પર અસૂત્રિત છે. પરિષદ્‌નું કામ એમાં સૂત્ર પરોવવાનું, અને એક મુખ્ય કેળવણીમંડળ સ્થાપી એ દ્વારા ગુજરાતીની કેળવણી ઉપર દેખરેખ રાખવાનું, અને એના વિસ્તાર તેમજ ગુણમાં દિન પર દિન સુધારા કરવાનું છે.

ક્ષણવાર વિચારો કે આજકાલ પશ્ચિમમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણને સરલ સુબોધ અને રસિક કરવા માટે કેટલા પ્રયત્નો ચાલી રહ્યા છે! કેળવણીના કાર્યમાં પડેલાને જાણીતું છે કે અત્યારે સેંકડો પુસ્તકો જગતના મહાન સાહિત્યને બાલ વિદ્યાર્થીના જીવનમાં ઉતારવા માટે રચવામાં આવે છે. તેમ, વર્તમાન વિજ્ઞાનની પ્રગતિથી પણ તેઓ અજાણ્યાં ન રહે તે માટે કઠિન વિજ્ઞાન પણ સુગ્રાહ્ય રૂપમાં મૂકવામાં આવે છે. આ કાર્ય સફળ રીતે કરવા માટે વિદ્વાન લેખકોની તેમજ બાહોશ પ્રકાશકોની જરૂર છે. બીજું: કેળવણી એ શાળાના શિક્ષણને અંતેજ સમાપ્ત થતી નથી એ શિક્ષણશાસ્ત્રનો એક સુવિદિત સિદ્ધાન્ત છે, પણ એ સૂત્રનો અત્યાર સુધી એ જ અર્થ થયો છે કે શાળામાંથી નીકળી મનુષ્ય જીવનમાં પડે છે ત્યારે જીવનરૂપી મહાશાળામાં એનું શિક્ષણ ચાલ્યાં કરે છે. આ સત્ય છે પરંતુ પશ્ચિમમાં એક બીજા અર્થ ઉપર પણ હવે ધ્યાન દેવાવા લાગ્યું છે. તે એ તે જીવનના વ્યવસાયમાં પડયા પછી પણ મનુષ્યને આત્મશિક્ષણ માટે કાંઈક રૂપાન્તર સાથે શાળા કાયમ રાખવાની જરૂર છે. આ 'adult education' નો સિદ્ધાન્ત ગરીબોને જ માટે છે એમ નથી; ધનિકોને પણ શાળા છોડયા પછી મૂર્ખ બની જવાનો એટલોજ સંભવ છે. ત્રીજું, કૃષ્ણ ભગવાને જેટલા પ્રેમથી ગોપાલ આહીરોને પોતાના માન્યા હતા તેટલા જ પ્રેમથી ગામડાંની વસ્તીની સાથે એકતા કરવાની જરૂર છે. અને તેથી ગામડાંની કેળવણીનો પ્રશ્ન,-એ કેળવણી કેવી હોવી જોઇએ તથા એને કેવી રીતે રોચક તેમજ હિતપ્રદ અને ઉપયોગી કરી શકાય એ પ્રશ્ન-પણ મન લગાડીને વિચારવાનો છે.

૭

પરિષદ્‌ના સામાન્ય ઉદ્દેશ સંબન્ધી, સાહિત્યના સઉદ્યમ માટે જોઇતી

એ ચોક્કસ વિજ્ઞાનશાસ્ત્રીઓની સંશોધક બુદ્ધિ આ બાબતમાં પણ કેટલી મદદગાર થઇ છે તેના દાખલો ટાંકું. સને ૧૯૨૩ માં હવાઇના ટાપુમાંથી લગભગ ૭ કરોડ રૂપીઆનાં અનનાસ ઉગાડીને બહાર મોકલવામાં આવ્યાં હતા. આ ઉદ્યોગ એક નાની શોધખોળને આધારે જામ્યો. હવાઇ ટાપુની જમીનમાં અનનાસો સારાં થતાં પણ પીળા પડી જતાં એનું કારણ વિજ્ઞાનશાસ્ત્રીઓએ ખોળી કાઢ્યું. તેઓને માલમ પડ્યું કે તે જમીનને લોખંડના સત્વની ભૂખ રહી જાય છે. વળી એ સત્વ જમીનમાં નાખવાથી પણ પાકને પહોંચી શકતું નથી. વિશેષ અખતરાઓ કરવાથી એવું જણાયું કે જમીનમા લોખંડનો ખાર નાખવા કરતાં, તે ખારને પાણીમા પીગળાવી અનનાસ છોડનાં પાંદડાઓ ઉપર છાંટવાથી આ રોગ મટી જાય છે. આમ થયા પછી આ ધંધો ત્યાં ખૂબ જામ્યો.

કેટલાક વખત ઉપર ન્યુઝીલેન્ડમાં ઘેટાં અને ઢોરોમાં એક જાતનો રોગ ચાલ્યો, જેથી ઢોરો સુકાઇ જઇ ધીમે ધીમે મરી જવા લાગ્યાં. વિજ્ઞાનની નજરે ખોળતાં એવું માલમ પડ્યું કે મેદાનોમા કે ખેતરોમાં ઢોરો ચરવા જતા ત્યાની જમીનમાં લોખંડી સત્વ તથા બીજા અમુક ખારોનો અભાવ માલમ પડ્યો. લોખંડનો તેમજ બીજા કેટલાક ખારો તે જમીનપર છાટતાં જ, ઢોરોમાથી આ રોગ ધીમે ધીમે સચોટ નાબુદ થઈ ગયો.

## હવાઈ વિમાનો અને વિજ્ઞાન.

હવામા ઉડતા વીમાનોને, મોટી ઉંચાઈ પરથી અચાનક એન્જીન બંધ પડી જવાથી નીચે પડી ભયંકર અકસ્માત્ થતા આપણે સાંભળીએ છીએ. પૃથ્વી પરની સાધારણ પ્રયોગશાળામાં એનાં કારણો તપાસતાં કાંઇ ફ્તેહ મળી નહિ એટલે, એવા એન્જીનમાં હવાની આટલી ઉંચાઇએ લઇને શા શા વિચિત્ર ફેરફારો થાય છે, એનો અભ્યાસ કરવાને માટે ઉંચા પહાડો પર એન્જીન વગેરેને લઇને જવાની જરૂર જણાઇ. પણ આથી તો જે પહાડ પર આ શોધખોળ થાય તેટલી જ ઉંચાઇએથી શું ફેરફાર થાય તેનું જ માત્ર જ્ઞાન મળે. જો પહાડ ૨૫૦૦૦ ફીટ ઉંચો હોય તો ૨૫,૦૦૦ ફીટ પર રહેલી હવા એરોપ્લેનના એન્જીનમાં શું શું ફેરફાર કરી શકે, એટલુંજ શોધી શકાય, પણ ૩૦,૦૦૦ ફીટ પર કેવી સ્થિતિ ઉત્પન્ન થાય, તે કહી શકાય નહિ. વિમાની, અમુક ઉંચાઇએ તેને નડેલી અડચણોનો ખ્યાલ જો વિજ્ઞાનશાસ્ત્રીને આપે, તો વિજ્ઞાનશાસ્ત્રીઓ, એટલે ઉંચે આવેલી હવાના દબાણની, ગરમીની, વગેરેની આટલી ઉંચાઇએ શી સ્થિતિ હોય તે સ્થિતિ પોતાની પ્રયોગશાળામાં ઉભી કરી, નવા પ્રયોગો આદરી, એ

અડચણો દૂર કરવાને પ્રયોગશાળામાં સાધનો ઉભાં કરી શકે. આવાં સાધનો આજે વિજ્ઞાનશાસ્ત્રીઓએ ઉભાં કર્યા છે અને શોધખોળો પૂર જોસમાં ચાલે છે. પરિણામે ભવિષ્યમાં દિન પર દિન હવાઈ વિમાનો મારફતે મુસાફરી, તેમજ વેપારરોજગાર, વધારે સરળતાથી અને સસ્તી રીતે થઈ શકશે, મુસાફરીનું અંતર ઓછું થશે, વખતનો બચાવ થશે અને રેલ્વે વગેરેને લગતાં સાધનોને અંગે થતો ખર્ચ બચી જશે.

### લીંબુ પકવવા માટે હવામાંની ગેસનો ઉપયોગ.

સાધારણ રીતે જ્યારે કોઈ પણ પદાર્થ બળે છે અને તે વખતે ઓકસીજનનું પ્રમાણ ઓછું હોય છે, ત્યારે ધુમાડો પેદા થાય છે; અને તેમાં "એથીલીન" ગેસ ઓછાવત્તા પ્રમાણમાં ઉદ્ભવે છે. ઘણાં વર્ષો સુધી ગ્યાસતેલના સ્ટવો કેલીફોર્નીયામાં લીંબુ પકવવામાં અને તેમને પીળો રંગ આપવામાં વપરાતા હતા. થોડાં વર્ષો ઉપર વિજ્ઞાનશાસ્ત્રીઓએ શોધી કાઢ્યું કે આનું કારણ સ્ટવની ગરમી નહિ, પણ ધુમાડામાં રહેલી "એથીલીન" ગેસજ હતું. આ સ્ટવોને લઇને કેટલીક વખતે આગ લાગતી અને વખતોવખત ધુમાડાને લઇને ફળ કાળાં પડી જતાં અને જોઈએ તેવું ચોક્કસ પરિણામ આવતું નહિ. બેત્રણ વરસની વાત ઉપર જ અમેરિકાના રસાયણશાસ્ત્રીઓને આ બાબતની વિગતવાર શોધખોળ કરવા રાજ્ય તરફથી ભલામણ કરવામાં આવી. ડો. ડેનીએ શોધી કાઢ્યું કે "એથીલીન" ગેસ જો હવામાં (૧: ૧,૦૦૦,૦૦૦ હવા) થી માંડીને (૧:૫૦૦૦ હવા) ના પ્રમાણમાં હોય તો ધારેલું કામ આપી શકે છે અને એમણે આ ફળ પકવવાને અને તેમને પીળો રંગ આપવાનું ચોક્કસ અને નિયમિત થઇ શકે, અને અર્ધા વખતમાં જ કામ પાર પડી શકે, એવી એક રીત શોધી કહાડી છે. એઝોર્સના ટાપુમાં પણ અનનાસને નિયમિત પકવવાને આનોજ ઉપયોગ થાય છે.

### કુદરતી કપૂર સાથે બનાવટી કપૂરની હરીફાઈ.

દુનિયામાં દર વર્ષે ૪-૫ હજાર ટન કપૂર વપરાય છે, અને આ બધું જ ચીન અને જાપાન દેશ પૂરૂં પાડે છે. આ કપૂર મોટે ભાગે ફોર્મોસા ટાપુમાં ઉગતાં કપૂરનાં ઝાડોમાંથી મેળવવામાં આવે છે. સને ૧૮૯૪ માં ફોર્મોસાનો ટાપુ જાપાનીઓએ કબજે કર્યો અને કપૂરનો વેપાર જાપાનના એકલાના હાથમાં આવ્યો. પરિણામે કપૂરની કિંમત વધી ગઇ. કપૂરનો મોટો જથ્થો કચકડું બનાવવામાં વપરાય છે, તેથી કચકડાના વેપારીઓને કપૂરનો એકહથ્થુ વેપાર પસંદ પડ્યો નહિ. એટલે બનાવટી કપૂર પેદા

કરવા તરફ લક્ષ દોરાયું અને રસાયણશાસ્ત્રીઓએ ટરપેન્ટીન તેલમાંથી કપુર બનાવવાની રીત શોધી કહાડી. આ બનાવટી કપૂર, કુદરતી કપૂરની સાથે કિંમતમાં હરિફાઇ કરી શકે એવી સ્થિતિ આજે તો ઉત્પન્ન થઇ છે, ભવિષ્યમાં કુદરતી કપુર બનાવટી કપૂર સાથે બજારમાં ટકશે કે નહિ તે હાલ કહી શકાય નહિ, પણ બનાવટી કપૂર માટે ઉજળું ભવિષ્ય નજરે આવે છે. આ સિવાય કપૂરની સુગંધવાળો એક બીજો બનાવટી પદાર્થ પણ બજારમાં કપૂરને નામે વેચાતો થઇ ગયો છે.

## સૂર્યની ગરમીનો ઉપયોગ.

છેવટે એક વધુ દાખલો ટાંકું. પ્રોફેસર સીઆમીસને ઇ. સ. ૧૯૧૨ મા એક આગાહી કરી છે તે નોંધવા જેવી છે. તેઓ જણાવે છે કે, જેમ ઝાડપાન સૂર્યની ગરમીનો ઉપયોગ કરે છે, તેમ મનુષ્યજાતિએ એ શકિતનો સંગ્રહ કરી, ઉપયોગ કરવા તરફ શા માટે પ્રયત્નો ન આદરવા? કોઇ એવો વખત આવશે કે જ્યારે સૂર્યની શકિત સંઘરવાને જોઇતા સાધનો ઉભાં થશે અને પૃથ્વીની ઉપર મોટા ફેરફારો થઇ જશે. એમની ગણત્રી એવી છે કે બે હજાર પાયસો ટન કોલસો બાળી જેટલી શકિત ઉભી કરી શકીએ તેટલી શક્તિ, દર ચોરસ માઇલમાં પડતા સૂર્યનાં તાપ તથા અજવાળામાંથી પેદા થઇ શકે. યુનાઇટેડ સ્ટેટસમાંથી ૬૦૦,૦૦૦,૦૦૦ ટન જેટલો કોલસો દરવર્ષે ખોદી કાઢવામા આવે છે. પણ સહરાના રણમાંથી દરરોજ આપણને ૬,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, ટન કોલસા જેટલી શકિત મળી શકે તેમ છે. એવો પણ વખત આવે કે વિષુવવૃત્તની આજુબાજુના પ્રદેશોમાં ખૂબ ગાઢી વસ્તી થઇ જાય અને મોટાં મોટાં કારખાનાઓ ત્યાં સ્થપાય કે જ્યાં ધુમાડાની એક રજકણ પણ ના હોય અને મેદાનો ઉપર કાચનાં ઘરો બધે જોવામાં આવે અને કુદરતી શકિતનો કાબુ હાથમાં આવ્યેથી, મનુષ્યજાત કુદરત કરતાં એ શકિતનો વધારે ઉપયોગ કરે. આટલું બને તો કોલસાની ખાણો ખોદવી અથવા તો એની કિંમત માટે ફીકર કરવી પડે જ નહિ. તેમજ જ્યાંસુધી સૂર્ય તપે ત્યાંસુધી આપણને બીજા બળતણની પણ જરૂર પડે નહિ. આખરે જો સૂર્ય તપતો જ બંધ થઇ જાય, તો આપણને બીજી કોઇ ચીજની જરૂર રહેવાની નથી–બધાં જ પ્રભુના દરબારમાં પહોંચી જઇશું.

## વિજ્ઞાનના સાહિત્યની જરૂર.

દરેક આગળ પડતી પ્રજાને વિજ્ઞાન સાહિત્યની ખાસ જરૂર છે એ વાત ચોખ્ખી છે. વિજ્ઞાનનો અભ્યાસ આપણા દેશમાં જનસમાજ માટે

નહિ જેવો જ છે. તો પછી લાયકાતવાળું વિજ્ઞાન સાહિત્ય પૂરતા જથામાં પેદા કરવું એ વાતનો ખ્યાલ જ ક્યાંથી આવે? વિજ્ઞાનને લગતું જ્ઞાન, હાલ તો પરભાષા મારફતે લેવાય છે. એને લગતાં રસ પડે એવાં ખ્યાનો, વિગતો વગેરે સ્વભાષામાં લોકોને પસંદ પડે એવા રૂપમાં ફેલાવવાનો પ્રયત્ન કરવો, તે આવી પરિષદોની પહેલી ફરજ છે. આ વાત સને ૧૮૮૮ થી માંડી આજે ૪૦ વર્ષ થયાં ચર્ચાય છે, પણ પ્રગતિ નહિ જેવી જ થઇ છે. ભાષાની જોડણીના નિર્ણયોમાંથી જડમાં ભાગી નાંખે એવા સમાસો દ્વારા ભાષાને અટપટી બનાવવાના વ્યર્થ પ્રયાસોમાંથી અને જ્યાં સુધી સાહિત્યક્ષેત્રમાં કોણ ઉંચો ને કોણ નીચો એવા નિરર્થક વાદવિવાદમાંથી સાક્ષરો પરવારે નહિ ત્યાંસુધી આવી અગત્યની બાબતોપર લક્ષ આપવાનું સુઝે જ ક્યાંથી? વિજ્ઞાનને લગતો શબ્દકોષ તૈયાર થાય તો વિજ્ઞાનને લગતી ખબરો દેશમાં ફેલાય ને! પણ એ શબ્દકોષ રચવામાં સાહિત્યકારોની રસાકસી, મદદને બદલે વાંધારૂપ થઇ પડવાનો અનુભવ થોડાને તો થયોજ હશે. આ શબ્દકોષ રચવાને છૂટાછવાયા પ્રયત્નો થયા છે. પણ તેમાં નહિ જેવીજ ફતેહ મળી છે. આ બાબતમાં પણ દેશની પરતંત્રતા સામે ઉભેલી દેખાય છે. જો દેશ સ્વતંત્ર હોય અને ઇટાલીનો 'મુસોલીની' કે રશીઆનો 'લેનિન' કે અફ્ગાનીસ્તાનના 'અમીર' કે ટર્કીનો 'કમાલપાશા' જેવો હિંદુસ્તાનમાં કોઇ વીર જન્મે તો તે આવાં સાધનો તાબડતોબ ઉભાં કરવાને હુકમો કાઢે, અને તેનો તરત જ અમલ કર્યે છુટકો. વિજ્ઞાન શબ્દકોષ તથા વિજ્ઞાન સાહિત્ય ઝટ પેદા થાય, અને દેશમાં વિજ્ઞાનના સામાજિક જ્ઞાનનો છાપખાનાદ્વારા કે સિનેમાદ્વારા બહોળો ફેલાવો થઈ, લોકો વિજ્ઞાન તરફ આકર્ષાય, અને વિજ્ઞાનને અંગે સંશોધન કરવામાં બહોળા સાધનદ્વારા દેશની અનેક ગુંચવણો ઉકલી જાય. આજે તો વિજ્ઞાનમાં વપરાતા પરભાષાના ખાસ શબ્દોનો પણ (Scientific terms) સંસ્કૃતની મદદ લઇ બરાબર કેમ તરજુમો કરવો, એ તરફ ઘણાનું લક્ષ ચોંટયું છે. સંસ્કૃતની છાંટ વગર તો ચાલેજ નહિ. હું તો કહું છું કે એવા અંગ્રેજી શબ્દોને સીધા જ આપણી ભાષામાં ઘુસાડી એનો અર્થજ જનસમાજને બરોબર સમજાવીએ, તો બસ. સાધારણ જનસમાજને તેમજ કેળવાયલા શિક્ષિત વર્ગના મોટા ભાગને સંસ્કૃત શબ્દોમાંથી નવા જોડાયલા શબ્દો સમજવા જેટલું કષ્ટ પડે છે, તેટલુંજ કષ્ટ આ અંગ્રેજી શબ્દો વાપરવા શીખતાં શરૂઆતમાં પડશે, પણ એ શબ્દો ધીમે ધીમે વપરાતા થઈ જતાં ભવિષ્યની પ્રજાને એ કષ્ટકર નહિ લાગે. દાખલા તરીકે એલ્યુમિનિયમ

ધાતુને માટે નવો શબ્દ યોજવાની આજે જરૂર દેખાતી નથી, કારણ સાધારણ કેળવાયલો શિક્ષિતસમાજ એલ્યુમિનિયમને ઓળખે છે અને એ ધાતુને માટે એલ્યુમિનિયમ શબ્દ બેધડક વાપરે છે. તેમજ એ શબ્દ કઇ વસ્તુનો અર્થસૂચક છે તે સમજે પણ છે. જેવું એલ્યુમિનિયમ શબ્દને માટે તેવુંજ બીજા શબ્દોને માટે પણ સમજી લેવાનું. આપણા બાળકોને નાનપણમાં વિજ્ઞાનનું જ્ઞાન આપણી ભાષાદ્વારા મળે અને તેમાં વિજ્ઞાનને લગતા ખાસ શબ્દો અંગ્રેજી ભાષા જેવા હોય તો અંગ્રેજી તેમજ બીજી મુખ્ય પરદેશી ભાષાઓના વિજ્ઞાન સાહિત્ય ખોળી તેનો ઉપયોગ કરવામાં કાંઇક સરળતા મળે, અને આપણા સાહિત્યને પરદેશી વિજ્ઞાનસાહિત્યથી કાપી અલગ કરવાનો દોષ ન વહોરીએ. પણ આ મત ઘણાને પસંદ નહિ પડશે. સાહિત્યરસિકો સંસ્કૃત શબ્દોજ જોઇએ એવો આગ્રહ કરશે તો વચલા વર્ગના લોકો સંસ્કૃત અને બીજી ભાષાઓનો અયોગ્ય અને અઘટિત ખીચડો કરી નવા શબ્દો યોજવા તરફ આગ્રહ કરશે. આવા પ્રયાસોને લઇને આજસુધીમાં સ્થાયીશબ્દકોષ જેવી કોઇપણ વસ્તુ પેદા થઇ નહિ. કેટલીએ વખત કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓને મેં તો ગુજરાતીમાં રસાયણશાસ્ત્ર શીખવવા પ્રયત્ન કર્યો છે અને તેમાં વિજ્ઞાનને લગતા ખાસ શબ્દો અંગ્રેજીમાં રાખી, મૂળ સિદ્ધાન્તના વિચારો સાદી ગુજરાતી ભાષામાં ગુંથી, વિદ્યાર્થીઓ આગળ રજુ કર્યાં છે. વિદ્યાર્થીઓને એવા શિક્ષણથી ખુબ રસ પડ્યો છે અને કેટલીક અટપટી બાબતો જે પરભાષાદ્વારા સમજી શકતા નહોતા તે આ પ્રમાણે કરવાથી તરત સમજી શક્યા છે. આ મારો જાતિઅનુભવ છે. એનો એજ પ્રયોગ બંગાળમાં પણ કર્યો હતો અને ત્યાં પણ સંપૂર્ણ ફતેહ મળી હતી.

## એ જરૂર પૂરી પાડવાનો માર્ગ કયો?

જનસમાજને પ્રિય થઇ પડે એવું સાહિત્ય સુવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીઓજ પેદા કરી શકે, એમાં જરાએ સંશય નથી; અને તેમાં પણ ખાસ કરીને શિક્ષકોજ. ખરી અડચણો તો નાણાંની છે, અને એ અડચણો સાહિત્ય રસિકો પૂરી પાડે તે કરતાં વેપારી વર્ગમાંની ધનાઢ્ય વ્યક્તિઓ પૂરી પાડી શકે એમ માનીએ તો ખોટું નહિ. સાહિત્યપરિષદ્‌ના સંચાલકોને તેમજ જનસમાજને વિજ્ઞાન સાહિત્યની જરૂર પૂરી પાડવી હોય તો એમણે ગમે તેવા પ્રયત્નો કરી, ધનાઢ્ય વ્યક્તિઓ પાસે વિજ્ઞાનસાહિત્ય માટે નાણા મેળવવા જોઇએ. ત્યારબાદ વિષયવાર જનસમાજને પ્રિય થઇ પડે એવાં પુસ્તકો લખવા વિજ્ઞાનશાસ્ત્રીઓને પ્રેરવા. જે વિદ્વાન પોતાના

વિષયનું સરળમાં સરળ ભાષામાં સાધારણ સંસ્કૃતિવાળો માણસ સમજી શકે એવું પુસ્તક લખે, તેને અમુક સંગીન રકમ તેના મહેનતાણા બદલ આપવા જાહેર કરવું જોઇએ. આને લઇને એવાં ઘણાં પુસ્તકો લખના વિદ્વાનો પ્રેરાશે અને તેમાંથી સરસ એકાદ પુસ્તક પસંદ કરવા તથા તેને છપાવવા એક કમિટી નીમાવી જોઈએ અને જાહેર કરેલી રકમ એવા પુસ્તકના લખનારનેજ મળવી જોઇએ. વડોદરા રાજ્ય તરફથી પરભાષામાંથી અમુક પુસ્તકોનાં ગુજરાતી ભાષામાં તરજુમા કરવા માટે જે નાણાં અપાય છે તે નાણાંનો અવરનવર આવો ઉપયોગ થાય તો લોકપ્રિય વિજ્ઞાન સાહિત્ય ૨૦-૨૫ વર્ષમાં ઠીક જથામાં પેદા થાય. તેની સાથે સાથે જીવનમાં વિજ્ઞાન ક્યાં ક્યાં અને કેવો કેવો ભાગ ભજવે છે એ બાબતની તેમજ વિજ્ઞાનની મદદથી ચાલતા ધંધાઓની માહીતી આપે એવી સ્લાઇડો અથવા સિનેમાફિલ્મો તૈયાર મંગાવી અથવા તૈયાર કરાવી, તેનો ઉપયોગ જનસમાજમાં વિજ્ઞાનની કેળવણી માટે થાય, તો વિજ્ઞાનનો પ્રચાર જનસમાજમાં ઝપાટાબંધ થાય છે. જો સાહિત્ય પરિષદ આમાંનું કાંઇ ના કરી શકે તો પછી પરિષદને અંગે વિજ્ઞાનવિભાગ રાખી, ફલાણાભાઈને પ્રમુખ બનાવો કે ઢીકણાભાઇને ઉપપ્રમુખ બનાવો એ માત્ર કેટલાકના મિથ્યાભિમાન પોષવા પૂરતું જ હું તો લેખું. એના કરતાં વિજ્ઞાનસાહિત્ય વધારવાનું કામ વેપારી ચેમ્બરો પોતાને માથે લે, તો એ ફરજ તેઓ સાહિત્યપરિષદ સાથે મળી, સારી રીતે બજાવી શકે. મારા માનવા પ્રમાણે જ્યાંસુધી નાણાંની છૂટ થાય નહિ ત્યાંસુધી વિજ્ઞાનની દરેક શાખાવાર સાધારણ સમાજને ઉપયોગી થાય એવું એકાદ પુસ્તક પણ લખાવવું અશક્યજ માનું છું. આમ ન થાય તો સાહિત્યપરિષદના વિજ્ઞાનવિભાગનો હું પ્રમુખ હતો, એવી બડાશ મારવા સિવાય બીજું કાંઇ ફળ મને તો દેખાતું નથી. કાંતો આખી પરિષદે વિજ્ઞાનવિભાગ તરફ પુરતું લક્ષ આપી એને કેળવવા અથાગ પરિશ્રમ આદરવો જોઇએ, કારણ એમાંજ દેશની પ્રગતિ કે દેશોન્નતિનાં મૂળ છે, કે કાંતો પછી સાહિત્ય પરિષદ જો એને સાવકું બચ્ચું ગણતી હોય તો તે વિભાગ કાઢી નાખવો જોઇએ. ઘણાઓને આવાં સ્પષ્ટ વચનો દુઃખદાયક લાગશે પણ મરવાને આળસે જીવવું એ સ્થિતિ મને તો જરાએ પસંદ નથી કારણ એ સ્થિતિ કેવળ મિથ્યા દંભનેજ પોષનારી છે.

પ્રો. કુંવરજી ગોસાંઈ નાયક.

# ચિત્તોડના કિલ્લાપર ગુજરાતના સોલંકી રાજાઓનો અધિકાર.

## કુમારપાળના બે શિલાલેખો.

ચિત્તોડના કિલ્લામાંથી સોલંકી રાજા કુમારપાળના બે શિલાલેખો મળ્યા છે. તેમાંનો એક વિક્રમ સંવત ૧૨૦૭ નો છે, અને તેમાં સપાદલક્ષ (અજમેર રાજ્ય) ના રાજા આનાક (આના, અર્ણોરાજ) ને જીતીને કુમારપાલ ચિત્તોડની શોભા જોવા સારૂ ત્યાં આવ્યો અને ત્યાંના શિવમંદિરને એક ગામ ભેટ કર્યું એવો ઉલ્લેખ છે. આલેખ નાનો છે અને ૨૮ પંક્તિઓમાં લખાએલો છે. બીજો મોટો શિલાલેખ જે ત્યાંથી મને મળ્યો, જે હમણાં ઉદેપુરમાં વિક્ટોરીયા હોલ નામના સંગ્રહાલયમાં સુરક્ષિત છે, તેના મધ્યનો કેટલોક ભાગ ઘસાઈ ગયો છે તો પણ વિશેષ અંશ સુરક્ષિત છે. આ લેખમાં સંવત આપેલો નથી તો પણ એમાં સિદ્ધરાજ (જયસિંહ) અપુત્ર હોવાથી સોમનાથ ગયો અને પુત્રપ્રાપ્તિને માટે શિવની પ્રાર્થના કરી તે પરથી સોમનાથે કહ્યું કે તને પુત્રપ્રાપ્તિ થશે નહિ અને તારા પછી કુમારપાલ ગુજરાતનો સ્વામી થશે વગેરે વર્ણન છે; અને કુમારપાલની તરફથી ચિત્તોડમાં જે શાસક (સૂબો) રહેતો હતો તેનું વર્ણન છે. આ શિલાલેખથી નિશ્ચય થાય છે કે ચિત્તોડનો પ્રસિદ્ધ કિલ્લો કુમારપાલના અધિકારમાં હતો અને ત્યાં તેનો સૂબો પણ રહેતો હતો.

'પ્રબંધચિંતામણી'માં પણ લખ્યું છે કે 'કૃતઘ્ન ચક્રવર્તી રાજા કુમારપાલે પોતાનું રક્ષણ કરનાર આલિગ કુંભારને સાતસો ગામવાળો ચિત્રકૂટ (ચિત્તોડ) નો પટ્ટો આપ્યો હતો. તેના વંશજો કુંભાર હોવાથી શરમાતા હતા અને હજુ સુધી 'સગરા' કહેવાય છે.' આ કથન પણ તે કિલ્લાપર કુમારપાલનો અધિકાર હોવાની સાક્ષી આપે છે.

હવે એ નિર્ણય કરવાની આવશ્યકતા છે કે ચિત્તોડનો કિલ્લો કુમારપાલના અધિકારમાં કેવી રીતે આવ્યો. 'કુમારપાલચરિત', 'કુમારપાલ પ્રબંધ', ગુજરાતના સોલંકી રાજાઓના ઇતિહાસ સંબંધી અન્ય સંસ્કૃત ગ્રંથો અને શિલાલેખોમાં કદી પણ ઉલ્લેખ મળતો નથી કે ચિત્તોડનો કિલ્લો કયા સોલંકી રાજાએ કોની પાસેથી અને ક્યારે લીધો. આ વિષમ સમસ્યાનો ખુલાસો કરવો કઠિન છે તોપણ મેવાડ (ઉદેપુર રાજ્ય), મારવાડ (જોધપુર રાજ્ય) તથા આબુના શિલાલેખો તથા જિનપ્રભસૂરિ રચિત 'તીર્થકલ્પ'થી કાંઈક સહાયતા મળી શકે છે.

## ચિત્તોડમાં ભોજનો અધિકાર.

ઉદેપુર રાજ્યના ચીરવા ગામના વિષ્ણુમંદિરમાં મેવાડના ગુહિલવંશી રાજા સમરસિંહના રાજ્ય સમયનો વિક્રમ સંવત્ ૧૩૩૦ કાર્તિક સુદિ ૧નો શિલાલેખ છે, જેમાં મેવાડની જુની રાજધાની નાગદા (નાગદ્રહ) અને ચિત્તોડના તાલરક્ષો (ફોજદારો) ના વંશનું વિસ્તારથી વર્ણન છે. તેમાં ચિત્તોડના ફોજદાર મદનના સંબંધમાં લખ્યું છે કે 'રત્નનો નાનો ભાઇ નિષ્પાપી મદન થયો તેણે રાજા અમરસિંહની કૃપાથી ચિત્તોડની વંશપરંપરાગત તલારતા (ફોજદારી) પ્રાપ્ત કરી અને તે થી ભોજરાજના બનાવેલા ત્રિભુવનનારાયણનામના મંદિરમાં પોતાના કલ્યાણ સારૂ સદા શિવની પૂજા કરતો હતો.'

આ લેખ પરથી અનુમાન થાય છે કે માળવાના પરમારવંશી રાજા ભોજે ચિત્તોડના કિલ્લામાં ત્રિભુવનનારાયણ નામનું શિવમંદિર બંધાવ્યું હતું. ત્રિભુવનનારાયણ તે રાજાનું ઉપનામ હતું તેથી તે મંદિરનું નામ ત્રિભુવનનારાયણ રાખવામાં આવ્યું હશે.

ચિત્તોડના કિલ્લાના રામપોળ દરવાજા પાસેથી મેવાડના રાજા સમરસિંહના સમયનો વિક્રમ સંવત્ ૧૩૫૮ માઘ સુદિ ૧૦ નો એક શિલાલેખ મને મળ્યો તેથી જણાય છે કે 'પ્રતિહારવંશી મહરાવત પોતાના પુત્ર ધારસિંહે શ્રી ભોજસ્વામી દેવજગતીમાં (રાજા ભોજના બનાવેલા મંદિરમાં) પ્રશસ્તિપટ્ટિકા સહિત......કરાવ્યું.'

ઉપરના બન્ને શિલાલેખોથી જણાય છે કે રાજા ભોજે ચિત્તોડમાં એક મંદિર બંધાવરાવ્યું હતું.

હવે એ વાતનો નિર્ણય કરવાની આવશ્યકતા છે કે માળવાના રાજા ભોજે ચિત્તોડમાં શિવમંદિર બનાવ્યું તેનું કારણ શું ? આ પ્રશ્નનું કાંઇક સમાધાન મારવાડના હસ્તિ કુંડી (હથુંડી) ગામથી મળેલા રાષ્ટ્રકૂટ (રાઠોડ) રાજા ધવલ અને તેના પુત્ર બાલપ્રસાદના સમયના વિ. સંવત્ ૧૦૫૩ માઘ સુદિ ૧૩ ના શિલાલેખથી થઇ શકે છે તેમાં લખ્યું છે કે 'જ્યારે રાજા મુંજે મેદપાટ (મેવાડ) ના મદરૂપી આઘાટ (આહાડ-મેવાડની પ્રાચીન રાજધાની) નગરને નષ્ટ કર્યું ત્યારે ધવલે મેવાડના સૈન્યની રક્ષા કરી હતી.'

આ કથનથી અનુમાન થઇ શકે છે કે માળવાના રાજા મુંજે મેવાડ પર ચઢાઇ કરીને આહાડનગર નષ્ટ કર્યું તે સમયે ચિત્તોડનો કિલ્લો, અને તેની આસપાસનો માળવાથી જોડાએલો પ્રદેશ પોતાના રાજ્યમા જોડી

દીધો હશે, તેથી રાજા ભોજ કોઇ કોઇ વખતે ચિત્તોડમાં રહેતો હશે અને તેથી તેણે ત્યાં શિવમંદિર બંધાવ્યું હશે.

આ અનુમાનથી પુષ્ટિ આબુ પરના વિમળશાહના જૈન મંદિરના જીર્ણોદ્ધારની વિ. સંવત ૧૩૭૮ જ્યેષ્ઠ સુદિ ૯ ની પ્રશસ્તિ તથા જિનપ્રભસૂરિ રચિત 'તીર્થકલ્પ' થી થાય છે.

પ્રશસ્તિમાં લખ્યું છે કે 'ચંદ્રાવતી નગરીનો રાજા ધંધુ (ધંધુક) વીરોમાં અગ્રણી હતો. જ્યારે તેણે રાજા ભીમદેવની સેવા સ્વીકાર ન કરી ત્યારે ભીમદેવ તેના ઉપર નાખુશ થયો, તેથી તે મનસ્વી (ધંધુક) ધારાના રાજા ભોજની પાસે ચાલ્યો ગયો, તેથી રાજા ભીમે પ્રાગ્વાટ (પોરવાળ) વંશી મંત્રી વિમલને અર્બુદ (આબુ)નો દંડપતિ (સેનાપતિ, સુબો) બનાવ્યો. તેણે વિ. સંવત્ ૧૦૮૮ માં આબુના શિખરપર આદિનાથનું મંદિર બંધાવ્યું.'

એજ પ્રસંગનું વર્ણન કરનાર જિનપ્રભસૂરિ પોતાના 'તીર્થકલ્પ'માં લખે છે કે 'જ્યારે ગુર્જરેશ્વર (ભીમદેવ) રાજાના ધાંધુક (રાજા ધંધુક) ઉપર ક્રોધાયમાન થયો ત્યારે ભક્તિથી પ્રસન્ન કર્યો અને ધંધુકને ચિત્રકૂટ (ચિત્તોડ)થી લાવીને તેની આજ્ઞાથી વિ. સંવત ૧૦૮૮ માં ભારે ખર્ચથી વિમલવસતી નામનું (આદિનાથનું) મંદિર કરાવ્યું.'

ઉપરનાં બન્ને પ્રમાણોનો વિચાર કરતાં એવું કહી શકાય કે ગુજરાતના સોલંકી રાજા ભીમદેવ (પ્રથમ) ની સાથે વિરોધ થવાથી આબુનો પરમાર રાજા ધંધુક, માળવાના પરમારવંશી રાજા ભોજની પાસે–જે તે વખતે ચિત્તોડમાં રહેતો હતો ચાલ્યો ગયો. વિમલ તેને સમજાવીને ચિત્તોડથી પાછો લાવ્યો અને ભીમદેવની સેવાનો સ્વીકાર કરાવ્યા પછી તેની આજ્ઞાથી આદિનાથનું મંદિર બંધાવ્યું. આથી એ પણ સાબિત થાય છે કે તે વખતે ચિત્તોડનો કિલ્લો રાજા ભોજની પાસે હતો.

## ચિત્તોડ ગુજરાતના સોલંકીઓના અધિકારમાં.

હવે એ જાણવાની જરૂર છે કે ચિત્તોડનો કિલ્લો માળવાના પરમારો પાસેથી ગુજરાતના સોલંકીઓના અધિકારમાં કેવી રીતે આવ્યો.

ગુજરાતના ઐતિહાસિક સંસ્કૃત ગ્રંથો તથા ગુજરાત અને માળવાથી મળેલા શિલાલેખોથી જણાય છે કે 'જ્યારે સિદ્ધરાજ (જયસિંહ) સોમેશ્વર (સોમનાથ)ની યાત્રાએ ગયો હતો, તે સમયે માલવ દેશનો રાજા નરવર્મા ગુજરાત ઉપર ચડી આવ્યો. મંત્રી સાંતુએ તેને પૂછ્યું કે આપ શી રીતે પાછા જઇ શકો? એના ઉત્તરમાં રાજાએ કહ્યું જો તમે તમારા

સ્વામીની સોમેશ્વરની યાત્રાનું પુણ્ય મને આપો તો હું પાછો જાઉં. આ વચન સાંભળી મંત્રીએ તે રાજાના પગ ધોયા અને પોતાના સ્વામીની સોમેશ્વર યાત્રાનું પુણ્ય હાથમાં જળ લઇ તેના હાથમાં અર્પણ કર્યું અને માળવાના રાજાને ગુજરાતથી પાછો વાળ્યો. જ્યારે આ વાતની ખબર રાજાને મળી ત્યારે તે પોતાના મંત્રી પર ક્રુદ્ધ થયો. મંત્રીએ કહ્યું હે સ્વામિન! મારૂં આપેલું આપનું પુણ્ય બીજાને મળતું હોય તો હું તે રાજાનું તથા બીજા પુણ્યવાન પુરૂષોનું પુણ્ય આપને અર્પણ કરૂં છું. શત્રુના સૈન્યને આપણા દેશમાં આવતું રોકીને કોઇ પણ ઉપાયથી દેશની રક્ષા કરવી જોઇએ. આ ઉત્તરથી રાજા પ્રસન્ન થયો, પણ માલવપતિ પર ક્રોધ કરી સહસ્રલિંગ ધર્મસ્થાનનું ચાલી રહેલું કામ શીઘ્ર પૂર્ણ કરાવી તેણે માળવા પર ચઢાઇ કરી દીધી.

માળવાના રાજાઓ (નરવર્મા અને યશોવર્મા) ની સાથેની લડાઇ ૧૨ વર્ષ સુધી ચાલતી રહી પણ ધારાનગરી જીતી શકાઇ નહિ ત્યારે એક દિવસે રાજાએ એવું પણ લીધું કે આજે મારે ધારાનગરીનો ભંગ કર્યા પછી જ ભોજન કરવું. રાજાની આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં પરમાર વંશના ૫૦૦ રાજપુત્રો, કઈ બુદ્ધિવાન પ્રધાનો (મંત્રીઓ) અને ઘણા સૈન્યનો નાશ થયો, તોપણ સંધ્યાસમય સુધી રાજાનું પણ પૂરૂં થઇ શક્યું નહિ તેથી કૃત્રિમ ધારાનગરી બનાવી તેનો ભંગ કરાવીને રાજાને શાંત કર્યો. પછી મુંજાલ મંત્રીએ ધારાનગરીનો દુર્ગ શી રીતે વિજય થાય એ વિષયની ચર્ચા પોતાના ગુપ્તચરોની મારફત ચકલે ચૌટે ચર્ચાવી. તેવામાં ત્યાંના એક પુરૂષે કહ્યું કે જો ત્રિપોલિયા દરવાજેથી હલ્લો કરવામાં આવે તો કિલ્લો ભાગે, બીજી કોઇ રીતે નહિ. જ્યારે મંત્રીએ એ વાતની સૂચના રાજાને કરી ત્યારે તેણે તે તરફ સૈન્ય મોકલ્યું અને પોતે યશઃપટહ નામના હાથી પર સવાર થઈ તે દરવાજે હાથીની પાસે તોડાવવાની સામંત મહાવતને આજ્ઞા કરી, તેથી સામલે ત્રિપોલિયા દરવાજાના બે કમાડની લોઢાની ભૂંગળ હાથી પાસે તોડી નંખાવી. આ પ્રમાણે વધારે બળ વાપરવાથી તે હાથી તો મરી ગયો પણ દરવાજો તુટી જવાથી ધારાનગરીના દુર્ગ પર જયસિંહનો અધિકાર થઇ ગયો. જયસિંહે યશોવર્માને કેદ કર્યો અને તેને સાથે લઇને ૧૨ વર્ષે તે પાછો પાટણ આવ્યો.

યશોવર્માને કેદ કર્યા પછી સિદ્ધરાજે સઘળો માળવદેશ પોતાના રાજ્યમાં જોડી દીધો; તેની સાથે માળવાના રાજાઓના અધિકાર નીચે રહેલો ચિતોડનો કિલ્લો પણ સિદ્ધરાજના હાથમાં આવ્યો. સિદ્ધરાજની

પાછળ કુમારપાળ ગુજરાતનો રાજા થયો અને તેના અધિકારમાં પણ તે કિલ્લો રહ્યો જ્યાં તેણે સૂબો પણ નિયુક્ત કર્યો હતો. કુમારપાલના ઉપર જણાવેલા શિલાલેખો ચિત્તોડમાંથી મળ્યા છે તેનું કારણ ત્યાં તેનો અધિકાર જ છે.

## ચિત્તોડ સોલંકીઓના હાથમાંથી ક્યારે ગયું ?

ચિત્તોડનો કિલ્લો ગુજરાતના સોલંકી રાજાઓ પાસેથી ક્યારે અને કયા રાજાના સમયમાં મેવાડના ગુહિલવંશી રાજાઓના અધિકારમાં ગયો એ વિષયમાં ગુજરાતનાં ઐતિહાસિક પુસ્તકો, શિલાલેખો તથા મુંબઈ ગેઝેટિયરમાં પ્રકાશિત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ જરા પણ સહાયક થતો નથી. તોપણ મંત્રી તેજપાળના બનાવેલા આબુ પરના લૂણિગવસહી (નેમિનાથ) નામના જૈનમંદિરની પ્રશસ્તિ ( જેની રચના નાગર જાતિના ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરે કરી હતી ) તથા તેજ વિદ્વાનનું રચેલું 'સુરથોત્સવ કાવ્ય' કાંઈક સહાયભૂત અવશ્ય થાય છે. ઉપર જણાવેલી પ્રશસ્તિમાં લખ્યું છે કે ' આબુના પરમાર રાજા ધારાવર્ષના નાનાભાઈ પ્રહ્લાદનની તરવારે ગુજરાતના રાજાની એવા સમયમાં રક્ષા કરી કે જ્યારે તેનું બળ સામંતસિંહે રણક્ષેત્રમાં તોડી નાંખ્યું હતું.

ઉપરના લેખથી એટલું તો જણાઈ આવે છે કે સામંતસિંહે ગુજરાતના કોઈ રાજાનો પરાભવ કર્યો હતો પણ તેનું નામ જણાવ્યું નથી.

ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર 'સુરથોત્સવ કાવ્ય'માં પોતાના પૂર્વજ કુમારના વિષયમાં લખે છે કે તેણે કટુકેશ્વર નામના શિવ (અર્ધનારીશ્વર) ની આરાધના કરી અજયપાલ રાજાના રણાંગણમાં વાગેલા ઘાની દાહ પીડા શાંત કરી હતી. ગુજરાતના કોઈપણ ઇતિહાસમાં અજયપાલના ઘાયલ થવાનું વર્ણન મળતું નથી, તો પણ સોમેશ્વરના કથનથી તેનું ઘાયલ થવું નિશ્ચિત છે.

' ઉપરના બન્ને કથનોનો સારાંશ એ જ છે કે સામંતસિંહની સાથેના યુદ્ધમાં ગુજરાતનો સોલંકી રાજા અજયપાલ ઘાયલ થયો હતો. એ બન્ને રાજાઓ સમકાલીન હતા. સામંતસિંહના બે શિલાલેખો મળ્યા છે તે વિ. સંવત્ ૧૨૨૮ અને ૧૨૩૧ ના છે અને અજયપાલે વિ. સંવત્ ૧૨૩૦ થી ૧૨૩૩ સુધી રાજ્ય કર્યું હતું તેથી એ માનવામાં કાંઈ પણ બાધા જેવું નથી કે મેવાડના રાજા સામંતસિંહે ગુજરાતના રાજા અજયપાલને હરાવી તેની પાસેથી ચિતોડનો કિલ્લો લઈને પાછો જોડી દીધો હશે. સામં

તસિંહ પછીના મેવાડના ગુહિલવંશી રાજાઓના શિલાલેખો ચિત્તોડથી મળ્યા છે તે પણ આ કથનની પુષ્ટિ કરે છે.

નિષ્કર્ષ એ જ કે સિદ્ધરાજ (જયસિંહ) અને કુમારપાલનાં સમયમાં ચિત્તોડનો કિલ્લો ગુજરાતના સોલંકીઓના અધિકારમાં રહ્યો પણ નિર્બળ અજયપાલના સમયમાં તે કિલ્લો ગુજરાતના રાજાઓ પાસેથી છૂટ્યો અને મેવાડના રાજાઓના અધિકારમાં પાછો ગયો.

## રાત્રિશાળાઓ

જે છોકરાંઓ દહાડે ઘરના કે ખેતીના કામમાં રોકાયલાં રહેતાં હોવાથી દહાડાની લોકલબોર્ડ શાળાઓનો લાભ લઈ શકતાં નથી તેમને ભણવાની અનુકૂળતા કરી આપવાના હેતુથી સને ૧૯૨૪ ના જૂન માસમાં અજમાયશ તરીકે સુરત જિલ્લાના પારડી તાલુકાના પંચલાઈ ગામમાં એક રાત્રિશાળા ખોલવામાં આવી હતી. આ ગામની વસ્તી જંગલી કાળીપરજ કોમની છે. આ ગામના એક આગેવાન ગૃહસ્થને પોતાના ઘરની સામે આવેલો ઉપરના છાપરા સિવાય ચારે બાજુથી ખુલ્લો એવો પોતાનો ટેકરો વગર ભાડે આપવાની અને રાત્રે ત્યાં દીવાબત્તી કરવાનું ખર્ચ માથે લેવાની સમજુત કરવામાં આવી, તથા આ ગામના એક વતની જે પાસેના ગામની લોકલબોર્ડ શાળાના શિક્ષક હતા અને જે રોજ સાંજના પોતાને ઘેર આવતા હતા તેમને આ રાત્રિશાળાનું કામ સોંપવામાં આવ્યું. તેમને કહેવામાં આવ્યું હતું કે રાત્રિશાળા સારૂં કામ કરતી થશે અને સરકારી મદદ મેળવતી થશે ત્યારે દીવાબત્તીનું ખર્ચ તથા શિક્ષકને માસિક રૂ. ૫ પ્રમાણે પગાર આપવામાં આવશે. દરરોજ રાત્રે શાળા ૨ કલાક ચલાવવામાં આવતી હતી અને તેમાં કોઈ પણ ઉંમરના સ્ત્રી, પુરૂષ કે બાળકને વાચન, લેખન, તથા ગણિત શીખવવામાં આવતાં હતાં. શાળાના તહેવારો અને રજાઓ વિદ્યાર્થીઓની અનુકૂળતા પ્રમાણે ગોઠવવામાં આવ્યાં હતાં, વાવણી તથા કાપણીની મોસમમાં શાળાનું કામ બંધ રાખવામાં આવ્યું હતું, તથા વરસાદની મોસમ શરૂ થતા પહેલાં મે માસની આખરે તેનો આખા વર્ષનો અભ્યાસક્રમ પુરો કરવામાં આવ્યો હતો.

સને ૧૯૨૪ ના ડિસેમ્બરની ૯ મી તારીખે વાર્ષિક તપાસણી વખત આ શાળામાં ૭૪ વિદ્યાર્થીઓની સંખ્યા હતી અને તેનું કામ નિયમિત

અને સંતોષકારક માલૂમ પડયું, તેથી તેને એ વર્ષની ગ્રાંટ તરીકે રૂ. ૧૦૨ આપવામાં આવ્યા, જેમાંથી દીવાબત્તીનું ખર્ચ તથા શિક્ષકને માસિક રૂ. ૫ પ્રમાણે પગાર આપવામાં આવ્યાં હતાં.

આ શાળા સફળ નીવડેલી જણાયાથી ૧૯૨૪ ના ડિસેમ્બર માસમાં ગોડસંબા કાળીપરજ બોર્ડીંગ સ્કૂલમાં આખા જિલ્લાના કાળીપરજ કોમના આગેવાનોનું સંમેલન કરવામાં આવ્યું હતું અને પંચલાઈ શાળામાં જેજે કામ થયું હતું તે ત્યાંના વિદ્યાર્થીઓએ વાચન, મુખપાઠ, તથા સંવાદો કરીને બતાવી આપ્યું હતું. આ પરથી લોકોને આવી શાળાઓની ઉપયોગિતા જણાઈ, તેથી કાળીપરજ વસ્તીવાળા બીજા ગામોમાં આવી બીજી શાળાઓ ઉઘાડવાનું કામ તેમણે ઉપાડી લીધું. આ પ્રમાણે, તે વર્ષમાં ૧૬ નવી શાળાઓ ખોલવામાં આવી. ૧૯૨૬ ના ફેબ્રુઆરિમાં વાર્ષિક તપાસણી વખતે ૨૧ શાળાઓ તપાસવામાં આવી હતી અને તેમાંની ૮ સરકારી મદદ માટે લાયક જણાઈ હતી.

આ પ્રમાણે રાત્રિશાળાઓ વધતી ગઈ. ૧૯૨૬–૨૭ ની આખરમાં રાત્રિશાળાઓની સંખ્યા ૪૬ અને તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૮૪૮ હતી; અને ૧૯૨૭-૨૮ માં રાત્રિશાળાઓની સંખ્યા ૫૧ અને વિદ્યાર્થીઓની સંખ્યા ૧૯૨૯ હતી.

રાત્રિશાળાઓ ૨ વર્ષ ચાલ્યા બાદ તેમના ઉપયોગ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ ઘડી કાઢવામાં આવ્યો હતો.

લોકલબોર્ડની શાળામાં ભણતા કોઈપણ વિદ્યાર્થીને રાત્રિશાળામાં દાખલ કરવા દેવામાં આવતા નથી.

રાત્રિશાળા ખોલવામાં આવે છે અને તેને સરકારી મદદ માટે સ્વીકારવામાં આવે છે કે તુરત તાલુકા અને જિલ્લા અમલદારોને તે ક્યાં આવેલી છે તેની ખબર આપવામાં આવે છે અને તેઓ બરાબર નિયમિત કામ કરે છે કે નહિ તેની તપાસ કરવા ઓચિંતી મુલાકાત આપવા તેમને વિનતિ કરવામા આવે છે.

સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસની મદદથી ચાલતા ગામડાંઓનાં ફરતા પુસ્તકાલયોનો લાભ આ રાત્રિશાળાઓને આપવામા આવે છે. રાત્રિશાળાઓ સારી રીતે ચાલવાનો આધાર તાલુકાના પરીક્ષક પર રહે છે. તેમને શરૂઆતમાં તપાસ કરી પ્રચારકાર્ય કરવું પડે છે તથા વર્ષ આખરે સરકાર તરફથી મદદ મળે તે પહેલાં મકાન, શિક્ષક અને થોડું નિભાવ ફંડ એકઠું કરવા ભગિરથ પ્રયત્ન કરવો પડે છે. આ ઉપરાંત તેમને વખતો

વખત તેની દેખરેખ રાખવી પડે છે. તે વગર સ્થાનિક વિરોધ સામે આ રાત્રિશાળાઓ ટકી શકે નહિ.

આ શાળાઓ એટલી બધી લોકપ્રિય થઈ ગઈ છે કે જે ગામમાં શાળા ન હોય ત્યાંના લોકો પાસેની શાળાના શિક્ષક પાસે અથવા નજીકના ગામમા કોઇક વાણીઓ બ્રાહ્મણ ભણેલો હોય તેની પાસે જાય છે અને પોતાના ગામમાં રાત્રિશાળા ખોલવા તેને વિનવે છે તથા વિદ્યાર્થી દીઠ માસિક ચાર આનાની ફી આપવાનું કહે છે. પારડી તાલુકામાં રાત્રિશાળાઓનો પ્રયોગ અજમાવવામાં આવ્યો છે અને તેથી તે તાલુકામાં પ્રાથમિક શિક્ષણનો કેટલો બધો વિસ્તાર થયો છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશે:—

| | | વિદ્યાર્થીઓની | વસ્તીના પ્રમાણમાં, |
|---|---|---|---|
| જિલ્લા લોકલબોર્ડની | | સંખ્યા | સેંકડે ટકા. |
| (દિવસની) શાળાઓ. | ૫૧ | ૪૫૦૬ | ૬·૮ |
| રાત્રિશાળાઓ | ૩૨ | ૧૩૩૫ | ૨·૦ |
| અન્યશાળાઓ | ૮ | ૩૭૯ | ·૫ |
| કુલ | ૯૧ | ૬૨૨૦ | ૯·૩ |

આ શાળાઓને જે સફળતા મળી છે તે ઉપરથી કહી શકાય કે રાત્રિશાળાઓની હીલચાલને ઉત્તેજન આપી પાછળ પડતી કોમોની વસ્તી હોય તેવાં સ્થળોમાં તેનો વિસ્તાર કરવો જોઈએ, કારણ કે ત્યાં કાંતો નિશાળો હોતી નથી અથવા (દિવસની) નિશાળો હોય તો આર્થિક કારણો ને સબબે લોકો તેમનો લાભ લઈ શકતા નથી. પ્રાથમિક શિક્ષણને વિસ્તારવાનો આ ઘણો સોંઘો ઉપાય છે.

## રાત્રિશાળાઓનો અભ્યાસક્રમ

ધોરણ ૧ લું

૧. બાળપોથી તથા પહેલી ચોપડીનું વાચન, તેમા આવતી સાદી કવિતાઓનો મુખપાઠ, તથા તેમાં આવતા અઘરા શબ્દોની સમજુતી.
૨. વાચનપુસ્તકમા આવતા શબ્દો તથા વાક્યોનું અનુલેખન અથવા શ્રુતલેખન.
૩. ૧૦૦ સુધીની સંખ્યા; ૧૦૦ સુધીની સંખ્યામાં ૫ સુધીની સંખ્યા ઉમેરવી અથવા તેમાંથી ૫ સુધીની સંખ્યા બાદ કરવી; વીશાં સુધીના

આંક તથા વ્યવહારમાં તેનો ઉપયોગ. ૧/૨, ૧/૪, ૩/૪, ૧ ૧/૨ તથા ૨ ૧/૨ જેવા સાદા અપૂર્ણાંકનો ખ્યાલ; હિંદુસ્તાનમાં વપરાતાં નાણાંના કોઠકનું જ્ઞાન તથા રૂ. ૫ અને રૂ. ૧૦ ની ચલણી નોટનું ઓળખાણ.

૪. શારીરિક અને ઘરનું આરોગ્ય; દરરોજ નાહવાની જરૂર; કપડાં તથા ચાદરો ધોવાની જરૂર; દરરોજ ઘર અને આંગણું સાફ કરવાની અને આસપાસ કચરોપુંજો એકઠો ન થવા દેવાની જરૂર; સ્વચ્છ પાણી પીવાની અગત્ય અને તેને ચોકખું કરવાના સાદા ઉપાય; રાંધેલો ખોરાક ખાવાની અને ધૂળ, માખી, અને જંતુઓ તેને બગાડે નહિ તે માટે તેને ઢાંકી રાખવાની જરૂર; ઘર આગળ પાણી એકઠું થઈ ગંદકી ન થાય તેની સંભાળ; ટાઢીઓ તાવ અને તેને અટકાવવાના ઉપાય વગેરે, વગેરે.

### ધોરણ ૨ જું.

૧. વાચનમાળાની બીજી અને ત્રીજી ચોપડીનું વાચન, તેમાં આવતી સાદી કવિતાનો મુખપાઠ, તથા તેમાં આવતા અઘરા શબ્દો અને વાક્યોની સમજુતી.

૨. વાચન પુસ્તકમાંથી અનુલેખન અથવા શ્રુતલેખન તથા પત્રલેખન.

૩. (અ) ૨૧, ૨૪, ૨૫, ૩૦, ૩૨, ૪૦ અને અડધા તથા પાયાનાં ઘડીઆં તથા તેમનો વ્યવહારિક ઉપયોગ; જિલ્લામાં થતાં અનાજને ભરવાનાં અને જોખવાનાં માપ કાટલાનાં કોષ્ઠક.

(બ) ચાર આંકડાની સંખ્યાના સરવાળા તથા બાદબાકી અને ચાર આંકડાની સંખ્યાનો બે આંકડાથી વધુ નહિ એવી સંખ્યાથી ગુણાકાર તથા ભાગાકાર,

૪. આરોગ્યવિજ્ઞાનઃ બળીઆ, કોલેરા અને ઈન્ફ્લુએન્ઝા જેવા રોગો થવાનાં કારણો તથા તેને અટકાવવાના અને મટાડવાના ઉપાયો.

૫. ગામની તથા તાલુકાની ભૂગોળ, તાલુકાની આયાતનિકાશ, તથા તાલુકાની રાજ્યવ્યવસ્થા.

### ધોરણ ૩ જું.

૧. નાઇટકૃત ખેતી વાચનમાળાનાં પુસ્તક ૧, ૨ અને ૩. બને ત્યાં સુધી પુસ્તકોમાં આવતા પાઠો વ્યવહારિક દૃષ્ટાંતો આપી અને પ્રયોગો કરી સમજાવવા.

૨. તાલુકા તથા જિલ્લા અમલદારોને ખેતીને લગતી જરૂરિયાતો સંબંધી

અરજી કરવાનું અને ભાડાખત, ગીરોખત, વેચાણખત વગેરે દસ્તાવેજો લખવાનું જ્ઞાન આપવું.

૩. આણુપાણુની રીતે મિશ્ર સરવાળા અને બાદબાકી; એકમ પદ્ધતિ, દેશી પદ્ધતિથી સાદું નામું જેમકે રોજમેળ તથા ખાતાવહી; સાદું વ્યાજ ઝડપથી ગણવાની સ્હેલી રીત અને ગામડાંઓમાં ચાલતા સામાન્ય વ્યાપારને લગતા નફાટોટાના સાદા હિસાબો.

૪. આરોગ્યવિજ્ઞાન: વીંછીનું કરડવું, સાપનું કરડવું, હાડકાનું ભાંગી જવું, ડૂબી જવું, દાઝી જવું, વિષપાન વગેરે અકસ્માતો અને તેમના તાત્કાલિક ઉપાયોનું જ્ઞાન. ,

૫. જિલ્લાની ભૂગોળ અને તેની રાજ્ય વ્યવસ્થાની વિશેષ માહીતી સાથે મુંબઈ ઈલાકાની સામાન્ય ભૂગોળ.

---

## ગ્રામ્યશાળાઓ માટે ફરતાં પુસ્તકાલયો

ગામડાંની શાળાઓના બાળકોમાં વાચનનો શોખ ઉત્પન્ન થાય અને ભવિષ્યમાં તેઓ ભણેલું ભૂલી ન જાય એ હેતુથી છેલ્લાં ૨ વર્ષથી સુરત જિલ્લાના ચાર તાલુકાઓમાં ફરતાં પુસ્તકાલયોની યોજના ઘડવામાં આવી છે. ઓન. સર પુરશોત્તમદાસ ઠાકોરદાસ, એમ. એલ. એ; એમણે ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. કે. એસ. વકીલની ભલામણથી દરેક તાલુકામાં આવાં પુસ્તકાલયોના શરૂઆતના ખર્ચ પેટે રૂ. ૧,૦૦૦ અને તેમના નિભાવ માટે વાર્ષિક રૂ. ૧૨૫ ની સહાય આપી છે.

દરેક તાલુકામાં શાળાઓના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છેઃ—

(૧) છોકરાઓની સાત ધોરણવાળી શાળાઓ, (૨) છોકરાઓની ચાર ધોરણવાળી શાળાઓ, અને (૩) કન્યાશાળાઓ.

દરેક જાતની શાળાના જુદા જુદાં ધોરણને અનુકૂળ આવે એવાં પુસ્તકો ખરીદવામાં આવ્યા છે. આવા ચૂંટી કાઢેલાં પુસ્તકોમાંથી પચાસ પચાસ પુસ્તકોના જથા પાડવામાં આવ્યા છે અને તે દરેકને એક ન્હાની પતરાની પેટીમાં ભરવામાં આવ્યા છે. આ પેટીઓ તાલુકા સ્કૂલના હેડમાસ્તરને સોંપવામાં આવી છે, અને તેમને તે અમુક ક્રમમાં ગામડાંઓમાં ફેરવવાની લેખી સૂચના આપવામાં આવી છે. એ સૂચના મુજબ દરેક શાળામાં આ પેટી ૪, ૬, કે ૮ અઠવાડીઆ સુધી રાખવામાં આવે છે, અને તે દરમિઆન શાળાનાં બાળકો આ પુસ્તકો વાંચે છે. આ વધુ વાચન

માટે શાળાના વખત પત્રકમાં દરરોજ ૪૦ મિનિટ ખાસ અલાયદી રાખવામાં આવી છે.

નક્કી કરેલી મુદ્દત પુરી થએ આ પેટીઓ તાલુકા પટાવાળા મારફત અથવા શાળાના મોટી ઉમરના વિદ્યાર્થી મારફત નજીકના ગામડાની શાળામાં મોકલી આપવામાં આવે છે અને તે બદલ તેને મહેનતાણાના પેટી દીઠ ૨ આના આપવામાં આવે છે.

બાળકોએ જે પુસ્તકો વાંચ્યા હોય તેની દરેક મહેતાજી નોંધ રાખે છે અને પરીક્ષકની મુલાકાત વખતે તે તેમને બતાવે છે. વર્ષની આખરે બાળકોની પરીક્ષા લેવામાં આવે છે અને વર્ષ દરમિઆન જે પુસ્તકમાં અથવા જે વાર્તામાં તેમને સૌથી રસ પડ્યો હોય તેનો પોતાની ભાષામાં સાર લખી લાવવા તેમને કહેવામાં આવે છે. પરીક્ષાના જવાબપત્રો ખાતાની સાથે કાંઈપણ સંબંધ ન હોય એવા માણસને તપાસવા મોકલી આપવામાં આવે છે અને જે બાળકોએ પુસ્તકાલયનો સારો ઉપયોગ કરેલો જણાય તેમને ઇનામો આપવામાં આવે છે. જે શાળાઓએ આવાં પુસ્તકાલયોનો સૌથી સારો ઉપયોગ કર્યો હોય તેમના મહેતાજીઓને પણ આ દિશામાં સારૂં કામ કર્યા બદલ ઉપયોગી પુસ્તકોની ભેટ આપવામાં આવે છે.

આ યોજનાનું પરિણામ સારૂં આવેલું જણાય છે. બાળકો નિશાળમાં વાંચેલી વાર્તાઓ ઘેર તેમનાં માબાપને સંભળાવે છે તેથી માબાપો અને શાળાઓ એક બીજાના નિકટ સંબંધમાં આવે છે અને શાળાઓ લોકપ્રિય બને છે.

---

## ભરૂચ જિલ્લાના ગામડાંઓમાં દાકતરી મદદની યોજના

સને ૧૯૨૬ માં ભરૂચની રેડ ક્રૉસ સોસાયટી તરફથી ભરૂચ જિલ્લાના જે ગામડાંઓમાં તાત્કાલિક દાકતરી મદદ મળી શકતી નહોતી ત્યાં નિશાળના શિક્ષકો મારફત એ મદદ આપવાની યોજના કરવામાં આવી હતી. શરૂઆતમાં આ મદદ આપવા માટે ૨૩ ગામોમાં દવાખાનાં ઉઘાડવાનું નક્કી કરવામાં આવ્યું હતું, અને એ દવાખાનાઓમાં આપવામાં આવનાર દવાઓનો ઉપયોગ કેવી રીતે કરવો તે બાબત તે ગામની નિશાળના મુખ્ય શિક્ષકોને ભરૂચ મુકામે સરકારી દવાખાનામાં સિવિલ સર્જન તથા બીજા સોસાયટીએ ચૂંટી કાઢેલા બાહોશ ડૉકટરો મારફત ત્રણ દિવસ તાલીમ આપવામાં આવી હતી. ત્યાર

બાદ તાત્કાલિક મદદ માટે જે જે દવાઓની અગત્ય હોય તે દવાઓની એકેક પેટી દરેક મુકરર કરેલે ગામે આપવામાં આવી હતી, અને તાલીમ લઈ આવેલા શિક્ષકોને નિશાળના વખત બહાર ગામના દરદીઓને તેમાંથી દવા આપવા સૂચના કરવામાં આવી હતી. દરેક પેટીમાં રાખવામાં આવેલો દવાનો જથ્થો પૂરો થતાં બીજી દવા મંગાવવામાં ઢીલ ન થાય તે માટે પેટી માંની દરેક જાતની દવાનો વધારે મોટો જથ્થો દરેક તાલુકાને ગામે રાખવામાં આવે છે, અને દવાખાનાવાળા ગામથી માંગણી આવે કે તરત જોઈતી દવા પૂરી પાડવામાં આવે છે. જે શિક્ષકોના હાથ નીચે આ દવાખાનાં રાખવામાં આવ્યાં છે તે શિક્ષકો ત્રણ ત્રણ મહિને જુદા જુદા રોગો માટે કેટલા દરદીઓએ દવાખાનાનો લાભ લીધો તે હકીકત દર્શાવનારૂં પત્રક જિલ્લાના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મારફત રેડ ક્રૉસ સોસાયટીના સેક્રેટરીને મોકલે છે. કેળવણી ખાતાના પરીક્ષક અધિકારીઓ પણ આ દવાખાનાની સામાન્ય વ્યવસ્થાની દેખરેખ રાખે છે.

આ દવાખાનાઓનો લાભ જિલ્લાના બધાજ તાલુકાઓને એક સરખી રીતે આપવામાં આવ્યો છે.

સને ૧૯૨૭ માં આ મુજબ બીજાં ૨૦ સ્થળોએ દવાખાનાં ઉઘાડવામાં આવ્યાં હતાં, અને આ વર્ષે બીજાં ૧૭ દવાખાનાં ઉઘાડવામાં આવનાર છે. એ ઉપરેથી આવાં દવાખાનાંઓની સંખ્યા તાલુકાવાર નીચે પ્રમાણે થશેઃ—

| તાલુકો. | સંખ્યા. |
|---|---|
| જંબુસર | ૧૨ |
| આમોદ | ૧૨ |
| વાગરા | ૧૧ |
| ભરૂચ | ૧૨ |
| અંકલેશ્વર (હાંસોટ મહાલ સાથે) | ૧૩ |
| | ૬૦ |

તા. ૩૦-૯-૨૮ ને રોજ પૂરી થએલી ત્રણ માસની મુદતમાં આ દવાખાનાંઓનો લાભ એકંદરે જિલ્લાના ૭૦૧૦ દરદીઓએ લીધો છે.

દવાઓનો ખર્ચ અને તે દરેક નક્કી કરેલે સ્થળે મોકલવાનો તેમજ શિક્ષકોને તે વાપરવા માટે તાલીમ આપવાનો ખર્ચ રેડ ક્રૉસ સોસાયટી તરફથી આપવામાં આવે છે. શિક્ષકો નિશાળના વખત બહાર કંઇ પણ મહેનતાણા વગર ખુશીથી આ કામ કરે છે.

# સરકારી જાહેરખબરો

## (૧)

## સરકારી કેળવણીખાતું

જંજીરે મુંબઈ, તા. ૫-૭-૧૯૨૮.

નં. ૧૦૮૨ (અ)—સને ૧૯૨૧, જુલાઈ, તા. ૭ ની સરકારી જાહેરખબર નં, ૩૬૭૨ રદ કરી, મિડલ સ્કૂલોમાં, સઘળા ઉમેદવારો સ્પર્ધા કરી શકે એવી સ્કોલરશિપો આપવા માટે નીચે પ્રમાણે સુધારેલા ધારા સર્વેની જાણ માટે પ્રગટ કરવામાં આવે છેઃ—

૧. સ્કોલરશિપની સંખ્યા અને વહેંચણી—ઇલાકાના દરેક જિલ્લા માટે પ્રાંતિક ફંડમાંથી નીચે પ્રમાણે સ્કોલરશિપો આપવામાં આવશે અને તેને માટે દર વરસે ઉમેદવારોની તે સંબંધી સ્પર્ધા થશે.

| જિલ્લો | સ્કોલરશિપોની સંખ્યા | જિલ્લો | સ્કોલરશિપોની સંખ્યા |
|---|---|---|---|
| મુંબઈ (મુંબઈ પરાંવિભાગ સહિત) | ૨ | પંચમહાલ | ૨ |
| નાસિક | ૨ | ધારવાડ | ૨ |
| થાણા | ૨ | બેલગામ | ૨ |
| રત્નાગિરિ | ૨ | બીજાપુર | ૨ |
| કોલાબા | ૨ | કાનડા | ૨ |
| પુના | ૨ | કરાંચી | ૨ |
| સોલાપુર | ૨ | હૈદ્રાબાદ | ૨ |
| સતારા | ૨ | થરપારકર | ૨ |
| પૂર્વ ખાનદેશ | ૨ | સક્કર | ૨ |
| પશ્ચિમ ખાનદેશ | ૨ | સિંધનો ઉપરો સરહદનો મુલક | ૨ |
| અહમદનગર | ૨ | લારખાના | ૨ |
| સુરત | ૨ | નવાબશાહ | ૨ |
| ભરૂચ | ૨ | | ૫૪ |
| ખેડા | ૨ | | |
| અમદાવાદ (ડીસા કેમ્પ સાથે) | ૨ | | |

૨. સ્કોલરશિપની રકમ અને મુદતઃ—અંગ્રેજી વર્નાક્યુલર મિડલ સ્કૂલો અથવા પ્રાથમિક શાળાઓમાંના અંગ્રેજી વર્ગોમાં અથવા તો છોકરીઓની

બાબતમાં પ્રાથમિક શાળાઓના ઉપલા વર્ગોમાં પણ, સામાન્ય રીતે ત્રણ વરસ સુધી સ્કોલરશિપ ચાલુ રહેશે.

ઇલાકામાં દર માસે રૂ. ૩ ની અને સિંધમાં દર માસે રૂ. ૫ ની સ્કોલરશિપની રકમ આપવામાં આવશે.

૩. ઉમેદવારોની લાયકાતઃ—(અ) જે બ્રિટિશ જિલ્લા માટે સ્કોલરશિપો રાખવામાં આવી હશે તે, જિલ્લાની ખાતાએ સ્વીકારેલી કોઈપણ શાળાના ગમે તે જાતિના ઉમેદવારો (છોકરો અથવા છોકરી) સ્પર્ધા કરી શકશે; પણ જે ઉમેદવારે એકજ શાળામા પુરા એક વરસ એટલે કે પરીક્ષાની પહેલાના વરસની શરૂઆતથી—ખરેખર અભ્યાસ નહિ કર્યો હોય તો તેને સ્પર્ધા કરવા દેવામાં આવશે નહિ.

વિદ્યાર્થીના બાપ અથવા વાલીની વાસ્તવિક બદલી થઈ હોય અથવા એક લત્તામાંથી બીજા લત્તામા તેણે કાયમને માટે ઘર બદલ્યું હોય તો ઉપરની શરતમાં પોતાની નજરમાં આવે તો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છૂટ મૂકી શકશે.

પોતાની આગલી નિશાળમાં ઉપલા ધોરણો નહિ શીખવાતાં હોવાને લીધે જેણે (છોકરા અથવા છોકરીએ) શાળા બદલી હોય તેવા વિદ્યાર્થીઓના સંબંધમાં ૨૦ દિવસ કરતાં વધારે (નિશાળ બદલેલી હોવાથી હાજરીમા પડેલી) તૂટક નહિ હોય તો પરીક્ષક કમિટી તેને પરીક્ષામાં દાખલ કરી શકશે.

(બ) જે ઉમેદવારોનાં ઘર બ્રિટિશ જિલ્લામાં નહિ હોય અથવા જેઓ દેશી રાજ્યોમાથી આવતા હોય તેઓ સ્પર્ધા કરી શકે નહિ.

(ક) પરીક્ષા પછીના જૂન માસની પહેલી તારીખે (સિંધમાં એપ્રિલ માસની પહેલી તારીખે), જો છોકરાની ઉંમર ૧૧ વરસ ઉપરની હશે અને છોકરીની ઉંમર ૧૩ વરસ ઉપરની હશે તો તે સ્પર્ધા માટે લાયક ગણાશે નહિ.

(ડ) ઉંમરના પ્રમાણમા અભ્યાસમા સંતોષકારક સુધારો જોવામા નહિ આવે તો ઉમેદવારને સ્કોલરશિપ આપવામા આવશે નહિ.

(ઇ) જે ઉમેદવાર અંગ્રેજી વર્નાક્યુલર ધોરણ પહેલું અથવા એથી ઉપલા ધોરણમાં અભ્યાસ કરતો હશે તે સ્કોલરશિપ માટે સ્પર્ધા કરી શકશે નહિ.

૪. સ્કોલરશિપ કેવી રીતે આપવામાં આવે છેઃ—એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી દર વરસે સ્પર્ધા માટે પરીક્ષા લેવામાં આવશે અને તે પરીક્ષાના પરિણામ ઉપરથી સ્કોલરશિપ આપવામાં આવશે અને તે સ્કોલર-

લાયક હોય તો તેને આખા માફી વિદ્યાર્થી તરીકે અથવા અડધા માફી વિદ્યાર્થી તરીકે શાળામાં રાખવામાં આવશે.

૧૨. બીન સરકારી સ્વીકારાએલી શાળાઓ અને અંગ્રેજી વર્ગોની બાબતમા દર મહીને ચઢેલી સ્કોલરશિપની રકમ સરકારે નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં (એજ્યુ. ૧૨૭-૪ અથવા ૧૨૮-૪) બિલ કરી લઈ લેવી. આ બિલમાં સ્કોલરે પોતાની સહી કરવી અને તેની સામે તેની (છોકરા અથવા છોકરીની) શાળાના મુખ્ય શિક્ષકે સહી કરવી, અને તે બિલ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર પાસે મંજુર કરાવવું.

સરકારી માધ્યમિક શાળાઓની બાબતમાં, તે શાળાના મુખ્ય શિક્ષક એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની સહી વગર, પોતે બિલ ઉપર સહી કરી સ્કોલરશિપની રકમ લઈ શકશે અને જે રકમ લીધી હોય તેનો દર મહીને રિપોર્ટ કરશે.

જે મહીનાની સ્કોલરશિપની રકમ લેણી થઈ હશે તે મહીનો વીત્યા પછી એક મહીનાની અંદર જો બિલ કરવામાં નહિ આવે તો તે બિલ નામંજુર કરવામાં આવશે.

મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ)
(સહી) આર. એમ. મેકસવેલ.
ઓફિશિએટિંગ ગવર્નમેન્ટ સેક્રેટરિ.



(૨)

## કેળવણીખાતું



### જંજીરે મુંબઈ, તાઃ ૫-૭-૧૯૨૮.

નં. ૧૦૮૨ સને ૧૯૨૧, જુલાઈ તા. ૭ મીની કેળવણીખાતાની સરકારી જાહેરખબર નં. ૩૬૭૧ રદ કરી, હાઈ અને સ્પેશિઅલ સ્કૂલોમાં જેને માટે સઘળા ઉમેદવારો સ્પર્ધા કરી શકે એવી સ્કોલરશિપો આપવા માટે નીચે પ્રમાણે સુધારેલા ધારા સર્વેની જાણ માટે પ્રગટ કરવામાં આવે છેઃ-

૧. સ્કોલરશિપોની સંખ્યા અને વહેંચણીઃ—ઇલાકાના દરેક જિલ્લા માટે પ્રાંતિક ફંડમાંથી નીચે પ્રમાણે સ્કોલરશિપો આપવામાં આવશે અને તેને માટે દર વરસે ઉમેદવારોની તે સંબંધી સ્પર્ધા થશેઃ—

| જિલ્લો | સ્કોલરશિપોની સંખ્યા | જિલ્લો | સ્કોલરશિપોની સંખ્યા |
|---|---|---|---|
| મુંબઈ (પરાં વિભાગ સહિત) | ૧ | અમદાવાદ (ઠીસાકેમ્પ સાથે) | ૧ |
| નાસિક | ૧ | પંચમહાલ | ૧ |
| થાણા | ૧ | ધારવાડ | ૧ |
| રત્નાગિરિ | ૧ | બેલગામ | ૧ |
| કોલાબા | ૧ | બીજાપુર | ૧ |
| પુના | ૧ | કાનડા | ૧ |
| સોલાપુર | ૧ | કરાંચી | ૧ |
| સતારા | ૧ | હૈદરાબાદ | ૧ |
| પૂર્વ ખાનદેશ | ૧ | થરપારકર | ૧ |
| પશ્ચિમ ખાનદેશ | ૧ | સક્કર | ૧ |
| અહમદનગર | ૧ | સિંધનો ઉપલો સરહદનો મુલક | ૧ |
| સુરત | ૧ | લારખાના | ૧ |
| ભરૂચ | ૧ | નવાબશાહ | ૧ |
| ખેડા | ૧ | | |
| | | | ૨૭ |

૨. સ્કોલરશિપની રકમ અને મુદત—હાઇ અથવા સ્પેશિઅલ સ્કૂલોમાં સામાન્ય રીતે ચાર વરસ સુધી સ્કોલરશિપ ચાલુ રહેશે.

સ્કોલરશિપની રકમ માસિક રૂ. ૫ ની રહેશે.

૩. ઉમેદવારોની લાયકાત.—(અ) જે બ્રિટિશ જિલ્લા માટે સ્કોલરશિપો રાખવામાં આવી હશે તે તે જિલ્લાની ખાતાએ સ્વીકારેલી કોઈ પણ શાળાના ઉમેદવારો (છોકરા અથવા છોકરીઓ) તે સ્કોલરશિપો માટે હરિફાઈ કરી શકશે; પણ જે ઉમેદવારે એકજ શાળામાં પુરા એક વર્ષ સુધી એટલે પરીક્ષા પહેલાંના વર્ષની શરૂઆતથી ખરેખર અભ્યાસ કર્યો નહિ હોય તેને સ્પર્ધા કરવા દેવામાં આવશે નહિ.

વિદ્યાર્થીના બાપ અથવા વાલીની વાસ્તવિક બદલી થઈ હોય અથવા એક સત્તામાંથી બીજા સત્તામાં કાયમને માટે તેણે ઘર બદલ્યું હોય તો ઉપરની શરતમાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટર પોતાની નજરમાં આવે તો છૂટ મૂકી શકશે.

પોતાની આગલી નિશાળમાં ઉપલા ધોરણો નહિ શીખવાતાં હોવાને લીધે જેણે (છોકરા અથવા છોકરીએ) નિશાળ બદલી હોય એવા વિદ્યાર્થીના

સંબંધમા (નિશાળ બદલેલી હોવાથી હાજરીમા પડેલી) ૨૦ દિવસ કરતાં વધારે તૂટક નહિ હોય તો પરીક્ષક કમિટી તેને પરીક્ષામાં દાખલ કરી શકશે.

(બ) જે ઉમેદવારોના ઘર બ્રિટિશ જિલ્લામાં નહિ હોય અથવા જેઓ દેશી રાજ્યોમાથી આવતા હોય તેઓ આને માટે સ્પર્ધા કરી શકશે નહિ.

(ક) પરીક્ષા પછીના જુનની પહેલી તારીખે (સિંધમાં એપ્રિલની પહેલી તારીખે) જે છોકરાની ઉંમર ૧૪ વરસ ઉપરની હશે અને જે છોકરીની ઉંમર ૧૬ વરસ ઉપરની હશે તો તે સ્પર્ધા માટે લાયક ગણાશે નહિ.

(ડ) ઉંમરના પ્રમાણમાં અભ્યાસમાં સંતોષકારક સુધારો જોવામાં નહિ આવશે તો ઉમેદવારને સ્કોલરશિપ આપવામાં નહિ આવે.

(ઇ) જે ઉમેદવાર ઍંગ્લો વર્નાક્યુલર ધોરણ ચોથા અથવા એથી ઉપલા ધોરણમાં અભ્યાસ કરતો હશે તે સ્કોલરશિપ માટે સ્પર્ધા કરી શકશે નહિ.

૪. કેવી રીતે સ્કોલરશિપ આપવામાં આવે છે:—એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી દર વરસે સ્પર્ધા માટે પરીક્ષા લેવામાં આવશે અને તે પરીક્ષાના પરિણામ ઉપરથી સ્કોલરશિપ આપવામાં આવશે, અને તે સ્કોલરશિપ સ્વીકારાએલી કોઇપણ માધ્યમિક શાળા અથવા તેના જેટલાજ દરજ્જાવાળી કોઈ સ્પેશિઅલ સ્કૂલના ઍંગ્લો–વર્નાક્યુલર ધોરણ ચોથામાં આપવામાં આવશે.

૫. પરીક્ષાની તારીખ તથા સ્થળ—સામાન્ય રીતે દર વરસે ફેબ્રુઆરિ અથવા માર્ચમાં સ્કોલરશિપો માટેની પરીક્ષા અમુક મધ્ય સ્થળોએ લેવામાં આવશે, અને તે સ્થળો મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ અથવા સિંધ પ્રોવિન્શિયલ ગેઝેટમાં પ્રગટ કરવામાં આવશે.

૬. અરજી:—જે શાળામાં ઉમેદવાર ભણતો હોય તે શાળાના મુખ્ય શિક્ષક મારફત પરીક્ષામાં બેસવાની રજા માટેની અરજી, નક્કી કરેલા ફૉર્મમાં, સ્કોલરશિપ માટેની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને, જે માસમાં પરીક્ષા થવાની હોય તે માસના આગલા માસની પહેલી તારીખે અથવા તે પહેલાં મળી જાય તેવી રીતે મોકલવી. અરજી કરવાથી પ્રેસિડેન્ટ પાસેથી ફૉર્મ મળી શકશે.

૭. પરીક્ષાની ફીઃ—પરીક્ષામાં બેસવા માટે દરેક ઉમેદવાર પાસેથી રૂ. ૨ ફીના લેવામાં આવશે અને તે રકમ ઉમેદવારે અરજી સાથે મોકલી આપવી જેમની અરજીઓ નામંજુર થઈ હશે તે સિવાયના કોઈ પણ ઉમેદવારને ફી પાછી આપવામાં આવશે નહિ.

૮. પરીક્ષાનો વિષય અને ભાષાઃ—ઍંગ્લો-વર્નાક્યુલર ધોરણ ત્રીજા માટે નક્કી કરેલા વિષયોની પરીક્ષા લેવામા આવશે. હસ્તાક્ષરને ખાસ અગત્ય આપવામાં આવશે.

જે જિલ્લામાં પરીક્ષા લેવામાં આવશે તે જિલ્લાની ભાષા મારફત પરીક્ષા લેવામા આવશે. સિંધ સિવાયમા મુસલમાન વિદ્યાર્થીઓ એને બદલે ઉર્દુમાં પરીક્ષા આપી શકશે.

ટીપઃ—કરાચીમા પરીક્ષા ગુજરાતી મારફત આપી શકાશે.

૯. પરિણામની જાહેરાતઃ—ફતેહમંદ ઉમેદવારોનાં તેમજ જે શાળાઓમાંથી તેઓ બેઠા હશે તે શાળાઓના નામ મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ અથવા સિંધ ઓફિશ્યલ ગેઝેટમાં પ્રગટ કરવામા આવશે.

એક રૂપીઓ ફીનો આપ્યેથી દરેક વિષયમાં ઉમેદવારે મેળવેલા માર્ક મોકલી આપવામા આવશે.

૧૦. ઓનરરિ સ્કોલરો—જે ફતેહમંદ ઉમેદવારો સ્કોલરશિપનું લવાજમ લેવા નહિ ઇચ્છતા હોય તેમને 'ઓનરરિ સ્કોલર' ગણવામાં આવશે, અને તેમનાં નામ ગેઝેટમા પ્રસિદ્ધ થશે.

૧૧. કઈ શરતોએ સ્કોલરશિપ ચાલુ રહેશે.-(અ) ફતેહમંદ ઉમેદવારોએ ખાતાએ સ્વીકારેલી કોઈ માધ્યમિક શાળાના (અથવા તેટલાજ દરજ્જાની કોઈ સ્પેશિઅલ શાળાના) ઍંગ્લો-વર્નાક્યુલર ધોરણ ચોથામા તે શાળાના શરૂ થતા નવા વર્ષની શરૂઆતમા દાખલ થવું જોઈશે, અને જો કોઈ સ્કોલર, પરીક્ષા પછીના જુલાઈ માસની પહેલી તારીખ (સિંધમાં મે માસની પહેલી તારીખ) પહેલાં શાળામાં દાખલ નહિ થાય તો તેની સ્કોલરશિપ લઈ લેવામાં આવશે.

(બ) દરેક સ્કોલરશિપ પરીક્ષા પછીના જુન માસની પહેલી તારીખથી (સિંધમાં એપ્રિલની પહેલી તારીખથી) ચાર વરસ સુધી મળશે; પણ તે એવી શરતે કે જે હાઈસ્કૂલોમાં અથવા તેટલાજ દરજ્જાની સ્પેશિઅલ સ્કૂલમાં તે સ્કોલર હોય ત્યાં તેની નિયમિત હાજરી, સારી ચાલચલગત, અને સંતોષકારક અભ્યાસ હોવાં જોઈએ.

આમાંની કોઈપણ શરતનો ભંગ થશે તો તે સ્કોલરની સ્કોલરશિપ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર બંધ કરી શકશે.

(ક) નિશાળમાં સ્કોલરો ભણતા હોય તે દરેકને નિશાળની વાર્ષિક તપાસણી વખતે તપાસણી કરનાર સરકારી અમલદાર રૂબરૂ હાજર કરવો.

જો સ્કોલરશિપ ખાલી પડે તો મૂળ યાદી પ્રમાણે તેની પછીનો બીજો જે ઉમેદવાર હોય અને ઇન્સ્પેક્ટર લાયક ગણે તો તેને અથવા સ્કોલરશિપ માટે ખાસ ભલામણવાળી કોઈ છોકરીને ઇન્સ્પેક્ટર બાકીની મુદત માટે તે સ્કોલરશિપ આપી શકશે.

(ક) સ્કોલરશિપ લેનારે (છોકરા અથવા છોકરીએ) એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય શાળા બદલવી નહિ.

(ઘ) કોઈ પણ સ્કોલર બીજી કોઈ સરકારી સ્કોલરશિપ અથવા તો સરકાર હસ્તક જે એન્ડાઉમેન્ટ ફંડ હોય તેમાંથી બીજી કોઈ સ્કોલરશિપ અગાઉથી ડિરેક્ટરની મંજુરી મેળવ્યા સિવાય લઈ શકશે નહિ.

કોઈ સ્કોલર સરકારી શાળામાં ભણતો હોય અને જો વિદ્યાર્થીઓના માફી આપવાના ધારા પ્રમાણે તે (છોકરા અથવા છોકરી) માફી થવાને લાયક હોય તો તેને આખા માફી વિદ્યાર્થી તરીકે અથવા અડધા માફી વિદ્યાર્થી તરીકે શાળામાં રાખવામાં આવશે

૧૨. સ્કોલરશિપ આપવાની ગોઠવણ—બિનસરકારી સ્વીકારાએલી શાળાઓની બાબતમાં દર મહીને ચઢેલી સ્કોલરશિપની રકમ સરકારે નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં (એજ્યુ, ૧૨૭-ઈ અથવા ૧૨૮-ઇ.) બિલ કરી લઈ લેવી. આ બિલમાં સ્કોલરે પોતાની સહી કરવી અને તેની સામે તેની (છોકરા અથવા છોકરીની) શાળાના મુખ્ય શિક્ષકે સહી કરવી અને તે બિલ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પાસે મંજુર કરાવવું.

સરકારી માધ્યમિક શાળાઓની બાબતમાં તે શાળાના મુખ્ય શિક્ષક, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની સહી વગર પોતે બિલ ઉપર સહી કરી સ્કોલરશિપની રકમ લઈ શકશે, અને જે રકમ લીધી હોય તેનો તે દર મહીને રિપોર્ટ કરશે.

જે મહીનાની સ્કોલરશિપની રકમ લેણી થઈ હોય તે માસ વીત્યા પછી એક મહીનાની અંદર જો બિલ કરવામા નહિ આવશે તો બિલ નામંજુર કરવામાં આવશે.



મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ).

(સહી) આર. એમ. મેક્સવેલ.

ઑફિશિએટિંગ ગવર્મેન્ટ સેક્રેટરિ.

## (૩)

### ઉત્તર ભાગમા સને ૧૯૨૮ માં લેવાએલી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામા પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદી.

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ જિલ્લો** | | ૩૨ | મગળાગૌરી નાગરદાસ પરમાર | ૩૩૨ |
| | | | ૩૩ | કાશી ઓઘાલાલ પારેખ | ૩૨૬ |
| ૧ | મણી નાગરદાસ પટેલ | ૪૨૯ | ૩૪ | સરસ્વતી શીવશકર દવે | ૩૨૫ |
| ૨ | લક્ષ્મી દેવજી હીરાપગ | ૪૨૫ | ૩૫ | વિમળા માણેકલાલ ચામડવાળા | ૩૨૩ |
| ૩ | સવિતા સાકળેશ્વર પાઠક | ૪૦૯ | ૩૬ | નવીતા માણેકલાલ શાહ | ૩૨૨ |
| ૪ | શાંતા ઝવેરીલાલ ત્રિવેદી | ૪૦૪ | ૩૬ | શારદા બળવતરાય રાવળ | ૩૨૨ |
| ૫ | ચચળ મોહનલાલ ગવળ | ૪૦૨ | ૩૮ | ત્રિવેણી મણીશકર મહેતા | ૩૧૯ |
| ૬ | સંતોક પુરૂશોતમ સોલકી | ૪૦૦ | ૩૯ | જસોદા ગોકળ મેવાડા | ૩૧૮ |
| ૭ | કમળા રાયસીહજી દેસાઇ | ૩૯૫ | ૪૦ | ધુળી સોમનાથ સાચા | ૩૧૫ |
| ૮ | જમની રવતાજી ફુછા | ૩૯૦ | ૪૧ | ગોદાવરી નારણજી રાવળ | ૩૧૦ |
| ૯ | શુશીલા ગુલાબસીહ પીપરમાર | ૩૯૨ | ૪૨ | ઝુનુખા ઇમામશાહ બનવા | ૩૦૭ |
| ૧૦ | જસોદા જમનાદાસ રસાણીઆ | ૩૮૮ | ૪૩ | ધનલક્ષ્મી માણેકલાલ શુકલ | ૩૦૬ |
| ૧૧ | વિદ્યા મણીલાલ શાહ | ૩૮૪ | ૪૪ | શકરી અમરતલાલ ભોજક | ૩૦૨ |
| ૧૨ | કસ્તુબેન નારણભાઈ મસાણી | ૩૮૪ | ૪૫ | સમરત વીરાજી પગી | ૨૯૮ |
| ૧૩ | નર્મદા ડાહ્યાશકર જાની | ૩૮૩ | ૪૬ | સોમી ગીરધરલાલ ભાવસાર | ૨૯૬ |
| ૧૪ | સવિતા ઇશ્વરલાલ સાડીવાળા | ૩૮૨ | ૪૭ | નવીતા ગોકળદાસ શાહ | ૨૯૦ |
| ૧૪ | ગગા કાશીરામ શુકલ | ૩૮૨ | ૪૮ | નસુમતી જેહાનાન મહેતા | ૨૮૮ |
| ૧૬ | મેનમ બાબરભાઈ કોટવાળ | ૩૮૧ | ૪૯ | રેવા મગનલાલ સરઢા | ૨૮૫ |
| ૧૭ | સમુ નાથાલાલ બ્યાસ | ૩૮૦ | ૫૦ | વિદ્યાગૌરી ગુણવતરાય મહેતા | ૨૮૧ |
| ૧૮ | કાશી છગનલાલ જુવાર | ૩૭૭ | ૫૧ | અમૃત દેવકરાન ડોશી | ૨૮૧ |
| ૧૯ | શારદા ભીખાભાઇ દિવાસળી | ૩૭૭ | ૫૨ | મણી ઉમીઆશકર પડ્યા | ૨૭૮ |
| ૨૦ | કાન્તા અંબાલાલ શાહ | ૩૭૪ | ૫૩ | ઇચ્છા ત્રિભોવનદાસ શાહ | ૨૬૪ |
| ૨૧ | મરીયમ કાસમભાઇ દિવાસળી | ૩૭૦ | | **ખેડા જિલ્લો.** | |
| ૨૨ | ચપા પ્રભાશકર બ્યાસ | ૩૬૭ | | | |
| ૨૩ | જયવતબાળા દુર્ગાશકર માકડ | ૩૬૫ | ૧ | સાલોમી રેવા ખ્રિસ્તી | ૪૫૭ |
| ૨૪ | મણી હરિશંકર ભટ્ટ | ૩૫૭ | ૨ | રેહામાહ સરદાર ખ્રિસ્તી | ૪૫૧ |
| ૨૫ | માર્ગરેટ માનસીગ રાઠોડ | ૩૫૫ | ૩ | લલીતા કહાનજી ખ્રિસ્તી | ૪૩૯ |
| ૨૬ | માણેક કાળીદાસ મીસ્ત્રી | ૩૫૪ | ૪ | સરાહ હીરાલાલ ખ્રિસ્તી | ૪૨૪ |
| ૨૭ | કમળા હરીકિશ ત્રિવેદી | ૩૪૮ | ૫ | રમી મનજી ખ્રિસ્તી | ૪૨૧ |
| ૨૮ | લીલાવતી ચમનલાલ મોડ | ૩૪૦ | ૬ | દરકાસ ગોકળ ખ્રિસ્તી | ૪૧૭ |
| ૨૯ | સામબાઇ કહાનજી લોહાણુ | ૩૩૭ | ૭ | કુલમણી રણછોડ ખ્રિસ્તી | ૩૯૧ |
| ૩૦ | કરૂણા દેવજી ખ્રિસ્તી | ૩૩૫ | ૮ | થાઓડરા નાના ખ્રિસ્તી | ૩૮૨ |
| ૩૧ | ઉરસુલા મગળદાસ ઓઝા | ૩૩૪ | ૯ | મરીઅમ કુબેર ખ્રિસ્તી | ૩૮૦ |

| | | |
|---|---|---|
| ૧૦ | હન્ના કોદર ખ્રિસ્તી | ૩૬૭ |
| ૧૧ | મેરી ભરોસા ખ્રિસ્તી | ૩૬૬ |
| ૧૨ | હેસન ગોવિંદ ખ્રિસ્તી | ૩૬૧ |
| ૧૩ | એલીસાબેત રીસા ખ્રિસ્તી | ૩૫૮ |
| ૧૪ | એરિના મૂળજી ખ્રિસ્તી | ૩૫૯ |
| ૧૫ | મરથા ગોવિંદ ખ્રિસ્તી | ૩૫૬ |
| ૧૬ | અમર રાણા ખ્રિસ્તી | ૩૫૫ |
| ૧૭ | સુસાણુ મગન ખ્રિસ્તી | ૩૫૧ |
| ૧૮ | સુમતીબેન ચંદુલાલ ત્રિવેદી | ૩૩૮ |
| અ૧૮ | લુઇસ ભુરા ખ્રિસ્તી | ૩૩૩ |
| ૧૯ | પેરસીસ જીવા ખ્રિસ્તી | ૩૨૯ |
| ૨૦ | સકીનાબેન મહમદભાઇ હાઝમ (ઉર્દુ) | ૩૨૦ |
| ૨૧ | કમળા ગંગાશંકર ભટ્ટ | ૩૧૯ |
| ૨૨ | શ્રીજીબા બામર ખ્રિસ્તી | ૩૦૭ |
| અ૨૨ | દીના દેવજી ખ્રિસ્તી | ૩૦૭ |
| ૨૩ | કાશીબેન ભભુતભારથી ગોસાઇ | ૨૯૦ |
| ૨૪ | ધીરજી બીજળ ખ્રિસ્તી | ૨૮૮ |
| ૨૫ | શારદાબેન અમરતલાલ ત્રિવેદી | ૨૮૬ |
| ૨૬ | શારદાબેન મંગળભાઇ ત્રિવેદી | ૨૭૦ |

### પંચમહાલ જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | હીલડા ભગવાનદાસ ખ્રિસ્તી | ૩૮૯ |
| ૨ | ગહેલ હીરાલાલ ખ્રિસ્તી | ૩૮૩ |
| ૩ | ઇચ્છા દામોદર ત્રવાડી | ૩૭૭ |
| ૪ | રીબકાર મનજી ખ્રિસ્તી | ૩૭૫ |
| ૪ | રૂથ સોમચંદ ખ્રિસ્તી | ૩૭૫ |
| ૬ | દિની ગંગુ ખ્રિસ્તી | ૩૬૬ |
| ૭ | હન્ના બાવા ખ્રિસ્તી | ૩૬૫ |
| ૮ | ગંગા ટીશા ખ્રિસ્તી | ૩૬૨ |
| ૯ | જયકુંવર નાથાનાએલ ખ્રિસ્તી | ૩૫૪ |
| ૧૦ | ઇસ્ટર દાજી ખ્રિસ્તી | ૩૫૦ |
| ૧૧ | રીબકાહ ખાના ખ્રિસ્તી | ૩૪૯ |
| ૧૨ | ફ્લોરેન્સ વાલજી ખ્રિસ્તી | ૩૪૨ |
| ૧૩ | સોલીક પુન્જ ખ્રિસ્તી | ૩૩૮ |
| ૧૪ | તારા પુરુષોત્તમ ખ્રિસ્તી | ૩૩૩ |
| ૧૪ | મરીઅમ પ્રેમા ખ્રિસ્તી | ૩૩૩ |
| ૧૬ | દિધય મીઠાલાલ ખ્રિસ્તી | ૩૦૧ |
| ૧૬ | તુળસી ગલજી કલમી | ૩૩૧ |
| ૧૮ | દિવી બાપુ ખ્રિસ્તી | ૩૨૯ |

| | | |
|---|---|---|
| ૧૯ | રૂથ પીતાંબર ખ્રિસ્તી | ૩૨૫ |
| ૨૦ | દુર્ગા છેડાલાલ બચ્ચ | ૩૧૦ |
| ૨૧ | શાંતિ શાહા ખ્રિસ્તી | ૨૯૭ |

### ભરૂચ જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | ચંચળ તીમોથીલાલ ખ્રિસ્તી | ૪૬૨ |
| ૨ | સુંદર શંકરલાલ ખ્રિસ્તી | ૪૨૮ |
| ૩ | ચપાવતી લક્ષ્મીદાસ દરજી | ૩૬૭ |
| અ૩ | નર્મદા છગનલાલ ચોકશી | ૩૬૭ |
| વ૩ | તારા નાથાલાલ ખ્રિસ્તી | ૩૬૭ |
| ૬ | રાધાબેન શકરલાલ ભટ | ૩૬૬ |
| અ૬ | વજીબેન બહાદુરજી ખ્રિસ્તી | ૩૬૬ |
| ૮ | ડિજમબેન દેવચંદ ખ્રિસ્તી | ૩૫૦ |
| ૯ | દીપા જેઠાલાલ ખ્રિસ્તી | ૩૪૨ |
| ૧૦ | મનુ ભોટીલાલ ખ્રિસ્તી | ૩૪૧ |
| ૧૧ | પાર્વતીબેન હરગોવિંદ ભટ્ટ | ૩૩૫ |
| ૧૨ | નાથીબેન દેસાઇભાઈ પટેલ | ૩૩૦ |
| ૧૩ | લીલાવતી નારણદાસ ડાગરવાળા | ૩૧૪ |
| ૧૪ | કમળાગૌરી અમાલાલ ઉપાધ્યાય | ૩૧૩ |
| ૧૫ | ચંદ્રકાન્તા જેશંકર રાવળ | ૩૦૦ |
| ૧૬ | લલીતા અંબાલાલ શાહ | ૨૯૫ |
| ૧૭ | વીજકોર જગજીવન નાથુકરાવાળા | ૨૭૮ |

### સુરત જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | ચંદ્રકાન્તા અંબારામ ત્રિવેદી | ૩૮૬ |
| ૨ | પ્રભાવતી અમીચંદ ડૉક્ટર | ૩૮૫ |
| ૩ | મગળાબેન મોતીચંદ શાહ | ૩૮૪ |
| ૪ | કાશીબેન નારણજી નાયક | ૩૮૩ |
| ૫ | લીલાવતી ચતુરભાઇ રાઠોડ | ૩૮૧ |
| ૫ | ગંભાબાઇ સદાનંદ ચોન્કેર | ૩૮૧ |
| ૭ | લક્ષ્મીબેન નરસિહદાસ વૈદ્ય | ૩૮૦ |
| ૮ | ડાહીગૌરી દેવશંકર પંડ્યા | ૩૭૮ |
| ૯ | ચંદ્રીકા ધનપ્રસાદ વકીલ | ૩૭૧ |
| ૧૦ | ગજરા જીવણજી દેસાઇ | ૩૬૪ |
| ૧૧ | હીરાવતી દલીચંદ કાપડીઆ | ૩૬૨ |
| ૧૨ | હોમાઇ બેરામશા સરકારી | ૩૬૦ |
| ૧૨ | હીરાબાઇ શાપુરજી કોટકોટીઆ | ૩૬૦ |
| ૧૪ | પાર્વતી ત્રીભોવન જોશી | ૩૫૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫ | કાંતાબેન ઉમીઆશંકર જોશી | ૩૪૯ | | **કરાંચી સેન્ટર.** | |
| ૧૬ | મણીબેન ગોપાળજી પટેલ | ૩૪૬ | | ( ગુજરાતી. ) | |
| ૧૭ | દેવીબેન અંબેલાલ દેશાઇ | ૩૪૩ | ૧ | નર્મદાગૌરી જેઠાલાલ જાની | ૩૮૦ |
| ૧૮ | સવિતા દેવશંકર સલાટ | ૩૩૬ | ૨ | નાઝા ફરદુનજી | ૩૭૯ |
| ૧૯ | શાતા દયાળજી દેશાઇ | ૩૩૨ | ૩ | ગોદાવરીબાઈ દામોદર ખાત્રી | ૩૬૩ |
| ૨૦ | કુસુમબેન ડાહ્યાભાઇ પરીખ | ૩૩૧ | ૪ | શાતાગૌરી જયશંકર દેરાસરી | ૩૬૨ |
| ૨૧ | ભાનુમતી મૂળચંદ કાપડીઆ | ૩૨૦ | ૫ | કાંતાગૌરી છોટાલાલ જાની | ૩૫૮ |
| ૨૧ | વાદનબેન નગીનદાસ હીંગવાળા | ૩૨૭ | ૬ | નુરબાનુબાઇ તલકશી | ૩૫૭ |
| ૨૩ | મહાગૌરી ચીમનલાલ પારેખ | ૩૨૬ | ૭ | મણીબાઇ વાલજી લોહાણા, | ૩૫૧ |
| ૨૪ | હીરા હરગોવિંદદાસ મહીઆ | ૩૨૧ | ૮ | રાણીબાઇ જગન્નાથ | ૩૩૫ |
| ૨૪ | નુરબાનુ કરમઅલી ખોજા | ૩૨૧ | ૯ | રમણગૌરી છગનલાલ | ૩૨૫ |
| ૨૬ | મંછાબેન અંબાભાઇ પટેલ | ૩૧૮ | ૧૦ | દીના જમશેદજી બાટલીવાળા | ૩૦૯ |
| ૨૭ | શરમીલા નરસુખરામ હેરા | ૩૧૬ | ૧૧ | સારણ એમ્પ્રુન પાહુદી | ૩૦૮ |
| ૨૮ | ઉર્મિલાબેન ગુલાબદાસ ગેરદલાલ | ૩૧૪ | ૧૨ | લલીતાગૌરી ધનેશ્વર ત્રિવેદી | ૩૦૭ |
| ૨૯ | અંબા માધવજી ઓઝા | ૩૧૨ | ૧૩ | અમરતબાઇ પરસોતમ કચ્છીલુ | ૨૯૨ |
| ૩૦ | માણેકબાઇ તેમુલજી સીંધવા | ૩૦૯ | ૧૪ | શાન્તાગૌરી ખેમશંકર રાવળ | ૨૭૯ |
| ૩૧ | રમણગૌરી નરહરિશંકર ત્રિવેદી | ૩૦૩ | | ( ઉર્દુ ) | |
| ૩૨ | કુંદનગૌરી દયાળજી જોશી | ૩૦૧ | ૧ | ખુરસેદબેગમઆલીમઅલાહશાહ | ૪૦૭ |
| ૩૩ | દિનીબાઇ કાવસજી પટેલ | ૩૦૦ | ૨ | ઉમતાલમરીઝ અબ્દુલઆઝીઝ | ૩૬૪ |
| ૩૪ | સવિતાબેન ઠાકોરલાલ પંડ્યા | ૨૮૬ | ૩ | બેગમજાન અમીરમહમદ | ૩૬૦ |
| ૩૫ | સુલોચનાબેન નાથુભાઇ મોદી | ૨૭૭ | ૪ | લતીફ અબ્દુલકાદીર | ૩૨૦ |

(અંગ્રેજીમાં સહી) કે. એસ વકીલ. એ. ઇ. ઉત્તર ભાગ.

( ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૪૭૬૫ તા. ૧૯-૭-૧૯૨૮ મા કરેલી સૂચનાનુસાર.)

(૪)

મે. ડિરેકટર ઑવ્ પબ્લીક ઇન્સ્ટ્રકશનના પત્ર નં. એમ. ૮૬ (એ) ૬૧૦ સી તા. ૩૭ ઑકટોબર ૧૯૨૮ થી નીચે લખી જણાવેલી ગણિતના વિષયની ૧૩ ચોપડીઓ મંજુર થએલા લીસ્ટમાંથી કાઢી નાખવામાં આવે છે—

| અનુક્રમ નંબર. | ચોપડીઓના નામ. | કર્તા તથા પ્રકટ કર્તાનું નામ. |
|---|---|---|
| ૧-૨ | અંકગણિત ભાગ ૧લો અને ૨જો. | મિ. એમ. જે. દેસાઈ. |
| ૩-૬ | લેખન (મુખગણિત) ભાગ ૧-૪ | મિ. એ. આર. દેસાઈ. |
| ૭ | સંખ્યા પ્રવેશ. | મિ એ. આર. દેસાઇ. |
| ૮ | દેશીનામુ | મિ. સી. એલ. શાહ. |
| ૯ | નામાની રીત | ગ. બ. લાલશંકર યુ. |
| ૧૦ | દેશીનામું અથવા મુખગણિત ભાગ ૧ | પુસ્તક પ્ર. મંડળી, મુંબઈ. |
| ૧૧ | દેશીનામુ | મિ. છગનલાલ. |
| ૧૨ | અંકગણિત શીખવવાની પદ્ધતિ | મિ. પી. આર. શાહ. |
| ૧૩ | બાળગણિત ચોથી | પ્રો. ટી. કે. ગજ્જર. |

(અંગ્રેજીમા સહી) કે. એસ. વકીલ.

( ઉ. ભા ના મે. એ ઇ. સાહેબના પત્ર નં. ૮૦૧૩ તા. ૬ ૧૦-૧૯૨૮ માં કરેલી સૂચનાનુસાર).

| | | |
|---|---|---|
| ૧૦ | હન્ના કેદાર ખ્રિસ્તી | ૩૬૭ |
| ૧૧ | મેરી ભરોમા ખ્રિસ્તી | ૩૬૬ |
| ૧૨ | હેસન ગોવિંદ ખ્રિસ્તી | ૩૬૧ |
| ૧૩ | એલીસાબેત દીસા ખ્રિસ્તી | ૩૫૮ |
| ૧૪ | અંગિના મુળજી ખ્રિસ્તી | ૩૫૭ |
| ૧૫ | મરથા ગોવિંદ ખ્રિસ્તી | ૩૫૬ |
| ૧૬ | અમર ગણા ખ્રિસ્તી | ૩૫૫ |
| ૧૭ | સુમાણ મગળ ખ્રિસ્તી | ૩૫૧ |
| ૧૮ | સુમતીબેન ચંદ્રલાલ ત્રિવેદી | ૩૩૮ |
| અ૧૮ | યુથ્રસ જુલા ખ્રિસ્તી | ૩૩૩ |
| ૧૯ | પેરસીસ જીવા ખ્રિસ્તી | ૩૨૯ |
| ૨૦ | મર્કીનાબેન મહમદભાઇ હાઝમ (ઉર્દુ) | ૩૨૦ |
| ૨૧ | કમળા ગંગાશંકર ભટ્ટ | ૩૧૯ |
| ૨૨ | ક્ષીજીડા બાબર ખ્રિસ્તી | ૩૦૭ |
| અ૨૨ | દીના દેવજી ખ્રિસ્તી | ૩૦૭ |
| ૨૩ | કાશીબેન ભભુતભારથી ગોસાઇ | ૨૯૦ |
| ૨૪ | ધીરજી બીજણ ખ્રિસ્તી | ૨૮૮ |
| ૨૫ | શારદાબેન અમરતલાલ ત્રિવેદી | ૨૮૬ |
| ૨૬ | શારદાબેન મગળભાઇ ત્રિવેદી | ૨૭૦ |

## પંચમહાલ જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | ઠીલડા ભગવાનદાસ ખ્રિસ્તી | ૩૮૯ |
| ૨ | રાહેલ હીરાલાલ ખ્રિસ્તી | ૩૮૩ |
| ૩ | પ્રચ્છા દામોદર નવાડી | ૩૭૭ |
| ૪ | રીબકાર મનજી ખ્રિસ્તી | ૩૭૫ |
| ૪ | રૂથ સોમચંદ ખ્રિસ્તી | ૩૭૫ |
| ૬ | દેની ગંગુ ખ્રિસ્તી | ૩૬૬ |
| ૭ | હન્ના બાવા ખ્રિસ્તી | ૩૬૫ |
| ૮ | ગંગા ટીશા ખ્રિસ્તી | ૩૬૨ |
| ૯ | જયકુંવર નાથાનાએલ ખ્રિસ્તી | ૩૫૪ |
| ૧૦ | ઇસ્ટર દાજી ખ્રિસ્તી | ૩૫૦ |
| ૧૧ | રીબકાડ ખાના ખ્રિસ્તી | ૩૪૯ |
| ૧૨ | ફ્લોરેન્સ વાલજી ખ્રિસ્તી | ૩૪૨ |
| ૧૩ | એોલીટ ગુપ્ત ખ્રિસ્તી | ૩૩૮ |
| ૧૪ | નારા પુરુષોત્તમ ખ્રિસ્તી | ૩૩૩ |
| ૧૪ | મરીઅમ પ્રેમા ખ્રિસ્તી | ૩૩૩ |
| ૧૬ | દિષય મીઠાલાલ ખ્રિસ્તી | ૩૦૧ |
| ૧૬ | તુળસી ગલજી કલગી | ૩૩૧ |
| ૧૮ | દેવી બાપુ ખ્રિસ્તી | ૩૨૮ |

| | | |
|---|---|---|
| ૧૯ | રૂથ પીતાંબર ખ્રિસ્તી | ૩૨૫ |
| ૨૦ | દુર્ગા છેડાલાલ બરુચ | ૩૧૦ |
| ૨૧ | શાંતિ શાહા ખ્રિસ્તી | ૨૯૭ |

## ભરૂચ જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | ચંચળ તીમોથીલાલ ખ્રિસ્તી | ૪૬૨ |
| ૨ | સુંદર શકરલાલ ખ્રિસ્તી | ૪૨૮ |
| ૩ | ચંપાવતી લક્ષ્મીદાસ દરજી | ૩૬૭ |
| અ૩ | નર્મદા ગગનલાલ ચોકસી | ૩૬૯ |
| વ૩ | તારા નાથાલાલ ખ્રિસ્તી | ૩૬૭ |
| ૬ | રાધાબેન શંકરલાલ ભટ | ૩૬૬ |
| અ૬ | વજીબેન, બહાદુરજી ખ્રિસ્તી | ૩૬૬ |
| ૮ | ઉજમબેન દેવચંદ ખ્રિસ્તી | ૩૫૦ |
| ૯ | દીપા જેઠાલાલ ખ્રિસ્તી | ૩૪૨ |
| ૧૦ | મનુ મોટીલાલ ખ્રિસ્તી | ૩૪૧ |
| ૧૧ | પાર્વતીબેન હરગોવિંદ ભટ્ટ | ૩૩૫ |
| ૧૨ | નાથીબેન દેસાઇભાઈ પટેલ | ૩૩૦ |
| ૧૩ | લીલાવતી નારણદાસ ડાગરવાળા | ૩૧૪ |
| ૧૪ | કમળાગૌરી અંબાલાલ ઉપાધ્યાય | ૩૧૩ |
| ૧૫ | ચંદ્રકાન્તા જેશંકર, રાવળ | ૪૦૦ |
| ૧૬ | લલીતા અંબાલાલ શાહ | ૨૯૫ |
| ૧૭ | નીજકોર જગજીવન નાયુકરાવાળા | ૨૭૮ |

## સુરત જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | ચંદ્રકાન્તા આંબારામ ત્રિવેદી | ૪૮૬ |
| ૨ | પ્રભાવતી અમીચંદ ડૉક્ટર | ૪૮૫ |
| ૩ | મગળાબેન મોતીચંદ શાહ | ૩૮૪ |
| ૪ | કાશીબેન નારણજી નાયક | ૩૮૩ |
| ૫ | લીલાવતી ચતુરભાઇ રાઠોડ | ૩૮૧ |
| ૫ | ગંગાબાઇ સદાનંદ ચોન્કેર | ૩૮૧ |
| ૭ | લક્ષ્મીબેન નરસિહદાસ વૈદ્ય | ૩૮૦ |
| ૮ | ડાહીગૌરી દેવશંકર પંડ્યા | ૩૭૮ |
| ૯ | ચંદીકા ધનપ્રસાદ વકીલ | ૩૭૧ |
| ૧૦ | ગજરા જીવણજી દેસાઇ | ૩૬૪ |
| ૧૧ | હીરાવતી દલીચંદ કાપડીઆ | ૩૬૨ |
| ૧૨ | હોમાઇ બેરામશા સરકારી | ૩૬૦ |
| ૧૨ | હીરાબાઇ શાપુરજી મોટકોટીઆ | ૩૬૦ |
| ૧૪ | પાર્વતી ત્રીભોવન જોશી | ૩૫૬ |

# ઈંગ્લિશ લોકોનો ઇતિહાસ*

( મિ. ઈ. જે. એસ. લેના ઇંગ્લિશ પુસ્તકનું ભાષાંતર )

મૅકમિલન અને કંપની, લિમિટેડ,

મુંબઈ.

સર્વ હક સ્વાધીન ] ૧૯૨૮ [ કિંમત ૧-૪-૦

## પ્રસ્તાવના

મિ ઈ જે એસ લેની રચેલી ઈંગ્લૅન્ડના ઇતિહાસની પુસ્તકમાળાના "The English People' નામના પાંચમા પુસ્તકનું આ ભાષાંતર છે રોમન લોકો વિદાય થયા ત્યારથી આજ સુધીમાં વૃદ્ધિ પામી ઈંગ્લૅન્ડ એક મહારાજ્યની સ્થિતિએ પહોંચ્યું અને રાજકારભારમાં, વેપારધંધામાં તથા ધર્મ અને કેળવણીની બાબતમાં અંગ્રેજોએ ઉચ્ચ-સ્થાન ભોગવ્યું તેનો વિગત-વાર અહેવાલ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. ઈંગ્લૅન્ડના ઇતિહાસના મુખ્ય બનાવોની બરોબર તારીખ પ્રમાણે છૂટીછવાઈ આપવાને બદલે એકજ સ્થળે જુદા વિભાગોમાં દર્શાવવામાં આવી છે. આવી ગોઠવણીથી તે વિષેનું જ્ઞાન સહેલાઈથી મળી શકે છે બે વર્ષના અભ્યાસક્રમની દૃષ્ટિને અનુસરી આ પુસ્તક બે ભાગમાં રચવામાં આવ્યું છે

કેટલેક સ્થળે અમુક બીનાઓનું વિવેચન ફરી પાછું કરવાની જરૂર જણાઈ છે, પણ જુવાન વિદ્યાર્થી માટે રચવામાં આવેલા પુસ્તકમાં આ રીતિ દોષરૂપ હોવા કરતા વધારે લાભકારક છે, કારણકે એકની એક હકીકત પાછી વાગોળવામાં આવવાથી તે સારી રીતે મનમાં ઠસી જાય છે આ હેતુથી મિ લેએ પોતાના પુસ્તકમાં પ્રશ્નાવળી, તારીખ, નોંધ, પ્રસિદ્ધ પુરુષોના જીવનવૃત્તાંત, ચિત્રો વગેરે ઘણી સારી રીતે દાખલ કર્યાં છે.

---

* "The English People" By E. J. S. Lay, Rs 1-4-0